# કરણ ઘેલો.

## ગુજરાતનો છેલ્લો રજપૂત રાજા.

### એક વાર્તા.

---

કર્તા

નંદશંકર તુળજાશંકર.

---

આવૃત્તિ પાંચમી.

મુંબઈ:
ઇ૦ સ૦ ૧૮૯૪. વિક્રમાર્ક ૧૯૫૦.

---

મૂલ્ય દોઢ રૂપીઆ.

# પ્રસ્તાવના.



આ પ્રાંતના ઘણા ખરા લોકોને ગૂજરાતી કવિતામાં લખેલી વાર્તાઓ વાંચવાનો ઘણો શોખ છે, પણ હજી સુધી એવી વાર્તાઓ ગદ્યમાં લખાયલી ગૂજરાતી ભાષામાં ઘણી જ થોડી છે, અને જે છે તે લોકોમાં પ્રસિદ્ધ નથી. આ ખોટ પૂરી પાડવાને તથા અંગ્રેજી ગાથા તથા વાર્તાના જેવાં ગૂજરાતીમાં પુસ્તકો તૈયાર કરાવવાને આ પ્રાંતના માજી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મેહેરબાન રસલ સાહેબે મારી આગળ પોતાની મરજી જણાવી તથા એવી એક વાર્તા બનાવવાને તે સાહેબે મને કહ્યું. તે ઉપરથી આ પુસ્તક મેં આસરે ત્રણ વર્ષ ઉપર રચ્યું; પણ કેટલાંએક કારણોને લીધે તેને જલદીથી છપાવવાનું બન્યું નહિ.

જેઓએ **અણહિલપુર પાટણનો** ઇતિહાસ વાંચ્યો હશે તેઓ આ પુસ્તકમાં લખેલી કેટલીએક બીનાથી જાણીતા હશે. કરણ ઘેલા વિષે જેટલી હકીકત ઇતિહાસ ઉપરથી જણાય છે તેમાં બીજી નવી કલ્પિત વાતો ઉમેરીને આ વાર્તાનો વિસ્તાર કીધો છે. જે વખતે આ સઘળી બીનાઓ બની તે વખતે લોકોની રીતભાત કેવી હતી, તેઓના વિચાર કયા પ્રકારના હતા, ગૂજરાતના રજપૂત રાજા, તથા દિલ્હીના મુસલમાન પાદશાહની રાજ્યનીતિ વગેરે કેવી હતી, રજપૂતોના પુરૂષો તથા સ્ત્રીઓનું શૂરાતન તથા જાત અને કુલાભિમાન કેટલું હતું,મુસલમાનોમાં કેટલો જુસ્સો, ધર્માંધપણું, તથા હિંદુઓ ઉપર અને તેઓના ધર્મ ઉપર કેટલો દ્વેશ હતો, એ વગેરે બીજી કેટલીએક હકીકતોનું જેમ બને તેમ ખરે ખરૂં ચિત્ર બતાવી આપવું એ જ આ પુસ્તકનો હેતુ છે. એ હેતુ કેટલે દરજ્જે પાર પડયો છે તેનો નિર્ણય કરવાનું વાંચનારાઓને સોંપીએ છીએ. આ પુસ્તકમાં ભૂત, પ્રેત, વગેરે વેહેમોની વાત આવે છે, તથા કેટલાએક વિષયો ઉપર જુદા જુદા માણસોએ પોતાના અભિપ્રાય જણાવ્યા છે તેઓ સઘળા માનવા લાયક તથા તે વાતો સાચી છે એવો મારો વિચાર નથી. જે વખતે એવી વાતો બની એમ લખ્યું છે તે વખતે તેઓ ઉપર લોકોને ઘણો ભરોંસો હતો, અને એવી મતલબની દતકથાઓ હજી આ પ્રાંતમ

ચાલે છે, તે માત્ર જણાવવી એ જ હેતુથી તેઓને આ પુસ્તકમાં દાખલ કીધી છે, અને જે માણસોએ એ અભિપ્રાય આપ્યા છે તેવા જ તેઓના ખરેખરા હતા તે બતાવી આપવાને તેઓને આ ઠેકાણે પ્રસિદ્ધ કીધા છે.

આવી જાતનું પુસ્તક ગૂજરાતીમાં પહેલું જ છે માટે તેમાં ખામીઓ તો હશેજ; તેને માટે સુજ્ઞ વાંચનારાઓ તરફથી માફી મળવાની આશા રાખું છું. જો આ પુસ્તકથી વાચનારાઓને આનંદ માત્ર થશે તો એ લખવાની મતલબ ઘણે દરજ્જે પાર પડી એમ હું સમજીશ.

નં. ગુ.

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

ા પુસ્તક પ્રથમ પ્રસિદ્ધ થયાને આજે પચીશ વર્ષ થઇ ગયાં છે તેટલા આપણા ગૂજરાતી સાહિત્યમાં કેવો અને કેટલો ફેરફાર આપણી દૃષ્ટિએ છે ? એ 'પચ્ચીશી'માં ગૂજરાતી પુસ્તકનો ટલો વધારો થયો છે ? વાચક ા વિચાર તથા વૃત્તિમાં પણ કેવો મોટો ફેરફાર થયો છે ? આજકાલ ગૂજરાતી ામાં નવલકથા, નાટક, તથા વાર્તાના ઢગલે ઢગલા પ્રસિદ્ધ થાય છે. હજારો ાન ઉગતા ગ્રંથકારોએ પોતપોતાનાં ભાગ્ય પ્રમાણે વધારે અથવા ઓછો યશ ળ્યો છે. કેટલાક વિદ્વાન ગ્રંથકારોએ તો રસિક બોધદાયક પુસ્તકો લખી ાતાનાં યશસ્વી નામ અમર કર્યાં છે, ત્યારે કેટલાક બિચારા તો ઉગતા જ ાથમ્યા છે. તેઓનાં નામ કાળની રેલમાં ક્યારનાં ઘસડાઈ પણ ગયાં છે મને તેમની નામ નિશાની કાંઈજ રહી નથી. કેવળ અસંભવિત, કપોળકલ્પિત, અતિશયોક્તિ તથા મલિન વિકારોથી ભરપૂર વાતો લખવામાં 'નવલકથા'નું ખરૂં સ્વરૂપ ... ાત્ર પરિપૂર્ણ થતુ નથી; તેનું હાર્દસામાન્ય પુરૂષથી સમજાય તેવું નથી. 'નવલકથા'નો મૂળ અર્થ તો માત્ર નવિનવાર્તા અથવા નવિન ચર્ચાતા વિષય ઉપર વાર્તારૂપે વિવેચન એટલોજ થાય છે. કાળક્રમે આ વ્યાખ્યા વિસ્તાર પામતી ગઈ, અને ઇંગ્રેજી ભાષામાં 'રોમાન્સ (Romance) તથા 'નૉવેલ' (Novel) વચ્ચે જે ભેદ છે તે આપણી ભાષામાં રહ્યો નહિ. કોઇ ઐતિહાસિક અથવા સાંસારિક વિષય લઇ તે ઉપર વાર્તારૂપે વ્યાખ્યાન કરવાથી તેવી વાર્તા ઐતિહાસિક અથવા સાંસારિક નવલકથાના વર્ગમાં મૂકી સકાય ખરી, પણ હાલ આપણી ભાષામાં પ્રસિદ્ધ થતાં કેટલાંક વાર્તાનાં પુસ્તકોને 'નવલ-કથા'ની સંજ્ઞા આપવી તે કેવળ ક્ષુદ્ર પુસ્તકોને મહાનપદ આપ્યું ગણાય.

'નવલકથા' લખતી વખતે ગ્રંથકારે ત્રણ વિષય ઉપર વિશેષ લક્ષ આપવું જોઈએ-ભાવ (Idea), આશય (Aim), અને વિષય (Subject). એ ત્રણમાંથી ...મ, ભાવ ઘણો મહાન તથા ગંભીર; આશય ઉચ્ચ તથા શ્રેષ્ઠ; અને વિષય ... તથા ચિરસ્થાયી હોવો જોઇએ. તે પછી 'વસ્તુસંકલના' રચ-વામાં ગ્રંથકારની બુદ્ધિની પરીક્ષા થાય છે પુસ્તકનો બધો આધાર તેના ઉપર જ રહેલો હોય છે. તે જેમ ઉત્તમ મધ્યમ અથવા કનિષ્ઠ તે જ પ્રમાણમાં આખો ગ્રંથ પણ ઉત્તમ, મધ્યમ અથવા કનિષ્ઠ પંક્તિનો ગણાય છે. વસ્તુ રચના પછી સાહિત્યકારોએ પ્રાધાન્યપદ વર્ણનશક્તિને આપ્યું છે. વાર્તાના પ્રસંગમાં આવતા ભિન્ન ભિન્ન સ્થળ, કાળ, વિષય વગેરેનું સરળ ભાષામાં વર્ણન કરવું એ ગ્રંથકારનુ મુખ્ય કર્તવ્ય ગણાય છે. વળી વિવિધ પાત્રજનોના સ્વભા-વનું પૃથક્કરણ કરવામાં પણ ઘણે અંશે તેનું ચાતુર્ય જણાઈ આવે છે. આ સિવાય બીજી ઘણી બાબતો ઉપર વિદ્વાન નવલકથાકારે જોવાનુંછે તે નહિ ગણતાં

# પ્રસ્તાવના.

ચાહોમ' કરીને ઘણા જણો તે ગહન વિષયમાં ઝંપલાવેછે, વાર્તાનાં નકામાં પ્રકટ કરે છે અને ગ્રંથકારના પવિત્ર નામને લાંછન લગાડે છે. નવલકથાને કાંઇ કાલ્પનિક વાર્તા લખી વાચકવર્ગને આનંદ માત્ર આપવાથી સંપૂર્ણ નથી આનંદની સાથે જ્ઞાન આપવું એ પણ સારી નવલકથાનો મુખ્ય હે ઈતિહાસ, તત્વજ્ઞાન, જનસ્વભાવ, શરીરશાસ્ત્ર વગેરે બીજા ગહન વિષયો પણ પ્રસંગોપાત વ્યાખ્યાન કરવાં જરૂરનાં છે. શાસ્ત્રીય પુસ્તકોમ વિષયો ઉપર જે વિવેચન હોય છે તે ઘણું કરી કઠિન ભાષામાં લખાયલાં છે. સાધારણ સ્ત્રી પુરૂષો તે સમજી શકતાં નથી પણ વાર્તાનાં પુસ્તકોમાં તે કઠિન ભાષાનું પ્રયોજન નહિ હોવાથી સરળ તથા રસિક ભાષામાં તે સં[illegible] જ્ઞા વાચકવર્ગને આપી સકાય છે. ઇગ્લાંડના એક નામાંકિત પુરૂષને મા[illegible] છે કે તે ઇમેજી ઈતિહાસ કોઈ ઇતિહાસનાં પુસ્તકમાંથી નહિ, નાટકકાર શેક્સપિયરનાં નાટકોમાંથી જ શીખ્યો. સર વૉલ્ટર સ્કૉટન પણ એ જ પદ્ધતિનાં છે. ઇતિહાસ સિવાય બીજા વિષયોપર પણ સરળ વિવેચન કરવાથી તેનું વ્યવહારિક જ્ઞાન લોકોને મળે ખરૂં; માટે માત્ર આપવાના હેતુથી અસંભવિત તથા મલિનકથાઓ લખ્યાં કરતાં આ આશય ધ્યાનમાં રાખી ઐતિહાસિક અથવા બીજી નવલકથા લખવાથી જન વધારે થાય છે.

આ પુસ્તકની બે આવૃત્તિ સરકાર તરફથી પ્રકટ થઈ ચુકી છે. છે[illegible] આવૃત્તિ ઈ. સ. ૧૮૭૧ માં છપાઈ હતી, ત્યાર પછી આજ ૨૧ વર્ષ થયાં એ પુસ્તકની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ નથી. કેળવણી ખાતાના ઈન્સ્પેકટર મે. જાઇલ્સ સાહેબની ભલામણથી ડાયરેકટર ઑફ પબ્લિક ઈન્સ્ટ્રક્શન મે. ચૅટફિલ્ડ સાહેબે આ ગ્રંથના સ્વામિત્વના અધિકાર અમારે સ્વાધીન કર્યા છે, તેથી તે બન્ને સાહેબનો હું અત્યંત આભારી થયો છું. અસલ પુસ્તકમાં કાંઈ સ્હેજ ફેર કરી આ નવી આવૃત્તિ પ્રસિદ્ધ કરી છે. તેમાં પણ ભૂલચૂક રહી ગઈ હશે જ તે સુજ્ઞ વાચકવર્ગ ક્ષમા કરશે.

આ પુસ્તકમાં અંબાજી જવાના માર્ગનું તથા આબુનું વર્ણન આપ્યું છે તે સુપ્રસિદ્ધ ફૉર્બ્સ સાહેબકૃત રાસમાળામાંથી લીધેલું છે.

છેલ્લે ગુજરાતનાં રાજ્યસ્થાન તરફથી તથા બીજા વિદ્યાવિલાસી ગૃહસ્થો તરફથી મને જે ઉદાર આશ્રય મળ્યો છે તે માટે તેમનો અત્યંત ઉપકાર માનું છું.

મુંબાઈ નગરી.
વિક્રમાર્ક ૧૯૪૯, પોષ-માસ.
તા૰ ૧ જાન્યુઆરી ૧૮૯૩.

**આ. ન.**

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

જગત્‌ના સાહિત્યના ઇતિહાસ ઉપરથી જણાય છે કે નવલ કથા, વાર્તા રસિક અને બોધદાયક કહાણી, ઈતિહાસ તથા તે સિવાય બીજા ગહન વિષયો પણ ગદ્ય કરતાં પદ્યમાં પ્રથમ રચાવવા માંડયા. એક ઇંગ્રેજ લેખક પદ્યને એક મહાન સરની ઉપમા આપે છે અને તેના જલ તરંગમાં મનુષ્યની સર્વ-ગહન તેમ જ સરલ-કલ્પનાને નિબદ્ધ થયેલી કલ્પે છે. ઈશ્વરી નિયમાનુસાર તે સરોવર આખરે ઉભરાઈ-છલકાઈ જાય છે અને તેમાંથી વિવિધ વિષયોની ભિન્નભિન્ન શાખાઓનો પ્રવાહ ચાલે છે. આ પ્રમાણે સર્વે વિષયો પ્રથમ પદ્ય-માં જ રચાતા હતા, પણ કેટલેક કાળે જેમ જેમ મનુષ્યમાં કલ્પના કરતાં બુદ્ધિનું પ્રબળ વધતું ગયું તેમ તેમ પદ્ય કરતાં ગદ્યનો પ્રચાર પણ વધારે થવા લાગ્યો. પ્રથમ તત્વજ્ઞાન જેવા ગહન વિષયો, પછી ઇતિહાસ અને છેવટે નવલકથા પણ ગદ્યમાં પ્રસિદ્ધ થવા લાગી. આપણા ગૂજરાતી સાહિત્યમાં પણ સદેવંત સાવળિંગા, ગજરા મારૂ વગેરે સામાન્ય જન મંડળમાં વંચાતી કહાણીઓ કવિતામાં જ રચાયલી છે, તેમ સામળભટ તથા પ્રેમાનંદની રસિક વાર્તાઓ પણ કાવ્ય રૂપે જ પ્રસિદ્ધ થયેલી છે. ગદ્યમાં લખાયલી નવલકથા આપણી ભાષામાં ઘણીજ થોડી જાણવામાં આવી છે. આ ગ્રંથ પ્રસિદ્ધ થયા પછી ગદ્યમાં લખાયલા અનેક વાર્તાના ગ્રંથો આપણી દૃષ્ટિએ પડે છે; ગૂજરાતી સાહિત્યમાં એક નવોજ યુગ વર્તવા માંડયો છે, અને યુવાન વિદ્વજ્જનોમાં સારા ગ્રંથો લખી ખ્યાતી મેળવવાનો ઉત્સાહ વધ્યો છે. આ સર્વ પરિણામથી જ ગ્રંથકાર પોતાનો મુખ્ય ઉદ્દેશ કંઈક અંશે ફળીભૂત થયેલો માને છે.

આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થતાં જ ખપી જવાથી ચોથી આવૃત્તિ પ્રકટ કરવાની જરૂર પડી તે જ દર્શાવી આપે છે કે આ ગ્રંથને વિદ્યાવિલાસી વાચકવર્ગે કેવા પ્રેમ ભાવથી વધાવી લીધો છે! આ તેમના ઉદાર ભાવને માટે ગ્રંથકાર તેમનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માને છે.

મુંબાઈ નગરી.
વિક્રમ સંવત્ ૧૯૪૯ રામનવમી.
તા૦ ૨૬મી માર્ચ. ઈ. સ. ૧૮૯૩ } મા. નં.

# પાંચમી આવૃત્તિની પ્રસ્તાવના.

એક વર્ષના અલ્પ સમયમાં બે આવૃત્તિયો ખપી જવાથી પાંચમી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની જરૂર પડી છે. ચોથી આવૃત્તિ કરતાં આમાં કાંઈ વિશેષ ફેરફાર કરવામાં આવ્યો નથી. આ ગ્રંથમાં વપરાયલા ફારસી ભાષાના શબ્દો તથા વાકયોની જોડણીમાં મહારા મિત્ર રા. કૃષ્ણલાલ મોહનલાલની મદદ લઈ સુધારો કર્યો છે, એ માટે આ સ્થળે તેમનો ઉપકાર માનું છું, સુજ્ઞ વાચક વર્ગનો તેમના આશ્રય માટે પુનઃ ઉપકાર માનવાની અનુજ્ઞા લઉં છું.

મુંબાઈ.
વિક્રમ સંવત્ ૧૯૫૦ આષાઢી એકાદશી
તા૦ ૧૩ મી જુલાઈ ૧૮૯૪.

આ. નં.

# કરણ ઘેલો.

## ગૂજરાતનો છેલ્લો રજપૂત રાજા.

### પ્રકરણ ૧ લું.

એક ભાટના કવીત ઉપરથી જણાયછે કે, ગૂજરાત એટલે ગુર્જર દેશમાં સંવત ૮૦૨ એટલે ઇસવી સન ૭૪૬ના વર્ષમાં એક શેહેર સ્થાપવામાં આવ્યું હતું. મહા વદ સાતમને શનિવારે પાછલા પહોરના ત્રણ વાગતે વનરાજનો હુકમ જાહેર થયો. જ્યોતિષ વિદ્યામાં ઘણા પ્રવીણ એવા જૈન માર્ગના જોશીઓને બોલાવી પ્રશ્ન કીધો, તે વખતે તેઓએ એ શેહેરના જન્માક્ષર તપાસીને પ્રકટ કીધું કે ઇસવી સન ૧૨૯૭મા તે નગરનો નાશ થશે. આ નવા શેહેરનું નામ અણહિલપુર પાટણ પાડ્યું. હમણા તે પાટણ અથવા કડીપાટણ એ નામથી ઓળખાય છે. પાટણ શેહેરને હમણા જ્યારે જોઇએ છીએ ત્યારે ત્યાં આગળ પૂર્વે એક મોટું તથા આબાદ શેહેર હતું એની ઘણી જ થોડી નિશાની માલમ પડે છે. શેહેરના કોટની આસપાસ ઊંડું ખોદતાં કોતરેલા આરસના પથ્થર નિકળે છે. વળી ત્યાંના રજપૂત રાજાઓએ વાવ, કુવા, તળાવ, દેહેરાં વગેરે બાંધેલાં તેઓ ઉપર કાળચક્ર ફરવાથી, મુસલમાન લોકોના ધર્માંધપણાથી, તે સ્થળે ઘણીએક લડાઇઓ થવાથી, તથા મરાઠાઓના અજ્ઞાનપણા અને પૈસાના લોભથી જે તેઓમાંનાં થોડાંએક બચેલાં છે તેઓ ભાંગીતુટી અવસ્થામાં હમણા નજરે પડે છે; તો પણ એ તો નિશ્ચય કે, એ શેહેર આજથી ૭૦૦ વર્ષ ઉપર એક મોટા રાજાની રાજધાની હતું તેનાં મહત્વ તથા શોભાવિશે ઘણાએક કવિઓ તથા ઇતિહાસ કર્તા લખી ગયા છે. કુમારપાળ ચરિતના લખનારે એ શેહેરનું નીચે પ્રમાણે વર્ણન કીધું છે:—

"અણહિલપુરનો ફરતો ઘેરાવ ૧૨ કોસનો હતો; અને તેમાં ઘણાંએક દેવાલય તથા વિદ્યાશાળા હતી. ચોરાસી ચકલા, ચોરાસી ચૌટાં, અને તેમાં સોનાના તથા રૂપાના સિક્કા પાડવાની ટંકશાળ હતી. પ્રત્યેક વર્ગના લોકોને

વાસ્તે જુદાં જુદાં ઠેકાણાં હતાં. તેમજ હાથીદાંત, રેશમી કાપડ, હીરા, મોતી, માણેક વગેરે વ્યાપારની વસ્તુઓ વેચવાની જુદી જુદી જગા હતી. નાણાવટીનું એક જુદું ચૌટું હતું; નહાતી વખતે ચોળવાની તથા સુગંધીદાર વસ્તુઓનું એક ચૌટું, વૈદોનું એક કારીગરોનું એક, સોનીઓનું એક, રૂપાના ઘાટ ઘડનારાઓનું એક, ખલાસીઓ, ભાટ તથા વહીવંચાઓનું એક. એ પ્રમાણે જુદાં જુદાં ઠેકાણાં હતાં. નગરમાં અઢારે વર્ણનો વાસો હતો અને સઘળા લોકો ઘણા સુખી હતા. રાજાના મેહેલને લગતાં જુદાં જુદાં ઘણાંએક ઘરો હતાં. લડાઈનાં હથિયારોને વાસ્તે, હાથી, ઘોડા, રથને વાસ્તે, તથા હિસાબી મેહેતાઓ અને દરબારી અમલદારોને વાસ્તે જુદાં જુદાં ઘર હતાં. પ્રત્યેક જાતની વ્યાપારની જણસને માટે જુદા જુદા ફુરજા હતા. ત્યાં માલની આવક જાવક તથા વેચાણનું મેહેસૂલ વસૂલ કરવામાં આવતું હતું. માલમાં તેજાના, ફળ, કરિયાણાં, કપૂર, ધાતુઓ તથા તે શેહેરની અને બીજાં શેહેરોની પેદાશની હરેક કિમતી વસ્તુઓ હતી. આખા જગતનો વ્યાપાર આ શેહેરમાં ચાલતો હતો દરરોજ એક લાખ તનખા મેહેસૂલ ઉપજતી હતી. જો કોઈ પાણી માગે તો તેને દુધ આણી આપવામાં આવતું. ત્યાં ઘણાએક જૈન ધર્મના દેહેરાં હતાં; અને એક તળાવને કાંઠે સહસ્ત્રલિંગ મહાદેવનું દેવાલય હતું ચંપા, નાળીએરી, જાંબુડા, ચંદનવૃક્ષ, આંબા વગેરે ઝાડોની ઘટા નીચે લોકો આનંદથી ફરતા. એ ઝાડોને વિંટલાયલા જાતજાતના વેલાઓ હતા; અને તેઓની પાસે અમૃત જેવાં મીઠા પાણીના કુંડ હતા. ઇહાં વેદ ઉપર વાદ થતો હતો, અને તેથી શ્રોતાજનોને ઉપદેશ થતો હતો; ત્યાં જૈન માર્ગના ધર્મોપદેશકોની તથા એકવચની અને વ્યાપારના કામમાં પ્રવીણ એવા વ્યાપારીઓની ખોટ નહતી. વ્યાકરણશાળા પણ ઘણી હતી. અણહિલપુર માણસનો સાગર હતું; જો એક મહાસાગરનું પાણી માપી સકાય તોજ ત્યાં રહેનારા માણસોની સંખ્યા ગણી સકાય. લશ્કર પણ ઘણું હતું, અને ઘંટવાળા હાથીઓની પણ કાંઇ કસર નહતી."

ઉપલા વર્ણનમાં ઘણીએક અતિશયોક્તિ છે ખરી, તોપણ એટલું તો ખરૂં કે અણહિલપુર પાટણ એકવાર ઘણું દ્રવ્યવાન, મોટું તથા શોભાયમાન શેહેર હતું. ઇસવી સન ૧૨૯૬ અથવા સંવત ૧૩૫૨ ના આશ્વિન સુદ ૯ એટલે જે દિવસે આપણી વાતનો આરંભ થાય છે, તે દિવસે તે શેહેરમાં બ્રાહ્મણવાડો ઘણો રળિયામણો દેખાતો હતો. ઘેરઘેર બારણે તોરણ બાંધેલાં હતા. આંગણાં આગળ

સુંદર રંગના સાથિયા પુરેલા હતા; રસ્તામાં લોકો ઘણા આનંદથી હરફર કરતા હતા બ્રાહ્મણો ધોતિયું, અંગવસ્ત્ર તથા પાઘડી અને કેટલાએક તો ટોપી પણ પહેરીને ઘણી ઝડપથી કાંઇ અગત્યના કામને અર્થે જતા હોય તેમ ચાલ્યા જતા હતા. તેઓએ કેટલીએક મુદ્દત થયાં હજામની સાથે ભારે દુસ્મની કીધી હોય એવું તેઓનાં મ્હોં ઉપરથી જણાતું હતુ. ચોમાસું બેસવાની થોડી વખત પહેલાં જ્યારે ખેતરોમાં ઘરડા ખૂંપરા કાઢયા નથી હોતા તે વખતે તે ખેતર જેવાં જણાય છે તેવાં તેઓનાં માથાં, દાહાડી તથા ગાલ હતા. એવા કેટલાએક બ્રહ્મદેવો તે બ્રાહ્મણવાડામાં એક મોટી હવેલીમાં જતા હતા. તે હવેલી ઘણી મોટી તથા શોભીતી હતી. તેને ચાર માળ હતા; અને તેનો બહારનો દેખાવ ઘણો ભભકાદાર હતો. તેને ફરતો મોટો કોટ હતો; તેની એક બાજુએ એક મોટો દરવાજો હતો; અને તે ઉપર એક મેડી હતી. તેમાં તે દહાડે નોબત તથા શરણાઈ વાગી રહી હતી; દરવાજામાં પેસતાં જ એક ખુલ્લું મેદાન હતુ. તેમાં ઘણાજ ખૂબસુરત સાથિયા પુરેલા હતા. તે ચોગાનની ચારે બાજૂએ ઉપર ફરતી અડાળી હતી, તેમાં એક તરફનીમાં હાથી, ઘોડા, રથ વગેરે વાહનો રાખવામાં આવતાં હતાં. એક તરફ ગામના પટેલ, વાણિયા વગેરે બીજા લોકો જેઓ, રાજા પાસે ઇનસાફ માગવા આવતા હતા તેઓ પડી રેહેતા હતા, એક તરફ કારકુન, દફતર, ઇત્યાદિ હતાં, અને ચોથી તરફની અડાળીમાં દેવડી, એટલે સિપાઇ, ચોકીદાર વગેરેને બેસવાની જગા હતી. એ દેવડીમાં છ ફીટથી ઉંચા, શરીરે મજબૂત, વિક્રાળ મ્હોંના, માજરી આંખના, અને ભુરા નીમાળાવાળા, કરણના વંશના કહેવડાવનારા કાઠી લોકો હતા. શરીરે ઠીંગણા પણ બાંધાદાર અને કમરે તીરકામઠાં બાંધેલા કોળી; કાળા, જુસ્સાવાળા, લૂંટનો ધંધો કરનારા અને લડાઇમાં બહાદુર એવા ભીલ લોકો; અને ઉપલા લોકો કરતાં નરમાશવાળા ચેહેરાના, સુધરેલી સ્થિતિના, તોપણ શૂરા રજપૂત સિપાઇઓ બેઠા હતા. ચોગાનની વચ્ચોવચ હવેલી તમામ પથ્થરની હતી, અને તેની ભીત ઉપર ઝાડ, ફુલ, જાનવરો, માણસો વગેરે કોતરેલાં હતાં. બારીઓ અગરજો નીચી હતી તોપણ તેઓ આગળ પડતી હતી; અને તેથી જે રવેશ થયા હતા તેની નીચે ટેકા ઘણાજ નકશીદાર હતા. પેહેલા ઓરડા–એટલે પરસાળ–માં માળ ઉપર જવાની પથ્થરની સીડી હતી, અને તેમા ઘણાએક ઘરના ચાકરો બેસી ગપાટા સપાટા મારતા હતા.

એ પરસાળ મુકયા પછી જે ઓરડો હતો તેની વચમાં એક મોટો ખુલ્લો ચોક હતો, અને તેની ચારે બાજૂએ બેઠક હતી. વચલા ચોકમાં કેળના સ્તંભ દાટેલા હતા, તથા વચમા વચમાં હજારી રાતા તથા પીળા ગલગોટાના રોપા ખોસેલા હતા. બેઠકના થાંભલાની વચ્ચે આંબાનાં પાતરાંનાં તોરણ બાંધેલાં હતાં, અને બીજા કેટલાએક ઠાઠમાઠથી તે જગા એક વૈકુંઠના ધામ જેવી લાગતી હતી. ચોકની મધ્યે એક મોટો કુંડ કરેલો હતો, અને તેની આસપાસ બ્રાહ્મણો ઉઘાડે માથે બેઠેલા હતા. બેઠકમાં એક તરફ તમામ બાયડીઓ અને બીજી તરફ ભાયડાઓ બેઠેલા હતા. ત્રીજી તરફ રાજાના અંગના માણસો અને ચોથી તરફ આડોસી પાડોસીઓ જુદાજુદા વિષયો ઉપર વાત કરી તથા ઘણીએક વખત નીચે જે કામ ચાલતું હતું તે ઉપર ધ્યાન આપી કાળ ગમન કરતા હતા. તે દહાડે નવરાત્રીનો છેલ્લો દિવસ હોવાથી માતાનો હવન તે વખતે થતો હતો; બ્રાહ્મણો ઘણા જોરથી ચંડીપાઠના મંત્ર ભણતા હતા તેથી આખા દીવાનખાનામાં જે શોર થઇ રહ્યો હતો, જે તલની આહુતી આપવામાં આવતી હતી તે અગ્નિમાં પડતાંજ તડાતડ અવાજ થઇ બાહાર પડતા હતા, લીલોતરી તથા સહેલથી બળે નહિ એવી વસ્તુઓ અગ્નિને અર્પણ કરતાં જ તેમાંથી જે ધુમાડાના ગોટેગોટા નિકળી સર્પાકારે ઊંચે ચઢી સ્વચ્છ આસમાની રંગના આકાશ જોડે મળી જતા હતા, વખતે વખતે મોટા મોટા સર્વા ઘીએ ભરીને કુંડમાં રેડતા ત્યારે જે મોટા તાપના ભડકા થતા હતા, તેમજ એક તરફ નાગરની નાજુક તથા રૂપાળી સ્ત્રીઓ સુંદર વસ્ત્ર તથા આભૂષણ સહિત બિરાજેલી હતી, અને તેમની સામે મોટાં પાઘડાંવાળા પણ ગૌર વર્ણના અને ખૂબસૂરત નાગર ગૃહસ્થો તથા બીજા પુરૂષો બેઠા બેઠા પાનસોપારી ખાતા હતા, એ સઘળાઓની વાતચિતથી જે ગણગણાટ થઈ રહ્યો હતો, એ સર્વની તો કલ્પના માત્ર થઈ સકે. પણ યથાસ્થિત બ્યાન કરવાને તો કોઇ કવિરાજ અથવા ચિત્રવિદ્યામાં કુશળ પુરૂષ જરૂર જોઇએ.

જે ઠેકાણે ગામોના પટેલ બેઠા હતા ત્યા સૌથી કદાવર તથા દેખીતો હોશિયાર ભાણો પટેલ હતો. તે જાતનો કણબી હતો, અને તેને પટેલાઈમાં રાજાની તરફથી ઘણાં વીઘાં જમીન મળેલી હતી, તે સિવાય તે ઘણાંએક પરગણાંઓ ઇજારે રાખી તેઓની આમદની વસૂલ કરી રાજાને સાં ભરતો. તેની ઉમર આસરે ત્રણ કુંડી વર્ષની હતી, પણ

"સાઠી બુદ્ધિ નાઠી" એ કેહેવત તેણે જુઠી પાડી હતી. તેનું શરીર ખાધેલ પીધેલ હતું; અને તેનું મન તેની જુવાનીના વખત જેવું જ તીવ્ર હતું, એટલુંજ નહિ પણ પ્રત્યેક વર્ષના અનુભવથી તેની અક્કલમાં વધારો થયાં કરતો હતો. તે સિવાય પાછલા વખતના રાજાઓ ખેડુતની સાથે કેવી રીતે ચાલતા હતા, તેઓના વખતમાં જમીનનો દર કેટલો હતો. તથા તે કેવી રીતે વસૂલ કરવામાં આવતો હતો, એ વગેરે જમીન સબંધી તમામ હકીકત તેની યાદદાસ્તના ખજાનામાં ભરેલી હતી/ તેની સામેની બેઠકમાં જેહાશા નામે શ્રાવક વ્યાપારી ઉંચી તથા માનવાળી જગાએ બેઠો હતો. એ શખ્સ લાખો રૂપિયાનો વ્યાપાર જમીન ઉપર તથા દરિયા ઉપર ચલાવતો. તેની પેહેડીઓ ગામેગામ હતી. તેની સાખ એટલી તો હતી કે તેને નામે જંગલમાં પણ રૂપિયા મળી સકે. તેનાં વહાણો દેશાવર ખાતે ઘણાંએક ફરતાં અને તેની દોલત લાખો તથા કરોડોથી ગણાતી. મુખમુદ્રા જોવાથી જેઓ માણસના ગુણ, બુદ્ધિ તથા સ્વભાવની પરીક્ષા કરેછે તેઓ જેહાશાનું મ્હાં જોઇને ઘણું ગુંચવાયા વિના રહે નહિ. પૈસા મેળવવાને તથા તેને સાચવી રાખવાને અને વ્યાપાર બરોબર ચલાવવાને જે અક્કલ જોઇએ છે તે તેની શિકલ જોતાં તેનામાં છે એમ શોધી કાઢવું મુશ્કેલ હતુ તેનું શરીર એટલું તો જાડું હતું કે જો તે એકાએક મરી જશે તો તેને ઉંચકી શી રીતે લઈ જવાશે એ વિશે તેની ન્યાતના લોકોને ભારે ફિકર હતી. તેમાં ચરબી એટલી તો હતી કે તેનું પેટ ઝુલી ગયું હતું, અને તેના વાટા એવા તો મોટા અને ઉંડા હતા કે. જો કોઈ નાની વસ્તુ તેમા ભરાઈ જાય તો વર્ષોના વર્ષો સુધી તેમાં રહે અને તે તેના જાણ્યામા પણ ન આવે. તેની બોચી આગળ એક એવો જાડો વાટો વળ્યો હતો કે હજામત કરાવતી વખતે હજામને તેને ઉંચકી બોડતાં ઘણી મુશ્કેલી પડતી હશે. તેનું મ્હો પણ તેવું જ મોટું હતુ તેની આંખ ખાડામાં પેસી ગયલી તથા ઝીણી હતી, અને વારેવારે પલકારા માર્યાં કરતી તે ઉપરથી જણાતું કે તેને સોનું રૂપું જોવા ઉપર ઘણી પ્રીતિ હતી. એવો જેહાશા તે વખતે હીરા મોતીનાં ઘરેણા પેહેરીને બેઠો હતો. તે આદિનાથનો ભક્ત હતો તેથી માતાના હવન ઉપર તેને કાંઈ આસ્થા ન હતી, તથા તે જોવાથી અને બ્રહ્મ વચન સાંભળવાથી પરલોકમાં સુખની પ્રાપ્તિ થશે એમ તે માનતો ન હતો, તોપણ ઘરધણીને માત્ર ખુશ કરવાની મતલબથી તે ત્યાં આવી બેઠો હતો.

ને જવાબ દીધો, "યજમાનરાજ ! આવી વાત તમે કોઈ દહાડો મારી આગળ કીધી નથી, અને આજે આવાં વચન તમારા મ્હોંમાંથી નીકળેલાં સાંભળીને મને ઘણું આશ્ચર્ય લાગેછે, અને તમારી મતિ કાંઇ બદલાઇ હોય એમ મને લાગેછે; અને જ્યારે આપ જેવા પુરૂષની મતિ બદલાઇ ત્યારે આગળ કાળ કેવો આવશે તેનો મોટો ભય રહેછે. જે મોટી આદ્યશક્તિ, જેથી આખા વિશ્વની ઉત્પત્તિ, એવી અંબાભવાની તથા સઘળા જગતની માતા તેના હવનમાં મે જાણી જોઇને ગફલત કીધી એવી શંકા પણ મારી આખી જીંદગીમાં આજે જ મારે માટે આવીછે. તમે જાણોછો કે જગતમાં જે સઘળા દેવોછે તેઓ કળિયુગમા ઊંઘી ગયલા છે. જાગતીજોત અંબામાતા છે; તેનો પરતો કેટલોછે તે સઘળાને માલમ પડેછે. માતાનાં રૂપ જુદેજુદે વખતે જુદાંજુદાં દેખાયછે એ સિવાય બીજા ઘણા ચમત્કાર ત્યાં જોવામાં આવેછે. અમથા અપશબ્દ બોલવામાં પાપ છે ખરૂં, પણ માતાની આગળ ભવાઇ કરતી વેળા નિર્લજ શબ્દો બોલવામાં જાત્રાળુઓ પાપ ગણતા નથી. આપણા લોકોના ધર્મમાં મદ્યપાન કરવાનો પ્રતિબંધ કીધેલો છે, છતાં પણ દેવીભકતો તેનું પાન કરે છે વળી કોઈપણ પ્રકારની હિંસામાં મોટામાં મોટું પાતક આપણા ધર્મશાસ્ત્રમાં ગણેલું છે, તોપણ માતાના ધામમા બકરાં, મુરઘા, પાડા વગેરેનું બળિદાન કરવામા આવે છે; અને એથી પણ વધારે આશ્ચર્યકારક વાત એ છે કે, એ પ્રમાણે વધ કીધેલાં પ્રાણી પ્રસાદની માફક વેંહેંચી લેવામાં આવે છે; અને ઘણાએક શખ્સો જેઓ બીજી કોઇપણ વખતે માંસ ભક્ષ કરતા નથી તેઓ આવે પ્રસંગે દેવીને પ્રસન્ન કરવાને માટે પોતાના બાપદાદાનો સંપ્રદાય તોડે છે; અને ધર્મશાસ્ત્રને પણ એક બાજૂએ મુકેછે. અંબાભવાનીની યાત્રા કરવા લોક જાય છે ત્યારે તેઓને કેટલી હોશિયારી રાખવી પડે છે? તેલ તો ત્યાં મુદ્દલજ વપરાય નહિ માતાના ધામ આગળ કોઈ દુરાચરણે વર્તે તો તેનાં માઠાં ફળ તેને તત્કાળ મળ્યાવિના રેહેજ નહિ. માતાના કામમાં વર્ષોવર્ષ જે પ્રમાણે કરવામાં આવતું હોય તેમાં જો જરા પણ ફેરફાર કીધો તો માતાજી કોપાયમાન થાયછે, અને એ પ્રમાણે કોઇ બદલનારને કોઇ પણ પ્રકારે શિક્ષા થયા વિના રેહેતી નથી. નવરાત્રના નવ દહાડા સમીસધ્યાએ માતાજી પોતાની સહિયરોને સાથે લઇ રથમાં બેશી આકાશ માર્ગે જાય છે, તે વખતે ઉઘાડે માથે જો કોઇ અગાસી, ચોક અથવા બીજી ખુલ્લી જગામાં બેસે તો તેના માથા

ઉપરથી તે રથ ફરીજાય, અને તેને તે વર્ષમાં કાંઇ રોગ થયા વિના રેહે નહિ. એ સિવાય માતા આગળનો દીવો તથા તેને લગતી ઘણી એક વસ્તુઓમાં હોશિયારી રાખવાની છે. આ પ્રમાણે હું દેવીનું મહાત્મ તથા પરતો જાણું છું તે છતાં હવન કરવામાં ગડબડ કરૂં એ વાત કાંઈ સંભવિત છે? બાપજી! તમે બ્રાહ્મણના રળતરની વાત કહી તે સાંભળીને મારૂં હૈયું ઉભરાઈ આવે છે. બ્રાહ્મણોના તો દાહાડા ગયા, અને તેઓની કમાઈ સૂકાઇ ગઇ. શી વાત કેહેવડાવો છો? બાપજી, બ્રાહ્મણો બિચારાનું હમણા કાંઇ વળતુ નથી. યુગ બદલાઇ ગયો. રાજા અને પ્રજા એ બંનેમાંથી ભક્તિ ઉડી ગઇ. પરમેશ્વર ન કરે પણ રાજની ખરાબી એ પાપને લીધે થશે. લાહોર, દિલ્હી તરફ મ્લેચ્છ લોકો હિંદુ રાજાને ધુળધાણી કરતા જાય છે. એજ પાપે સોમનાથ મહાદેવનું ખંડન થયું; અને આ દેશના રાજાની પણ ઘણી દુર્દશા થઈ. પણ હજી આગલા રાજાનાં સુકૃત આડાં આવે છે, અને તેથી દેશનું રક્ષણ થાય છે. તમારા સરખા ગો બ્રાહ્મણ પ્રતિપાળ પ્રધાનજી છો એટલે આ રાજ્યમાના બ્રાહ્મણોને બેશક લાભ છે જ. આગલા રાજાની તો શી વાત થાય? સાંભળો મહારાજ, હું એક દૃષ્ટાંત આપું.

જ્યારે મૂળરાજ વૃધ્ધ થયો ત્યારે તેનાં પાપથી મુક્ત થવાને તથા શુદ્ધિ પ્રાપ્ત કરવાને તે શ્રીસ્થળ (સિદ્ધપુર) ગયો. બધા તીર્થમા શ્રીસ્થળ વધારે પવિત્ર ગણાય છે. તે લક્ષ્મી આપનાર છે, અને જે તેને જોય છે તેનો ઉધ્ધાર થાય છે. ગયાજીથી સ્વર્ગ ત્રણ યોજન આઘું છે, પ્રયાગથી દોઢ યોજન છે, પણ શ્રીસ્થળ જ્યાં સરસ્વતી નદી પૂર્વ તરફ વહે છે ત્યાંથી તો તે એકજ હાથ આઘું છે એમ લોકો માને છે. એ તીર્થે તેણે સઘળાં પવિત્ર સ્થળોથી બ્રાહ્મણોને બોલાવ્યા. જ્યા ગંગા અને યમુનાનો સંગમ થાય છે ત્યાંથી એકસો ને પાંચ બ્રાહ્મણ આવ્યા; સો સામવેદી ચ્યવનાશ્રમમાંથી આવ્યા, બસેં કન્યાકુબ્જમાથી; સૂર્યસરખા તેજસ્વી સો કાશીથી; બસેં ને બોતેર કુરૂક્ષેત્રથી; ગંગાદ્વારથી સો; નૈમિષારણ્યથી સો; અને કુરૂક્ષેત્રથી વળી વધારે એકસો બત્રીસ આવ્યા. રાજાએ બ્રાહ્મણોની આગળ સાષ્ટાંગ દંડવત્ કીધા, અને તેઓએ તેને આશીર્વાદ દીધો. પછી હાથ જોડીને રાજા બોલ્યો: "તમારી કૃપાથી જન્મ લીધાનો લાભ મને મળ્યો. મારી આશા હવે પૂર્ણ થશે, માટે અરે બ્રાહ્મણો, કૃપા કરીને મારૂં રાજ, ધન,

હાથી, ઘોડા, ઇત્યાદિ જે ઇચ્છામાં આવે તે લો. હું તમારે શરણે છું, અને તમારો દાસ છું." બ્રાહ્મણો બોલ્યા; "રાજાધિરાજ, અમારાથી રાજ ચલાવી શકાય નહિ, ત્યારે તેનો નાશ કરાવવા શા સારૂ અમે તે લઇએ. જમદગ્નિના પુત્ર પરશુરામે ક્ષત્રિયો પાસેથી બળાત્કારે પૃથ્વી લઇ બ્રાહ્મણોને એકવીશવાર આપવા માંડી, પણ બ્રાહ્મણોએ તે લીધી નહિ." રાજા બોલ્યો: "હું તમારૂં રક્ષણ કરીશ. તમે તમારૂં ખટકર્મ કરો, અને કાંઇ ચિંતા ન કરો." બ્રાહ્મણો બોલ્યા: "પંડિતો કહી ગયા છે કે જેઓ રાજા પાસે રેહે છે તેઓના ઉપર વિપત્તિ આવી પડે છે. રાજાઓ અહંકારી, કપટી, તથા સ્વાર્થી હોય છે, માટે રાજાધિરાજ જો તમારી દાન કરવાની ઇચ્છા હોય તો આ મોટું તથા રમણિય શ્રીસ્થળ અમને આપો એટલે અમે ઇહાં સુખેથી રહીશું. જે સોનું, રૂપું, હીરા વગેરે બ્રાહ્મણોને આપવાં હોય તે સઘળું એ શેહેરને શોભાયમાન કરવાને ખરચો." રાજા આ વાત સાંભળી ઘણો ખૂશ થયો, અને તેઓને પગે પડીને ગાય, સોના હીરા વગેરેના હાર ટાંગેલા રથ, તથા બીજી દક્ષણાની સાથે શ્રીસ્થળ આપ્યું. વળી મૂળરાજે દશ બ્રાહ્મણને દક્ષણા સહિત સુંદર તથા દ્રવ્યવાન સિંહપુર (સિહોર) ગામ આપ્યું. સિદ્ધપુર અને સિહોરની પડોસમાંનાં બીજાં કેટલાંએક ગામો તેણે બીજા બ્રાહ્મણોને આપ્યાં. વળી તેણે સોમવલ્લીમાં મગ્ન રેહેનારા ૭ બ્રાહ્મણોને સાઠ ઘોડા સહિત સ્તંભતીર્થ (ખંભાત) આપ્યું. સિદ્ધરાજે આ બક્ષિસ મંજુર કીધી; અને બાલાક (ભાલ) દેશમાં સો ગામ બ્રાહ્મણોને આપ્યાં. તે વખતે સિહોરની આસપાસ વાઘ અને બીજાં પ્રાણઘાતક પશુઓનો ભય હતો તેથી બ્રાહ્મણોએ તેને બદલે ગૂજરાતમા રેહેવાની રજા માંગી, ત્યારે રાજાએ તેઓને સાબરમતી નદી ઉપરનું આશાંબીલી ગામ આપ્યું, અને સિહોરમાંથી જેટલું અનાજ લઈ ગયા તેટલા ઉપરથી દાણ માફ કીધુ. ધન્ય છે એ રાજાઓને તથા તેઓના માતાપિતાને તેઓએ તો પોતાના દેહનું સાર્થક કીધુ. તેઓ તો ચોરાસી લાખના ફેરામાંથી ટળ્યા. હમણા તેઓ આકાશમાં તારા થઇ પ્રકાશતા હશે." એટલી વાત કહી વિજયાદત્ત મહારાજ મોટો નિશાસો મુકી ચુપ રહ્યા.

બ્રાહ્મણનું એટલું દુ:ખ સાંભળીને ભાણા પટેલથી પોતાનું તથા બીજા ખેડુત લોકોનું દુ:ખ કહ્યાવિના રેહેવાયું નહિ. તે બોલ્યો, "ભાઈ, એકલા બ્રાહ્મણની જ અવસ્થા આવી થઈ એમ નથી. ખેડુત લોકોની દશા પણ

કાલને સમયે સારી નથી. હોણુ વરસાદ જોઈએ તેટલો આવ્યો નથી, તેથી પાક પણુ વર્ષોવર્ષ જેવો થયો નથી, તે છતા પણુ ઊંગરાતદાર મેહેનો કેહેછે કે દરબારી ભાગ મારી કોટીને લીધામાં આવશે. અમારા ઉપર કાંઈ થોડો જુલમ છે? ગામની ખળીમાં અમારૂં અનાજ ભરવાની શરતે અમને કાપણી કરવા દેછે. જુદા જુદા માલીક તેઓના અનાજના જુદાજુદા ઢગલા કરે છે. બળદવડે અનાજ જુદું પાડે છે. પછી જમીનદાર, પટેલ, કારભારી, અનાજ માપનારા વાણિયા, ખેડુત અને ચોકીદાર એ સઘળા ખળીમાં એકઠા થાય છે પેહેલાં તો અનાજનો ચાળીશમો ભાગ રાજાનો જુદો કાઢે છે. પછી તેથી કાંઈ થોડું કારભારીને માટે, રાજાના પાટવી કુંવરના ખાનગી ખરચને વાસ્તે, ગામના ચોકીદારને, અનાજ માપનાર વાણિયાને, ગામના પટેલને, દેવી અથવા વિષ્ણુના દેવસ્થળને વાસ્તે, તળાવને સારૂ, કુતરાને માટે અને એમ બીજા ઘણાએકને આપવામાં આવે છે, જ્યારે માપવાનું કામ પૂરૂં થાય છે ત્યારે ખેડુત જોરથી ટોપલા ઉપર હાથ નાંખે છે, અને કેહે છે કે હવે બસ થયું. બાકી જેટલું અનાજ રહ્યું તે ખેડુત તથા જમીનદાર બરાબર હિસ્સે વેહેંચી લેછે. એટલું થોડું ખેડુતને મળે છે. તે છતાં પણ જ્યારે રાજાને કુંવરી પરણાવવી હોય, અથવા એવો બીજો અગત્યનો ખરચ કરવો હોય, ત્યારે ખેડુત ઉપર ફાળો નાખે છે. વળી રાજકુટુંબના વહીવંચા ભાટને અથવા કોઇ ભિક્ષુકને હરેક હોળ ઉપર જુજવી કર કરી આપે છે, અથવા ખળીમાંના અનાજના ઢગલામાંથી કેટલાંએક માપાં અનાજ લેવાનો હક કરી આપે છે. એ પ્રમાણેનો કર એક વર્ષ લેવામાં આવે છે, અથવા વર્ષોવર્ષ ચાલુ રાખે છે. કોઇએક ગામની આમદનીમાંથી કેટલાએક રૂપિયા વસૂલ કરી લેછે. ખેડુત લોકોની સારા વર્ષમાં પણ જ્યારે આવી અવસ્થા છે, ત્યારે વરસાદની અછતને લીધે જ્યારે પાક ન થાય ત્યારે તો તેઓનું પુછવુંજ શું? મંત્રી કેહે છે કે કાંઇ પણ છૂટ મૂકવામાં આવશે નહિ, તમે રાજા આગળ જઇને નાનાં છોકરાંની પેઠે રડશો તથા કાલાવાલા કરશો અને પંચ માગશો તોપણુ તમારી વાત ઉપર કોઈ ધ્યાન આપવાનું નથી. તેનો વિચાર એવો છે કે રૈયતના ઉપર જરા પણ દયા કરવી નહિ; અને એ વિચારને તે મજબૂતી આપવાને વારેવાર આ કેહેવત કહ્યાં કરે છે કે 'રૈયત રાજા રામચંદ્રની પણુ થઇ નથી.' પણુ બાપજી, એ પ્રમાણે નથી. રૈયત તો રાજના સ્તંભ છે; રૈયતવડે જગત જીવે છે; અને રૈયત સારાં કામની કદર જાણુનાર છે.

બાપજી! તમે તો જાણતા હશો કે, **ભીમ**દેવના રાજમાં એક વર્ષ વરસાદ ન થયો તેથી ડંડાહી તથા **વિશો**પાક ગામના કુટુંબિક (કણબી) રાજાને તેનો અનાજનો ભાગ આપી સકયા નહિ. તે વખતે રાજાએ તપાસ કરવાને તે ગામો ઉપર એક મંત્રી અથવા મેહેતાને મોકલ્યો. તેણે તમામ મિલકતવાળા ખેહુતને પકડીને રાજધાનીમા લાવી રાજા આગળ રજૂ કીધા. રાજાનો પાટવી કુંવર **મૂળરાજ** સત્યવાદી તથા એક વચની હતો. એક દિવસે સવારે રાજાના એક ચાકરને સાથે લઇને તે ફરતો હતો તે વખતે તેણે આ સઘળા લોકને ભયભીત થઈ માંહોમાહે બબડતા સાભળ્યા. તરત તેણે ચાકરની મારફતે ખબર કઢાવી, અને તેઓની હકીકત સાભળીને તેને એટલી તો દયા આવી કે તેની આંખમા આસુ આવ્યા. એકવાર **મૂળરાજે** અશ્વવિદ્યામાં એટલી તો કુશળતા દેખાડી કે રાજાએ તેના ઉપર પ્રસન્ન થઇ તે જે માગે તે આપવાનું વચન આપ્યું. **મૂળરાજે** માગી લીધું કે કણબીઓનું ગણોત માફ કરવું. રાજાએ ઘણી ખૂશીથી તેની વાત કબૂલ કરી તેઓને બંધીખાનામાંથી છોડી મુકયા. તેઓ **મૂળરાજને** પગે પડયા. તેઓમાંના કેટલાએક જાથુ તેની સાથે રહ્યા, અને બીજાઓ જે પોતાને ગામ ગયા તેઓએ તેની કીર્તિ ઘણી વધારી. પણ તે બિચારો **મૂળરાજ** મરી ગયો. પછી બીજે વર્ષે જ્યારે પાક સારો થયો ત્યારે ચાલુ તથા પાછલા વર્ષનો રાજાનો ભાગ લઇને તે ખેહુતો આવ્યા. **ભીમ**દેવે પાછલા વર્ષનો ભાગ લેવાની ના કહી; પણ ખેહુતોએ કાલાવાલા કરી માગી લીધું કે એ બાબતનો ફેસલો કરવાને પંચ નિમવા જોઇએ. પંચે ઠરાવ કીધો કે બંને વર્ષના રાજાના ભાગ લેવા, અને તેની આમદનીમાથી **મૂળરાજના** કલ્યાણને અર્થે **ત્રિપુરૂષ** પ્રસાદનું દેહેરૂં બાંધવું. ખેહુત લોકો તો એવા હોય છે, માટે બાપજી, મંત્રીના કહેવાથી કામ ના કરતાં ઉપલા દૃષ્ટાંત ઉપર પણ વિચાર રાખજો." એ પ્રમાણે વાતની વાતમાં પોતાનું કામ કાઢી લઈ મનમાં ઘણો સંતોષ પામીને **ભાણો** પટેલ મૂંગો રહ્યો.

**માધવે** **વિજયાદત્ત** ગોરની તથા **ભાણા** પટેલની વાત લક્ષ દઇ સાંભળ્યા પછી **જેહાશા** તરફ ફરી તેને પુછ્યું, "કેમ શાહ! તમારે કાંઇ દુઃખ રહવું છે?" તે વર્ષે તેને વ્યાપારમા નફો સારો મળ્યો હતો તેથી તેના મનમાં એવું હતુ કે આખા જગતમા વ્યાપારીઓ સુખીજ હોવા જોઇએ તોપણ કાંઈ બોલવુ તો જોઇએ માટે તે પોતાની બડાઇ કરવા લાગ્યો. "મેં હોણુ **સ્તંભતીર્થ** તથા **ભૃગુપુર** (ભરૂચ) બંદરે ઘણુંએક **મંજીઠ** (મજીઠ) મોકલ્યું

છે. વળી બેટ દ્વારિકા, દેવપટ્ટણ, મહુવા, ગોપનાથ અને બીજાં બંદરોના મારા આડતિયા લખેછે કે અમે ઘણોએક માલ તમારી તરફથી લીધો છે. તે બધામાંથી રોટલા ખાવા જેટલું કૂટી કાઢીશું. હોણ મળત તો વધારે, પણ સૂર્યપુર (સુરત) તથા ગણદેવા (ગણદેવી)બંદર આગળ મારાં વાહાણ આવતાં હતાં તેમાનો માલ ચાંચિયા લોકો લૂટી ગયા. તોપણ એટલું ભાગ્ય કે સોનાની મોહોર, સંતાડી રાખી હતી તે બચી ગઈ. નહિ તો હોણ દેવાળું કાઢવાનો વખત આવત. બાપજી,કાંઇ વધારે તમને કેહેવાનું તો નથી,પણ એ ચાંચિયા લોકોનો કંઇ બંદોબસ્ત થાય તો સારૂં,નહિ તો અમારા જેવા વેપારી લોકનું સત્યાનાશ વળી જશે. વળી રાજ્યમાં જે માલ આવે છે તથા જાય છે તે ઉપર દાણ જરા વધારે છે તેમાંથી કાંઇ ઘટારો થાય તો સારૂં. તમે શાણા છો એટલે વધારે બોલવાની જરૂર નથી. તોપણ જેમાં આપણો સ્વાર્થ રહેલો તેમાં બોલ્યા વગર પણ કેમ ચાલે? કહેવત છે કે ‘માગ્યા વિના તો મા પણ ન પિરસે.’

**માધવે** આ સઘળી વાત ઘણું મન દઇને સાંભળી. જો બને તો તે પ્રમાણે કરી લોકોની પ્રીતિ સંપાદન કરવી એ તેની મુખ્ય મતલબ હતી. **માધવનું** પ્રધાનપણું કાંઈ તેના બાપદાદાથી ઉતરેલું નહતું. તે કોઇ ગરીબ માણસનો છોકરો વડનગર શેહેરમાં જન્મ્યો હતો, અને તેની ઉમર સોળ વર્ષની થઈ ત્યારે તે ધંધો શોધવાને **પાટણમાં** આવ્યો હતો. પેહેલાં તો લશ્કરના સિપાઇઓના પગાર વેંહેંચવા ઉપર કારકુન રહ્યો. ત્યાં ચાલાકી, હોશિયારી તથા ઇમાનદારી બતાવી તે ઉપરથી તેને કોઠારીની જગા મળી. ધીમે ધીમે તે **સારંગદેવ** રાજાનો માનીતો થઈ પડયો. **સારંગદેવ** મરી ગયો ત્યારે તેના છોકરાઓ વચ્ચે ગાદીને માટે તકરાર પડી તેમાં **માધવની** હોશિયારી તથા કાવત્રાંથી **કરણનો** રાજ્યાભિષેક થયો. તે દિવસથી **માધવના** ભાગ્યનો ઉદય થયો, અને **કરણ** રાજાએ ગાદી ઉપર નિર્ભય થતાં જ **માધવને** મુખ્ય પ્રધાન પદ આપ્યું. દરેક રાજ્યમાં મુખ્ય પ્રધાનની પદવી ઘણી ભારે તથા જોખમ ભરેલી હોય છે. રાજા તથા રૈયત બંનેને એકી વખતે ખૂશ કરવાનું કામ હમેશાં મુસ્કેલ થઇ પડે છે. **માધવ** તે સઘળું સમજતો હતો. તેને લોકોમાં વહાલા થવાની તથા પોતાનું નામ લોકોને વાસ્તે સારાં તથા ઉપયોગી કામો કરી, અમર કરી લેવાની ઘણી હોંસ હતી; તોપણ રાજાની મેહેરબાની તે જ તેના અધિકારનો પાયો છે એમ તે સારી પેઠે જાણતો હતો, તેથી ગમે તે પ્રકારે રાજાને રાજી રાખવાનો તેણે દ૮

નિશ્ચય કીધો હતો. આગલા રાજાઓમાંના કેટલાએકના પ્રધાન વાણિયા હતા તેથી તે લોકો માનતા હતા કે માધવને પ્રધાનપદ મળ્યાથી તેમનો હક્ક ખોટો થયો, માટે હરેક પ્રસંગે રાજાની આગળ માધવની તેઓ ચાડી કરતા હતા. તેની સામે માધવને ઘણી યુક્તિઓ કરવી પડતી હતી. એ બધું કરવાની સાથે પોતાને વાસ્તે દ્રવ્ય એકઠું કરવા તરફ પણ તેની ઘણી નજર હતી, કેમકે તેનું પ્રધાનપણું કાયમ રહેશે એવો એક ક્ષણવાર પણ તેને પક્કો ભરોસો નહતો. હવે પૈસા તો મેળવવા અને સાધન તો થોડાં તેથી તે ઘણીવાર મોટા વિચારમાં પડતો હતો. રાજ્યની મર્યાદા ઉત્તર તરફ અચળગઢ તથા ચંદ્રાવતી, પશ્ચિમ તરફ મોઢેરા તથા ઝીંજુવાડા, પૂર્વ તરફ ચાંપાનેર તથા ડભોઈ, અને દક્ષિણ તરફ છેક કોંકણ સુધી હતી. પણ ભોળા ભીમદેવના મરણ પછી રાજ્યમા અવ્યવસ્થા થઇ ગઇ હતી. અચળગઢના પરમાર રાજાઓ ખંડણી બરાબર આપતા નહતા. બીજા ખંડિયા રાજાઓ પણ નામની તાબેદારીમાં હતા. તેથી જો કરણ રાજા શૂરો નિકળે, અને રાજધાનીનું સુખ મુકી તલવાર બાંધી આગળ પડે, તો જ રાજ્યની આગલી કીર્તિ પાછી આવે. પણ તેમ થવાનો ઘણો સંભવ ન હતો. જો કરણ રાજા જય કરી આવે, જો કેટલાએક નાના રાજાઓ પોતાની ખંડણી આપવી જારી કરે, અને તેથી રાજ્યની આમદનીમાં વધારો થાય, તોજ બ્રાહ્મણોને રાજી કરાય, તોજ ભાણા પટેલના કેહેવા પ્રમાણે ખેડુતોને છૂટ આપવામા આવે, તથા જેઠાશાનો માગેલો દાણનો ઘટારો થઇ શકે. જો એ પ્રમાણે ન થાય, અને નહિ થશે એવી તેની ખાતરી હતી, તો રૈયતને ખૂશ કરવી એ અશક્ય; માટે રાજાને રીઝવી જેમ બને તેમ પૈસા પોતાના ખજાનામાં ભરવા એજ રસ્તો ખુલ્લો રહ્યો. પણ તેમ કરવામાં જોખમ ઘણું હતુ. પ્રધાનપણું કરવું અને ગોખરૂની શય્યા ઉપર સુવું એ બે બરોબર હતુ. જ્યારે સઘળા નાખૂશ રહે, અને રાજા કાનનો કાચો, ત્યારે ગમે તેટલી ઊંચી પદવીનો શો ભરોસો? વળી એવી રીતે વર્તી પોતે એકલાનું પેટ ભરી મોતે કે કમોતે મરવું એ વાત તેને જરા પણ ગમતી ન હતી. તેને કાંઈ છોકરાં નહતાં, અને હવે પછી કદાપિ થાય પણ નહિ એવી બીક હતી; એ વાતથી તેના મનમાં નિરંતર શોક ઉત્પન્ન થતો હતો. કાળું ધોળું કરી પૈસા મેળવવા તે કોને વાસ્તે? પાછળ કોઇ ભોગવનાર ન મળે. પિત્રાઇઓ તેની દોલતને માટે લડી મરે, અને તેનો જરા પણ ઉપકાર માને

નહિ, એટલુંજ નહિ પણ ઉલટા તેની નિંદા કરવામાં શામેલ થાય; એવા વિચારથી તેના હૈયામાં જાણે જખમ વાગતા હોય તેવું દુઃખ થતું. વળી હિંદુશાસ્ત્ર પ્રમાણે જેને પુત્ર પરિવાર નહિ તેના જીવતરને ધિક્કાર ! તેની પાછળ પોક મુકનાર, આગ મુકનાર તથા મૃત્યુસંસ્કાર કરનાર કોઈ નહિ તેથી તેની મુઆ પછી શી ગતિ થશે એ વિશે પણ તેને ઘણો ભય રેહેતો હતો. પોતાનું નામ અમર રાખવાને માણસોને સ્વાભાવિક વૃત્તિ હોય છે, અને એ નામ પોતાના વંશથી અથવા લોકોપયોગી કામથી કાયમ રેહેછે. માધવને પોતાના વંશ તરફની કાંઇ આશા ન હતી, તેમ લોકોપયોગી કામો કરવાનો હજુ સુધી પ્રસંગ પણ મળ્યો ન હતો; તેથી અગર જો તે રાજ્યમાં સૌથી શ્રેષ્ઠ હતો, અગર જો રાજા તેને પુછયા સિવાય પાણીપણ પીતો નહતો, અગરજો તેની ડોકી ધુણવાથી હજારોના નસીબ ખુલતાં, અને હજારો પાયમાલ થઈ જતા, અને અગરજો તેના ઉપર લક્ષ્મીની પણ કૃપા હતી તોપણ તે જ્યારે ભવિષ્ય ઉપર વિચાર કરતો ત્યારે તેની અવસ્થા એવી થતી કે કોઇ ગામડિયો પણ તેની અદેખાઇ ન કરે.

---

## પ્રકરણ ૨ જું.

આશ્વિન સુદ ૧૦ એટલે દશેરાની સવારે રાજાના દરબાર આગળ ભારે ગડબડ થઇ રહી હતી. ઘોડાવાળાઓ (રાવતો) દશેરાની સવારીને માટે ઘોડાને સાફ કરવામા તથા તેને શણગારવામાં, મ્હાવતો હાથીને તે પ્રમાણે કરવામાં, તેમ જ રાજાના બીજા નોકરો રથ તૈયાર કરવામા કામે વળગી ગયા હતા. ખવાસ, ગોલા, રાજાના ભાંડ, મલ્લ વગેરે લોકો પોતાનાં વાહનને માટે મોટી ફિકરમા દેખાતા હતા. તે દહાડાને વાસ્તે સારાં લૂગડાં તૈયાર કરાવવાને દરજીને ત્યાં દોડાદોડ થઇ રહી હતી. શેહેરના સઘળા દરજી, ધોબી તથા મોચી તે દહાડાની આગલી રાત્રે જરાપણ સુતા નહતા; તેઓની સાથે તેમના કેટલાએક અધીરા ઘરાકો પણ જાગરણ કરવા લાગ્યા હતા; તેટલું છતાં પણ સવારે તેઓની દુકાને એટલી તો ભીડ થઈ રહી હતી કે કોઈ ખુંદાઇ ન ગયું એ આશ્ચર્યકારક હતુ. શેહેરમાં ચોમાસાના વરસાદનું પાણી બહાર જવાને મોરીઓ છૂટી મુકી હતી તે સઘળી લોકોએ તે સવારે બંધ કરી દીધી હતી, તેથી તે રસ્તો આરસી જેવો સાફ થઈ ગયો હતો, તે ઉપર

પાટણની સુંદરીઓ નાના પ્રકારના રંગ લઇને હાથવડે તથા લાકડાના બીબાંવડે રમણિક સાથિયા પુરતી હતી, અને કોનો સાથિયો સારો પૂરાયછે તે બાબે માંહોમાંહે સ્પર્ધા કરતી હતી. શેહેરમાં સઘળે ઉત્સવ થઇ રહ્યો હતો, અને પૂર આનંદમાં સ્ત્રીઓ સારાં લુગડાં ઘરેણાં પેહેરીને મ્હાલતી હતી, અને વખતે વખતે તેઓના હૈયામાંથી હર્ષ ઉભરાઈ જતો હોય એમ તેઓના ગીત ગાવાથી જણાઇ આવતુ હતુ. સઘળી નિશાળોમાં છુટ્ટી હતી તેથી છોકરાઓનાં મ્હોં આનંદથી ભરપૂર હતાં; અને આણીગમ તેણીગમ દોડીને, કૂદીને અને એવું બીજું નાના પ્રકારનું તોફાન કરીને તેઓ હર્ષને બહાર જવાનો રસ્તો આપતા હતા. જે ચૌટાંમાંથી સવારી જવાની હતી તે ચૌટામાંના દુકાનદારો સવારી જોવા આવનાર લોકો તેઓની દુકાનના ઓટલા ઉપર બેસવાનું ભાડું આપશે એ ઉમેદથી ઘણા ખૂશમાં હતા. મીઠાઇવાળા, માળી, રમકડાવાળા, ખાવાનાંવાળા, અને બીજા કેટલાકોને તે દહાડે સારો વકરો થવાનો તેથી તેઓ પણ ઘણા જોશભેર ચાલતા હતા. છેલ્લે જેઓ નવ દહાડા ફળાહાર અને અપવાસ કરીને રહેલા હતા, અને જેઓ તે સવારે ચીમળાયલા તથા ભુખ્યા વરૂના જેવા બેઠા હતા તેઓ પણ આજે પારણાનું મિષ્ટાન્ન મળશે એજ વિચારથી ઘણા આનંદભેર દેખાતા હતા.

રાજમેહેલ અથવા રાજપાટિકા કિલ્લામા હતો; અને તેને લગતા બીજા ઘણાએક મેહેલો હતા. મુખ્ય મેહેલ જમીનથી ૫૦ ગજ ઊંચો હતો. તે કાળા પથ્થરનો બનાવેલો હતો; અને તેમા ઘણેક ઠેકાણે સ્ફાટિકના પથ્થર વાપરેલા હતા. તે ચોખુણાકાર હતો. ફરતા કોટમાં ઠેકાણે ઠેકાણે અષ્ટખુણુ બુરજો હતા, અને તેઓના ઉપર ઘુંમટ કીધેલા હતા. આગલા દરવાજાનું નામ ઘટિકા હતુ, અને તે દરવાજાની સામા ધોરી રસ્તા ઉપર ત્રિપોલ્ય એટલે ત્રણ દરવાજા હતા. મેહેલની ઉપર જમીનથી આસરે ૨૫ ગજને અંતરે મેહેલની તમામ લંબાઈ જેટલી એક અગાસી હતી. તે ઉપરથી આખું શેહેર નજરે પડતુ હતુ. એ અગાસીની નીચે ઘણાં સુન્દર કમાન હતા, અને તેઓની બે બાજુઓએ કીર્તિસ્તંભ હતા. દીવાલો ઉપર ઘણીજ સુન્દર નકશી કોતરેલી હતી, અને રામ તથા રાવણની લઢાઈ, મહાભારતની લઢાઈ, કૃષ્ણનો રાસ, વગેરે ઘણાંએક ચિત્રો કોરી કાઢેલાં હતાં. મેહેલની માહેની ભીંતો ભભકાદાર જુદા જુદા રંગોથી રંગેલી હતી, અને તેઓ ઉપર કેટલાએક તખ્તા તથા મોટામોટા આરસા જડેલા હતા. તે દિવસે સૂર્યોદયની તૈયારી થતાં જ

રાજ્ય મેહેલમાં ચોઘડિયાં વાગ્યાં, નોબત ગડગડવા લાગી, તથા શંખનાદ થયો એટલે રાજાએ રૈયાથી ઉઠી પોતાના વહાલા ઘોડાને બહાર કઢાવી ચોરો એક ફેરવ્યો. પછી દાતણ કરી સ્નાન કીધું; અને પોતાના ઇષ્ટદેવ શિવની પૂજા ઘણાએક બ્રાહ્મણોની સમક્ષ કીધી. પછી બ્રાહ્મણો વેદના મંત્રો ભણ્યા તેમને રાજાએ ધારા પ્રમાણે દક્ષણા આપી. બહાર જે હજારો ગરીબ ભુખે મરતા ભિખારીઓ એકઠા થયા હતા તેઓને અનાજ આપવાનો હુકમ કીધો. એ કામ થઇ રહ્યા પછી લુગડાં, ઘરેણા પેહેરીને પોતે દરબારમાં જવા નિકળ્યો.

જે વિશાળ ઓરડામા દરબાર ભરાયું હતુ તે ઘણો જ લાંબો પોહોળો તથા શોભાયમાન હતો. તેમાં સ્ફાટિકના કીર્તિસ્તંભો હતા. ભોંય ઉપર મોટી ગાદી પાથરેલી હતી, અને તેના ઉપર સફેદ ચાદર બીછા-વેલી હતી. બાજૂઓ ઉપર તકિયા મુકેલા હતા, અને જે બાજૂ તરફ રાજગાદી હતી તે તરફ રાજાના કામદારોને માટે તેઓના જુદા જુદા હોદ્દા પ્રમાણે વધારે અથવા ઓછી ઊંચાઇની બેઠકો બનાવેલી હતી. રાજાની ગાદી સઘળાથી ઊંચી હતી; તે કિનખાબની બનાવેલી હતી; તથા તે ઉપરની ચાદર બંગળાની ઊંચામાં ઊંચી તથા મોંઘામાં મોંઘી મલમલની હતી. તકિયો પણ તેવોજ બનાવેલો હતો. પાસેની ગાદી યુવરાજ અથવા પાટવી કુંવરની હતી; પણ કરણ રાજાને કુંવર ન હતો તેથી ત ગાદી ખાલી પડેલી હતી. તેની પાસેની ગાદી ઉપર માધવ પ્રધાન બિરાજેલો હતો. તેણે આ વખતે મંદીલની પાઘડી તથા કિનખાબનો ડગલો પેહેરેલો હતો, અને સોનું મોતી, હીરા તથા બીજાં જવાહિરનાં ઘરેણાંની તેના શરીર ઉપર કાંઈ ખોટ ન હતી. તેની પાસે મુકુટધારી ઠાકોરો તથા મંડળેશ્વરો એટલે પરગણાના માલીકો બેઠેલા હતા. એક બે મંડળિક રાજા પણ હતા. બીજી તરફ ઉદેપુર, જોધપુર વગેરે બીજાં રાજ્યસંસ્થાનોમાંથી આવેલા સંધિવિગ્રહિકો, જેઓનું કામ લડાઈ તથા સલાહ કરવાનું હતું, અને જે દર-બારમાં તેઓ રેહેતા હોય તેના કામકાજની ખબર પોતાના રાજાને કરવાનું હતુ તેઓ, તથા સ્થાન પુરૂષો જેઓ પારકા રાજ્યમાં જઈ ત્યાંના રાજાની નોકરીમાં રહેતા અને ત્યાંની ખબર અંતર પોતાના રાજાને કરતા તેઓ પણ હતા. વળી ત્યાં સામંત એટલે લશ્કરી અમલદારો પણ બેઠેલા હતા; તેઓનો દરજ્જો તેઓના હાથ નીચે જેટલાં માણસ હોય તે પ્રમાણે ગણાતો હતો. તેઓમાં મુખ્ય છત્રપતિ તથા નોબતવાળા

એટલે જેઓના ઉપર છત્ર ધરી સકાય તથા જેઓની આગળ નોબત વાગી સકે તેઓ હતા. એક તરફ તલવાર, કટાર, બરછી, ઢાલ વગેરે શસ્ત્રવાળા સિપાઇઓ હતા; એ સિવાય વૈદિયા. પંડિત, જોશી વગેરે વિદ્વાન બ્રાહ્મણો જુદા બેઠેલા હતા; અને એ સઘળાઓની સામેની બાજૂએ ભાટ, ચારણો, ચિતારા, ઘોડા ઉપર બેસતાં શિખવનારા. નાચતાં શિખવનારા, ભાંડ, જાદુગરો, ઇત્યાદિ બેઠેલા હતા. વળી એક ઠેકાણે ગુણિકા અથવા વારાંગના પણ કિમતી વસ્ત્ર તથા આભૂષણ પેહેરીને બેઠેલી હતી; અને તેની બેસવાની રીત, તેની આંખની ચપળતા, તથા તેના હાવભાવથી સઘળા મોહિત થતા હતા. એ પ્રમાણે તે દિવસે દરબાર ભરાયું હતું. એટલામાં સોનાની છડીવાળા ચોપદારો આગળ ચાલી "રાજાધિરાજ, ખમાખમાજી, અન્નદાતા," એવી નેકી પોકારતા સંભળાવવા લાગ્યા. તે શબ્દ સાંભળી દરબારમાના લોકોને માલમ પડ્યું કે રાજા પધારેછે. રાજા દરબારમાં આવતાંજ તમામ દરબારી લોકોએ ઉભા થઇ જુદી જુદી રીતે તેને માન આપ્યું. ચોબદારો વધારે બૂમ પાડવા લાગ્યા, અને આખા દરબારમાં ગણગણાટ શબ્દ થઈ રહ્યો. રાજાજી ગાદીએ બેઠા. ચોપદાર બીજા લોકોને અંદર આવવા ન દેવાને દરવાજા આગળ ઉભા રહ્યા, અને દરબારી લોકો પોતપોતાને ઠેકાણે બેઠા.

કરણ રાજાની ભરજુવાની હતી. તેની ઉમર ત્રીશ વર્ષની હતી તેનું શરીર પરમેશ્વરની કૃપાથી, નાનપણથી અંગકસરત કીધાથી, પાતળું તથા જોરાવર હતું. તેની ચામડીનો રંગ ઘઊંવર્ણો હતો. તે શરીરે લાંબો હતો. તેનું મ્હોં લંબગોળ હતું. તેનું નાક સીધું તથા લાંબું હતું. તેના ઓઠ નાના તથા બિડાયલા હતા, જેથી જણાતું કે તે ઘણો આગ્રહી, એટલે જે કામ મનમાં ધારે તે કર્યા વિના રેહે નહિ એવા સ્વભાવનો હતો. એ સ્વભાવને લીધે તે ઘણી વખતે ઉતાવળથી તથા વગર વિચારે કામ કરતો, તેથીજ તેનું ઉપનામ ઘેલો પડ્યું હતું. તેની આંખ જરા લાંબી હતી, અને હમેશાં રતાશ પડતી રેહેતી તેથી તેનું રૂપ કાંઇક વિકરાળ દેખાતું, અને તે જોઇને દુષ્ટ લોકો થથરી જતા. તેનામાં ક્ષત્રીનું ખરેખરૂં લોહી હતું, અને તેની હિમ્મતનાં સઘળે ઠેકાણે વખાણ થતાં હતાં. તેમાં મુખ્ય ખોડ બે હતી. એક તેનો ઉતાવળો તથા ઉન્મત્ત સ્વભાવ, અને બીજી વિષયવાસના. એ છેલ્લી ખોડ તેની આંખ ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવતી હતી, તેમ તેની ખાનગી ચાલચલગતથી એ વાત સઘળાને જાણીતી હતી. તેનું કપાળ વિશાળ

હતું, અને તેની ભમર જાડી તથા એકબીજાની પાસેપાસે આવી ગયલી હતી તેથી તેનામાં દૃઢતાનો ગુણ કોઈપણ જોનારને લાગતો. આ વખતે તેણે પોશાક ઘણો કિમતી પેહેર્યો હતો. માથાપર મંદીલની પાઘડી પેહેરી હતી, તે ઉપર હીરા તથા મોતીનો શિરપેચ બાંધેલો હતો. અંગરખું જરીનું હતું, અને એક કાશીની બનાવટનું શેલું કમરે વિંટાળેલું હતું, જેમાં સોનાના મિયાનની તથા હીરે જડેલી મૂઠવાળી તલવાર તથા હીરા મોતીએ જડેલું ખંજર ખોસેલું હતું. તેની ડોકમાં મોતીની માળાઓ તથા હીરાના કંઠા હતા. તેણે કિનખાબની સુરવાલ પેહેરેલી હતી, અને એક પગે સોનાનો તોડો હતો. જોડા મખમલના હતા તથા તે ઉપર સોનેરી ટીકડી ચોઢેલી હતી તેને માથે મોરપીંછ હતાં, તથા આસપાસ બે ખિદમતગારો ચંમર કરતા હતા. એવી શોભાથી કરણ રાજા ગાદીએ બિરાજેલો હતો.

દરબાર ભરાતાં જ ત્યાં બેઠેલા બ્રાહ્મણો આશીર્વાદના મંત્રો ભણવા લાગ્યા. તે પૂરા થયા પછી ગુણિકાએ થોડીવાર ગાયન ગાઈ, કટાક્ષ કરી તથા બીજા હાવભાવ દેખાડી રાજાનું મન રંજન કીધું. તે દહાડો દશેરાનો હતો માટે એક ભાટે ઉઠીને રામની લંકા ઉપર ચડાઇ થઈ તેનું એક કવિત કહી સંભળાવ્યું. પછી બીજે ભાટ એક બીજું કવિત બોલ્યો તેમાં પાંડવો વૈરાટ નગરમાં ગયા તેનું વર્ણન કીધેલું હતું. તે બેઠા પછી પંડિતોએ વ્યાકરણનો થોડો વિવાદ ચલાવ્યો. પછી ચિતારાએ એક ઘણી રૂપાળી સ્ત્રીનું ચિત્ર રાજાને નજર કરી તેનું રૂપ વર્ણવ્યું. એ થઈ રહ્યા પછી બીજું કાંઈ કામ તે દહાડે નહતું. તેથી જુદાજુદા વિષય ઉપર સઘળા વાતો કરવા લાગ્યા.

એ સઘળું કામ થઈ રહ્યું ત્યારે સવારના દસ વાગવાનો વખત થયો હતો. રાજાનો જઠરાગ્નિ કાંઈ મંદ નહેતો તેથી દરબારમાંથી તે ઉઠ્યો. ચોપદારોએ ધારા પ્રમાણે નેકી પોકારી, કામદાર લોકો પોતપોતાને ઘેર ગયા. રાજાએ ભોજનશાળામાં જઇ રૂપાના પાટલા ઉપર બેસીને સોનાની થાળીમાં યથાસ્થિત ભોજન કીધું. ત્યાર પછી પાનસોપારી તજાના વગેરે ખાધાં, અને સુવાના ઓરડામાં જઇ પલંગ ઉપર બેઠો. તે વખતે ત્યાં એક ભાટ તથા એક બ્રાહ્મણ જે રાજ્યગુરૂ હતો, તે હાજર હતા, તેઓને રાજાએ પોતાના પલંગ પાસે બોલાવ્યા દરરોજ જમ્યા પછી ધર્મ, નીતિ તથા રાજ્ય સંબંધી જે વાતો શાસ્ત્રમાં લખેલી હોય તે બ્રાહ્મણોને મ્હોડે સાંભળવાની રાજાને ટેવ હતી, તેથી તે દિવસે રાજા બોલ્યો: "ગુરૂજી, આજે શા વિષય ઉપર વાત

ચલાવીશું." ગુરૂજીએ થોડોએક વિચાર કરી જવાબ દીધો, "રાજાધિરાજ, ઘણા દહાડા થયાં રાજાનો ધર્મ શો છે, અને રાજાએ કેવી રીતે વર્તવું જોઇએ, એ વિષે આપ સાથે વાત કરવાનો વિચાર હતો પણ આજસુધી તેમ કરવાની જોગવાઇ આવી નહિ તેથી આજે તે વિષય આપણે ચલાવીશું, અને હું આશા રાખું છું કે આપ મારી વાત શ્રવણ કરી તે પ્રમાણે ચાલવાને પ્રયત્ન કરશો. ભાટે પણ શાસ્ત્રમાંથી તો નહિ પણ લોકવ્યવહારથી એ વિષય ઉપર થોડું ઘણું જ્ઞાન મેળવ્યું હતું તેથી તે પણ ગોર મહારાજ સાથે શામેલ થવાને જાગૃત થયો. ગોર મહારાજે પેહેલાં મહાભારતમાંથી નિચે પ્રમાણે એક વાત કહી.

"રાજા વિના કોઇ દેશ સુખી થઇ સકતો નથી. શરીરની સુખાકારી સદ્‌ગુણ, ઇત્યાદિ કાંઇ કામ લાગતાં નથી બે માણસ મળીને એકની મિલકત દબાવી પડે, અને એમ માણસો એક બીજાને ઉપદ્રવ કરે. એ પ્રમાણે જેમ જુદા જુદા પ્રકારનાં માંછલાં એક બીજાનો નાશ કરે છે તેમ માણસો પણ એક એકનો નાશ કરે. એ પ્રકારે માણસો એક બીજા ઉપર જુલમ નિરંતર કર્યા કરતાં હતાં. તે વખતે તેઓ રાજા માગવાને બ્રહ્મા પાસે ગયાં, બ્રહ્માએ મનુને રાજા થવાને કહ્યું. મનુએ જવાબ દીધો, "મહારાજ, હું પાપના કામથી બીહું છું. રાજ્યકારભારમાં જોખમ ઘણું તેમા વિશેષે કરીને હમેશા જુઠું બોલનાર માણસોને જવાબદારી વધારે છે." લોકોએ તેને કહ્યું, "બીહીશો મા, તમને સારો બદલો આપીશું. પશુઓનો પચાશમો ભાગ, તેમજ સોનાનો તેટલામો ભાગ તમને મળશે; અનાજનો દશમો ભાગ તમને આપીશુ; અને તમારા ભંડારમાં વૃદ્ધિ કર્યા કરીશું. કન્યા ઉપર ઘટતુ દાણ, તથા મુકદ્દમા અને જુગાર રમવા ઉપર કર આપીશું. વળી જેમ દેવતાઓ ઇન્દ્રરાજાને તાબે છે તેમજ દ્રવ્યવાળા તથા વિદ્વાન પુરૂષો તમારા તાબામા રેહેશે. તમે અમારા રાજા થાઓ, તમે શક્તિવાન થશો. તમને કોઇ ભય પમાડી સકશે નહિ, અને જેમ કુબેર યક્ષલોકો ઉપર સલાહસંપથી રાજ્ય ચલાવે છે તેમ તમે ચલાવશો. રાજાના આશ્રય નિચે રહીને રૈયત જે જે પુણ્યનાં કામો કરશે તે પુણ્યનો ચોથો ભાગ તમને મળશે. એ પ્રમાણે જેમ શિષ્ય ગુરૂને શ્રેષ્ઠ ગણે છે, જેમ દેવતાઓ ઇન્દ્રને ઉપરી માને છે. તેમ જેઓને ઉંચી પદવી મેળવવાની ઇચ્છા હોય તેઓએ રાજાને શ્રેષ્ટ માનવો, કેમકે તે લોકોનું **રક્ષણ કરનાર છે. જ્યારે તેઓ રાજાની સમક્ષ ઉભા રેહે ત્યારે**

તેઓએ રાજાનું પૂજન કરવું.' એટલી વાત સાંભળીને યુધિષ્ટ બોલી ઉઠ્યો 'જન્મ મરણ, આવરદા તથા શરીરનાં અવયવો રાજાનાં અને બીજા લોકોનાં સરખાં જ છે ત્યારે બળવાન શૂરા પુરૂષોએ રાજાને શામાટે માન આપવું જોઈએ? તથા તેનું પૂજન શા માટે કરવું જોઇએ?' અને રાજા સુખી અથવા દુઃખી હોય તે પ્રમાણે તેઓને સુખ દુઃખ શા માટે થવું જોઇએ? એ પ્રશ્ન સાંભળીને ભીષ્મપિતામહે રાજાની ઉત્પત્તિ સંભળાવી, અને તે ઉપરથી સિધ્ધ કીધું કે જગતનું કલ્યાણ રાજાના ઉપર આધાર રાખે છે."

રાજાનાં આટલાં વખાણ તથા રાજ્ય પદનું આટલું મહાત્મ સાંભળીને ભાટ ઘણો જ ખૂશ થયો અને બોલ્યો: "સત્ય છે મહારાજ, રાજા તે બીજો પરમેશ્વર; પૃથ્વી ઉપર પરમેશ્વરનો મુનિમ. જેમ પરમેશ્વર ચાહે તે કરી સકે તેમ તે પણ કરી સકે,' બ્રાહ્મણ બોલ્યો: "રાખ એટલી ઉતાવળથી અનુમાન મા કર. સઘળા કરતાં અને રાજા કરતાં પણ બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. મનુસ્મૃતિમાં કહેલું છે કે, રાજાએ વેહેલા ઉઠીને ત્રિવેદી બ્રાહ્મણોની સેવા કરવી, અને તેઓના કહેવા પ્રમાણે કરવું." ભાટ બોલ્યો: "પણ મહારાજ, મનુસ્મૃતિમાં આમ પણ કહેલું છે કે સૂર્યની પેઠે રાજા આંખ તથા અંતઃકરણને બાળી નાખે છે, અને પૃથ્વી ઉપર કોઇપણ માણસ તેના ઉપર દૃષ્ટિ કરી સકતું નથી. તે અગ્નિ તથા જળ છે; તે અપરાધી લોકોના ન્યાયનો દેવ છે; તે દ્રવ્યનો દેવ છે, તે જળનો ઉપરી છે; તે આકાશનો ધણી છે, તે માણસના રૂપમાં શક્તિવાન દેવ છે; તેનો ક્રોધ થાય તો મૃત્યુ જાણવું. જે ઘેલાઇમાં પણ રાજા ઉપર દ્વેષભાવ દેખાડે તેનો નિઃસંશય નાશ થશે કેમકે રાજા તેનો નાશ કરવા તરફ જલદીથી પોતાનું મન લગાડશે."

બ્રાહ્મણ બોલ્યો:–"એ ગમે તેમ હોય તોપણ બ્રાહ્મણોને રાજાએ માન આપવું, અને તેઓના કહ્યા વિના કાંઈ કામ કરવું નહિ. શાસ્ત્રમાં કહેલું છે કે રાજા ગમે તેવા દુઃખમાં હોય તોપણ બ્રાહ્મણોને ક્રોધાયમાન કરવા નહિ, કેમકે એકવાર તેઓ કોપ્યા એટલે તેનો તથા તેના હાથી ઘોડા રથ, [illegible] એ સઘળાનો તે તુરત નાશ કરવાને સમર્થ છે બ્રાહ્મણો જે કોપે તો [illegible] પૃથ્વીઓ તથા પૃથ્વીપતિઓ કરી સકે, તથા બીજા દેવ તથા [illegible] ઉત્પન્ન કરી સકે, એવા બ્રાહ્મણ ઉપર જુલમ કીધાથી ક્યા [illegible] મળી સકે? વળી મનુ કહે છે 'બ્રાહ્મણની શક્તિ તેના [illegible] આધાર રાખે છે, તે રાજાની શક્તિ જે બીજા [illegible]

શ્રેષ્ઠ છે, માટે પોતાની શક્તિવડે બ્રાહ્મણો પોતાના શત્રુઓને વશ કરી સકે છે. જે બ્રાહ્મણ શાસ્ત્રમાં પ્રવીણ છે તેને કોઇ મહાવ્યથા કરે તો તેને રાજાની આગળ ફરિયાદ કરવાની જરૂર નથી, કેમક તે પોતાની શક્તિવડે વ્યથા કરનારને શિક્ષા કરી સકે છે. બ્રાહ્મણ ગમે તેવો અપરાધ કરે તોપણ તેનું શાસન બીજા લોકોના જેટલું નથી. મનુસ્મૃતિમાં લખેલું છે કે, બ્રાહ્મણે ગમે તેવો અપરાધ કર્યો હોય તોપણ રાજાએ તેના પ્રાણનો ઘાત કરવો નહિ. અપરાધી બ્રાહ્મણને માત્ર તેના રાજ્યમાંથી કાઢી મુકવો. વળી તેની સઘળી મિલકત પણ રાજાથી જપ્ત કરી સકાય નહિ, તથા તેના શરીને દુઃખ દઇ સકાય નહિ. તેમજ બીજે ઠેકાણે કહેલું છે કે રાજા પૈસા વગર મરી જતો હોય તોપણ વેદ ભણનાર બ્રાહ્મણ પાસેથી કાંઇપણ કર વસૂલ કરવો નહિ."

ભાટ આ ઉપરની વાત સાંભળીને છક થઇ ગયો તેણે બ્રાહ્મણની સત્તાવિષે આટલું બધુ સાંભળ્યું નહતું. તે મનમાં વિચાર કરવા લાગ્યો, 'આ લાડુ ભટને પરમેશ્વરે તો ઘણો અખતિયાર આપ્યો દેખું,' અને એ વિચારથી તેના મનમાં એ ભટ લોકો ઉપર અદેખાઇ આવી. પણ તેની સામે શાસ્ત્રનાં વચન કાંઇ તેને માલમ નહતાં તેથી તે બોલ્યો: "હવે એ વાત તો ઘણી થઈ; હવે રાજાએ શું શું શિખવું જોઇએ તે હું કહી સંભળાવું છું. ધારના રાજાની તેના પૌત્ર ભર્તૃહરી તથા વિક્રમાદિત્યને શું શું શિખવવાની મરજી હતી તે વિષે ભરતખંડનો ઇતિહાસ લખનાર મૃત્યુંજય નિચે પ્રમાણે કહે છે:—

"તેણે પોતાના બે છોકરાઓને પાસે બોલાવી તેઓને જે અભ્યાસ કરવાનો હતો તે વિષે સારી શિખામણ આપી,' અને કહ્યું 'તમારે ઘણો ઉદ્યમ કરી વ્યાકરણ, વેદ, વેદાંગ, વેદાંત, ધનુર્વિદ્યા, ધર્મશાસ્ત્ર, ગાંધર્વવિદ્યા, જુદી જુદી કળા તથા હાથની કારીગીરી, હાથી તથા ઘોડા ઉપર બેસવાની તથા રથ હાકવાની વિદ્યાનો અભ્યાસ કરવો. બધા પ્રકારની રમત, દોડવું, કુદવું, કિલ્લાઓને ઘેરો ઘાલવો, લશ્કરના ટોળાં બાંધવાં તથા તેઓને તોડવાં, એ સઘળામાં પ્રવીણ થવું. હરેક રાજ્યગુણ મેળવવા. શત્રુની શક્તિનો નિશ્ચય કરતાં શીખવું યુદ્ધ કરતાં, મુસાફરી કરતા, મોટા માણસો આગળ બેસતાં, કાંઈ તકરારી વાત ।। તકરાર પ્રમાણે જુદા જુદા ભાગ કરી નાંખતાં, બીજા રાજાઓ સાથે સંબંધ કરતાં, નિરપરાધી અને અપરાધીને ઓળખતાં, દુષ્ટને યથાયોગ્ય શિક્ષા કરતાં, તથા સંપૂર્ણ ન્યાયથી રાજ્ય ચલા-

વતાં શિખવું, તથા તમારૂં મન ઘણું ઉદાર રાખવું.' પછી તે છોકરાઓને નિશાળે ઉત્કૃષ્ટ શિક્ષકોના હાથ નીચે મોકલ્યા. ત્યાં તેઓ ખરેખરા કીર્તિવંત થયા."

રાજાએ ઉપલી વાતના પાછલા ભાગમાં ઉપરાઉપરી બગાસાં ખાવા માંડ્યાં. તે વખતે શરદ મહિનાનો આકરો તડકો પડતો હતો તેથી ગરમીની અશક્ત કરનારી અસર તેના શરીર ઉપર થવા લાગી, અને રોજની ટેવ પણ મદદે આવી તેથી ભર્તૃહરી તથા વિક્રમાદિત્ય બંને કીર્તિવંત થયા તે તેણે સાંભળ્યું નહિ. ભાટે જ્યારે વાત પૂરી કરી રાજાના મ્હોં સામું જોયું ત્યારે તેની વાત ધ્યાન આપી સાંભળવાને બદલે તેને મીઠી નિદ્રાને વશ થયલો દીઠો. તે જોઈ ભાટ તથા બ્રાહ્મણ ઓરડામાંથી બહાર ગયા, અને રાજાને સુખેથી ઊંઘ કાઢવા દીધી.

જ્યારે રાજા નિદ્રાદેવીને વશ થઈ આલોક તથા પરલોકને વીસરી જઈ મૃત્યુથી ઉતરતી અવસ્થામાં પડેલો હતો તે વખતે કિલ્લા આગળ તથા શેહેરમાં ભારે ગડબડાટ થઇ રહી હતી. લોકો ઘણા ઉમંગથી સારાંસારાં લુગડાં પેહેરી, નવી રંગેલી પાઘડીમાં જુવારા ખોસી, તથા નવા જોડા પેહેરી કેટલાએક એકલા તથા કેટલાએક નાનાં નાનાં છોકરાને લઇ સવારી જવાના રસ્તા ઉપર કોઈ ઓટલા અથવા દુકાન ઉપર બેસતા હતા. કેટલાએક રજપૂત તથા બીજા લસ્કરી લોકો કમરે હથિયાર બાંધીને ઘણા ડોળથી ફરતા હતા. ભીલ, કાઠી, કોળી વગેરે જંગલી લોકો હથિયારબંધ જતા તેને જોઈને લોકો તરત ખસી જઈને રસ્તો આપતા. ઢેડ તથા તેથી હલકી જાતિના લોકો "ખસો બાપજી" એ પ્રમાણે બૂમો પાડી ધીમે ધીમે રસ્તો કરી જતા, અને લોકોને તેઓની વાસ્તે ખસવું પડતું તે વખતે તેઓને ગાળ દીધા વિના રહેતા નહિ. ઘણીવાર કોઈ ઘોડો અથવા હાથી ભડકતો ત્યારે લોકોમાં દોડાદોડી થતી, અને છોકરા ચીસાચીસ પાડતાં. મોટા કામદારોનાં બઈરાં સુખાસનમાં બેસી તેમના ધણીનાં સગાં, મિત્ર, અથવા ઓળખીતાનાં ઘર હોય ત્યાં જતાં. ગરીબ તથા વચલા વર્ગના લોકોની બાયડીઓ ખુલ્લી રીતે ચાલતી જતી, પણ તેઓને રસ્તામાં કોઈ ઉપદ્રવ કરશે એવી કોઇને દેહેશત નહતી. ઓટલા તથા બારીઓ લોકોથી ભરાઈ ગયાં હતાં. બાકીના લોકો કેટલાએક છાપરા ઉપર અને કેટલાએક ઝાડો ઉપર ચઢીને બેઠા હતા; અને ઘણાએક રસ્તાની બાજૂએ હાર કરી ઉભા રહ્યા હતા. દુકાનદારોએ દુકાન ધોળાવી, રંગાવી, ને ઉપર તોરણ

બાંધી સઘળો માલ બાહાર કાઢેલો હતો. તેમજ રેહેવાનાં ઘરો પણ ઘણાં એક રંગાવેલાં તથા ઘણું કરીને સઘળા ધોળાવેલા હતાં. એ પ્રમાણે શેહેરમાં સવારી જોવાની તૈયારીમાં લોકો એકઠા તથા ઉભા હતા. કિલ્લા આગળ કાંઠયાવાડી, સિંધી, કચ્છી તથા કાબુલી શણગારેલા અને ઘણા ઉમદા જીન-વાળા કેટલાએક ઘોડા ખંખારતા, કેટલાએક નાચતા, કેટલાએક ભોંય ઉપર પગ ઠોકતા, તથા કેટલાએક કાવો ફર્યાં કરતા હતા. હાથીઓથી ઉભા રેહેવાતુ ન હોય તેમ એક જગાથી બીજી જગાએ જતા, કેટલાએક તેના અતિ બળથી મસ્ત થઇને ડોલતા, તથા કેટલાએક સુંઢ હલાવી ઊંચી કરી આસપાસના લોકોને નગાડતા હતા. સુખાસન એક કોરે મૂકીને ભોઇ લોકો આણીગમ તેણીગમ મોજ કરતા ફરતા હતા, સવાર તથા પાયદળ સિપાઈ સઘળા હથિયારબંધ તૈયાર થઇ રહ્યા હતા. રાજા કરણે સવારે જે લુગડાં ઘરેણાં પેહેર્યાં હતા તેનાં તેજ હમણા પણ તેના શરીર ઉપર હતા. વિશેષ એટલુંજ કે બહાર કોઇની નજર ના લાગે માટે હાથે કેટલાએક મંત્રેલાં માદળિયાં બાંધેલાં હતાં. રાજાનો હાથી ઘણો જ પુષ્ટ તથા બીજા સૌ કરતાં ઊંચાઈમાં વધારે હતો. તેના ઉપર સોનેરી ઝુલ નાખી હતી. તેના પગમા સોનાનાં કડાં ઘાલેલાં હતાં. તેના કુંભસ્થળ ઉપર મોતીની માળાઓ બાંધેલી હતી. હાથી ઉપરનો મેઘાડંબર તમામ રૂપાનો સોને રસેલો હતો, તથા તેમાં કેટલેએક ઠેકાણે રત્નો જડેલા હતાં. રાજાની પાછળ માધવ પ્રધાનજી ચંમર લઇને બેઠેલા હતા, અને તેનો પોશાક તથા ઘરેણાં સવારના જેવાં જ હતાં. સવારીની આગળ નોબત તથા ડંકા વગાડનારા ઊંટ અથવા હાથી ઉપર બેઠેલા હતા. નોબતની આસપાસની ઝૂલ કિનારીદાર લુગડાની હતી, અને તેના વગાડનાર પણ સઘળા બના બનીને બેઠેલા હતા. તે પછી સવાર તથા સિપાઇઓ આવ્યા. પછી શેહેરનાં મુખ્ય માણસો તથા દર-બારના કામદાર લોકો, ઘોડા, રથ, વગેરે વાહનપર બેસીને ચાલ્યા. વચમાં વચમાં મલ, ભાંડ વગેરે હલકા લોકો પણ મોટો ઠાઠમાઠ કરી ચાલતા હતા. છેલ્લે હાથી ઉપર રાજા આવ્યો. સવારીમા ઘણીએક તરેહનાં વા-જીંત્ર વાગી રહ્યાં હતાં, તેમાં રણસિંગડા, ભુંગળ, શરણાઇ વગેરેનો અવાજ બહાર નિકળી આવતો હતો. રાજા સઘળા લોકોને આખે રસ્તે માથું ન-માવતો જતો હતો, અને લોકો તેને જોઇને નીચા વળી નમતા તથા હર્ષનો પોકાર કરતા હતા. કેટલાએક લોકો જેઓ ઊંચી બારીઓમાં

એટેલા હતા તેઓ રાજા ઉપર ફુલના હાર, દડા, તથા છૂટાં ફુલની વૃષ્ટિ વરસાવતા હતા. ઘણા લોકો રસ્તામાં ફુલ વેરતા હતા; અને કેટલાએક શ્રીમંત લોકો સોના રૂપાનાં ફુલ રાજાના માથા ઉપર વધાવતા હતા. તે વખતે લોકોની રાજા ઉપરની પ્રીતિ એટલી ઉભરાઇ જતી હતી, કે જો બની સકે તો તેઓ પોતાનામાંથી થોડું થોડું આવરદા રાજાને આપવાને તૈયાર થાય. રાજા જુવાન અને ખૂબસૂરત હતો, તેની સાથે તે દહાડે એટલો તો મોહ પમાડે એવો તે લાગતો હતો કે સવારી જોવા મળેલી ઘણી સ્ત્રીઓએ તેનાં ઘણા હેતથી ઓવારણાં લીધાં.

સવારી શેહેર બહાર કેટલેએક દૂર જઈ એક શમીના ઝાડ આગળ અટકી ત્યાં હજારો બ્રાહ્મણો શમી પૂજન કરાવવાને તથા દક્ષણા વેંહેચાય તે લેવાને એકઠા થયા હતા. રાજા હાથી ઉપરથી ઉતરીને શમીવૃક્ષ આગળ જઈ ઉભો રહ્યો તે વખતે રાજ્યગોરે આવી સરપાવ માગ્યો, "રાજાધિરાજ! કાંઇ આપો તો પૂજનના કામનો આરંભ થાય." તે જ ક્ષણે નાણાની એક થેલી ગોરને મળી. બીજા બ્રાહ્મણો પણ પોતપોતાના યજમાન પાસે ગયા, અને કેહેવા લાગ્યા: "મહારાજ! આજે રામચંદ્રજીએ દુષ્ટ રાવણ ઉપર ચઢાઈ કરી, અને આજે પાંડુપુત્ર વૈરાટ નગરમાં પેઠા, આજે અર્જુન તથા તેના ભાઇઓએ શમી પૂજન કીધું, અને પોતાના શસ્ત્રને તે વૃક્ષ ઉપર લટકાવ્યાં માટે આજ એ શમી એટલે અપરાજીત દેવીનું પૂજન કરવાનો ઘણો ધર્મ છે." પછી તેઓએ પેહેલા તો ઝાડને પંચામૃતનું સ્નાન કરાવ્યું; તેના ઉપર પાણી છાંટયું, અને ચદન પુષ્પ ચઢાવ્યાં; અપરાજીત દેવી આગળ દીવો કીધો; ઝાડ ઉપર ચાંલ્લા કરી હાર ચઢાવ્યા; ગલાલ અબીલ નાંખ્યાં; નૈવેદ મુકયું; અને રાજા પાસે પ્રદક્ષિણા કરાવી. પછી તેઓએ વારાફરતી દશ દિગ્પાળની પૂજા કીધી. તેમાં પ્રથમ ઈંદ્ર એટલે પૂર્વના દેવની કીધી. પછી રાજાએ તથા બીજા લોકોએ બળેવને દહાડે બાંધેલી રક્ષા તોડી ઝાડ ઉપર ફેંકી દીધી. તે થયા પછી શમીના મૂળ આગળથી થોડું થોડું મટોડું તથા તેનાં પાત્રાં, સોપારી તથા જુઆરા બ્રાહ્મણોએ સઘળાને આપ્યા, અને કહ્યું કે આ સઘળાને એકઠા એક માંદળિયામાં ઘાલી જ્યારે પ્રવાસ કરવા જાઓ ત્યારે રાખજો. હવે પૂજન પૂરૂં થયું એટલે રાજાની તરફથી દક્ષણા થઈ, અને ખાનગી ગૃહસ્થોએ પણ પોતપોતાની શક્તિ તથા બાપદાદાના સંપ્રદાય પ્રમાણે દક્ષણા આપી એ દક્ષણા દર વર્ષ કરનાં

કોઈ થોડી ન હતી તોપણ ધારા પ્રમાણે સઘળા બ્રાહ્મણો કાળનો વાંક કાઢી સારી પેઠે બબડયા, પોતાના છોકરાંની આગળ કેવી અવસ્થા થશે તે વિષે ઘણી ફિકર કરવા લાગ્યા, અને છેલ્લે ભાગ વેહેંચવામાં બોલાચાલી ઉપરથી ગાળાગાળી, અને ગાળાગાળીથી મારામારી ઉપર આવી ગયા, અને જો કેટલાએક વૃદ્ધ બ્રાહ્મણો ત્યાં કજીઓ પતાવવામાં ન હોત તો થોડું લોહી પણ અપરાજીત દેવીને તે દિવસે અર્પણ થાત.

એ બ્રાહ્મણોને લડતા તથા શોર બકોર કરતા રહેવા દઈને રાજાની સવારીની સાથે આપણે પણ પાછા વળીએ. સવારી થોડી આગળ ચાલ્યા પછી રાજાએ પાછાં ઉતરીને ગઢેચી માતા એટલે કિલ્લાનું રક્ષણ કરનારી દેવીનું પૂજન કરી ફરીથી ત્યાંના બ્રાહ્મણોને દક્ષણા આપી. ત્યાંથી સવારી ચાલી તે ઠેઠ કિલ્લા સુધી આવી પોહોંચી ત્યાંસુધી અટકી નહિ. કિલ્લા આગળ એક મોટું ચોગાન હતું ત્યાં લાખો લોકો એકઠા થઇ ગયા હતા. ત્યાં સવારો, પાયદલ, ઘોડા, હાથી અને છેવટે રાજાના હાથી એ સઘળા આવી ઉભા રહ્યા. પછી એક ઠેકાણે મલો, જેઓ આખા વર્ષ સુધી દુધ દહીં ઘી ખાઇખાઇને જાડા થઈ ગયા હતા તેઓ કુસ્તી કરવા લાગ્યા; તે જોવાને લોકોનું એક મોટું ટોળું ત્યાં એકઠું થયું. એક ઠેકાણે બે સવાર ઘોડા ઉપર બેસીને જુઠું યુદ્ધ કરવા લાગ્યા. બંનેની પાસે બુઠ્ઠી અણીના ભાલા હતા, અને તેઓ એક હાથમાં ગેંડાના ચામડાની ઢાલ પકડી લડતા હતા. તેમાંથી સામાવાળાના ભાલાના આચકાથી જે પડી જાય તે હારે, અને લોકો તુરત તાળી પાડી બૂમાબૂમ કરી મુકતા. એક રજપૂત સવાર ભાલાવાળાની સામા તલવાર લઇને લડયો, અને તલવારની અણીવતી સામા માણસને વગાડયા સિવાય તેને ઘોડા ઉપરથી ઢાળી પાડયો. કેટલાએક કોળી સિપાઇઓ સામે માટીનું ચક્કર મુકી તેમાં તીર, પીછા સુધી પેસે એવી શરતે આઘેથી તીર મારતા હતા. કેટલાએક સવારો પોતાના ઘોડાને કાવાજ ફેરવ્યા કરતા. કેટલાએક તેઓને નચાવતા; તથા કેટલાએક તેમને, થોડુંક દોડાવી પાછા લાવતા હતા. એ પ્રમાણે ત્યાં ગમત થઈ રહી હતી. આસરે એક કલાક સુધી કસરત કરી; સવાર લોકો તથા સિપાઇઓ રાજાને જુહાર કરી પોતપોતાને ઠેકાણે ગયા તમાશગીર લોકો તે દહાડાની હકીકતની વાતો કરતા તથા સવારીની ટીકા કરતા કરતા પાછા વળ્યા. રાજા હાથી ઉપરથી ઉતરી મેહેલમાં જઈ લુગડાં ઘરેણાં ઉતારી દેવની પુજા કરી આરતી ઉતારી ચંદ્રશાળામાં ગયો, અને ત્યાં ભોજન કર-

વાની તૈયારી કીધી. રાત્રે રાજા પોતાની રાણી સાથે જમતો, માટે ત્યાં બીજું કોઇ ન હતું. રૂપાના પાટલા મંડાયા, અને મુખ્ય રાણી સોનાની થાળીમાં જમવાનું પીરસીને લાવ્યાં. જમી રહ્યા પછી સીસાઓ તથા વાડકા આવ્યા તેમાં દરાખ તથા મહુડાનો દારૂ રાજાએ થોડો થોડો પીધો. ખાઇ રહી, હાથ મ્હોં ધોઇ, રાજાએ પાનસોપારી ખાધાં. અને ત્યાર પછી આખા શરીર ઉપર ચંદન તથા મળિયાગરનો લેપ કરાવ્યો તે થઇ રહ્યા પછી એક રૂપાની સાંકળનો હિંડોળો તે ઓરડામાં હતો તે ઉપર રાજા આરામ લેવા જરા સુતો. પાસે રૂપાની સુંદર દીવીઓ ઉપર દીવા બળતા હતા તેથી આખા ઓરડામાં ઝળઝળાટ થઇ રહ્યો હતો. એ ઓરડાનાં બારણાં આગળ ચોકીદાર બેઠા હતા, તેઓ રાજા હવે સુઇ જશે એમ ધારતા હતા. પણ થોડીવાર પછી રાજા હિંડોળેથી ઉઠ્યો, અને એક હલકા રજપૂતનાં લુગડાં રાખેલાં હતાં તે તેણે પેહેર્યાં, પોતાનું મ્હોં છુપાવવાને બુકાની બાંધી, અને પગે જુના જોડા પેહેર્યા. પછી એક ખવાસને બોલાવી હુકમ કીધો કે આજ રાત્રે વીરચર્યા કરવાનો એટલે નગરચર્યા જોવાનો મારો વિચાર છે માટે એક લોટામાં પાણી ભરી લઇને મારી સાથે આવવું. ખવાસ હુકમ પ્રમાણે જલદીથી તૈયાર થયો, અને તે તથા રાજા બંને મહેલને પાછલે બારણેથી નિકળી પડ્યા.

તે વખતે દોઢ પોહોર રાત્રી ગઈ હતી, અને દુકાનદારો દુકાન બંધ કરી પોતપોતાને ઘેર જતા હતા. લોકો પોતપોતાના ઘરમાંજ હતા, અને આખો દહાડો રઝળેલા તેના થાકથી ઘણાએક સુઇ ગયા હતા. કેટલાએક બારીએ બેસી પડોસીઓ જોડે તડા મારતા હતા. કેટલેએક ઘેર બાયડીઓ એકઠી થઇ માતાના ગરબા ગાતી હતી તે જોવા તથા સાંભળવા કેટલાએક લોકો બાહાર મ્હોં ઉઘાડાં મુકીને ઉભા હતા, અને ગરબાના વિષય, તે ગાવાની રીત, તથા ગાનારીઓના ઘાટાં ઉપર ટીકા કરતા હતા. પાતરવાડામાં પાતરો બારીએ દીવા મુકીને પોતાનાં અંગ ઉપર કિમતી લુગડા ઘરેણાં તથા ફુલનાં હારગજરાં પેહેરીને બેઠેલી હતી, અને રસ્તે જતા આવતા લોકોને મોહજાળમાં ફસાવવા ફાંફાં મારતી હતી. તેમાંથી કેટલાએક અભાગિયા લોકો તે જાળમાં ફસાઇ પડીને ક્ષણભંગુર સુખને વાસ્તે અક્ષય સુખનો આંધળા થઇ ત્યાગ કરતા હતા. કેટલીએક રામજનીનાં ઘરમાં રાગતાન થતા હતાં, વાજીંત્રનો નાદ થઈ રહ્યો હતો, અને દીવામાં પડતાં પતંગિયાં" ની પેઠે કેટલાએક મૂર્ખ લોકો ત્યાં ઝંપલાવતા હતા; અને તેઓની આંખ

કોઇ થોડી ન હતી તોપણ ધારા પ્રમાણે સઘળા બ્રાહ્મણો કાળનો વાંક કાઢી સારી પેઠે બબડયા, પોતાના છોકરાંની આગળ કેવી અવસ્થા થશે તે વિષે ઘણી ફિકર કરવા લાગ્યા, અને છેલ્લે ભાગ વેંહેંચવામાં બોલાચાલી ઉપરથી ગાળાગાળી, અને ગાળાગાળીથી મારામારી ઉપર આવી ગયા, અને જો કેટલાએક વૃદ્ધ બ્રાહ્મણો ત્યાં કજીઓ પતાવવામાં ન હોત તો થોડું લોહી પણ અપરાજીત દેવીને તે દિવસે અર્પણ થાત.

એ બ્રાહ્મણોને લડતા તથા શોર બકોર કરતા રહેવા દઇને રાજાની સવારીની સાથે આપણે પણ પાછા વળીએ. સવારી થોડી આગળ ચાલ્યા પછી રાજાએ પાછાં ઉતરીને ગઢેચી માતા એટલે કિલ્લાનું રક્ષણ કરનારી દેવી-નું પૂજન કરી ફરીથી ત્યાંના બ્રાહ્મણોને દક્ષણા આપી. ત્યાંથી સવારી ચાલી તે ઠેઠ કિલ્લા સુધી આવી પોહોંચી ત્યાંસુધી અટકી નહિ. કિલ્લા આગળ એક મોટું ચોગાન હતું ત્યાં લાખો લોકો એકઠા થઇ ગયા હતા. ત્યાં સવારો, પાયદલ, ઘોડા, હાથી અને છેવટે રાજાનો હાથી એ સઘળા આવી ઉભા રહ્યા. પછી એક ઠેકાણે મલ્લો, જેઓ આખા વર્ષ સુધી દુધ દહીં ઘી ખાઇખાઇને જાડા થઇ ગયા હતા તેઓ કુસ્તી કરવા લાગ્યા; તે જોવાને લોકોનું એક મોટું ટોળું ત્યાં એકઠું થયું. એક ઠેકાણે બે સવાર ઘોડા ઉપર બેસીને જુદું યુદ્ધ કરવા લાગ્યા. બંનેની પાસે બુઠ્ઠી અણીના ભાલા હતા, અને તેઓ એક હાથમાં ગેંડાના ચામડાની ઢાલ પકડી લડતા હતા. તેમાંથી સામાવાળાના ભાલાના આચકાથી જે પડી જાય તે હારે, અને લોકો તુરત તાળી પાડી બૂમાબૂમ કરી મુકતા. એક રજપૂત સવાર ભાલાવાળાની સામા તલવાર લઇને લડ્યો, અને તલવારની અણીવતી સામા માણસને વગાડ્યા સિવાય તેને ઘોડા ઉપરથી ડોળી પાડ્યો. કેટલાએક કોળી સિપાઇઓ સામે માટીનું ચક્કર મુકી તેમાં તીર, પીંછા સુધી પેસે એવી શરતે આવેશથી તીર મારતા હતા. કેટલાએક સવારો પોતાના ઘોડાને ડાવોજ ફેરવ્યાં કરતા. કેટલાએક તેઓને નચાવતા; તથા કેટલાએક તેમને થોડુંક દોડાવી પાછા લાવતા હતા. એ પ્રમાણે ત્યાં ગમત થઇ રહી હતી. આસરે એક કલાક સુધી કસરત કરી; સવાર લોકો તથા સિપાઇઓ રાજાને જુહાર કરી પોતપોતાને ઠેકાણે ગયા તમાશગીર લોકો તે દહાડાની હકીકતની વાતો કરતા તથા સવારીની ટીકા કરતા કરતા પાછા વળ્યા. રાજા હાથી ઉપરથી ઉતરી મેહેલમાં જઇ લુગડાં બદલી કુળદેવીની પુજા કરી આરતી ઉતારી ચંદ્રશાળામાં ગયો, અને ત્યાં ભોજન કરે-

વાની તૈયારી કીધી. રાત્રે રાજા પોતાની રાણી સાથે જમતો, માટે ત્યાં બીજું કોઇ ન હતુ. રૂપાના પાટલા મંડાયા, અને મુખ્ય રાણી સોનાની થાળીમાં જમવાનું પીરસીને લાવ્યાં. જમી રહ્યા પછી સીસાઓ તથા વાડકા આવ્યા તેમાં દરાખ તથા મહુડાનો દારૂ રાજાએ થોડો થોડો પીધો. ખાઇ રહી, હાથ મ્હોં ધોઇ, રાજાએ પાનસોપારી ખાધાં, અને ત્યાર પછી આખા શરીર ઉપર ચંદન તથા મળિયાગરનો લેપ કરાવ્યો તે થઇ રહ્યા પછી એક રૂપાની સાંકળનો હિંડોળો તે ઓરડામાં હતો તે ઉપર રાજા આરામ લેવા જરા સુતો પાસે રૂપાની સુંદર દીવીઓ ઉપર દીવા બળતા હતા તેથી આખા ઓરડામાં ઝળઝળાટ થઇ રહ્યો હતો. એ ઓરડાનાં બારણાં આગળ ચોકીદાર બેઠા હતા, તેઓ રાજા હવે સુઇ જશે એમ ધારતા હતા. પણ થોડીવાર પછી રાજા હિંડોળેથી ઉઠયો, અને એક હલકા રજપૂતનાં લુગડાં રાખેલાં હતાં તે તેણે પેહેર્યાં, પોતાનું મ્હોં છુપાવવાને બુકાની બાધી, અને પગે જુના જોડા પેહેર્યા. પછી એક ખવાસને બોલાવી હુકમ કીધો કે આજ રાત્રે વીરચર્ચા કરવાનો એટલે નગરચર્ચા જોવાનો મારો વિચાર છે માટે એક લોટામાં પાણી ભરી લઇને મારી સાથે આવવું. ખવાસ હુકમ પ્રમાણે જલદીથી તૈયાર થયો, અને તે તથા રાજા બંને મહેલને પાછલે બારણેથી નિકળી પડ્યા.

તે વખતે દોઢ પોહોર રાત્રી ગઈ હતી, અને દુકાનદારો દુકાન બંધ કરી પોતપોતાને ઘેર જતા હતા. લોકો પોતપોતાના ઘરમાંજ હતા, અને આખો દહાડો રઝળેલા તેના થાકથી ઘણાએક સુઇ ગયા હતા. કેટલાએક બારીએ બેસી પડોસીઓ જોડે તડા મારતા હતા. કેટલેએક ઘેર બાયડીઓ એકઠી થઇ માતાના ગરબા ગાતી હતી તે જોવા તથા સાંભળવા કેટલાએક લોકો બહાર મ્હોં ઉઘાડા મુકીને ઉભા હતા, અને ગરબાના વિષય, તે ગાવાની રીત, તથા ગાનારીઓના ઘાટાં ઉપર ટીકા કરતા હતા. પાતરવાડામાં પાતરો બારીએ દીવા મુકીને પોતાના અંગ ઉપર કિમતી લુગડાં ઘરેણા તથા ફુલનાં હારગજરાં પેહેરીને બેઠેલી હતી, અને રસ્તે જતા આવતા લોકોને મોહજાળમાં ફસાવવા ફાંફાં મારતી હતી. તેમાંથી કેટલાએક અભાગિયા લોકો તે જાળમાં ફસાઇ પડીને ક્ષણભંગુર સુખને વાસ્તે અક્ષય સુખનો આધળા થઇ ત્યાગ કરતા હતા. કેટલીએક રામજનીનાં ઘરમાં રાગતાન થતા હતા, વાજીત્રનો નાદ થઈ રહ્યો હતો, અને દીવામાં પડતાં પતંગિયાંની પેઠે કેટલાએક મૂર્ખ લોકો ત્યાં ઝંપલાવતા હતા; અને તેઓની આંખ

ઉપર એવાં તે જાડાં પડ વળી ગયાં હતા કે તેઓ તો સમયે જાણે વિષ્ણુના વૈકુંઠમાં બેઠા હોય એમ તે અધમ પુરૂષોને લાગતું હતું. સાંકડી ગલીઓ તથા ઉજડ રસ્તાઓમાં છુકાની બાંધેલા માણસો ચુપકીથી ફરતા હતા, અને લાગ ફાવે તો પારકો માલ પોતાનો કરવાનો તેઓનો ઇરાદો જણાઇ આવતો હતો. કોઈ કોઈ ઠેકાણે વંઠેલ સ્ત્રી પુરૂષ પોતાના ઘરબાર છોડી દુષ્ટ વિચારથી આમ તેમ ભટકીયાં મારતાં હતા. એ સઘળું રાજાએ જોયું, અને તેમાની ઘણીએક વાતનો બંદોબસ્ત કરવાને પ્રધાનને હુકમ કરવાનો મનમાં નિશ્ચય કીધો રાજ સંબંધી વાત કોઇ પણ ઠેકાણે તેના સાંભળવામાં આવી નહિ. જ્યાં જ્યાં કાંઇ પણ વાત થતી, ત્યાં સવારીનીજ વાત ચાલતી હતી, તેમાં સઘળા તેના રૂપ, ગુણ, લુગડાં, ઘરેણાં, ઇત્યાદિનાં વખાણ કરતા હતા. એટલું સાંભળી રાજાનું મન તૃપ્ત થયું નહિ તેથી શેહેર બહાર ચાંદનીમા ફરવા જવાનો તેણે નિશ્ચય કીધો.

દરવાનને થોડા પૈસા આપી દરવાજો ઉઘડાવ્યો, અને પોતે મેદાન ઉપર નિકળી ગયો. તે દહાડે શરદ મહીનાનો ચંદ્ર ખીલી રહ્યો હતો. આકાશ ઘણુંજ નિર્મળ હતું. ચાંદરણાથી બધું મેદાન રૂપેરી રંગનું હોય એમ દેખાતું હતું; તેમા વચમા વચમા ઘાસ ઉગેલી લીલી જગા હતી તે ગૌરવર્ણની સ્ત્રીના હાથ ઉપર લીલીમની વીંટીના જેવી માલમ પડતી હતી. તે ઠેકાણે કોઈ પ્રાણી નજરે પડતું ન હેતુ, પણ પાણીના ખાબોચિયામાથી દેડકાઓ ડેંડુંડેંડું કરતા હતા. કંસારીઓ જગાએ જગાએથી બંધ ન પડે એવો અવાજ કરતી હતી, અને કોઇ કોઇ ઠેકાણેથી સાપનો શબ્દ પણ સભળાતો હતો. એવી રીતે રાત રમણિક લાગતી હતી. આગળ ચાલતાં તેઓ સ્મશાન પાસે આવી પોંહોચ્યા ત્યાં ચાદરણામાં ઝાડોની છાયાથી અધારૂં પડતું હતું; અને સ્મશાન એ નામથીજ તે જગા ભયાનક લાગતી હતી. ત્યાં ઉભા રહીને રાજાએ દૂર નજર કીધી તો એક ઝાડ નીચે મોટું તાપણું તેના જોવામાં આવ્યું, અને તે બળતાની આસપાસ કેટલાંએક બૈરા કુંડાળું ફરતાં તેણે જોયાં. રાજાને તે તમાશો જોવાની ઘણી મરજી થઇ. તેની પાસે તલવાર તથા ખંજર હતાં તેથી તેના મનમા બીહીક થોડી હતી. ખવાસ તો તે જોઇને ધ્રુજવા લાગ્યો, અને હાથ જોડી બોલ્યો, "મહારાજ, એતો કોઇ ડાકણી, યક્ષણી પિશાચ, વંતરી, અથવા એવી કોઈ બાયડીઓ હશે, માટે તેઓની પાસે જવાથી કાંઇ ફળ નથી." પણ કરણ એક વાત માથામાં લેતો તે કદી છોડતો

નહિ, અને વળી બીહીને ત્યા ? -વાથી રજપૂતની બાહાદૂરીને કલંક લાગે, માટે ગમે તે થાય તોપણ જવું એવું એવો દ્દઢ નિશ્ચય કરી તે આગળ ચાલ્યો.

જ્યારે ટોળાં આગળ તે પોહોચ્યો ત્યારે તે સઘળી બાયડીઓ ક્રોધાયમાન થઈ સ્થિર ઉભી રહી અને રાજાની સામા ડોળા કાઢીને બોલી, "અલ્યા માનવી, તુ રંક હોય કે રાજા હોય, પણ ઇહાં તારે આવવાનું શુ કામ હતુ? તેં અમારી રમતમાં કેમ ભંગ પાડયો? શુ તુ તારે ઘેરથી રીસાઇ આવ્યો છે? શુ આટલી નાની ઉમરમાં તું આવર્દાથી કંટાળી ગયો છે કે મોતના જડબામાં આવી ફસાઇ પડયો? તુ ઇહાંથી એકદમ જતો નહિ રહે તો અમે બધાં મળીને તને ચીરી નાખી તારા લોહીની ઉજાણી કરીશું." રાજા કરણ એવી રાડોથી બીહે એવો નહતો. મિયાનમાંથી તલવાર કાઢીને તેણે જુસ્સાથી કહ્યું, "હું ક્ષત્રી રાજપુત્ર આખા ગુર્જર દેશનો રાજા કરણ વાઘેલો છું, અને તમે મારા રાજમાં રહો છો તેથી મારી રૈયત છો, માટે હુ તમને આજ્ઞા કરૂં છું કે તમે સઘળાં કોણ છો તે તુરત મને કહો." વંત્રીઓએ જાણ્યું કે આ તો દેશનો ધણી છ, તેથી તેઓ સઘળી તેની આગળ હાથ જોડીને ઉભી રહી, અને તેઓમાંથી એક બોલી, "રાજાધિરાજ! અમે વાણિયા બ્રાહ્મણની બાયડીઓ હતી, પણ અમે સઘળી સુવાવડમા મરી ગઇ, અમારા ધણી બીજીવાર પરણ્યા, તેથી તેઓએ અમારી પાછળ યોગ્ય ક્રિયા કીધી નહિ માટે અમારી આ અસદ્ગતિ થઇ છે; માટે હે રાજા! જો તુ તેઓને કહી તેઓની પાસે અમારે સારૂ નારાયણબળિ સરાવશે તોજ અમારો ઉદ્ધાર થશે."

રાજાએ તેઓના ધણીનાં નામ લખી લીધાં, અને તેઓને વચન આપ્યું કે 'હું તમારો જલદીથી આ ગતીમાંથી છુટકો કરાવીશ.' વંત્રીઓ એ સાંભળીને એટલી તો ખૂશ થઈ કે તેઓ સઘળી બોલી ઉઠી. "રાજા તુ માગ જે માગે તે આપીએ." રાજાએ પોતાના ભવિષ્યની વાત પુછી; ત્યારે એક વંત્રી બોલી, "મહારાજ! અમને ભવિષ્યનું ઘણું જ્ઞાન નથી, તો પણ જ્યારે તમે અમારા ઉપર આટલો ઉપકાર કીધો છે ત્યારે અમે પણ તમને એક શિખામણ દઇએ તે પ્રમાણે તમારે ચાલવું. તમે જાણો છો કે બાયડીઓથી જગતમા ઘણી ઉથલ પાથલ થઈ છે. સીતાને રાવણ હરી ગયો તેથી લંકાનો નાશ થયો, અને રાવણનું મૃત્યુ થયું. દ્રૌપદીનાં ચીર દુર્યોધને ભરી સભામા ઉતરાવ્યાં તેથી કુરૂક્ષેત્રનું યુદ્ધ થઇ તેમાં કૌર-

વોનો અને તેઓનાં તથા પાંડવ તરફના કરોડો માણસોનો નાશ થયો. માટે હે રાજા! બાયડીથી બહુ સમાલીને ચાલવું, અને તેઓ સાથે જેમ બને તેમ થોડો સંબંધ રાખવો."

કરણ રાજા એટલું સાંભળી પાછો વળ્યા, અને આખે રસ્તે આ બનાવ વિષે એટલા બધા વિચાર તેના મનમાં આવ્યાં કીધા કે તેણે રસ્તો કાંઈ જાણ્યો નહિ. તે એક યંત્રની પેઠે આગળ ચાલ્યાંજ કરત, પણ એક મહાદેવના દેવસ્થાન આગળ ભારે ભીડ થઇ હતી ત્યાં લોકોની ઉપર તે અથડાયો ત્યારે તેને ભાન આવ્યું. આસપાસ જોઇ ભીડ થવાનું કારણ લોકોને પુછ્યું ત્યારે એકજણે જવાબ દીધો કે દેહેરામા વૈરાટપર્વનું નાટક થાય છે તે જોવાને લોકો મળ્યા છે. નાટકનું નામ સાંભળીને તે જોવાનું તેને મન થયું, અને ખવાસને બોલાવી બંને જણ દેહેરામાં ગયા, તથા ધક્કામુક્કી કરી ઉભા રહ્યા તો ત્યાં વૈરાટ રાજાની સભા મળી હતી, અને પાંડવો એક પછી એક જુદો જુદો વેશ ધારણ કરી રાજાની પાસે નોકરી માંગવા આવતા હતા. નાટકની ગંમતમાં રાજા એટલો બધો લીન થઇ ગયો કે વંત્રીની વાત તે તમામ ભૂલી ગયો. કેટલીકવારે ખવાસને અફીણને લીધે ઝોકાં તથા બગાસાં ખાતો જોઇને રાજાને પણ બગાસાં આવવા માંડયા, અને એક પોહોર રાત રહી છે એમ સાંભળીને તેણે પાછા મેહેલ ઉપર જવાનો ઠરાવ કીધો. જતાં પેહેલાં મહાદેવનાં દર્શન કરવાને દેહેરા તરફ ગયો, પણ બારણાં આગળ જાય છે એટલામાં ઝમઝમાટ કરતી આવતી સ્ત્રીને જોઇને તેની મરજીથી ઉપરાત તે ત્યાંજ ઉભો રહ્યો, અને તેની શુદ્ધબુદ્ધ ઉડી ગઇ. તે સ્ત્રી ખરેખરી પદ્મની હતી. તેનું મ્હોં પૂર્ણિમાના ચંદ્ર જેવું હતું, અને તેના ગાલના ગૌરવર્ણ ઉપર વખતે વખતે તેની ભરજુવાનીને લીધે જ્યારે ગુલાબી રંગ ચઢી આવતો ત્યારે તેની આગળ ગુલાબનાં ફુલનો રંગ પણ ઝાંખો જણાતો. તેનું મ્હોડું ઘણું નાનું હતું, તથા તે ઉપરના બે ઓઠ પાતળા પરવાળાના જેવા રંગના હતા. જ્યારે તે મંદમંદ હસતી ત્યારે તેના દાત સમાકાર, ધોળા મોતીના દાણા જેવા દેખાતા તેને નાકે ઘણા ઉંચાં પાણીદાર મોતીની વીટલી ઘાલેલી હતી તેનાં મોતી તેના પરવાળા જેવા ઓઠને અડકતાં ત્યારે તે કમળની લાલ પાંદડી ઉપર ઓસનાં ટીપાં જેવાં ચળકતાં હતાં. તેના ગાલઉપર એક છુંદણું હતુ તેથી તેની ખૂબસૂરતી એટલીતો વધતી હતી કે જેમ ફારસી શાએર હાફિઝ શિરાઝની એક બઇરીના ગાલ

ઉપરના કાળા તલને વાસ્તે સમરકંદ તથા બોખારા શેહેર આપી દેવાને તૈયાર થયો હતો તેમ તે છુંદણાને માટે આખું ગૂજરાતનું રાજ્ય કોઇ આપે તોપણ થોડું હતું. તેની આંખ જરા લાંગધાટી હતી, અને સ્વાભાવિક રીતે કાળી હતી; તેની સાથે વળી તેમાં કાજળનું ઝીણું અંજન કીધેલું હતું તેથી તે વધારે મોહ પમાડતી હતી. તે ઘણી નરમાશવાળી તથા કામથી ભરપૂર દેખાતી હતી. તે એટલી ચપળતાથી ચોગરદમ ફરતી કે જે પુરૂષપર તે પડતી તેના હૃદયમા કારી ઘા માર્યા વિના રેહેતી નહિ. તેની ભમર પાતળી ઇન્દ્રના ધનુષ્ય જેવી હતી, અને એ ધનુષ્યમાંથી મદનદેવ પોતાનાં શસ્ત્ર ઉડાવી હજારો લોકોની મનની શાંતિનો નાશ કરતો. તેના કપાળ ઉપર જે રાતો હિંગળોકનો ચાંલ્લો હતો તે બરફના મેદાન ઉપર લોહીનાં ટપકા જેવો દેખાતો હતો. ચોટલો નાગની ફેણ જેવો ઘાટદાર અને તેવોજ કાળો હતો. તેના કેશ જો છુટા મુકે તો તે કંમર સુધી પોહોંચતા, પણ હમણા તો તેનો અંબોડો વાળેલો હતો. એ સિવાય તેનાં બીજાં અવયવો પણ ઇશ્વરની બેહદ કારીગરી તથા ચાતુર્યના નમુના હતા. એવી ખૂબસૂરતીનો મોહ કોણ અટકાવી સકે? માણસ તો માણસજ! તેની બુદ્ધિ નબળી અને ઘણી જોરાવર લાલચને વશ ઘણુંકરીને થાયજ, તેથી રાજા કરણ બેશુદ્ધ થઇ થાભલાના જેવો ત્યાંજ ઉભો રહ્યો તેમા કાંઈ ઘણું આશ્ચર્ય ન હતુ. તે સ્ત્રી ગયા પછી થોડીવારે જ્યારે રાજા હોશમાં આવ્યો ત્યારે તે બોલી ઉઠ્યો: "અરે! હુ જાગતો છું કે ઊંઘમાં? મેં કાંઈ ઊંઘમાં સ્વપ્નું તો નથી જોયું? અલ્યા ખવાસ મને ચ્હોંટી દે એટલે હું જાગતો છું તેની મને ખાતરી થાય. મે શુ જોયું? શુ ઇંદ્રપુરીથી કોઇ રંભા આવી? શું શૂરા ક્ષત્રીઓને વરનારી સ્વર્ગમાથી અપ્સરા ઉતરીને આવી? કે શુ જગદંબા પોતે જાતે માનવી રૂપ ધારણ કરી મને દર્શન આપી ગયાં? અને જો એમ હોય તો હું કેવો પાપી દુષ્ટ, અધમ, કે હુ તેને પગે પણ પડ્યો નહિ." ખવાસ આ સઘળું સાંભળી મનમાં કેહેવા લાગ્યો કે રાજા કાંઇ ચળી ગયો, કે ઊંઘના જોરમાં બકે છે. પછી તેની ભ્રાંતિ ભાગવાને માટે મોટેથી બોલ્યો. "મહારાજ, એ કાંઇ રભા, અપ્સરા, કે જગદબા, કોઈ નથી. એ તો આપણા પ્રધાનજી માધવની ધણીઆણી છે, અને તેની પાછળ ચાકરના હાથમાં સોનાની થાળી હતી, તેમાં ચંદન, પુષ્પ, ધૂપ, નૈવેદ્ય હતું તેથી તે પૂજા કરવા આવી હશે." વિજળીનો આચકો લાગ્યો હોય તેમ આ સાં-

ભળીને કરણ ચમક્યો, અને બોલ્યો, "**માધવની** ધણીઆણી? પેલા **માધવની**! એ કાગડાને ત્યાં હંસણી! એ વાત ખરી છે! તું જુઠું તો બોલતો નથી? આ દેવાંગના ઇંદ્રાસન ઉપર બેસવા યોગ્ય અથવા રાજ્ય મંદિરમા વાસો કરવા લાયક, એ રાજ્ય મેહેલનું આંગણું દીપાવે એવી સ્ત્રી એક બામણાના ઘરમાં! જે બામણો આજે તો પ્રધાન છે પણ કાલે અથવા થોડાં વર્ષ પછી કદાચ ઝોળી ભેરવી ભીખ માગવા નિકળે તેને ત્યાં! અરે ઈશ્વર! તારે ત્યાં પણ ઘણો અન્યાય છે. શું આવી બાયડીઓ આવા હલકા બ્રાહ્મણો, અથવા શૂરા ક્ષત્રી સિવાય બીજા લોકો જેઓ આવાં અમૂલ્ય રત્નો પોતાની તલવારવડે જાળવી સકે નહિ તેઓને વાસ્તે પેદા થયલી છે? એમ હોયતો નહિ! એમાં કાંઈ પરમેશ્વરની ભૂલ થઇ છે. તેણે તો મારેજ સારૂ કીધેલી, પણ વિધાતાની કાંઇ ચૂકથી તે મારા હાથથી છટકી ગઈ. પણ હવે તે ભૂલ સુધારવી જોઇએ; અને એ બીચારીનો આટલી લાંબી મુદ્દત સુધીનો ડુબેલો હક તેને પાછો આપવો જોઇએ. તેને **માધવ** પાસેથી લેવી તો જોઇએ. પણ શુ હું માગવા જાઊં? એમ કરૂં તો મારી શોભા રહે નહિ. વળી એ નાગર છે તેથી બઇરી આપે એવો સંભવ પણ નથી. નાગર પણ શૂરાતનમાં ક્ષત્રીથીજ ઉતરતા છે; માટે તે રસ્તેથી કાંઇ ફળ થવાની આશા રાખવી નહિ. ત્યારે શું કરવું? હથિયારબંધ માણસો **માધવના** ઘર ઉપર મોકલી તેને બળાત્કારે લઈ આવવી. પછી **માધવને** સામ, દામ, ભેદ ઉપાયથી સમજાવવો. બાયડી તો લુગડાં-ઘરેણાની દાસી એટલે તે તો સેહેજ વશ થઇ જશે. વળી એકવાર તે મારા ઘરમાં રહીને વટલી એટલે તે **માધવને** નકામી, તેથી અંતે તે નિરાશ થઇ પોતાના સ્વાર્થ ઉપર નજર રાખી ઠેકાણે આવી જશે. એ વગર બીજો કોઈ રસ્તો નથી, માટે કાલે અનુકૂળ વખતે એજ પ્રમાણે કરવુ એવો વિચાર કરતો કરતો કરણ પોતાના મેહેલમાં જઈ હિંડોળે સુતો, પણ તેને જરા પણ નિદ્રા આવી નહિ. પોતાની રાણી તેને તે વખતે શંખણી જેવી લાગી, અને સવાર થતાં સુધી તેણે એનાએજ વિચારમા તળાઇ ઉપર પછાડા માર્યા કીધા અરે રાજા કરણ! તારો અવિચારી સ્વભાવ તને છોડતો નથી. જ્યાંસુધી તારી મીટી મીટ્ટીમાં મળી જશે ત્યાંસુધી એ તારા સ્વભાવથી તારી ખરાબી થયાં કરશે. શું તુ એટલીવારમા વંત્રીઓનું વચન ભૂલી ગયો? તુ તારા કામનાં પરિણામ ઉપર કાંઇ વિચાર કરતો નથી? તુ જાણે છે કે તારૂં ધારેલું કામ સેહેલથી પાર

પડશે ? પણ અરેરે ઘેલા, તું ઝેરી બી ભોંયમાં વાવે છે અને તેનાં ઝેરી ફળથી તારોજ નાશ થવાનો છે. પણ તેમાં એ શું કરે ? નાનપણથી તેનો સ્વભાવ જ એવો હતો, અને તેનો અખતિયાર તોડવાને તેણે કોઇ વખતે યત્ન સરખો પણ કીધો નહતો. હવે તો તે નદીના વેહેળામાં ઘસડાયો અને તે કયે કાંઠે પડશે તેની તેને પણ ખબર નહતી. અરે ! ઇતિહાસ લખનારે તારૂં ઉપનામ ઘેલો રાખ્યું છે તે વાજબી જ છે. તું ખરેખરો ઘેલો, ઘેલો જ છે.

---

## પ્રકરણ ૩ જું.

જ્યારે કામજ્વરથી પીડાયલો કરણ રાજા પોતાનું ધારેલું કામ પાર-પાડવાના વિચારમાં બીજાના ઉપર તરકુડિયાં મારતો હતો તે વખતે અન્ધાર રાતનો અમલ ઉતરીને રાત તથા દહાડાની મર્યાદાની વચ્ચેનો તકરારી વખત થયલો હતો. આકાશ કેવળ સ્વચ્છ હતું. અરૂણે સોનાની કુંચીવડે પુર્વ દિશાનો મોટો દરવાજો ઉઘાડ્યો, અને સુતી દુનિયાને જાહેર કીધું કે હવે સૌને કામે વળગવાનો વખત થયો છે. અરૂણ સારથી આવ્યો એટલે તેની પાછળ સૂર્યનારાયણ રથમાં બેસીને જલદીથી આવશે એવું જાણીને રસ્તામાં રમતા છોકરા મેહેતાજીને આવતા જોઇ નાસી જાય છે તેમ તારાઓ એક પછી એક પોતપોતાનું મોહોડું સંતાડવા લાગ્યા. ચંદ્ર તો તે પેહેલાં અસ્ત થયલો જ હતો. શુક્રનો તારો જેને વિષે ગામડિયા લોકો કહે છે કે ચંદ્રમા સુઆ પછી એ તેની જગો સાચવશે, તે થોડી મુદત સુધી હિમત રાખી ઉભો રહ્યો, પછી તે પણ જલદીથી અગાહે ગયો. સૂર્ય દેવતાને આદરમાન આપવાને પૂર્વ તરફ વાદળામાં ઇંદ્રરાજાએ ઘણા ભભકાદાર રંગના સાથિયા પૂર્યા. તળાવોમાં કમળનાં ફુલ ખીલી તેઓએ પોતાના સૂર્ય પિતાને મળવાને પોતાનાં મોહોડાં પૂર્વ તરફ ફેરવ્યાં. કુમુદિનીનાં ફુલની પાંદડી બીડાઇ જઇ નિચે નમી ગઇ. પોતાની પ્રિયાને બીડેલી જોઇ ભમરાઓ કમળની આસપાસ ફરી ગુંજારવ કરવા લાગ્યા. ચંપા, ચંપેલી, સેવતી, માલતી વગેરે ફુલોમાંથી મંદ મંદ સુગંધ શીતળ વાયુની સાથે ઘસડાઇ આવીને નાસિકા ઇંદ્રિયને મગ્ન કીધી. કેકાણે કેકાણેથી દિવાકરના ચોપદાર કુકડાઓએ નેકી પોકારી. પક્ષીઓ માળામાંથી નિકળી ચીંચીં કરવા લાગી. કાગડાઓ કાકા બોલવા લાગ્યા. પાંજરામાંનાં પોપટ, મેના ઇત્યાદિ

પક્ષીઓએ મીઠા બોલથી પોતાના ધણીને જગાડ્યા; અને વાડીઓ તથા ઝાડીઓ સુંદર નાદવાળાં પક્ષિઓના શબ્દથી આનંદકારક થઇ રહી. દેવસ્થાનોમાં દેવને જગાડવાને નોબત તથા શંખ વાગવા લાગ્યા. શેહેરમાં ગરીબ લોકોનાં ઘરમાં ઘંટીનો ઘોર તથા તેની સાથે દળનાર બાયડીઓનો શોર થઇ રહ્યો. કેટલાએક સવારે સુતા સુતા પ્રભાતિયાં તથા બીજાં ભજન ગાવા મંડ્યા. છીપા, સોની, લુહાર, કંસારા વગેરે ઉદ્યમી લોકોએ તે વખતે હથોડા ઠોકી શેહેરના તે ભાગને ગજાવી મુક્યો. કોઈ કોઇ ઘરમાં એક અથવા વધારે બાયડીઓ બેસીને ઘરમાંના લાંબી મુદ્દત ઉપર મુએલા માણસને વારંને અગર્યા રાગડા કાઢી જુદું રડવા લાગી તેઓની આંખ તેઓના મ્હોંને જવાબ દેતી નહતી. કોઇ કોઇ ઘરમાં દહીં વલોવવાનો શબ્દ સંભળાતો હતો. રાજાના મેહેલમાં ચોઘડિયાં વગેરે બીજાં વાજીત્રો વાગી રહ્યાં હતાં. વિદ્યાર્થિઓ ઓટલે બેસી પાનાં હાથમાં રાખી ધુણતા ધુણતા આગલા દહાડાનું શિખેલું ફરીથી વાંચી જતા હતા. વાણિયાના છોકરા પોતાના અક્ષર ઠેરવવાને વાસ્તે દોપીરતા લખવા બેઠા હતા. ગાય, ભેંસ ઇત્યાદિ પશુઓ ગળાના બંધ છુટ્યાથી આનંદમાં ગોવાળિયાની પાછળ ચરવા જતાં હતાં. કુળવંતી સારા સ્વભાવની બાયડીઓ ઉઠી પોતાનાં ઘર વાળીઝાડી પોતાના છોકરાં તથા ધણીને સુખ આપવાનાં સાધન કરવામાં પડેલી હતી; તેમ દુષ્ટ શંખણી બાયડીઓ બબડતી, ફફડતી, છોકરાને ગાળ દેતી, તથા માર પછાડ કરતી, અને ધણીને ધમકાવતી આણીગમ તેણીગમ ઘરમાં ફરતી હતી. આળસુ, એદી, અશીણી, અને એવા સુસ્ત લોકો બગાસાં ખાતા ટોલિયા ઉપર ગબડતા હતા; પણ ઉદ્યમી ચાલાક લોકો ઉઠી દાતણ પાણી કરી પોતપોતાને ધંધે વળગ્યા હતા. દુકાનદારો તો થોડો નાસ્તો કરી લુગડાં પેહેરી હાથમા મોટી કુંચી લઇ દુકાને જતા હતા. કેટલાએક દુકાન ઉઘાડતા હતા, અને કેટલાએક તો દુકાન ઉઘાડી વાળી ઝાડી, ધોઇ તેની પૂજા કરી, માલ ગોઠવી દુકાન આગળનો રસ્તો સાફ કરતા હતા. કેટલાએક લોકો પાઘડી પેહેરી અંગવસ્ત્ર ઓઢી હાથમા લોટા લઇ શેહેર બહાર જતા હતા. શેહેરની સ્ત્રીઓ પાણી ભરીને માથાઉપર બેહેડાંઉપર બેહેડાંચઢાવી ઘણી રમણિક ચાલથી પોતાનાં ધણી, સાસુ, નણંદ વગેરેની વાતો કરતી અને વખતે કોઈ એકલો પુરૂષ જતો હોય તેની મશ્કરી કરતી ચાલી આવતી હતી. સહસ્ત્રલિંગ તળાવ

ઉપર બ્રાહ્મણો પોતે નાહ્યા વગર બેસી બીજાઓને નાહાવાના પુણ્યનો બોધ કરતા હતા અને તેઓનાં લુગડાં સાચવવાને સારૂ પૈસા લેતા હતા. તળાવમાં આસ્થાથી ઘણા લોકો નાહીધોઇને સ્વચ્છ લુગડાં પેહેરી ચાંલ્લા કરાવી દેવદર્શને જતા હતા. રાતના રાજા ઘૂડ તથા વાનવાગળાં સવાર થવાથી કાગડા વગેરે બીજાં પક્ષીના ધાકથી ઝાડોમાં સંતાઇ જવાને ઉડી જતાં હતાં. ચકોર પક્ષી તેના સ્વામી ચંદ્રના અસ્ત પામવાથી કોઈ ગુપ્ત જગાએ ભરાઇ બેઠું હતું ચોર લોકો પોતાની આશા સફળ કરી અથવા તે નિષ્ફળ થવાથી નિશાસો મુકતા ઉતાવળથી પોતપોતને ઘેર જતા હતા. લંપટ સ્ત્રી પુરૂષો મહા પાપી તથા અઘોર કામથી પરવારી ફીકે તથા નિસ્તેજ મ્હોંએ જાણે પોતાના દુરાચરણથી શરમાતાં હોય તેમ ચોરની પેઠે સંતાતાં સંતાતાં પોતાનાં ઘર તરફ પાછાં ફરતાં હતાં. મુસાફરો ચાલતા ઘોડે અથવા ગાડીમાં બેસીને ખૂશીમાં અથવા ચિંતાતુર જતા હતા. રસ્તામાં ધોબી બળદ લાદીને આનંદથી ગાતાગાતા ઘાટ ઉપર જતા હતા. કેટલાએક ધનુર્વિદ્યા શિખવાને અથવા તેમાં અભ્યાસ વધારવાને નિશાન મારતા હતા. રજપૂત લોકો શેહેર બહાર અથવા કોઈ ખુલ્લા મેદાનમાં પોતાના ઘોડાને ફેરવવા લેઈ જતા હતા. એ પ્રમાણે તે વખતે શેહેરનો દેખાવ થઇ રહ્યો હતો.

એ સવારે માધવના ઘરમાં બારીએ માંચી ઉપર એક સ્ત્રી નીચું મ્હોં ઘાલી ચિંતાતુર થઈ ઘણા વિચારમાં બેઠેલી હતી. તેનું લુગડું જથર પથર તથા ચોટલો વખેરાયલો હતો; તેણે શરીરે આછું આછું ઘરેણું ઘાલેલું હતું તેથી તેની નાજુક તથા ખુબસુરત કાંતિની શોભા ઘટવાને બદલે તેમાં જુદીજ તરેહનો મોહ દેખાતો હતો. તેનાં અવયવો એવાં નાજુક હતાં કે દાતણવાળો રૂપાનો કળશિયો હાથે ઉંચકી પોતાની પાસે મુક્યો તે વખતે તેના નાજુક હાથ એટલા ભારથી પણ મરડાઈ જશે એવી તેના શત્રુઓને પણ ફિકર લાગે. તે અટાર વર્ષની ભરજુવાનીથી પ્રફુલ્લિત થયલી હતી, અને તેનું નામ રૂપસુંદરી તેના રૂપને યોગ્યજ હતુ. પણ તે માધવની સ્ત્રી આ વખતે ચિંતાતુર થઈ શા માટે બેઠી હતી ? આજે સવારે વેહેલી ઉઠી ત્યારે તેનો ધણી કાંઈ કામસર ગામ જવાનો તેથી નીચે ઉતરેલો ,હતો, માટે ધારા પ્રમાણે તેનાથી તેનું મ્હો જોવાયું નહિ, પણ તેને બદલે સાવરણી ખુણામાં પડેલી હતી તે જોઇ; ઓરડામાંથી બહાર નિકળી એટલામા એક બીલાડી આડી ઉતરી; બારી તરફ નજર ગઇ ત્યારે રસ્તામાં એક રાંડેલી બાઇરી જતાં જોઈ. એ

પ્રમાણે સવારના પોહોરમા તેને નઠારા શકુન થયા. તેનો ધણી ગામ જવાનો તથા ત્યાં આખો દહાડો રહેવાનો તેથી તેનું શું થશે એ વિષે તેને ભારે ફિકર થઇ, અને તે ગામ તે દહાડે ન જવાને તેણે તેને ઘણો સમજાવ્યો. પણ કામ અગત્યનું, રાજાનો હુકમ થયલો, અને પોતે નાગર એટલે વેહેમ પણ થોડો તેથી વહુની વાત ન ગણકારતાં તે ગામ ગયો. તેના ગયા પછી તે મનમાં વિચાર કરવા બેઠી કે શકુનથી કાંઈ થતું નથી એ તો હું જાણું છું. પરમેશ્વરની ઇચ્છા વિના એક સળી પણ હાલતી નથી, તોપણ તેના મનમાં આવતું કે ભુંડો ભુંડાનો ભાવ ભજવ્યા વિના રેહેજ નહિ, માટે શૂળીનું વિઘ્ન કાંટે જાય તો જગદંબાની મોટી કૃપા સમજવી.

એ પ્રમાણે વિચાર કરી રૂપસુંદરી નીચે ઉતરી સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પેહેરી પાટલે બેઠી, એટલામાં તેની નજર જોશી મહારાજ ત્યાં આવેલા હતા તે ઉપર પડી. જોશીને જોતાજ તેને સવારના માઠા શકુન યાદ આવ્યા તેથી તેણે સઘળી વાત તેની આગળ કહી. જોશીએ જરા સૂર્ય તરફ નજર કરી આસપાસ જોઇ તોળા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ ગણવા માંડયું, અને જરા વિચાર કરી જવાબ દીધો: "શકુન નડે એવું કાળયોગ ઉપરથી જણાતુ તો નથી તોપણ શાસ્ત્ર પ્રમાણે તે વખતે તમારા અંગ ઉપર જે જે વસ્ત્રાભૂષણ હોય તે સઘળા બ્રાહ્મણને દાન કરવાં જોઇએ. તમારી જન્મોત્રીની કુંડળી પણ મને મ્હોડે છે તે ઉપર ધ્યાન પોહોંચાડતાં પણ કાંઇ વિપરીત થાય એવો સંભવ નથી; તમને માત્ર રાહુ પીડીત છે તેને માટે આજ તેનું દાન કરો તો સારૂં. દાન ઘણું નથી, એક મોહોર બસ છે." રૂપસુંદરીએ તેજ ક્ષણે સવારે પેહેરેલાં તમામ લુગડાં ઘરેણાં તથા તે ઉપર એક સોનાની મોહોર મુકીને પગે પડીને જોશી મહારાજને આપ્યા. તેમને વદાય કીધા પછી થોડું ઘણું દેવપૂજન કરી ભોજનની તૈયારી કીધી. પણ એટલામાં ઘરના આગલા ચોગાનમાં શોરબકોર થતો સાંભળ્યો. ચાકરને તુરત તેણે તજવીજ કરવાને મોકલ્યો, તેણે આવી જાહેર કીધું કે રાજાના હજારો સિપાઈઓએ આવી આપણો મેહેલ ઘેરી લીધો છે, અને તેઓ આપણા ચોકીદારોને કાપી નાખે છે.

એ ખબર સાભળતાજ રૂપસુંદરી મુર્છાગત થઈ ભોંય ઉપર પડી. કેટલાએક નામરદ ચાકરો નાસી જઇ ઘરમાં ખુણે ખોતરે ભરાઇ બેઠા, પણ કેટલાએક શૂરા ઇમાનદાર નોકરોને એ વાત સાંભળી શૂર ચઢયું, અને પોતપોતાની ઢાલ, તલવાર વગેરે જે જે હથિયાર હાથ આવ્યા તે લઇ લડવા

તૈયાર થઇ ઉભા રહ્યા. રૂપસુંદરીની આગળ ઢાલ લઇને તેનો દીયર એટલે **માધવ**નો ભાઈ કેશવ ઉભો રહ્યો. તેની ઉમર આસરે પચીશ વર્ષની હતી, અને પોતાના મોટા ભાઇએ રળીને તેને ઘણી મુદ્દત સુધી ખવડાવ્યું હતુ તેથી નાનપણથી તેને રળવાની ફીકર નહતી. તેણે તેની સોળ વર્ષથી બાવીશ વર્ષ સુધીની ઉમર અંગકસરત, દાવપેચ, કુસ્તી, તલવારના પટા ઇત્યાદિ સિપાઇને ઉપયોગી થઇ પડે એવાં કામોમાં કાઢી હતી, તેથી જુવાનીના સ્વાભાવિક બળસાથે તેનામાં કસરતથી મેળવેલું વિશેષ બળ હતું. તેનું અંગ મજબૂત તથા સીનાદાર હતુ. તેના આંખ જુસ્સાથી રાતીજ રેહેતી; અને તેને વેચાતી લડાઇ લેવાની એવી તો ટેવ પડી ગઇ હતી કે **માધવે** તેને સારા ઊંચા હોદ્દા ઉપર નિમેલો હતો તોપણ જેમ બને તેમ તેને બીજા લોકો સાથે થોડોજ પ્રસંગ પડવા દેતો. તે તેના ભાઇના જેવો ખૂબસૂરત તથા ગોરા વર્ણનો નહોતો; તોપણ લોહીની સ્વચ્છતાથી તેના રૂપ ઉપર જુદાજ પ્રકારનું તેજ દેખાતુ હતું. તે બહાર આવો વાઘ હતો તોપણ ઘરમાં બકરી જેવો હતો, અને તેની છાતી બહારથી વજ્ર જેવી સખત હતી, તોપણ તેનું હૈયું ઘણું નરમ હતું. પોતાના ચાકર પાસે પોતાની વહાલી તલવાર મંગાવી એક હાથમાં તે પકડી બીજા હાથમાં ઢાલ રાખી ઉભો રહ્યો, અને હજારો માણસ તેના ઉપર એકદમ તુટી પડે તોપણ મરાય તેટલા મારી આખરે મરવુ એવો દૃઢ નિશ્ચય કરી તોફાની સમુદ્રની વચ્ચોવચ પથ્થરના ખડકની પેઠે રૂપસુંદરીનું રક્ષણ કરવાને ઉભો રહ્યો. બહારના ચોગાનમા ગડબડાટ વધી; ઉછળતી તલવારનો ખડખડાટ કેશવને કાને પડયો; તેનું ચાલે તો ઉડીને ત્યાં જઇ શત્રુના કટકે કટકા કરી નાખે; પણ સ્ત્રીનું રક્ષણ કરવું તેથી તેનાથી ત્યાંથી ચસાય નહિ. એટલામાં, એક મોટી ચીસની સાથે સો માણસ ઘરમાં પેઠાં, અને બારણા આગળ ઉભેલા **માધવ**ના ચાકરોને હઠાવીને તથા કાપી નાખીને આગળ વધ્યાં. કેશવ તેઓને આદરમાન આપવાને તૈયારજ હતો. તેણે એક ઘાથી આગલા સિપાઇના બે કકડા કીધા, અને બીજે ઘાએ બીજાનું માથું તેના ધડથી જુદું પાડયું. સિપાઇઓ જરા આચકો ખાઈ ઉભા, અને પોતાના નાયક સામું જોયું. નાયકે કેશવને કહ્યું: “સાંભળો ભાઇ! અમે કાંઇ ઈહા મારામારી કરવા આવ્યા નથી. રાજાની ઇચ્છા રૂપસુંદરીને લેવાની છે, તે જો તમે સલાહસંપથી આપશો તો અમે સુગાસુગા અમારૂં કામ કરીને ચાલ્યા જઇશું, નહિ તો અમારે બ્રહ્મહત્યા નકામી

કરવી પડશે, માટે વિચાર કરીને કામ કરજો." કેશવ ક્રોધથી રાતો હિંગળોક વર્ણ થઇ ગયો. તે બોલ્યો: "જો તારા કૃતઘ્ની, અધમ, વિષયી રાજાને રૂપસુંદરી જોઇતી હોય, અને તમને તેને લેવા મોકલ્યા હોય, તો મને મારીને લઇ જાઓ. નાગરબચ્ચો કદી પોતાનો જીવ બચાવવા સારૂ પોતાના કુળ, ધર્મ તથા ન્યાતને કલંક લાગવા નહિ દે." તે સાંભળી નાયકે ઇશારત કીધી, એટલે એકલા કેશવ ઉપર તલવારના ઘાનો વરસાદ વરસ્યો; તોપણ એક તસુ ખસ્યા સિવાય તે મરણતોલ ઘાયલ થયો ત્યાંસુધી તેની તલવારે પાંચ અથવા સાત માણસનાં રૂધિર પીધાં. પણ ઘણા આગળ એકનો શો હીસાબ? તેનું શરીર ઘાએ વીંધાઇ ગયું, આખું અંગ લોહીથી કચવાબોળ થઈ ગયું, અને અંતે એક કારી ઘા વાગ્યાથી, તથા લોહી વેહેવાને લીધે અશક્ત થઇ જવાથી તે પડયો, અને એક ભયંકર ચીસની સાથે તેનો આત્મા આ દુષ્ટ તથા પ્રપંચી દુનિયાનો ત્યાગ કરી તેની અસલ ભૂમિમાં મહાન ન્યાયાધીશના તખ્ત આગળ જઇ ઉભો રહ્યો.

કેશવની મરતી વખતની ચીસ સાંભળતાંજ રૂપસુંદરીને ભાન આવ્યું, તથા આસપાસનો બનાવ જોઇ બોલી ઉઠી: "શિવ, શિવ, રે ભગવાન આ તે શો દૈવકોપ!" તે વધારે બોલેછે એટલામાં રાજાના સિપાઇઓએ તેને પકડી ઊંચકી લીધી, અને ઘરબહાર લઈ ગયા. બેભાન અવસ્થામાં રૂપસુંદરીને સુખાસનમાં બેસાડી રાજમેહેલમાં લાવ્યા, અને સિપાઈઓ પોતપોતાને કામે વળગ્યા.

રાજ્યપાટિકાની ચંદ્રશાળામાં એક પલંગ ઉપર રૂપસુંદરી સુતેલી હતી અને તેની પાસે કરણ રાજા બેઠેલો હતો. રૂપસુંદરીના કેશ છુટા તથા વિખરાઈ ગયલા હતા, તેની આંખ બેબાકળી થઈ ગયલી હતી, અને અગરજો તેને શુદ્ધિ તો આવેલી હતી, તોપણ આ અકસ્માત્ અને વગર ધારેલા બનાવથી તેનું મગજ ગુંચવાઇ ગયલું હતું. રાજા તેની આસના વાસના કરતો હતો, અને તેના મનનું સમાધાન કરવાને તથા હવે જે થયું તે થયું અને જેવો વખત તેવું ચાલવું એ વાત તેના દીલમાં ઉતારવાને તે ઘણાએક પ્રયત્ન કરતો હતો.

રાજા—"અરે રૂપસુંદરી, અરે મારી વાહાલી, મારી આંખની કીકી મારા હૈયાના હાર, તું કેમ બોલતી નથી? તારા મધુર શબ્દથી મારા જીવને સંતોષ પમાડ. જેમ રણમાં ઉગેલો, સૂર્યના સખત તાપથી કરમાઇ જ-

તો છોડવો વરસાદનાં ટીપાંની આતુરતા રાખેછે, તેમ હું તારા શબ્દ સાંભળવાને તરસું છું. કાંઈ તો બોલ. તુ અપશબ્દ કહેશે, તુ મારૂં નઠારૂં બોલશે, મને ગાળો દેશે, તોપણ તે તારાં અમૃત વચન મારા અંતઃકરણના ઘા ઉપર થંડા મલમ જેવાં લાગશે. મે તારા ઉપર બળાત્કાર તો વાપર્યો. તારા પણિયત ધણીથી વિયોગ પાડયો તો ખરો. તારા દીયરે વગર ઉપયોગનો અટકાવ કીધો તેથી તે બિચારાનો પ્રાણ પણ ગયો, તે સઘળાંને માટે હું ખરેખરો શોક કરૂંછું. વળી તારા નાજુક શરીરને ઈહાં લાવતાં દુઃખ પણ થયું હશે, એ બધું તો ખરૂં છે. પણ તારૂં હિત કરવું એજ મારી મતલબ છે તે ઉપર તો તુ નજર રાખ. મારો વિચાર તારી સાથે લગ્ન કરવાનો છે; પછી હું તને મારી પટરાણી કરી રાખીશ. લુગડાં ઘરેણાંની તો તારે કંઈ કસરજ રેહેશે નહિ. લક્ષ્મી તો તારી દાસી થઇને રેહેશે. તને એટલું તો સુખ આપીશ કે તે તારા સ્વપ્નામાં પણ નહિ આવતુ હોય. તારો ધણી હમણા તો પ્રધાન છે, અને હમણા તો તને સઘળી વાતે સુખ હશે તોપણ કાલનો શો ભરોસો? કોઇ આફ્ત આવી પડી, દરિદ્રતા તારા ઘરમાં આવી, તો તે ખમવાને તારૂં શરીર લાયક છે? તને પરમેશ્વરે વિપત્તિ ભોગવવા પેદા કીધીજ નથી. તુ તો રાજમેહેલ શણગારવાનેજ જન્મી છે, અને આટલી વાર સુધી તારા નસીબ ઉપર પાંદડું ટંકાયું હતુ તે હવે ઉઘડી ગયું છે, અને તને જે અર્થે સર્જેલી છે તે અર્થ હવે પાર પડયો છે એ સઘળા ઉપર વિચાર કરી મિથ્યા શોક મુકી દે. જે થયું છે તે શ્રીભગવાનની ઇચ્છા વિના થયું નથી, માટે જો તે ઉપર અસંતોષ બતાવશે તો તેની ઇચ્છાની તુ સામે થઇ એમ કહેવાશે. તારૂં કાંઇ ચાલવાનું તો નથી એટલુંજ નહિ, પણ તેમ કરવાથી ઉલટી તુ મોટા પાપમાં પડીશ."

રાજાની એ સઘળી વાતથી રૂપસુંદરીના મનનું સમાધાન લેશમાત્ર પણ થયું નહિ. તેના હૈયામાં શોકનો ઉભરો ચઢી આવ્યો. તેના મનમાં વિચારના તરંગ ઉપર તરંગ ઉઠવા લાગ્યા. "અરે મારા ધણી, તેં મને લાડ લડાવવામાં કાઇ બાકી રાખી નથી. તને પ્રધાનવટુ મળ્યું નહતુ, તુ જયારે ગરીબ અવસ્થામાં હતો, ત્યારે પણ તે દુઃખ ભોગવી મને સુખ આપ્યું. પાણી માંગેલું ત્યારે દુધ આપેલું, અને કોઇ દહાડો મે અપરાધ કીધા છતાં પણ તે મને કડવો બોલ કહ્યો નથી. અરે! તે સુખ તો હવે વહી ગયું! હવે હું તારૂં મ્હોં ફરીથી કયાં જોઇશ? તને પાનસોપારી હવે કયારે આપીશ? તુ

જ્યારે શીકર ચિંતામા ઘેર આવશે ત્યારે મ્હોં હસતું રાખી તારી દિલગીરી કોણ કાઢી નાખશે? અરે હું દુષ્ટ ચંડાળણી, તારો પાડ તે હું ક્યારે વાળીશ? તારૂં કીધેલું કોઈથી થવાનું નથી. મને અત્યાર સુધી કાંઇ છોકરાં ન થયાં તોપણ મારા જીવને કલેશ થાય માટે તેં જરાપણ તે વિષે શોક બતાવ્યો નથી. હાય હાયરે! તે દહાડા તો ગયા, પણ હું જીવીશ ત્યાંસુધી તેને ભુલવાની નથી. અરે મહાદેવ, ઓ જગતપિતા, મને પાપીને તું ગમે તે કર, પણ મારા પરમપ્રિય સ્વામીને તું સદા આરોગ્ય, સુખી તથા ધનવંત રાખજે. મારી ખરા દીલથી એ પ્રાર્થના છે તે તું સાંભળજે. અરે મારા દીયરજી, તારે સારૂ તો હું મારા આંસુએ સાગર ભરૂં તોપણ થોડું છે. તેં મારી આમન્યા કોઇ દિવસ લોપી નહતી, તેં મને મા સમાન ગણી હતી, અને મેં તને મારી આંખે મારૂં રક્ષણ કરવામા ભોંય ઉપર લોહીમાં આળોટતો જોયો. તેં તારૂં જોર, જુવાની, તારી આશા, સ્ત્રી, તારૂં આવર્દા મને આવી ભયંકર રીતે અર્પણ કીધાં, તું મારી ખાતર ભરજુવાનીમાં મુઓ.. એ સઘળાનો બદલો હું તે ક્યારે વાળીશ? અરે મારી દેરાણી, તારૂં હમણા કેવું મ્હોડું થયું હશે તે મારા મનમાં આવેછે એટલે મારી છાતી ફાટી જાયછે. હાય! હાય! તારી શી ગતિ થશે? તારી ઉમર કેટલી? હજી તો હમણા સોળ વર્ષ પૂરાં થયાં એટલામા સુવા દૈવે તને રંડાપો મોકલ્યો. હવે એ દહાડા તે કેમ જશે? તું મને લાખો ગાળો દેશે તેથી મારા જીવને નિરાંત વળશે. અરે રામ! તારા દુઃખનો કાંઇ છેડો નથી. તારી હવે કોણ પરવરશી કરશે? તારા પીહેરમા પણ સુખી નથી; તારી ભાભી તને ટપલા મારી સુકો રોટલો ખવડાવશે; એ બધું મારે લીધે. તું જીવતી, મોઇ, અને તારા ધણીના તથા તારા મોતની હત્યા મારે માથે બેઠી અરે પરમેશ્વર તેં મને બળ્યું રૂપ શા સારૂં આપ્યું? એ મુઆ રૂપથી આ સઘળી ખરાબી થઇ છે. એ સઘળાં પાપથી હું ક્યારે છુટીશ? જીવતાં સુધી મારા મનમાં પસ્તાવાનો તાપ બળ્યાજ કરશે તેથી કદાપિ રાજા કહેછે તે પ્રમાણે મને મોટું સુખ થશે તોપણ નહિ. હોલવાય એવા અગ્નિથી હું બળી બળીને મરી જઇશ. ઓ ભગવાન! તે દહાડો જલદી આવે તો સારૂં. વળી પરમેશ્વરે બ્રાહ્મણમાં અને તેમા સૌથી ઉંચી નાગરી ન્યાતમાં મને જન્મ આપ્યો તે સઘળું મિથ્યા: મારા એક ભવમા બે ભવ થયા. કોણ જાણે કયા જન્મના પાપ નડયાં. ન્યાત, જાત, સગાં, વહાલાં, માબાપ, ભાઇ, ભોજાઇ, બેહેન

વગેરે સઘળાં કુટુંબનાં માણસોને મન તો હું આજ મરી ગઇ. અરે! તમે મારૂં આજ સ્નાન કરજો. હું તેઓને કોઈ વખત મળીશ તો ખરી, પણ હવે કાંઈ પેહેલાં જેવો વેહેવાર રેહેવાનો છે? શું હવે એકઠાં મળીને ખવાવાનું છે? આખા નગરમાં સૌ મારો ધિક્કાર કરશે. રાજાના મેહેલમાં સૌ મને શત્રુ ભાવે જોશે. બીજી રાણીઓ મારી અદેખાઈ કરશે. અને રાજાનો ભરોસો શો? તે હમણા તો મારૂં રૂપ જોઇને મોહ્યો છે, પણ રૂપ તો અનિશ્ચિત; રોગથી અથવા વૃદ્ધાવસ્થાથી એ સઘળું રૂપ જતું રેહેશે, ત્યારે બીજી રૂપાળી સ્ત્રી ઉપર રાજાનું મન દોડશે, અને હું એક ઓરડામા પાપણીની પેઠે સડયાં કરીશ. ગુણને લીધે જે પ્રીતિ ઉત્પન્ન થાય તેજ ખરી. રૂપ તો ક્ષણભંગુર; રૂપ ઉપરનો મોહ ખોટો સમજવો. પણ લાચાર, હવે બીજો શો ઉપાય? જે બન્યું તે બન્યું. દૈવની ગતિ આગળ કોઇ ડાહ્યું છે? મારા નસીબમાં આ દુઃખ લખેલું હશે તે કોટી ઉપાયે પણ મિથ્યા થનાર નથી. વિધાતાએ લલાટમાં જે લેખ લખ્યા હશે તે કદાપિ ફરવાના નથી; માટે હવે તો જે માથે આવી પડે તે મુગે મ્હોડે સહન કરવું."

એ પ્રમાણે રૂપસુંદરી રાજાના મેહેલમાં વિચાર કરેછે, તે વખતે આખા શેહેરમાં તેમજ માધવના ઘરમા ઘણો જ જુદો દેખાવ થઇ રહ્યો હતો. રૂપસુંદરીનું હરણ તથા કેશવનું મરણ થયું, એ ખબર આખા શેહેરમાં ચાલ્યાથી સઘળે હાહાકાર થઈ રહ્યો. ઘેરઘેર, દુકાને દુકાને, ચકલે ચકલે તથા મોહલ્લે મોહલ્લે એની એજ વાત ચાલવા માંડી. માધવ ઉપર આવી ભારે આફત આવી પડી તેથી તે બિચારા ઉપર સઘળાં દયા લાવતાં હતાં. માણસો વાત કરતાં હતા કે હવે રાજા કોને પ્રધાન કરશે, અને તે વિષે અનેક અટકળ કરતા હતા. કેશવને તો બિચારાને કોઇએ ગણ્યોજ નહિ. પણ રાજાની આ દુષ્ટ રીતથી સઘળાના મનમા ત્રાસ પેસી ગયો. આજ તેને ઘેર ને કાલે આપણે ઘેર મોહોકાણ મંડાય એવી સઘળાના મનમાં ફિકર ભરાઈ. વળી રાજધાનીના શેહેરમા બ્રહ્મહત્યા થઇ તેથી રાજ્ય ઉપર ઈશ્વર તરફથી શો કોપ થશે એ વિષે ફિકર કરવા લાગ્યા. સઘળા બારે ઉદાસીમાં પડેલા હતા. બાયડીઓ સઘળી રૂપસુંદરીની વાતો કરતી હતી. કેટલીએક કહેતી હતી કે પકડાઇ તે વખતે તેણે પોતાનો પ્રાણ કાહવો હતો; બ્રાહ્મણ ટળી રજપૂત થવુ પડશે તે કરતા મોત હજારગણું સારૂં. કેટલીએક કહેતી હતી કે એ બિચારી શું કરે? જીવ તે હાથે કેમ કઢાય? પરમેશ્વરે

એને રૂપ આપ્યું તેમાં એનો શો વાંક? રજપૂત તો રજપૂત પણ જીભ કાંઈ કઢાય નહિ. કેટલીએક બોલતી કે રાજા તે રૈયતનો માબાપ, અને જ્યારે તે પોતાનાં છોકરાં ઉપર આવી દુષ્ટ નજર કરે, અને જોરજુલમથી બાયડીઓને પકડી લઈ જાય ત્યારે રાજમાં રહેવાય પણ કેમ? આજે એને અને કાલે બીજા કોઇને. પરમેશ્વર એ રાજાનો અપરાધ સાંખવાનો નથી. જોજો, થોડા દહાડા પછી એના ઉપર ભારે દુઃખ આવી પડશે. એની રાણી કોઈ લઈ જશે, અને રાજાને પાપે આખી રૈયત દુઃખી દુઃખી થશે. ભગવાને જે ધાર્યું હશે તે ખરૂં. કેટલીએક ખૂબસૂરત પણ વિષયી બાયડીઓ તો મનમાં મગ્ન થતી દેખાઈ. આજ એનો વારો તો કાલે આપણો પણ આવે, એમ વિચાર કરવા લાગી અને પોતાનું રૂપ રાજાની દૃષ્ટિએ પડે તેના ઉપાયો શોધવા લાગી. રૂપસુંદરી એવી શું રૂપવંતી છે કે રાજા તેને જોઇને મોહી ગયો; શેહેરમાં તેના કરતાં ઘણાંએ વધારે દેખાવડાં છે. આપણે એનાથી ઉતરતાં નથી. વળી તે વાંઝણીને રાખી રાજા શું કરવાનો છે? તેનાથી કાંઈ રાજગાદીનો વારસ આવવાનો છે? વારૂ, હજી વખત ઘણો છે. ધીરજ રાખવી અને યોગ્ય વખત ચુકવો નહિ. એ પ્રમાણે આખા નગરમાં ચર્ચા ચાલી રહી હતી.

માધવનો મેહેલ સૂનોસૂનો નિસ્તેજ અને ઉદાસ દેખાતો હતો. મોહલ્લામાં કુતરાં કઠોરસાદે રડતાં હતાં. બાયડીઓ અને ભાયડાઓ ટોળે મળી ઓટલે બેઠેલાં હતાં, અને પ્રધાનના ઘરને બારણે નાગર ગૃહસ્થ ડાઘુને વેશે કોઇ રડતા હતા, તથા કોઇ ભારે દિલગીરીમાં બેઠા હતા. તેના જુના મિત્ર, તેના સગા કહેવડાનારા, તેના ઓળખાણમાં આબરૂ માનનારા, તેને બારણે રોજ જોડા ફાડનારા, તેને બાપજી બાપજી કહેનારા, એ સઘળામાંથી કોઈ ત્યાં નહતું. જેમ પાણી સુકાયા પછી માછલાં નાસી જાય છે, જુવાર કપાયા પછી હરીયા બીજે ઠેકાણે ઉડી જાય છે, જેમ ગળપણ ખસેડ્યા પછી તેના ઉપર બમણુતી માખી જતી રહેછે, તેમ તે લીલા વનના સુડા, ઉગતા સૂરજને પૂજનારા, આવતાના બોલબાલા તથા જતાનું મ્હોં કાળું કેહેનારા, આ વખતે કોઈ માધવને ઘેર ફરક્યાજ નહિ.

માધવે થોડી મુદ્દત સુધીજ પ્રધાનપણું કીધું હતું, પણ તેટલા વખતમાં તેણે સારાં કામો કીધેલાં હતાં તેથીજ લોકો તેના ઘરને વાસ્તે શોક કરતા હતા. તેનાં સગાં તથા કેશવનાં સાસરિયાં સઘળાં ત્યાં આવ્યાં હતાં, તેઓએ વિલાપ

કરી હવેલી ગજાવી મુકી હતી. વખતે વખતે તેઓ એકઠાં મળીને કુટતાં હતા, તે વખતે તેઓ એટલા જોરથી છાતી ઉપર હાથ અફાળતાં હતાં કે છાતીનો રંગ લોહીવર્ણું થઇ જતો હતો. કેટલાએકને તો તે જગાએથી લોહીની સેર ચાલતી હતી, અને જો કુટવાનું કામ વધારે જારી રેહેશે તો રોવા આવેલાંમાંથી બીજું કોઇ મરનારની પાછળ જશે એમ લાગતું હતું. ઘર આગળના ચોગાનમાં ચોકીદાર સિપાઇઓનાં મુડદાં કપાઇ ગયલાં પડયાં હતાંતેને ઠીક ગોઠવી બાળવા લઈ જવાની તૈયારી કરવામાં સૌ સૌની ન્યાતના લોકો કામે વળગ્યા હતા. મરનાર સિપાઇઓની સંખ્યા આશરે પચાસની હતી, તે સઘળાની ન્યાત જાતના લોકોની તથા બાકી રહેલા જીવતા ચાકરોની રડારડથી ત્યાં ભારે ગડબડ થઈ રહી હતી. તેની સાથે બાયડીઓ ત્યાં આસરે હજારેક એકઠી મળી તરેહ તરેહવાર અવાજ કાઢી વિલાપ કરતી હતી; તથા જીવથી બચેલા નોકરો "જીવતા શા સારૂ રહ્યા," અને "ધણીની પાછળ પ્રાણ શા સારૂ હમારો ન ગયો," એવા શબ્દો કાઢી મોટેથી બૂમ પાડી રોતા હતા. ઘરમાં ગયા કે પરસાળમાં એક ભયાનક દેખાવ નજરે પડતો હતો. એક ખુણામાં કેશવની વહુની મા, બેન, માસી, ઇત્યાદિ બીજાં સગાં બેઠેલાં હતાં, અને બીજે છેડે કેશવનું શબ પડેલું હતું. ગાયના પવિત્ર ગણાતાં છાણથી સ્વચ્છ કીધેલી ભોંય ઉપર દર્ભ પાથરીને શબને સુવાડેલું હતું, અને તેના માથા આગળ નીચું માથું ઘાલી તેની ધણિયાણી બેઠેલી હતી.

એ સ્ત્રી તેની ઉમરના પ્રમાણમાં વધારે લાંબી હતી; તેનો રંગ ઘઊંલો હતો; અને અગરજો તે કાંઇ દેખાવડી ગણાતી નહતી તોપણ આ પ્રસંગે તેના લોહીમાં જુસ્સો આવવાથી તેના તમામ શરીરનો રંગ રતાશ મારતો હતો. તેના મ્હોડા ઉપર એક પ્રકારનું તેજ પથરાયલું હતું. તેની આંખ એવી તો વિક્રાળ તથા હિંગળોક વર્ણું થઇ ગઇ હતી કે તેને જોઇને કોઇ પણ પુરૂષ થથરી જાય, અને તે કોઇ ઇશ્વરી માતા છે એવું તેના મનમાં આવી તેને પગે પડવાની તેની મરજી થઇ આવે. તેનો એવો ઉગ્ર ચેહેરો જોઇને તેની માની પણ તેની પાસે જવાની હિમત ચાલતી નહતી. તે એકલી પોતાના સ્વામીને એકાગ્રચિત્તે જોઇને બેસી રહેલી હતી, અને તેની આસપાસ જે રડાપીટ તથા શોરબકોર થતો હતો તે ઉપર તેનું જરાપણ લક્ષ જતું નહતું. ઘણા લોકના મનમાં હતું કે તેને જલદીથી સત ચઢશે; પણ હજી તેમ થવાનાં ચિન્હ નજરે પડતાં નહતાં. તેની મા ઘેલી જેવી થઈ

ગઈ હતી, અને છોકરીને આ રંડાપો આવ્યો તેના અત્યંત દુઃખની સાથે તેને જોસ ચડશે તો તે પણ બળી મરશે એવી ધાસ્તી પેદા થવાથી તેને વધારે સંતાપ થવા લાગ્યો હતો. અત્યાર સુધી તેનો એવો અભિપ્રાય હતો કે છોકરી રંડાય તેના કરતાં મરે તે સારૂં, રંડાય તો મ્હોં આગળ એક ધગધગતી સગડી થઈને પડે; તેને જોયાથી નિરંતર દુઃખનું સ્મરણ રહે; તેના જીવને ઘડી ઘડી ક્લેશ થયાં કરે તેથી તેના માબાપના હૈયાનો તાપ ટાઢો આગળ નહિ. એથી ઉલટું તે મરે તો ઘણું દુઃખ લાગે ખરૂં, પણ તે દુઃખનો અંત પણ તેજ વખતે; પછી દેખવુંએ નહિ અને દાઝવુંએ નહિ. પણ હવે તેને લાગ્યું કે મરવા કરતાં રંડાઈને જીવતી રહે તે સારૂં. તે એવી અવસ્થામા જીવે તેમાં ઉપર કહેલાં દુઃખ તો થાય, પણ છોકરી જીવતી રહી પોતાની આંખ આગળ રહે તેથી જીવને શાતા વળે. વળી તેને સલાહ પુછવા, સાથે જવા આવવા, તથા ઘરનું કામકાજ કરવામાં કામ આવે. બીજું તે ઘરડી અશક્ત થઈ ખાટલે પડે ત્યારે રાંડેલી છોકરી તેની ચાકરી કરવામાં તથા તેની સંભાળ રાખવામા લાખ રુપિયાની થઈ પડે. દુઃખનું ઓસડ દહાડા. રાંડેલા બઈરાં ધણીનું દુઃખ પણ કેટલેક વર્ષે ભૂલી જાય ત્યારે રાંડેલી તો રાંડેલી પણ જીવતી છોકરીથી તેનાં માબાપના અન્તઃકરણમાં તો સંતોષ થાય. એ પ્રમાણે વિચાર ગુણસુંદરી (કેશવની વહુ જેનું નામ તેને યોગ્ય જ હતું, કારણ અગર જો તેનું રૂપ તેની જેઠાણીના જેવું નહતું તોપણ તેનામા ગુણ રૂપસુંદરી કરતાં વધારે હતા, અને તેના કેટલાએક ગુણો તો માણસોમાથી પણ થોડામાજ શોધ્યા જડે એવા હતા) ની માએ કીધો. હવે જો છોકરી સતી થાય તો સારૂં કેટલું ? આખા શેહેરમાં બલ્કે આખા ગૂજરાતમાં તેનુ નામ કીર્તિવંત થાય, તેની આખી ન્યાતને તેથી શોભા મળે, તેના કુટુંબની પ્રતિષ્ઠા વધે, અને તેના માબાપને સૌ કોઈ ધન્યધન્ય કહે. વળી શાસ્ત્ર પ્રમાણે તેનો તથા તેના ધણીનો ઉદ્ધાર થાય અને બધા દેવલોક તેને જોઈને પ્રસન્ન થાય. એ સઘળા વિચારથી ગુણસુંદરીની માના મનમા ધર્મનો જુસ્સો ભરાયો, અને તેની છોકરી જીવે તે કરતા મરે તે સારૂ એવું તેના મનમાં નક્કી થયું. તોપણ પોતાની છોકરીનું મન જોવાને તેને પુછ્યું: "બેન, લોકોમાં વાત ચાલી રહી છે કે તું તારો દેહ તારા ધણીને અર્પણ કરનાર છે. એ વાત ખરી હોય તો મારી જાત ઉપર, મારી ઉમર ઉપર, મારી અવસ્થા ઉપર વિચાર કરીને

જે કામ કરવું હોય તે કરજે. તારા વિના મારાથી જીવાવાનું નથી. તારી પાછળ હું મારો દેહ પાડીશ, પછી તારા બાપની, તારાં નાનાં નાનાં ભાઇ બેનની શી વલે થશે ? શું હું તને મરતાં જોઉં ? શું તું તારી મેળે મરે, અને હું ડોશી તને વળાવી જીવું ? એમ કદી થનાર નથી. માટે તારા દુઃખના જોશમાં તેં જે કાંઈ ગાંડો વિચાર કીધો હોય તે મનમાંથી કાઢી નાંખ, અને પરમેશ્વરે જે આફ્ત મોકલી તે સહીને દુઃખે પાપે દહાડા કાઢવા ઉપર નજર રાખ. જો તારૂં આવર્દા ટુંકું જ હશે તો વધારે જીવવું નહિ પડે. પણ જાણી જોઇને તે કેમ મરાય ? માટે હવે જીવવું, અને જે થાય તે જોવું. તે સિવાય બીજો કાંઈ ઉપાય નથી."

એ વાત સાંભળતાં જ ગુણસુંદરીના મ્હોં ઉપર વધારે લોહી ચઢી આવ્યું; તેની આખ વધારે લોહીવર્ણુ થઇ; તેનું આખું શરીર થરથર ધ્રુજવા લાગ્યું; અને જે મહાભારત દુઃખ તેના ઉપર આવી પડ્યું હતુ તેની અસર તેના અવાજ ઉપર થવાને બદલે તેના શબ્દ વધારે જુસ્સાથી તથા સ્પષ્ટતાથી નિકળવા લાગ્યા, અને તે કોઈ દહાડો વાચાળ નહતી તેવી આ વખત થઇ. તે બોલી "હવે જીવવું ? જેણે મારો હાથ પકડ્યો, જેની સાથે ઘણાં વર્ષ આ સંસારમાં સુખમાં અથવા દુઃખમાં કાઢવાની આશા બાંધી, જેણે મને મનગમતાં લાડ લડાવ્યાં, જેણે આટલાં વર્ષમાં એક કડવો સુખન કહ્યો નથી, જે બાહાર વાઘ જેવા ગણાતા, પણ મારી સાથે જેની વર્તણુક ગરીબ ગાયના જેવી હતી, તે આટલી નાની ઉમરમાં આવે અકાળ મોતે મારાથી રીસાઈ ગયા, અને હુ દુષ્ટ પાછળ પડી જાઉં ? ના ના, તે જયાં જશે ત્યાં હું જઇશ. તેનું જે થશે તે મારૂં થશે. હવે જીવવું ? જીવીને મારા ધણીની અસદ્ગતિ કરાવવી, અને જે પૂર્વ જન્મનાં પાપથી તેનું આવું મૃત્યુ થયું તે પાપ ધોઇ નાખવાનું મારા અખતિયારમાં છતાં આ ક્ષણભંગુર જગત્માં થોડા દહાડા દુઃખે પાપે કાઢવા સારૂ તેના અક્ષય સુખનો નાશ કરૂં ? હવે જીવવુ ? જીવીને ઘરેણાંનો ત્યાગ કરી રૂદ્રાક્ષની માળા ધારણ કરવી, અને મારાં વાહાલાં લુગડાં બચકે બાંધી ધોળું વસ્ત્ર પેહેરી ફરવું. હવે જીવવું ? જીવીને સઘળા વ્યવહારથી દૂર રેહેવું, અને સઘળાં શુભ કામમાં મારો ઓળો પડવા ન દેવો. હવે જીવવું ? જીવીને લોકોમાં રાંડ કહેવડાવવું, અને રસ્તામાં કોઇને મળું તો તે અપશકુન સમજી પોતાના ઘરમાં પાછા ભરાઇ જાય તે સહન કરવું. હવે જીવવું ? જીવીને ઘરમાં બોજો થઇ પડવું

અને માબાપના દુઃખનું મૂળ થવું. હવે જીવવું? જીવીને ભાઇ ભોજાઇના ઠોક ખાવા, અને પેટને સારૂ હલકામાં હલકી પરતંત્રતાની અવસ્થા ભોગવવી. હવે જીવવું? જીવીને શું સુખ ભોગવવું? જીવવાથી ફળ શું? માટે એવી રીતે જીવવા કરતાં મરવું લાખ ઘણું સારૂં. માટે મરવું એજ સિદ્ધાંત; એમાં કંઇ સંશય નહિ. માટે મારા ધણીની સાથે મારી પણ તૈયારી કરવી." એટલું બોલતાં બોલતાં તેને બેહદ જોસ ચઢી ગયો, અને તે 'જે અંબે' 'જે અંબે' બૂમ પાડી ઉઠી. એ બૂમ સાંભળતાં જ સઘળાં બઇરાં સતી માની પાસે આવી તેને પગે પડ્યાં, અને જે કોઈ રોતું હતું તેને ધમકાવવા લાગ્યાં.

તે વખતે બે પિંડ તૈયાર કરાવી ગોરે એક શબનો અને બીજો પાંથક, એ પ્રમાણે એક શબની નીચે દર્ભ ઉપર અને બીજો આંગણે મુકાવ્યો. અને શબને સ્મશાન લઇ જવાની તૈયારી થઇ જોઇને બાયડીઓ ગુણસુંદરીને બીજા ઓરડામાં લઇ ગઇ. ત્યાં તેને સ્નાન કરાવ્યું. પછી તેણે પોતાને હાથે ઘણાં જ કિમતી વસ્ત્ર પેહેર્યાં, અને ઘલાઇ સકાય એટલાં ઘરેણાં ઘાલ્યાં. બાકી જે પોતાનું રહ્યું તે સઘળું પોતાની બેન, ભોજાઇ વગેરે સગાંને વેહેંચી આપ્યું. તે સતીમાતાનો પ્રસાદ તેઓએ ઘણા હર્ષની સાથે લીધો. પછી, પોતાને કપાળે પિયળ કાઢી, ચોટલો છુટો તથા ભીનો રાખ્યો, અને એવે વેશે તે પાછી પોતાના ધણીના શબ પાસે આવી. તેનાં દર્શન કરવાને મોહલ્લાનાં તથા શેહેરનાં એટલાં લોક એકઠાં થયાં કે ત્યાં દેવમંદિરના જેવી ભીડ થઇ રહી. તે સઘળાં તેને પગે લાગતાં, અને તેઓને તે આશીર્વાદ દેતી. કેટલીએક વાર ચુપ રહ્યા પછી તે બોલી "સાભળો લોકો, એકવાર મહાદેવના સસરાએ યજ્ઞ કીધો તેમાં તેણે પોતાના જમાઇને નોતરૂં દીધું નહિ, તેથી તે મહાદેવની સ્ત્રી સતીને ક્રોધ ચઢ્યો, અને તે તેના બાપના ઘરમાં અગ્નિકુંડમાં પડીને બળી મોઈ. તેને બીજે જન્મે તે પાર્વતી થઇ હિમાચળને ઘેર અવતરી, અને મહાદેવને પાછી વરી. એજ રીતે આજે હું મારા ધણીની ચિતામાં બળી મરી બીજા જન્મમાં અવતરી તેનેજ પરણીશ, અને જેટલું સુખ ભોગવવું બાકી રહ્યું છે તેટલું ત્યાં ભોગવી લઇશ." તે સાંભળી લોકો "જે અંબે" "જે અંબે" બોલ્યા, તે વખતે સતી માએ પોતાના બે હાથ ઘસીને તેમાંથી સુકેસુકો હેગળોક કાઢ્યો, અને તેવડે સઘળી સૌભાગ્યવતી સ્ત્રીઓને ચાંલ્લા કીધા; ઘણીએક ઓળખીતી સ્ત્રીઓના માથા ઉપર અથવા વાંસે હાથ ફેરવ્યા;

અને બીજીઓને લાંબા હાથ કરી આશીર્વાદ દીધો. કેટલીએક સ્ત્રીઓ પોતાનાં માંદાં છોકરાંને ત્યાં સતી માતાનાં દર્શન કરાવવા લાવી હતી તેના ઉપર સતીમાનો હાથ મુકાવવાને તેઓ ઘણી આતુર હતી. તે સઘળાંને રાજી રાખવાને બધાં માંદાં છોકરાંને આશીર્વાદ દીધો, એટલે તેઓ સુસ્ત થઇ પડી રહ્યાં હતાં તે હસવા તથા રડવા લાગ્યાં. લોકો આવેલાં કોઈ જાય નહિ, અને નવાં આવ્યાંજ કરે તેથી શબ લઈ જવાને વખત ન મળે માટે બ્રાહ્મણોએ સઘળા લોકોને ઘર બહાર કાઢી મુક્યાં, અને શબને બહાર કાઢ્યું. એવે વખતે સાધારણ રીતે જે રડારડ તથા ખૂમાખૂમ પડેછે તે કાંઇ તે વખતે ત્યાં થયું નહિ. જ્યાં સતી થવાની હોય ત્યાં રડવાનું કામ બંધ પડેછે. સતી હાથ ચોળતાં અને હાથમાંથી હિંગળોક વેરતાં વેરતાં બહાર આવી સુખાસનમાં બેઠાં. આગળ પાછળ લોકોનું ટોળું અને વચમાં શબને ઉંચકનારા બ્રાહ્મણો તથા સતીનું સુખાસન હતું. લોકો પાછળથી "જે અંબે" "જે અંબે" "અંબે માતકી જે" કરતા હતા, અને તેમાં સતી મા પણ શામેલ થતાં હતાં. આગળ રણશિંગડાં, શરણાઈ, તુરાઈ, ઢોલ, નોબત, ઘંટા, ઘડિયાળ, શંખ, થાળી, ઝાંઝ વગેરે વાજીત્રનો એકત્ર થયલા જેવો પણ બેસુરો તથા ભયાનક નાદ થતો હતો. એવી રીતે તે સઘળાં શેહેરના દરવાજા આગળ આવ્યાં, તે વખતે વાંઝિયાં બઇરાં પુત્રવંતા થવા સારૂ સતી માતાનો હાથ માથે મુકાવવા આવ્યાં તેઓ સઘળાંને તેણે રાજી કરી પાછા વાળ્યાં. જે બઇરીઓને સાસરે અથવા પીહેર દુઃખ હતું, જેઓના ધણી તેઓના કહ્યાસર નહિ હતા, જેઓને રંડાપો વેહેલો આવશે એમ લાગતું હતું, જેઓને છોકરાં આવતા પણ જીવતાં નહિ, તે સઘળાંને સતી માએ આશીર્વાદ દીધો. પછી પુરૂષોનાં ટોળે ટોળાં પોત પોતાનાં ધારેલાં કામ પારપડે એવા હેતુથી સતીને પગે પડી આશીર્વાદ માગવા લાગ્યા, તેઓ સઘળાં તૃપ્ત થયાં. ત્યાર પછી જે કોઇએ કોઈ પણ વખત સતીના ઉપર દ્વેષ રાખ્યો હશે, જેઓએ ખુલી રીતે તેને અપશબ્દ કહ્યા હશે, અથવા ગાળો દીધી હશે, તેઓએ પણ તેની પાસેથી ક્ષમા માગી તે તેમને મળી. આગળ ચાલતાં શબને દરવાજા બહાર વિસામા ઉપર મુક્યું, અને ત્યાં ધારા પ્રમાણે પિંડદાન કરવામાં આવ્યું. તે વખતે લોકોનાં ટોળાંમાંથી એક ચીથરિયા રજપૂતે બહાર નિકળી હાથ જોડી સતીને વિનંતી કીધી. "માતા પરાપૂર્વથી એવો સંપ્રદાય છે કે જ્યારે કોઈ સતી થાયછે ત્યારે તે શેહેરના, અથવા ગામના દરવાજા ઉપર હિંગળોકના

હાથા મારેછે, અને શેહેર અથવા ગામના રાજા તથા રૈયત એ બંનેને આશીર્વાદ દેછે, તે પ્રમાણે માતાએ પણ આ વખત કરવું જોઇએ." તેજ ક્ષણે સતીએ પોતાના બે હાથ ચોળી બળતા અંગારાએ ખોબો ભર્યો, અને તે શેહેર ઉપર ફેંકી બોલ્યાં: "જે રાજાએ વગર વાંકે પરસ્ત્રી, પોતાના મુખ્ય પ્રધાનની વહુ, બ્રાહ્મણી, અને તે પણ વળી નાગર જ્ઞાતિની, એવીનું હરણ કીધુ, જે રાજાએ એવું કામ કરી તેના મુખ્ય પ્રધાનને, તેનું ભલું ઇચ્છિનારને, તેના રાજ્યનું સુખ વધારનારને તેના દરબારમાંથી હમેશાં સુધી કાઢી મુકયો, જે રાજાએ બળાત્કારે પરસ્ત્રી હરણ કરવામા તેનો કારભારી જે ઊંચો બ્રાહ્મણ હતો તેની હત્યા કરાવી, અને રાજાએ બ્રહ્મહત્યાની સાથે સ્ત્રીહત્યા પણ કરાવી, અને અગર જો તે સ્ત્રીના મનને મરવું દુર્લભ છે અને કૈલાસ લોકમાં જવા જેવું છે, તો પણ તેના અકાળ મૃત્યુથી તેનાં માબાપ, ભાઇ, બેન, સગાં વાહાલાં, ઇત્યાદિને જે પરમ દુઃખ થશે તેનું કારણ જે રાજા છે, તે રાજા ગણ્યા દહાડામા વનવન રઝળશે; તેની બઇરી પારકા લઇ જશે; તેની છોકરી દુ:ખ પામી પામીને પરપુરૂષના હાથમાં જઈ પડશે; તેનુ મોત તે પોતે માગી લેશે; તે કયાં તથા કયારે મુઓ તે કોઈ જાણશે નહિ; તેનું નામ, નિશાની કાંઈ રહેશે નહિ; તેના મેહેલમાં તેના શત્રુ આવી વસશે; અને રાજાના પાપથી રૈયત દુઃખી થાય એવો નિયમ છે તે પ્રમાણે આ અણહિલપુર પાટણનો નાશ થશે; તેનું દ્રવ્ય લૂંટાઈ જશે; તેના વ્યાપારીઓ જડમૂળથી ઉખડી જશે; અને કેટલાએક કાળ પછી આ ઠેકાણે આવું મોટું શેહેર હતું તેનું એક પણ ચિન્હ રહેશે નહિ. રે જગદંબા! મારો આ શાપ ફળજો. જો મારૂં આ વચન સિદ્ધ ન થાય, તો મને પાપી, દુષ્ટ, ઢોગી અને મિથ્યા સતી સમજજો; માટે રે તેત્રીશ કરોડ દેવતાઓ! મને સહાય થજો, અને મારૂં વાક્ય ફળીભૂત થજો."

એ વચન સાંભળીને તથા તે બોલતી વખતે સતીમાનું દૈવતાઈ તથા ઉગ્ર સ્વરૂપ જોઇને પેલો રજપૂત તો પગથી માથા સુધી થરથર ધ્રુજવા લાગ્યો અને તેના મનમા એવા તો વિરૂદ્ધ વિકારો ઉત્પન્ન થયા કે તેના જોરથી તેને ચકરી આવી, અને જો પાસેના લોકોએ તેને પકડી લીધો નહિ હોત તો તે ભોંય ઉપર પડત. તેને એવી અવસ્થામાં જોઇને તે કોણ છે, અને તેને બીજા કરતાં આટલો વધારે શોકાતુર થવાનું શું કારણ છે તેની તજવીજ કરવાની બીજાઓને ઘણી ઇચ્છા થઇ; પણ તે ગડબડાટમાં તે

ઉડીને એવો તો સટ્ટી ગયો કે ગમે તેટલું શોધ્યા છતાં પણ તે જડ્યો નહિ અને તેથી લોકોનું આશ્ચર્ય વધ્યું, અને તે કોઈ પરલોકનો પુરૂષ હશે એમ બધા લોકોના મનમાં શંકા ઉત્પન્ન થઇ. લોકોમાં પણ ભારે વાતો ચાલવા લાગી. સતીનો શાપ સાંભળીને સઘળાઓનાં લોહી ઉડી ગયાં. ધનવંત લોકોએ પોતાનું ધન સંતાડવાનો મનસૂબો કીધો. દરબારી લોકો શી રીતની આફ્ત આવી પડશે તે વિષે અટકળ કરવા લાગ્યા. બીજા લોકો મ્હોં લાંબાં કરી રાજાનાં સઘળાં આગલાં કામો સંભારવા લાગ્યા. લુચ્ચા ચોર અને એવા લોકો જેઓને રાજ્યની ઉથલ પાથલમાં હમેશાં લાભ થાય છે તેઓ અંતઃકરણમાં ખુશ થઇને ખરાબીનો દહાડો જેમ બને તેમ જલદી આવે એમ પરમેશ્વર પાસે માગવા લાગ્યા; અને જે વખતે હરામીના બે ભાગ થાય તે વખતે ગરીબનો મારો થાય જ, એ નિયમથી બ્હીને ગરીબ નબળા લોકોએ શેહેર છોડી પરદેશમાં વસવાનો નિશ્ચય કીધો.

એવા વિચારમાં ને વિચારમાં તેઓ શબની સાથે સ્મશાનમા આવ્યા, અને ઊંચકનારા બ્રાહ્મણોએ તે શબને ઉતારીને નદીના પાણીમાં હુબતુ મુકી ચિતા તૈયાર કરવા માંડી. માણસના આત્મા વગરના શરીરને વાયુ તથા પૃથ્વીમાં મેળવી દેવાને જે ઉપાય કરવામાં આવ્યો હતો તે ઉપર સઘળાઓની નજર દોડી. બાવળની સાથે અગર તથા સુકડનાં લાકડાંની એક ચોરસ ચિતા સીચી હતી, અને તેના ઉપર એક લાકડાની મઢુલી બનાવી તેની ચારે બાજુઓ ઘાસ, કાંટા તથા બીજા જલદીથી બળે એવા પદાર્થથી ઢાંકી નાખી હતી. મથાળા ઉપર મોટી ભારે ગાંઠો ગોઠવી હતી, અને એક બાજુએથી માંહે પેસવાનો રસ્તો રાખ્યો હતો. સ્મશાનમાં ગયા પછી સતી સુખાસનમાથી ઉતર્યાં. તે વખતે તેના ચેહેરા ઉપર જરાપણ દેહેશત જણાતી ન હતી. તેની ચાલ ઉપરથી પણ તે મરવાનું પાસે આવ્યું એમ જાણી જરાપણ આંચકો ખાતી હોય એમ દીસતું નહતું. તેનું મ્હોં હસતું તો નહિ તોપણ તેના ઉપર શાંતિ તથા જે કામ કરવા ધારેલું તે કરવાનો દૃઢ નિશ્ચય જણાતો હતો. તે ત્યાંથી ચાલીને ચિતા સામે ઉભી રહી, અને શબની સઘળી ક્રિયા થઈ રહ્યા પછી તેણે ચારે દિશાએ નમસ્કાર કીધા, અને સૂર્ય તરફ નજર કરી બોલી:—“સૂર્યદેવતા! તું પ્રત્યક્ષ દેવ છે, તારૂં તેજ સઘળે વ્યાપી રહ્યુ છે. તુ સઘળા જીવનનું મૂળ છે, અને તુ આખું જગત્ બહારથી જુએ છે એટલું જ નહિ, પણ વસ્તુઓનાં માંહેલાં તત્વ તથા

પ્રાણી માત્રનાં અંતઃકરણના વિચાર જાણે છે; માટે મેં જે પાપ કીધા હોય તે બાળી નાખી મને શુદ્ધ કર. અગ્નિદેવતા ! જો મેં ખરેખરૂં પતિવ્રત પાળ્યું હોય, અને મને ખરેખરૂં સત ચઢયું હોય, તો મને અંગીકાર કરજો, નહિ તો મને તમારો સ્પર્શ પણ થવા ન દેતા." ત્યાર પછી તેણે પરમેશ્વરની સ્તુતિ ઊંચું મ્હોં રાખી નીચે પ્રમાણે કીધી:—

**શાર્દૂલવિક્રીડિત છંદ.**

દીનાનાથ દયાળ તું જગતમાં, દાતા દુખીઆ તણો,
પ્રાણી માત્ર રહી મહી તળ સહુ, આભાર માને ઘણો;
ભાનૂ ચંદ્ર બિરાજતા ગગનમાં, તારા પ્રકાશે અતી,
ગીરી, સાગર, ઝાડ પાન સઘળા, માનૂ હું તારી કૃતી. ૧
વાડી ખેતરનાં ફુલો મગમગે, રૂપે રળીઆમણાં,
ભૂમી ઘાસ છવાયલી ખુશનુમા, શોભા તણી ના મણા;
કોટી કોટિ લઘુજીવો પવનમાં, ન્હાસે રમે સૌ મળી,
આકાશે બહુ શોભતાં ખગચરો, ઉડે ફરે તે વળી. ૨
ઝાડી રાન મધે રહે વનચરો, ખાએ ખુશીમાં વસે,
લીલા એ સહુ ઇશ્વરી નિરખતા, બુધ્ધિજ પાછી ખસે;
પાપી માનવિ ક્લેશમાં રઝળતો, દીસે ઉદાસી ખરે,
આશામાં રહી કાળ તે નિરગમે, ભામા વૃથા તે કરે. ૩
માયા તો અદભૂત છે હરિતણી, થાએ નહી માપરે,
પીડા કારણ શુ હશે જગતમાં, શોધ્યા તણું પાપરે;
માટે વીનતિ હું કરૂં કરગરી, પ્રીતે શુણી રાખજે,
પાપો ઘોર કીધાજ મેં સરવદા, બાળી સહૂ નાખજે. ૪

એ પ્રમાણે સ્તુતિ કર્યા પછી તેને ચિતાની આસપાસ ત્રણ પ્રદક્ષિણા ફેરવી. ફરતી વખતે તેણે તેના અંગ ઉપરથી તમામ ઘરેણા કાઢી નાખી બ્રાહ્મણોને વેંહેચી આપ્યાં, અને ત્રીજી પ્રદક્ષિણા ફરતી વખતે તેનુ ચિત્ત આ દુનિયા ઉપરથી એટલું તો ઉઠી ગયું કે તેની આંખ આધળી જેવી થઇ ગઇ, અને તેણે ઠોકર ખાધી. તે વખતે તેના ગોરે તેનો હાથ પકડયો. પડવાથી લોકોમાં નામોશી થશે એવા વિચારથી જાગૃત થઈ તેણે હાથ ઝટકી નાખ્યો, અને લોકોની સામું મ્હોં ફેરવીને ઉભી રહી, તેને જોઇ લોકો સ્તબ્ધ થઇ ઉભા રહ્યા. શરદ મહીનાના બે

પોહોર દહાડાનો આકરો તડકો પડતો હતો. ભીડથી તથા તાપથી લોકોનાં મ્હોં ઉપર પરસેવાના રેલા ચાલતા હતા. લોકો એવા તો ચુપ હતા કે ત્યાં એક પૈસો પડે તો તેનો પણ અવાજ સંભળાય. પવન એટલો તો બંધ હતો કે ઝાડ ઉપરનું એક પણ પાતરૂં હાલતું નહતુ, અને સરસ્વતીનું પાણી તળાવના જેવું નિર્મળ તથા સ્થિર રહેલું હતું. સ્વદેહ રક્ષણ એ સૃષ્ટિનો એક નિયમ છે. ધન, માલ, બાઈરી, છોકરાં ઇત્યાદિ જગતમાં જે વાહાલામાં વાહાલું હોય તેને અર્પણ કરી સ્વદેહ રક્ષણ કરવાની સઘળામાં પ્રેરણા મુકી છે, તે નિયમ, તે પ્રેરણા તોડવાને એક માણસ ધર્મના જુસ્સામાં આવીને, ધર્મશાસ્ત્ર ઉપર ભરોસો રાખીને, અને વગર જોયલી અને વગર અનુભવેલી વાતો ઉપર વિશ્વાસ રાખીને, પોતાનો દેહ પોતાની રાજી ખૂશીથી, અક્કલ હોશીયારીથી અર્પણ કરવાને તૈયાર થયલું જોઇને જાણે આખું વિશ્વ વિસ્મિત થઈ તમાશો જોવાને સ્થિર ઉભું હોય એમ લાગતું હતું.

પણ સતી મા તેના સ્વામીને મળવાને આતુર થઈ રહ્યાં હતાં. તે મઢુલીનું એક પાસું ઉઘાડીને તેમાં પેઠાં. પોતાના ધણીનું માથું ખોળામાં મુક્યું, અને બ્રાહ્મણને ઇશારત કીધી. બ્રાહ્મણોએ તે ઉપર ઘી પુષ્કળ રેડયું, અને મશાલવડે ઘાસ કાંટાને સળગાવી મુકયા; તાપનું એકદમ મોટું ભડકું થયું. મઢુલીનું મથાળું કડકડ થઇને તુટી પડયું. બાજૂ તરફના પ્રજ્વલિત પદાર્થો વચ્ચોવચ પડ્યા. રણશિંગડાં, તુરાઇ, ભુંગળ, ઢોલ, નોબત, શરણાઇ, ઝાંઝ, થાળી વગેરે વાજીત્રોનો એવો મોટો અવાજ થઇ રહ્યો કે લોકોને પોતાના કાન હાથે બંધ કરવા પડ્યા, અને અવાજના આચકાથી આભ તુટી પડશે એવું લાગ્યું. એ બધાની સાથે લોકોપણ જેમ પડાય તેમ જોરથી "જે અંબે," "જે અંબે" "અંબે માતની જે," એવી ચીસ પાડવા લાગ્યા. તે વખતે જે ભયાનક તથા રાક્ષસી દેખાવ થઈ રહ્યો તેનું બ્યાન જ થઇ સકે નહિ. ગુણસુંદરીનું સુંદર શરીર લાકડાંની કપડારો નીચે છુંદાઈ ગયું, અને એક પણ મરતી વખતની ચીસ પાડયા સિવાય તેના તથા તેના સ્વામીના આત્માનાં મૃત્તિકા-ગૃહો અગ્નિની મારફતે પંચમહાભૂતમાં મળી ગયાં, અને તે દેહરૂપી ઘરમાં વસતા તેમના આત્મા જે જે બક્ષિશો લઈ આ દુનિયામાં આવ્યા હતા તેનો ઉપયોગ શી રીતે કીધો તેનો હિસાબ આપવાને રાજાઓના રાજાની હજૂર રજૂ થયા.

લોકો સઘળા ઉદાસ થઇને તથા દુનિયા તરફની વૃત્તિ ઉઠાવી પોતપોતાના ઘર તરફ વળ્યા. માત્ર એક રજપૂત ત્યાં ઉભો રહ્યો. તેની કલ્પનાશક્તિ આ સઘળા બનાવથી એવી તો તીવ્ર થઇ ગઇ હતી કે તેણે સતીની મરતી વખતની ચીસ સાંભળી એમ તેના મનમાં ભ્રાંતિ પેઠી. એ કેવા અપશકુન? હવે શી અવસ્થા થશે? હવે હું શુ કરૂં? એવા વિચારમાં ને વિચારમાં તે ડુબી ગયો; અને અસહ્ય દુઃખ થવાથી એક પથ્થર ઉપર બેસી નાના છોકરાની પેઠે તે રડવા લાગ્યો.

જેના મનમાં પાપ તેને કદી સુખ થતું નથી. દુનિયામાં જે જે બનાવો બને છે તેથી તેને નુકસાન પોહોચશે એવી તેને હમેશાં ધાસ્તી રહે છે. એક કાકરો પડે તો તે જાણે છે કે એક પહાડ તેના ઉપર પડ્યો. તેને રાત્રે જરા પણ નિદ્રા આવતી નથી. એક ઘડી પણ ચેહેન પડતું નથી. ખરેખરી અને કલ્પિત દેહેશતોથી પીડાયાં કરે છે. માઠાં કામ કીધેલા તેનો પસ્તાવો નહિ છંટાય એવો અગ્નિ થઈ તેનું આખું શરીર બાળી નાખે છે. અને તેની પાસે ગમે તેટલું દ્રવ્ય, કુટુંબ કબીલો, નોકર, ચાકર, તથા દુનિયાનું સઘળું બાહારનુ સુખ હોય છે તોપણ પાપનો કીડો તેનું કલેજું કોતરી ખાય છે, અને અંતે તે નરકમાં જવાની ખાતરી રાખી પોતાનો પ્રાણ મુકે છે. એવી મહા દુઃખદાયક અવસ્થા તે રજપૂત જે કરણ જ હતો તેના મનની હતી.

---

## પ્રકરણ ૪ થું.

અરે રામ! આ શું થયું? અરે દુષ્ટ દૈવ! આ તારો શો કોપ? અરે ભગવાન! મેં શું કીધું કે મારા ઉપર આટલી ઉપરા ઉપરી આફત આવી પડી? રાજાએ તે દહાડે મને ગામ જવાનો હુકમ કીધો તેની મતલબ હવે સમજાઇ. તે દુષ્ટ ચંડાળનો મારૂં ઘર જ ઉખેડી નાખવાનો વિચાર હતો. એવો કૃતઘ્ની રાજા પૃથ્વી ઉપર કોઈ થયો જ નથી અને થશે પણ નહિ. જ્યારે સારંગદેવ મરી ગયા ત્યારે તેને ગાદીએ બેસાડવાને કેટલી મેહેનત કરવી પડી છે? કેટલી યુક્તિઓ કામે લગાડવી પડી છે? કેટલાં કાવતરાં કરવાં પડ્યાં છે? અને એ બધું કર્યા પછી તેને ગાદી મળી ત્યારે તેણે કેવાં કેવા ગને વચન આપ્યાં છે! પણ તે સઘળાં જુઠાં. ગરજ સરી એટલે

વૈધ વેરી' એ કેહેવત પ્રમાણે થોડા વખતમાં મેં કીધેલો ઉપકાર તે ભુલી ગયો. હું જ મૂર્ખ કે એવા સાપના બચ્ચાને મેં દુધ પાઇને ઉછેર્યું કે તે મોટું થયા પછી પેહેલાં તેણે મનેજ ડંખ માર્યો. પણ એવી કૃતઘ્નતા પરમેશ્વર સાંખવાનો નથી. પણ ભવિષ્યની વાત શી કરવી ? હમણાં તો તેનાં દુષ્ટ કામનાં સારાં ફળ તે ભોગવે છે. જો તે દહાડે મેં મારી વહુની વાત સાંભળી હોત તો હું ગામ જાત નહિ, અને આ આફત કદાચ આવી પડત નહિ. પણ દૈવની સામે કોણ ડાહ્યો છે ? લખીત વાત સો ભવે પણ મટતી નથી. વિધાતાના જે લેખ છે તે પ્રમાણે થયા વિના રેહેતું જ નથી. પણ આવું દુઃખ સામટું કોઇને પડયું જ નહિ હશે સ્ત્રીને રાજા લઈ ગયો એટલું જ દુઃખ માણસનું અંતઃકરણ કોતરવાને બસ છે; પણ તેની સાથે આ તો મારો નાનો ભાઇ જેને મેં લાડથી ઉછેરેલો, જેને મેં મારા છોકરા જેવો ગણેલો, તે આવે અકાળ મોતે મુઓ એથી તો સીમા વળી. અરે કેશવા, તને ધન્ય છે ! તેં તારો જીવ આપ્યો, પણ જીવતો રહી આપણા ઘરની સ્ત્રીને પારકાના હાથમાં જવા ન દીધી. તેં તારા જોરનું સાર્થક કીધું. સબળે અબળનું રક્ષણ કરવું જોઇએ તેમ કરવામાં તેં તારો દેહ પાડયો તેથી તું હમણા કૈલાસ લોકમાં બિરાજતો હોઇશ અને તે વિચારથી મારૂં દુઃખ અર્ધું ઓછું થાય છે. પણ એટલું પણ દૈવને બસ ન લાગ્યું. હમણાં જેઠાશાનો મોતીશા આવ્યો, તેના કહેવાથી જણાયું કે ગુણસુંદરી સતી થઇ, ને તેના સ્વામીની સાથે બળી મોઈ. એથી હરખાવું કે શોક કરવો તે સમજાતુ નથી. ઘર તો જડમૂળથી ઉખડી ગયું. વંશવૃદ્ધિની તો હવે આશા રાખવી ફોકટ. પણ નામ તો અમર રહેવાનું. ગુણસુંદરીના સ્વાત્માર્પણથી આખા કુળની, આખી ન્યાતની પ્રતિષ્ઠા વધી, અને મારી સાત પેહેડી તરી. શું માણસની અવસ્થા છે ! મોટાઇ કેવી અનિશ્ચિત છે ! આજ છે અને કાલે નથી. જેવુ બીડમાનું સુકું ઘાસ, જેને બળતાં જરા પણ વાર લાગતી નથી; સૂર્યાસ્ત થતી વખતની જેવી છાયા, તે વખતે તો તે ઘણી મોટી દેખાય છે પણ થોડીવાર પછી નહિ સરખી થઈ જાય છે; તે તો એક નિદ્રાનું સ્વપ્નું જાગ્યા એટલે કાંઇ મળે નહિ. દસેરાને દહાડે કેવી સ્થિતી હતી, અને આજ કેવી ? આશરે દશ કોશ સુધી દમ ખાધા વિના પગે ચાલીને હું ઇહાં આવી પોહોંચ્યો. મારા બધા ચાકર, સિપાઈ આજ ક્યાં ગયા ? હું તો એકલો ફરૂં છું. તોપણ હું જીવું છું એટલી મહાદેવજીની કૃપા છે. જો

હું પણ મરી ગયો હોત તો એ દુષ્ટ રાજા સુખેથી બેસત. પણ હું હવે તેનો કાળ થઇ ભટકયાં કરીશ, અને તેને એક દહાડો પણ ચેહેન પડવા દઇશ નહિ. એનું વેર લીધા વિના રહેવાનો નથી. અરે ! ક્રોધ-પુત્ર વેર, તુ મારી છાતીમાં જાગૃત થા. હવે તારૂં કામ છે. જ્યાં લગી આ દેહમાં આત્મા છે, ત્યાં સુધી તુ છાતીમાં જ વાસો કરજે. વેર તો આખા જગતમાં પથરાયલું છે. કદાપિ કેટલાક પુસ્તકોમાં તેની નિંદા કીધેલી હશે પણ તેથી કાંઈ તેની શક્તિ જરા પણ ઘટી નથી. નિર્જીવ પદાર્થો પણ વેર લેછે. જો હું આ ભીત ઉપર મારો હાથ ઠોકું તો તે ભીંત મને સામું તેટલું જ મારે છે. તે શુ વેર નથી લેતી ? કુતરાને પથ્થર મારીએ તો તે સામો ભસીને કરડવા નથી આવતો ? સાપને પગતળે છુંદીએ તો તે આપણને કરડીને આપણો પ્રાણ નથી લેતો ? એ પ્રમાણે કયું અવાચક પ્રાણી જેનામાં વેર લેવાની શક્તિ છે તે તેને ઉપદ્રવ કીધા છતાં સામું વેર નથી લેતુ ? વળી માણસને ધર્મશાસ્ત્રમાં ક્ષમા કરવી, દયા લાવવી, એ વગેરે બોધ થયાં જ કરે છે, તોપણ તેઓ વેર લીધા વિના ચુકતા નથી. દેવતાઓ પણ વેર લેછે એવી વાર્તા આપણે પુરાણમાં કયાં નથી વાચી ? વેર તો જગતનું રક્ષણ છે. જો કોઇ વેર લે નહિ તો દુનિયા ચાલે પણ નહિ જો કોઇ માણસને કોઇ ટપલો મારે તો તે સામા એ મારે છે, જો તેનામાં તેમ કરવાનું જોર નહિ હોય તોજ ક્ષમા કરે છે, અથવા રાજા આગળ ફરિયાદ કરી તેને શિક્ષા કરાવે છે. એ તો अशक्तिमान् भवेत् साधु. જો એક માણસ બીજા કોઇનો કાંઇ માલ ચોરી જાય, અથવા તેને બીજી કોઇપણ રીતે કાંઇ નુકસાન પોંહોંચાડે તો તેનુ તે વેર લેછે, અથવા લેવડાવે છે. ડાહ્યા પુરૂષો કહે છે કે જો સઘળા લોકો પોતાના ઉપર ગુજરેલા અન્યાયને માટે પોતાની મરજી પ્રમાણે વેર લે તો દુનિયાની અવ્યવસ્થા થઇ જાય, અને જલદી તે લય પામે; માટે હરેક ગુન્હાને વાસ્તે રાજાને ફરિયાદ કરવી, અને જો તેનાથી દાદ ન મળે, તો પરમેશ્વર તરફથી ઇનસાફ મળશે જ એવો દૃઢ વિશ્વાસ રાખી બેસવું. પણ રાજા કાંઇ હમેશાં નિષ્પક્ષપાત હોતો નથી, અથવા ખરેખરો ન્યાય કરતો નથી, અને ઘણીએક વખતે તેમ થઈ સકતુ પણ નથી. રાજા પોતેજ જ્યારે અપરાધી હોય, ત્યારે તેનો ઇનસાફ કોણ કરે ? કાંઇ લાચાર થયા વિના પરમેશ્વરના ઇનસાફ ઉપર રહેવા દેવું નથી. એ તો મન વાળવાની વાત છે. જો મન મોટું રાખી આપણે હરેક

ગુન્હેગારને ક્ષમા કરી જવા દઈએ તો દુનિયામાં ગુન્હેગારની સંખ્યા વધી જાય, અને જેટલા ગુન્હા થાય તે સઘળાનું પાપ આપણે માથે પડે. પરમેશ્વરની શિક્ષાથી થોડા જ બીહે છે. કોણ તે જોઈ આવ્યું છે? જો સરકાર ઇનસાફ મુકી દઈને લોકોને કહે કે જે ગુન્હો કરશે તેનો બદલો તેને પરમેશ્વર તરફથી મળશે તો પછી ગુન્હો કરવાથી કેટલા અટકે છે તે જણાય. માટે વેર તો લેવું જ જોઈએ; અને જ્યારે આપણી બાબતમાં ગુન્હેગાર રાજા છે ત્યારે સ્વહસ્તે વેર લેવું, અને જો તેમ ન લેવાય તોજ તેને પરમેશ્વરને સોંપવો.

એવા વેરના તરંગ સિદ્ધપુરમાં રૂદ્રમાળાના દેવસ્થાનના સરસ્વતી નદી ઉપર જવાનાં પગથિયાંની પગથાળ ઉપર એક જુવાન માણસ રાતને વખતે ફરતો હતો તેના મનમાં ઉઠતા હતા. તેની છાતી ક્રોધથી ઉભરાઈ જતી હતી, અને તેનો ક્રોધ વાજબી છે એમ જાણી સૃષ્ટિ પણ તેવી જ રીતે ક્રોધાયમાન દીસતી હતી. સરસ્વતી નદીમાં એટલું તો જોરથી પૂર વહેતું હતું કે તેમાં ઝાડનાં ઝાડ તથા મુએલાં જાનવર ઘસડાઈ જતાં હતાં. આકાશ એવું તો વાદળાંથી ઘેરાઇ ગયલું હતું કે સામો માણસ અથડાય ત્યાં સુધી તેનું મ્હોં દેખાતું નહિ, વરસાદ પણ ઝરમર ઝરમર આવતો હતો. પવન એટલા જોરથી વાતો હતો, કે તેના સુસવાટથી છાતી ધબકયા વિના રેહે નહિ. તેની સાથે વાયુબળથી પાણી ગજગજ ઉંચા ઉછળતાં હતાં. ઝાડો ભોંયની સાથે અફળાતાં, અને કેટલાંએક તો જડમૂળથી ઉખડી જશે એમ લાગતુ હતુ. આકાશમાં વિજળીના ઝબકાર થઈ રહ્યા હતા, અને તેથી જ વખતે વખતે અજવાળું પડતુ તે વડે રૂદ્રમાળાના કીર્તિસ્તંભ, તેનું નકશીદાર તોરણ, નાનાં નાનાં દેહેરાનાં શિખરો, વગેરે જણાતાં હતાં વિજળી થઇ રહ્યા પછી ગર્જનાના કડાકા એવા તો જોરથી થતા કે તેના જોરથી તથા પવનથી બધું દેવસ્થાન તુટી પડશે એવી દેહશત લાગતી હતી. એવી વખતે, એટલે જ્યારે ઇશ્વર કોપાયમાન થયો હોય એવો દેખાવ ચોમેર થઇ રહ્યો હતો ત્યારે માણસ ક્રોધને વશ થાય એમાં શું આશ્ચર્ય? એવે વખતે મનને શાંતિ થવાને બદલે તે વધારે જોશ ઉપર ચઢે, અને જેવો સઘળો દેખાવ કાળો તેવાં કાળાં કામ કરવાને મન પ્રવૃત્ત થાય એમા શુ નવાઇ? એવી સ્થિતી તે વખતે માધવના મનની હતી તેનું શરીર ધ્રુજતુ હતુ. અને તેના મનની અવસ્થા તેના શરીરની અવસ્થા ઉપરથી જણાઇ આવતી હતી. તેણે મોતીશાના મ્હોંથી ફરી સઘળી વાત સાંભળી લીધી, અને

તેથી ઉલટું અગ્નિમાં તેલ હોમાયું. આવી વખતે તેણે **મોતીશાનો** ઉપકાર પણ માન્યો નહિ. જે વખતે **માધવના** તમામ મિત્રો તેને છોડી ગયા, તે વખતે એ શાહ પોતાનું ઘર, ધણીઆણી, છોકરાં, દોલત તથા બીજું સુખ તજીને પોતાના અસલ મિત્રને સહાય કરવા આવ્યો. જેના ઉપર રાજાની ઇતરાજી થઇ તેની પાસે ઉભા પણ રેહેવું નહિ એવો જેહાશાનો મત હતો, પણ તે ન જાણે તેમ શેહેરમાંથી તે નિકળી આવ્યો. મિત્રાચારી તો એવી જ* જોઇએ; અને એવી પ્રીતિ જુવાનીમાં જ્યારે અંતઃકરણ ગરમ હોય છે ત્યારે જ થાય છે. ઘડપણમાં જ્યારે સ્વાર્થનું જોર વધેછે ત્યારે પ્રીતિ ઓછી થાય છે; માટે ઘરડા માણસોમાં એવી મિત્રાચારી ક્વચિત જ હોયછે.

રાત ઘણી ગયા પછી મોતીશા તથા **માધવ** દેહરાની એક ધર્મશાળામાં સુતા. પણ **માધવને** ઊંઘ આવે નહિ; વેર, વેર તેના આખા શરીરમાં વ્યાપી ગયું હતું; અને તે શી રીતે લેવું તેના વિચારમાને વિચારમાં તેણે પછાડા માર્યા કીધા. કેટલીએક વારે તે અર્ધી ઊંઘમાં પડયો, એટલે તેની સામા ઘણી રૂપાળી સ્ત્રી આવીને ઉભી રહી. તેનું તેજ એટલું હતું કે **માધવની** આંખ ઉઘડી ગઇ; અને તે બોલ્યો: "વેરદેવી, તું માનવ હોય કે દાનવ, મૃત્યુલોકમાંની કે સ્વર્ગલોકમાંની, ગમે તે હોય, પણ દુષ્ટ **કરણ** રાજાનું વેર શી રીતે લેવું તે બતાવ." સ્ત્રી બોલી "અલ્યા **માધવ**! તું નાગર છે તેથી તું મારો આશ્રિત છે. હું જગતની માતા, **અંબાભવાની** છું, અને મારો વાસ **આરાસુર** પર્વતની ઉપર છે, માટે તું મારૂં દર્શન કરવાને ત્યાં આવજે એટલે હું તને શું કરવું તે બતાવીશ." એવું કહી માતાજી અદૃશ્ય થઈ ગયાં, અને **માધવ** આસપાસ જોવા જાય છે તો ત્યાં કાંઇ જ દીઠું નહિ. **માધવને** હવે નક્કી થયું કે માતાજી મને સહાય થશે, માટે કાલ સવારે ઉઠીને તેનાં દર્શન કરવા જવું; પછી ત્યાંથી જે ઉપદેશ મળશે તે પ્રમાણે ચાલીશ.

એટલો નિશ્ચય કીધાથી તેને જરા શાંતિ થઈ. દહાડાનો થાક લાગ્યો હતો, તથા તેના મનમાં જે ઊથલપાથલ થઇ રહી હતી, એ સઘળાથી તેના મગજ ઊપર અસર થઈ, તેથી તે નિદ્રાને વશ થયો, અને જ્યારે સૂર્યોદય થયો, અને તડકો તેની આંખ ઉપર આવવા લાગ્યો, ચકલીઓ તથા બીજાં પક્ષીઓ શોર બકોર કરવા લાગ્યાં, અને દેહેરામાંના સાધુ વેરાગી મોટા અવાજથી રાગ ગાઇ આણીગમ તેહીગમ ફરવા લાગ્યા,

ત્યારે જ તે ઉઠ્યો. ઉઠતાં જ વાર ગામમાં જઈ તેણે બે ઘોડા વેચાતા લીધા અને સવારના કામથી પરવારી તે તથા મોતીશા ઘોડા ઉપર સવાર થઈ માતાજીના સ્થાનક તરફ જવા નિકળ્યા. મોટે રસ્તે જાય તો રાજાના માણસોના જોવામાં આવે, માટે તેઓ સરસ્વતીને કિનારે કિનારે ચાલ્યા. થોડા દહાડા તો વસ્તીવાળો મુલક આવ્યો; પણ જેમ જેમ તેઓ સરસ્વતીના મુખ આગળ આવતા ગયા તેમ તેમ જમીન વધારે પહાડી તથા જંગલી થતી ગઇ. થોડીએક વાર તેઓનો રસ્તો એક જંગલી પણ રમણિક તથા ફળવાન ખીણમાં થઇને હતો. તે ખીણની આસપાસ ઝાડોથી ઢંકાયલા પહાડો ચોતરફ હતા. આ ઠેકાણે આ એકાંત નદીને કિનારે કિનારે તેઓ ચાલતા હતા તે વખતે સાંજ પડી ત્યારે અઘોર રાન વધારે ભયાનક દીસવા લાગ્યું. વાઘ, વરૂ, શિયાળ ઇત્યાદિ જંગલી જાનવરોનો અવાજ થવા માંડ્યો. અને તેઓની આસપાસ કાળા અને નાગા વનના માણસો કોઈ આઘા ગામોમાં નોબત વગાડતા તેનો કઠોર અવાજ તેઓને કાને પડ્યો. એટલામાં આઘે એક બળતું થયલું નજરે પડ્યું. ભીલ લોકો તેઓની દેવીને બળીદાન આપતા હતા, અને ભડકું સુકાં લાકડાંમાથી નિકળીને એક પહાડથી બીજા પહાડ ઉપર મોટા સર્પની પેઠે વિંટલાતુ દેખાતું હતું. એવે રસ્તે થઇને તેઓ અંબાભવાનીના દેવસ્થાન આગળ સરસ્વતી નદીના મુખની પાસે કોટેશ્વર મહાદેવનું દેવાલય છે ત્યાં પહોચ્યા, અને મહાદેવનાં દર્શન કરી ત્યાં રાત રહ્યા.

બીજે દહાડે, અંબા માતાના દેહરાં તરફ જવાનો રસ્તો ઘણો વિકટ, તથા ત્યાં ચોર અને વાઘનો ભય ઘણો હોવાથી, ચકરાવો ફરી પહાડની તળેટી ઉપર દાંતાગામ અંબા માતાના ઘણા માનીતા પરમાર રાજાઓનું હતું ત્યાં તેઓ પહોચ્યા. તે વખતે માતાજીનો જાત્રાનો વખત નહતો તોપણ કેટલાંએક માણસો માનતા ચટાવવાને જતાં હતાં તેઓ તે બંનેને મળ્યાં. તેમની સાથે બીજે દહાડે સવારે પહાડ ઉપર ચઢવા માંડ્યું ચઢાવ ઘણો લાંબો પણ સરળ હતો, તોપણ ઠેકાણે ઠેકાણે ખડબચડો તથા વાંકો ચુંકો હતો. જાત્રાળુ લોકોએ રાતા, પીળા, ધોળા, ઇત્યાદિ નાના પ્રકારના રંગના વસ્ત્ર પેહેરેલાં હતાં. કેટલાએક પાસે ચળકતી તરવારો હતી. કેટલાએકનાં અંગ ઉપર ઝળકતાં સોનાનાં ઘરેણાં ઘાલેલાં હતા, તે સઘળાં તડકામાં ચળકતાં હતાં. તેઓ રસ્તે ચાલતા ત્યારે મેદાન આવતું તેમાં લાંબી હાર દેખાતી, કેટલીએક વાર તો રંગબેરંગી પહાડોથી થોડા ઢંકાઇ જતા, અને કોઇ કોઇ વાર

ઝાડોના ઓથામાં આવ્યાથી બિલકુલ નજરે પડતા ન હતા. ચઢાવના ઘણા સીધા ભાગની વચ્ચોવચ એક જુની વાવ હતી, ત્યાં સર્વે થોડીવાર મુકામ કીધો. પછી પાણી પી તાજા થઇને આગળ ચાલ્યા, અને ઉદાસ તથા ઉજ્જડ ટેકરામાંથી નિકળી રમણિય મેદાન ઉપર આવ્યા. તે વખતે આરાસુરના સુગંધીદાર પવનની લેહેરોથી તેઓને આનંદ થયો. તે વખતે સંઘમાંના આગળ ચાલનાર લોકોએ બૂમ પાડી કે દેહેરૂં પાસે આવ્યું. એ બૂમ સાંભળતાંજ સઘળા પોતપોતાના ઘોડા ઉપરથી ઉતરી પડ્યા, અને જમીન ઉપર લાંબા થઇ પગે લાગીને "જે અંબે," "જે અંબે," "અંબે માતકી જે," એવી બૂમ પાડી ઉઠ્યા. દેહેરૂં આરાસુરના પહાડમા આરાવલી પર્વતોની શાખા જ્યાં નૈરૂત્ય કોણમાં પૂરી થાયછે ત્યાં હતું. તે દેહેરૂં નાનું હતુ, અને બીજાં કેટલાંક નામાંકિત દેહેરાં કરતા ઓછું શોભાયમાન હતું. તેની આસપાસ મજબૂત કોટ હતો, તેમાં દેવીનો પૂજારા, નોકર ચાકરો તથા જત્રાળુ લોકોને રહેવાને માટે ધર્મશાળાઓ હતી. તેમા એક નાનું લશ્કર પણ રહેતુ હતુ, પણ માણસના બળ તથા શસ્ત્રવડે અંબા માતાનુ રક્ષણ થાયછે એમ ના કેહેવાય માટે બહાર દરવાજે રાખવાને અંબા માતાએ ના કહી હતી. આ દેહેરામાં જેનું પૂજન થતુ હતુ તે મહાદેવની પત્ની, હિમાચલ તથા મેનાની પુત્રી દુર્ગા હતી. ચાંપાનેર આગળ પાવાગઢ ઉપર તેનું ઉગ્ર તથા સર્વ ભક્ષક કાળિકાનું રૂપ છે તેવું ત્યાં નહતુ; પણ ભવાની એટલે સ્વયંભૂતી દાગ કરવાની શક્તિનું તથા અંબાજી એટલે સૃષ્ટિની માતુ રૂપ હતુ. આરાસુરનું દેહેરૂં ઘણા પ્રાચીન કાળથી ત્યાં હતુ. એવું કહેવામા આવે છે કે એ દેહેરામાં જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન બાળક હતા ત્યારે તેના વાળ ઉતરાવ્યા હતા, અને ત્યાર પછી જ્યારે રૂક્ષ્મણીને શીશુપાળની સાથે પરણ્યા ન હતા તેને ભગવાન લઇ ગયા, ત્યારે તે દેવીનું પૂજન કરવા આવી હતી તે આ દેહેરામાંજ આવી હતી. દરવરસ ઘણાં જત્રાળુ લોકો ત્યાં આવતા તેથી સઘળું ઓરડું ભરાઇ જતું હતુ.

એ દેહેરામા માધવ અને મેહેતાજી આવ્યા, એક ધર્મશાળામાં ઉતર્યા, અને રસોઇ ખાઇ કરી એક ભાગ સોનાની વગેરે માતાજીનાં દર્શન કરવા ગયા. માતાજીનું સ્વરૂપ જુદા જુદા લોકોને જુદું જુદું દેખાય છે તેજ પ્રમાણે આ બંનેને તો જુદાજ દર્શન થયાં. માતાના વેશ, ચેહેરો હતો. તેના એક હાથમાં ખડગ હતુ, અને બીજા હાથમાં એક માણસની ચોટલી હતી. માતાનું આવું રૂપ જોઇને તે આશ્ચર્ય પામી ઉભા રહ્યા, અને વળી જોયછે એટલામાં તે માણસ

જોર ફરી માતાજીના હાથમાંથી નિકળી ગયો, અને તેના હાથમાં તેની ચોટલી રહી ગઇ એવું દીઠું. તેનો અર્થ શુ હશે એ વિષે તે ઊંડા વિચારમાં પડયો, એટલામાં સિદ્ધપુરની રૂદ્રમાળાની ધર્મશાળામાં આવેલું સ્વપ્નું તેને યાદ આવ્યું, તે ઉપરથી તેણે અટકળ કીધી કે મ્લેછનો અર્થ મ્લેચ્છ અથવા તુર્ક લોકોનો દિલ્હીનો રાજા, અને પેલો માણસ એટલે ગૂજરાતનો કરણ રાજા. એ ઉપરથી દિલ્હીનો તુર્ક રાજા કરણને સપડાવશે, પણ તે તેનું રાજ મુકીને નાશી જશે—એ સિવાય બીજો કાંઇ અર્થ દેખાતો નથી. માતાજીએ વેર લેવાનો રસ્તો બતાવ્યો તો ખરો, માટે હવે દિલ્હી જવું અને ગૂજરાત ઉપર ચઢાઈ કરવાને ત્યાંના સુલતાનને વિનંતી કરવી. એવી રીતે તેનો ખુલાસો થયો, તેથી તે ઘણો આનંદ પામીને માતાજીને પગે પડ્યો. પછી ફુલના હાર, નાળીએર, પૈસા, તથા ઘરેણાં માતાજીને ચઢાવ્યાં. વળી તેણે વસ્ત્ર, નિશાન, સોના રૂપાનાં વાસણ, ઘટ, અને માતાની પૂજાનો બીજો કેટલોએક જરૂરી સામાન અર્પણ કીધો. રાત્રે માતાને થાળ મોકલી તેમાં બકરાં, મુરઘાં, ઈત્યાદિ માતાને બળીદાન આપી સકાય એવાં પ્રાણીઓનું માંસ તથા મદીરા મુકેલાં હતાં. માધવ જ્યાં સુધી ત્યાં રહ્યો ત્યાં સુધી ખાવામાં અથવા બીજા કોઈ પણ કામમાં તેણે તેલ વાપર્યું નહિ; સઘળે ઠેકાણે તેણે ઘીનોજ ઉપયોગ કર્યા કીધો. માતાજીને માધવે ઘણી કિમતી બાધા ચઢાવી તેથી રાત્રે તેને ચમર કરવા દીધી; તેના બદલામાં વળી તેણે સિદ્ધપુરના ત્રણ ઔદિચ્ય બ્રાહ્મણો ત્યાંના પૂજારી હતા, અને જેઓએ તે કામ દાંતાના રાણાને કેટલાએક પૈસા આપવા કબૂલ કરી ઇજારે રાખ્યું હતું, તેઓને કાંઇ આપ્યું. તેઓએ તેને પહેલા દર્શન કરતી વખતે ચાંલ્લો કીધો હતો.

બીજે દહાડે તેણે તેઓને તથા બીજા બ્રાહ્મણોને સારી પેઠે મિષ્ટાન્ન લેવડાવી તૃપ્ત કીધા, અને યથાયોગ્ય દક્ષણા આપી જાત્રા પૂરી થઇ તેની નિશાનીનો કંકુનો હાથો તેના ખભા ઉપર દેવડાવ્યો. હવે બીજું કાંઈ કામ રહ્યું નહિ, તેથી પાસે માનસરોવરના કાંઠા ઉપર અપરાજીત માતાનું દેહેરૂં છે ત્યાં તે દર્શન કરવા ગયા. ત્યાંથી આવ્યા પછી આબા ભવાનીના દેવ-સ્થાનથી પશ્ચિમે આસરે એક કોશ ઉપર એક પહાડ હતો તે ઉપર ગબ્બરગઢ નામનો કિલ્લો તે વખતે હતો તે જોવાને તેઓનો વિચાર થયો. તે પહાડ આગળ નાના નાના ટેકરા એવી રીતે આવી રહેલા હતા કે જો કોઈ તેને આઘેથી જોય તો ત્યાં એક મોટો કમાનદાર દરવાજો હોય એમ

લાગે. તે ઉપરથી એવી કથા ચાલે છે કે અંબામાતા તે પહાડના પોલાણમાં રહે છે. જ્યારે માલ્કમે ત્યાં પુજારીને એ જગાનો મહિમા પુછ્યો, ત્યારે તેણે નીચે પ્રમાણે એક વાત કહી. "કોઈ વખત ઉપર માતાજીની ગાયો ગોવાળિયાની બીજી ગાયોની સાથે આખો દહાડો ચરતી, અને રાતની વખતે આ પહાડમાં પાછી આવતી. એ ગાયો કોની છે તે જાણવાનું પેલા ગોવાળિયાને ઘણું મન થયું, અને ગમે તે થાય તોપણ એ ગાયનો ધણી શોધી કાઢી તેની પાસેથી ચરામણી માગવાનો તેણે નિશ્ચય કીધો. એક સાંજરે જ્યારે ગાય ધારા પ્રમાણે પોતાના ઘર તરફ વળી, ત્યારે ગોવાળિયો તેની પાછળ ગયો, અને તેની સાથે પહાડમાં પેઠો. પહાડમાં પેઠા પછી એક અતિ શોભાયમાન મેહેલ આવ્યો, અને તેમાં ઘણા વિશાળ ઓરડાઓ દીઠા. મુખ્ય ઓરડામાં એક હિંડોળા ઉપર માતાજીને બેઠેલાં જોયાં; તેની આસપાસ તેની ઘણીએક સખીઓ હતી. ગોવાળિયો હિંમત પકડીને માતાજી આગળ ગયો, અને પુછ્યું કે આ ગાય તમારી છે? તેણે હા કહી. તે ઉપરથી ગોવાળિયાને વધારે બોલવાની હિંમત આવી. તે બોલ્યો:-"મેં આ ગાયને બાર વર્ષ થયાં ચરાવી છે, માટે હવે મને તેની ચરાઇ આપવી જોઇએ." માતાજીએ તેની પાસે એક બહેરી ઉભી હતી તેને આજ્ઞા કીધી કે ભોંય ઉપર જવનો ઢગલો પડેલો છે તેમાંથી થોડાએક તેને આપો. તેણે એક સુપડું જવે ભર્યું, અને ગોવાળિયાને આપ્યું. તેણે તે લીધું, અને નાઉમેદ થઇને તથા ખીજવાઇને ઘરની બહાર નિકળ્યો, અને આંગણા આગળ જવ ભોંય ઉપર નાંખી દીધા. પોતાને ઘેર જઈ જોયું તો તેના લુગડા ઉપર ઘણી ઊંચી જાતના સોનાના કેટલાએક રવા વળગેલા જોયા. ગોવાળિયાએ બીજે દહાડે ફરીથી પહાડમાં પેસવા માડ્યું, પણ તેને રસ્તો જડ્યો નહિ, અને માતાજીની ગાય પણ ફરીથી ચરવા આવી નહિ."

અંબાજીની પાસે એક નાની નદી ઉપર જંગલી ચંપેલી તથા બીજાં સુગંધીદાર ફુલોની એક વાડી જેવું હતું ત્યાં કેટલાંએક સુંદર સફેદ આરસપહાણનાં બાંધેલાં જૈન ધર્મનાં દેહેરાં હતાં, ત્યાં જવાનો મોતીશાએ આગ્રહ કીધો, અને તે જૈન થઇને તેની સાથે અંબાજી આવ્યો માટે તેનાં દેહેરાં આગળ ગયા વિના માલ્કમે ચાલે નહિ, તેથી તેઓ બંને ત્યાં ગયા. એ દેહેરાં વિષે, જે દંતકથા તેઓએ સાંભળી તે નીચે પ્રમાણે હતી:-"વિમળશાને માતાએ ઘણું દ્રવ્ય આપ્યું તેથી તેણે ત્યાં પારસનાથનાં ત્રણસેં ને સાઠ દેહેરાં

બાંધ્યાં; પછી માતાજીએ તેને પુછ્યું કે એ દેહેરા તેં કોની સહાયતાથી બાંધ્યાં ? ત્યારે તેણે જવાબ દીધો કે ગુરૂની સહાયતાથી. માતાજીએ એનો એ પ્રશ્ન ત્રણવાર પુછ્યો, પણ ત્રણેવાર તેણે એનો એ જ જવાબ દીધો. ત્યારે તેણે તેને કહ્યું કે, “અલ્યા, જેમ નસાય તેમ નાસ.” એક દેહેરાનું ભોંયરૂં જેમાં થઇને દેલવાડાનાં દેહેરાંના ભોંયરામાં જવાતું હતું તેમાં તે ઉતર્યો, અને નીચેની સુરંગમાં થઇને આબુ પહાડ ઉપર નિકળ્યો. પછી માતાજીએ પાંચ સિવાય બધાં દેહેરાં બાળી મુક્યાં, અને એ વાત સૌ કોઇના જાણ્યામાં આવે માટે તે પાંચ જ રહેવા દીધાં. જે ત્રણસેંને પંચાવન દેહેરાં બાળી મુક્યાં તેના બળેલા પથ્થર ભોંય ઉપર પડેલા હતા, તે જોઇ શાહને પછી ખાતરી થઈ કે શ્રી અંબાજી કોપાયમાન થઇને તેણે એ દેહેરાં બાળી મુક્યાં, તેથી તેણે આબુના દેવલવાડામાં એક દેવસ્થાન બાંધ્યું તે ઉપર માતાજીને શાંત કરવાને નીચે પ્રમાણે કોતરાવ્યું.

“તારા પાતરાં જેવા હાથ અશોકના ઝાડનાં પાતરાં જેવા રાતા છે, તું અતિ ઘણી સુંદર દીસે છે. તારો રથ કેસરીસિંહ ચલાવે છે. તારા ખોળામાં બે છોકરા છે. એવી તું સતી અંબિકા સદ્ગુણી પુરૂષોના પાપનો નાશ કર.”

“એકવાર રાત્રે વિમળશાને શાણી અંબિકાએ આજ્ઞા કીધી કે આ પહાડ પાપ રહિત જગા છે તે ઉપર યોગનાથનું એક સારૂં દેહેરૂં બાંધ.”

“શ્રી વિક્રમાદિત્ય પછી એક હજાર અઠયાસી ચોમાસાં ગયાં એટલે ઇ. સ. ૧૦૩૨ માં અર્બુદાના શિખર ઉપર શ્રી આદિદેવનું વિમળે સ્થાપન કીધું તેને હું પૂજું છું.”

એ દેહેરામાં મોતીશા તથા માધવે દર્શન કીધા પછી ત્યાંથી આબુના પહાડ ઉપર જવાનો તેમણે ઠરાવ કીધો. રસ્તો ઘણોજ રમણિક હતો. એક નાના નાળાની કોરે કોરે તેઓ ચાલ્યા. આકાશમાં એક પણ વાદળું નહતું. અમરાઇમાંથી કોએલો ટઉકા કરતી હતી. બીજાં જંગલનાં પક્ષી વાંસની ઝાડીમાંથી સાદ કરતાં હતા; અને તિતરના ટોળેટોળા ઝાડો ઉપર બેસીને હોલાઓની સાથે આનંદથી સંવાદ ચલાવતા હતાં. લકડખોદ ઝાડોના થડ ઉપર તેઓની કઠણ ચાંચ ઠોકતા હતા તેના અવાજથી આખું વન ગાજી રહ્યું હતું. ત્યાં નાના પ્રકારનાં સુંદર ફુલ તથા સ્વાદિષ્ટ મેવા નજરે પડતા હતા. ઝાડો ઉપર ચઢતા વેલાનાં ધોળાં તથા પીળાં ફુલોમાથી મધમાખીઓ મધ કાઢતી હતી. ત્યા કોઇ માણસની વસ્તી નહતી. કોઈ કોઈ વાર

કોઇ રજપૂત સવાર ટાલ બાંધીને તથા ભાલો હાથમાં રાખીને અબાજીનાં દર્શન કરવા જતો હોય તે જોવામાં આવતો; અથવા કોઇ તળાવની પાસે વણજારાઓ ગુણ નાખીને બળદ છુટા મુકીને પડેલા હતા તે નજરે આવતા હતા. આગળ ચાલતાં એક સપાટ ખીણ આવી તે રેતાળ હતી, પણ તેમાં ઠેકાણે ઠેકાણે ખેડાણ હતું. વળી રસ્તામાં અનાજનાં ખેતર આવતાં, અને વખતે વખતે નાનાં ગામો દેખાતાં, અને આઘેના પહાડમાંથી નિકળેલી નદીઓ વહેતી નજરે પડતી હતી. ત્યાંથી ધુમરે ઘેરાયલો આબુ પહાડ દેખાયો, તેની બાજૂઓ ઉપર ઝાડ તથા ઝાડી અને નાની નદીઓ દેખાવા માંડી. આગળ જતાં એક ટેકરી ઉપર દોરા જેવો રસ્તો દેખાયો, તે કોઈ ઠેકાણે ચઢતો અને કોઈ ઠેકાણે ઉતરતો હતો. એ રસ્તા ઉપર ઝાડીની ઘટા આવી રહી હતી. તેમાં ચઢતાં ચઢતાં એક કરાડાની નીચે એક મેદાન આવ્યું; ત્યાં ઘણાં શોભાયમાન ઝાડોની વચ્ચોવચ વશિષ્ઠમુનીનું દેહેરૂં હતું. તે દેહેરાંની વાડીમાં માધવ તથા મોતીશા થાક ખાવાને ઉતર્યા. એ વાડીમાં ઘણાં સુગંધીદાર ફુલો ઉગેલાં હતાં, તેમાં કેવડાથી તમામ જગા બેહેક બેહેક થઇ રહી હતી. વળી ત્યાં એક પથ્થરના ખડકમાં ગાયનું મ્હોં કોતરેલું હતું, તેમાંથી પાણીનો ધોધવો પડી નીચે એક મોટી ટાંકલીમાં પડતો, તેથી કર્ણેંદ્રિયને પણ ઘણો આનંદ થતો હતો.

મુનીનું દેહેરૂં નાનું હતુ તેમાં વશિષ્ઠ જેણે અચલેશ્વરના અગ્નિકુંડમાંથી રજપૂતના મૂળ પુરૂષોને કાઢ્યા તે મુનીની કાળા પથ્થરની મૂર્ત્તિ હતી. ત્યાં સવારે, બપોરે અને સાંજરે નોબત વાગતી હતી તેના નાદથી તે જગ્યા ઘણી રળિયામણી લાગતી હતી. વશિષ્ઠમુનીના દેહેરાં આગળ પથ્થરમાં લાંબાં પગથિયાં કાપી કાઢેલાં છે ને ઉપર થઇને ઉંચે ચઢવાતું હતું. ને ઉપર ચઢતાં ચઢતાં તેઓ આખરે આબુના સપાટ મેદાન ઉપર પોહોંચ્યા. ને ઠેકાણે તેઓ ગયા ત્યારે જાણે એક નવા જગતમાં, વાયુમાં તરતા એક બેટમાં આવ્યા હોય એમ તેમને લાગ્યું. તેઓની આસપાસ ચોતરફ ઉંચી નીચી ટેકરીઓ હતી ને ઉપર નાનાં મોટા ગામો હતાં. તેમાં એક સરોવર હતું, અને એક કરતાં વધારે નાળાં હતાં. તે સઘળી ટેકરીઓમાં સૌથી ઉંચી ટેકરી ઉપર એક મુનીનું નાનું દેહેરૂં હતું તે ઉપરથી, તેને મુનીનું શિખર કહેતા હતા; અને બીજી એક ટેકરી ઉપર પ્રસિદ્ધ અચળગઢનો કિલ્લો હતો.

આબુના સઘળા પહાડોમાં સૌથી ઉંચો મુનિ-શિખર હતો, તે ઉપર માધવ તથા મોતીશા ચડ્યા. જ્યારે તેઓ ઉપર ગયા ત્યારે દક્ષિણ તરફથી ઠરી જવાય એવો ટાઢો પવન આવવા લાગ્યો તેથી તેઓએ કાળી કામળી શરીર ઉપર વિંટાળી, અને એક ટેકરીની પાછળ ભરાઇને ભોંય ઉપર લાંબા થઇને સુતા. દેખાવ ઘણો ભભકાદાર તથા સુંદર હતો. તેઓના પગ નીચે વાદળાં આવી રહ્યાં હતાં. અને તેમાંથી સૂર્યનાં કિરણ નિચે ઉતરતાં હતાં. એ ઉંચી, આંખે તમ્મર આવે એવી, ટોચની ઉપર એક નાનું ગોળ મેદાન હતું, તેની આસપાસ એક નીચો કોટ હતો. એક બાજૂએ આસરે દશ ગજ ચોરસ ગુફા હતી તેમાં એક મોટો કાળો પથ્થર હતો તે ઉપર વિષ્ણુનો અવતાર જે દત્તભૃગુ તેનાં પગલાં હતાં. તે પાદુકા પૂજવાને માટે જ મોતીશા આટલું જોખમ ખમી ઉપર ચડ્યો હતો, અને બીજા ખુણામાં સીતાભક્તોના મહાન ગુરૂ રામાનંદની પાદુકા હતી. આ ભયાનક સ્થળમાં તે પંથનો એક સાધુ રહેતો હતો તેણે એક ઘંટ વગાડવા માંડ્યો, અને જ્યારે માધવે તેને દક્ષણા આપી ત્યારેજ તે ઘંટ વગાડતો બંધ થયો. સાધુની પાદુકાની આસપાસ જાત્રાળુ લોકોની લાકડીઓનો ઢગલો પડ્યો હતો. તેઓ આટલી હિંમત ચલાવી ઉપર આવ્યા તેની યાદગારીને વાસ્તે તે ઢગલો ત્યાં રાખવામાં આવ્યો હતો. પહાડના ઘણાએક ભાગમાં અગણિત કોતરો હતા, તે ઉપરથી જણાતું હતું કે ત્યાં આગલા કાળમાં ગુફામાં રહેનાર માણસોની વસ્તી હશે; અને બીજાં ઘણાંએક ગોળ બાકાં હતાં તે તોપના ગોળાને વાસ્તે કીધેલાં હોય એમ લાગતું હતું. તે વખતે ચોમાસું તરત જ ગયલું હતું, અને હવા ઘણી સ્વચ્છ હતી તેથી કોઈ કોઇવાર જોધપુરનો કિલ્લો, અને લુણી ઉપરના બાળોત્રા શેહેર સુધી રેતીનું મેદાન દેખાતું હતું. એટલે દૂર સુધી તો આખો દહાડો નજર પોહોંચતી નહતી, તોપણ ભીત્રીલની રૂળવાન ખીણ સિરોહી સુધી દેખાતી, તથા પૂર્વ તરફ આસરે પંદર કોશ ઉપર આરાવલીના વાદળાં સુધી પોહોંચેલા પહાડોની વચ્ચોવચ્ચ અંબા ભવાનીનું પ્રખ્યાત દેવાલય નજરે પડતું હતું. નીચે નજર કરતાં એક મોટો દરવાજો દેખાતો હતો, પણ ત્યાંથી આંખ ઉંચી કરી જમણી તરફ અર્ધું ચક્કર ફેરવીએ, તો પરમાર રજપૂતોનો કિલ્લો દેખાતો હતો. તેથી વધારે જમણી તરફ દેવલવાડાનાં શિખરો દેખાતાં હતાં, તે ઉપર નાની નાની નદીઓ વેહેતી હતી. દેખાવ

કેવો જુદા જુદા? આકાશ આસમાની, મેદાન રેતાળ, દેહેરાં સ્ફટિકનાં, ઝુંપડાં નીચા, જંગલ મોટાં અને પહાડો ઊંચા નિચા હતા.

મુની-શિખર ઉપરથી ઉતરીને **અચળેશ્વરના અગ્નિકુંડ** તથા દેવસ્થાન આગળ તેઓ ગયા. **અગ્નિકુંડ** આસરે ૪૫૦ ગજ લાંબો તથા ૧૨૦ ગજ પોહોળો હતો. તે એક પહાડમાંથી કોતરી કાઢેલો હતો, અને તેની બાજૂએ મોટી મોટી ઈંટ ચણી લીધેલી હતી. કુંડની મધ્યે એક પથ્થરનો ટેકરો રહેવા દીધેલો હતો તે ઉપર માતાનું એક દેહેરૂં હતું. કુંડના ઉત્તર તરફના મથાળા ઉપર પાચ **પાંડ**વનાં પાચ દેહેરા હતાં. પશ્ચિમ બાજૂએ **આબુ**નો ધણી દેવ જે **અચળેશ્વર** તેનું દેહેરૂં હતું. આ દેહેરૂં કાંઇ મોટું અથવા નકશીદાર નહતું, પણ ઘણું સાદું હતું. તે એક મોટા ચોગાનની વચ્ચોવચ હતું, અને તેની આસપાસ કાળા સ્લેટના પથ્થરના બાધેલા નાનાં નાનાં દેહેરાં હતાં. **અગ્નિકુંડ**ની પૂર્વ બાજૂએ **પરમાર**ના મૂળ પુરૂષનું દેહેરૂં હતું. **આદિપાળ**ની મૂર્ત્તિ તેમાં બેસાડેલી હતી, તે સફેદ આરસની હતી. તેની ઊંચાઇ આસરે અઢી ગજ હતી. **ભેંસાસુર** એટલે ભેંસના માથાવાળો રાક્ષસ રાત્રે આવીને **અગ્નિકુંડ**નું પવિત્ર પાણી પી જતો હતો, તેને ન આવવા દેવાને પરમેશ્વરે **પરમાર**ને સરજાવ્યા. તે **ભેંસાસુર**ને બાણેવતી મારી નાખતો હોય એવી રીતની તે **આદિપાળ**ની મૂર્ત્તિ હતી. એ **અગ્નિકુંડ** જેયા પછી **અચળગઢ**નો કિલ્લો જેવાને તેઓ ગયા. કેટલેક સુધી ઊંચે ચઢ્યા પછી **હનુમાન** ભાગળમાંથી નિચલા કિલ્લામા પેઠા. પછી બીજી ભાગળમા થઇને માંહેના કિલ્લામાં ગયા. તેમા જેવા લાયક કાંઈ નહતું. કિલ્લામાં એક મોટું તળાવ હતું તેનું નામ શ્રાવણ ભાદરવો હતું, અને એ ચોમાસાના બે માસનું તેને નામ આપ્યું હતું તે તેને યોગ્ય જ હતું, કેમકે તે ભર ઊનાળામાં પણ પાણીથી ભરેલું રહેતું હતું.

હવે દેવલવાડા જેવાનુ રહ્યું, અને ત્યાં જવા સારૂ તેઓ **વશિષ્ઠ** મુનિના આશ્રમ આગળ પાછા ગયા. ત્યાથી તે દેવલવાડા સુધીના રસ્તામા ખેતીવાડી સારી હતી; લોકોની વસ્તી પણ વધારે હતી; નદીઓ તથા ઝાડો પણ ઘણા જ હતાં; વખતે વખતે જમીન ઉપર લીલો ફરશ બીછાવ્યો હોય એવી લીલી હરિયાળી જેવી જગ્યા આવતી હતી. કમેરૈ પક્ષી જે બીજે સ્થળે કવચિત જ માલમ પડે છે તેનો ત્યાં મધુર સાદ સંભળાતો હતો; અને એક ઝાડીમાં નિર્મળ નદી વેહેતી હતી તેમાંથી કોયલનો તીણો તથા સ્પષ્ટ શબ્દ આવતો હતો. સઘળાં ખેતરોમાં અનાજ વાવેલું હતું

અને ઘણુા થોડા વખતમાં આબુનાં બાર ગામોમાંથી ચાર તેઓએ વટાવ્યાં. તે ગામોમાં ઘર સુઘડ તથા સુખદાયક અને ગોળાકાર હતાં; તેની ભીંત મટોડીની હતી, પણ તે ગેરૂથી રંગેલી હતી; હરેક વેહેતા નાળાને કાંઠે ખેતરમાં પાણી સીંચવાનું ચક્કર હતું; ખેતરોની વાડ થોરની હતી તે ઉપરે ધોળાં ફુલ હતાં, અને માહેમાંહે શિવને વાહાલાં સેવતીનાં ફુલ હતાં. એક કાળા પથ્થરની ટેકરી ઉપર પુષ્કળ દાડેમડી હતી, અંજીરીઓની પણ કાંઇ ખોટ નહતી; દરાખના વેલા કોઇ કોઇ ઠેકાણે દેખાતા હતા; અને એક ઊંડી ખીણમાં મીઠાં લીંબુનાં ઝાડ ઉગેલાં હતાં. આંબાનાં તો વનેવન હતાં, તેનાં લટકતાં આસમાની તથા સફેદ ફુલ ઘણુંજ શોભાયમાન દીસતાં હતાં. આંબાને વિંટલાએલા વેલાને પહાડમાં વસનારા લોકો અંબાત્રી કહેતા, તે તેઓને ઘણા જ ગમતા હોય એમ લાગતું હતું, કેમકે જ્યાં જ્યાં તેઓ પોહોચાય એટલા ઊંચા તે ઉગતા હતા ત્યાં ત્યાંથી તેઓને તોડી લઇ તેઓ ચોટલામાં ગુંથતા અથવા પાઘડીમાં ખોસતા હતા. ઝાડોમાં ઘણી ભીનાશ હતી તેથી તેઓ સેવાળ તથા વેલાથી તમામ ઢંકાઇ ગયલાં હતાં, અને અચળગઢ આગળ ખજુરીનાં ઊંચાં ઝાડ પણ મૂળથી તે ટોચ સુધી એજ પ્રમાણે ઢંકાયલાં હતાં. ફુલોનાં ઝાડ તો ત્યાં પુષ્કળ ઉગેલાં હતાં, તેઓમાં ઘણાં ચંપેલી તથા તેના જેવાં બીજાં ફુલોનાં હતાં. સોનેરી ચંપાનાં ઝાડ જે ફુલનાં સઘળાં ઝાડોમાં ઊંચામાં ઊંચાં ગણાય છે, જે મેદાન ઉપર કવચિતજ જોવામાં આવે છે, અને જેને અગરના ઝાડની પેઠે સો વર્ષમાં એકજ વાર ફુલ આવે છે એવું લોકો કહે છે, તે ઝાડ થોડે થોડે છેટે મોરથી ભરેલાં ઉગેલાં હતાં, અને તેથી તમામ હવામાં ખુશબો પથરાઇ રહી હતી. નદીઓ અને પહાડો, મેવાનાં ઝાડો, ટેકરીઓ, ઝાડી; અનાજનાં ખેતર, દરાખના વેલા, અને પહાડી કિલ્લા, એવી રીતની બધી શોભા ત્યાં એકઠી થયલી હતી.

ત્યાં એક નખી તળાવ ઘણુંજ રમણિક હતું. તેમાંના બેટો ઝાડોથી ભરપૂર હતા અને તેની આસપાસના ટેકરાઓ, તાડ, ખજુરાં વગેરે ઝાડોથી ઢંકાયલા હતા. તેના પાણી ઉપર ઘણા આનંદથી જળકુકડીઓ તરતી હતી. એ તળાવની પાસે દેવલવાડા એટલે દેવળોનું ઠેકાણું હતું. તેઓમાં મુખ્ય દેહેરાં તેજપાળ તથા વિમળશાનાં બાંધેલાં હતાં. ઉપર લખ્યા પ્રમાણે વિમળશાનું દેહેરૂં ઇ૦ સ૦ ૧૦૩૧માં બંધાયું. તે અગાઉ એ પવિત્ર ડુંગર ઉપર કોઇપણ જૈન લોકોનું દેવસ્થાન નહતું. એ દેહેરાં કાંઇ મોટાં અથવા

બહારથી બનું શોભાયમાન ન હતાં, પણ માહેથી તેઓમાં નકશીનું કામ એટલું આબું હતું કે તેઓનું યથાસ્થિત વર્ણન આ ઠેકાણે કરી સકાતું નથી. આગલો ઘુમટ આટપુરુ હતો, અને પાછળ અગણિત ઘુમટો હતા. સઘળાં દેહેરાં સફેદ સ્ફાટિકનાં હતાં અને તેના ઉપર જે નકશી હતી તે એવી તો બારીક કોતરેલી હતી કે એની બારીકી મીણ સિવાય બીજી કોઇપણ વસ્તુમાં થઇ સકે એમ વિચારમાં જાઉતરી સકે નહિ. તે માં જે ચિત્ર કોતરેલાં હતાં તે નિર્જીવ વસ્તુઓનાંજ હતાં એમ નહિ. સ્ત્રી પુરૂષ પોતપોતાનાં કામ કરતાં હોય તેનાં, વહાણના, તથા વ્યાપારનો સંબંધ રાખતાં, અને રણસંગ્રામમાં યુદ્ધ થતું હોય તેનાં પણ ચિત્રો હતાં. હમણા એ નકશીદાર દેહેરાં જે જે અંગ્રેજ લોકો જોય છે તેઓ તેની ઘણીજ તારીફ કરે છે, અને આ દેશનાં લોકો ઇમારત બાંધવાના કામમાં તથા નકશી કોતરવામાં આવા પ્રવીણ હતા, એ વાતની તેઓની આ ઠેકાણેનાં દેવસ્થાનો જોયાથી ખાતરી થઇ છે.

એવી આવી ઇશ્વરી તથા માણુસની કળાથી ઉત્પન્ન થયલી શોભા જોયાથી, આવા આવા પવિત્ર સ્થળો તથા દેવભૂમીમાં પગ મુકયાથી, આવી આવી ચમત્કારી વસ્તુઓ નજરે પડયાથી, આવા આવા મહિમાવાળાં તથા જાગતાજોત કહેવાતા દેવો તથા દેવીઓનાં દર્શન કીધાથી, માધવનો જીવ એટલો તો પ્રસન્ન થઇ ગયો કે તેના અંતઃકરણમાં જે તોફાન થઇ રહ્યું હતું તે શાંત થયું; તેના હેવામાં જે વેર લેવાએ વાસો કીધો હતો તે ત્યાંથી ઉઠી એક ખુણે દબાઇ બેઠી. અને તેના ઉપર પડેલું મહાભારત દુઃખ તે બધું કરીને ભુલી ગયો. જ્યાં ઇશ્વરે મોકળે હાથે સુખ પાથર્યું છે, જ્યાં ઇશ્વરની મોટાઇ અને શક્તિ પ્રકટ થઇ આવે છે, જ્યાં માણસની અશક્તિ તથા તુચ્છપણું જણાઇ આવે છે. જ્યાં ઇશ્વરનાં કામ કાળ પર્યંત ટકે છે અને માણસનાં બનાવેલાં કામો થોડી મુદ્દતમાં નાશ પામતાં માલમ પડે છે, જ્યાં પશુ, પક્ષી તથા બીજાં પ્રાણીઓની ઉપર પરમેશ્વરની અનંત દયા ડગલે ડગલે દીઠામાં આવે છે, ત્યાં માણસનું અંતઃકરણ નરમ તથા કોમળ થાય તેમાં શું આશ્ચર્ય?

માધવના મનમાં જે દુષ્ટ તથા વિપરીત વિચારો ઉત્પન્ન થયલા હતા તે જો કે દબાઇ ગયા હતા, તોપણ તેઓનો સમુળો નાશ થયો નહતો. જ્યાં સુધી આવી રમણિક ભૂમીનો મહિમા રહ્યો ત્યાં સુધી તેનું મન શાંત રહ્યું પણ જ્યારે તે મેવાડના મેદાન ઉપર નિકળ્યો, અને કાંઇ મનને વિચાર

મસલતનું કામ બને એવા દેખાવો તેના જોવામાં આવ્યા નહિ, એટલે કે તે વિચારો પાછા તેના મનમાં પરત્વેપણી આવવા લાગ્યા. વળી હવે સિંહા બંને એકલા પડ્યા, અને એના એ વિષય ઉપર વાત કરવા લાગ્યા; તેથી ક્રોધની આગ હોલવાવાને બદલે તે વધારે જુસ્સાથી બળવા લાગી; વાટ ઘણી લાંબી દીસવા લાગી; ખાવા પીવા કાંઇ ભાવે નહિ; અને તેઓને જો કોઇ સંગાત મળ્યો નહોત, જો એ પ્રમાણે થવાથી તેઓનું મન બીજા વિષય ઉપર ખચું નહોત, તો માધવ રસ્તામાં માંદો પડત, અને તેનું ધારેલું કામ સિદ્ધ કીધાવિના તેનો આત્મા તેનો દેહ મુકીને ચાલ્યો જાત. પણ ગુજરાતના દુર્ભાગ્યને લીધે, તથા મ્લેચ્છ લોકોનો દહાડો ચઢતો તેથી તેમ બન્યું નહિ.

તે વખતે કેટલાએક ગુજરાતના લોકો એકઠા મળીને ગોકુળ મથુરાંજીની જાત્રા જતા હતા તેઓ તેમને મળ્યા. આવો સંગાત જોઇને માધવ તથા મોતીશા પણ તેઓમાં શેમેલ થયા, અને તેઓ બદ્રીકેદારનાથની જાત્રા જાયછે એમ તેઓએ બીજા લોકને કહ્યું. સંઘના લોકો જુદી જુદી ન્યાતના હતા. તેઓ બપોરે કોઇ ઝાડ નીચે જુદા જુદા ચુલા બનાવીને રસોઇ કરતા અને તડકાનો વખત ગાળીને પાછલા પોહોરના અને થોડી રાત જાય ત્યાંસુધી ચાલતા. કેટલાએક ઘોડા ઉપર, અને કેટલાએક ગાડાંમાં બેસીને મુસાફરી કરતા. એ લોકોના સમાગમથી માધવ તથા તેના સોબતીને ઘણી ગમત થઇ, અને તેથી રસ્તો પણ ઘણો નિકળી ગયો. એ સંઘમાં એક વાણિયાની ન્યાતની ઘરડી ડોશી હતી તે એટલી તો વેહેમી હતી, તથા તેની પાસે જે પુંજી હતી તે જાળવવાની તેને એટલી તો ફિકર હતી કે બીજા લોકો જાત્રા જાયછે તે વખતે પોતાની માલમતા પોતાના ગામમાં સગાને અથવા કોઇ બીજા વિશ્વાસુ માણસને સોંપી આવેછે તેમ તે ડોશીએ કીધું નહતુ. આસરે સો મોહોર જે તેણે દળી ખાંડીને તથા બીજાં વૈતરાં કરી મેળવી હતી તેનું એક પોટલું બાંધીને તે પોતાની પાસેજ રાખતી, અને રાતે ઉંઘતી વખતે તે પોટલું તેની બગલમાં ઘણું જોરથી દાબીને સુતી. તેની ઉંઘ એવી કુતરાના જેવી હતી કે તેને કોઇ જરા અડકે તો જાગી ઉઠી શોરબકોર કરી આખો સંઘ જગાડી દેતી એ ડોશીની આવી રીતથી તેને સઘળા ચીડવતા હતા, આખે રસ્તે મશ્કરી કરતા, અને રાત્રે [illegible] ભર ઉંઘમાંથી જગાડ્યા કરતા હતા. [illegible] પડતો ત્યારે તેનો જીવ જતો, આખી

રહેતો. જાત્રામાં ધર્મદાન થાય અને જે બાકી રહે તેમાંથી તેના મુઆ પછી ન્યાતમાં છૂટું ઘી પીરસાય એ તેની મોટામાં મોટી ઉમેદ હતી: જીવતાં તો ન્યાતના તરફની આબરૂ મળી નહિ. ત્યારે મુઆ પછી ઉજવાવું અને ન્યાતના લોકો પાસે વાહવાહ કહેવડાવવી એ તેને સ્વર્ગ જવા બરાબર ખુશી ઉપજાવનાર હતું; બલકે તેમ કીધાથી વૈકુંઠ જવાશે એમ તેને પકી ખાતરી હતી; કેમકે તેનો એવો અભિપ્રાય હતો કે જેની મુઆ પાછળ વાહવા થઈ તે પરમેશ્વરને ત્યાં પણ સારીજ ગતિ પામે. તેનો એક ભત્રીજો તેની સાથે આવેલો હતો તે ઘણી ગરીબ હાલતમાં હતો, અને અગર જો તે ડોશીને કાંઇ છોકરાં નહતાં, અને પૈસા ખાનાર એ ભત્રીજા સિવાય બીજું કોઈ નહતું. તોપણ જ્યાંસુધી તે જીવતી રહે ત્યાંસુધી તે ભત્રીજો ભુખે મરી જાય તોપણ તેને એક પૈસો પણ આપતી નહિ. ડોશીનો વિચાર એવો હતો કે મરતી વખતે તે પુંજી ન્યાતના પટેલને સોંપવી, અને તેમાંથી તેના કહ્યા પ્રમાણે તેની મૈયતનો ખરચ થયા પછી જે બાકી રહે તે તેના ભત્રીજાને સોંપાવવું, એટલું છતાં પણ તે ડોશીનું તેના ભત્રીજા ઉપર ઘણુંજ હેત હતું, અને તે જ્યારે માંદો પડતો ત્યારે તે મરશે તો પાછળ કોઈ પોતાને આગ મુકનાર રેહેશે નહિ, એ ફિકરથી તે તેની પોતાના છોકરાના જેટલી બરદાસ્ત કરતી હતી. તોપણ જ્યારે તે પૈસાના દુઃખની વાત તેની આગળ કરતો ત્યારે તે વાત બદલી નાખતી, અથવા મારી પાસે કાંઇ જ નથી એમ કહેતી. હવે ભત્રીજાને એવી ડોશી ઉપર હેત તો ક્યાંથીજ હોય? ચાર દહાડા લાંઘણ કીધી હોય તોપણ ડોશી સુકો રોટલો પણ તેને ખવડાવે નહિ તો એક પૈસો તો ક્યાંથી જ આપે? માટે તે ડોશીની મરવાની ઘણી આતુરતાથી રાહ જોતો હતો, પણ જેમ તેની તેને મરવાની ઉતાવળ તેમ ડોશીનું આવરદા લાંબું થતું, અને તેને ઘણા ઘણા રોગ થઇ ગયા તોપણ રીઢા વાસણની પેઠે તેના શરીરને જરાપણ નુકસાન લાગ્યું નહતું. ભત્રીજાની પૈસા તરફથી અવસ્થા વધારે વધારે ખરાબ થતી ગઇ, અને ડોશીનો લોભ દહાડે દહાડે વધતો ગયો. જ્યારે ડોશી જાત્રા જવા નિકળી, ત્યારે તેને તે પૈસા સોંપશે એવી તેણે આશા રાખી તે પણ બેમ થઇ, ત્યારે પોતાની પાસે જે કાંઈ સામાન હતો તે વેચીને તેના થોડાએક પૈસા ઉપજાવ્યા અને તે લઈ તે પણ ડોશીની સાથે જવા નિકળ્યો: ડોશીને તે જરાપણ પરવડ્યું નહિ: પણ શું કરે? લાચાર. ભત્રીજાએ જતી વખત જ

નિશ્ચય કીધો કે હવે વધારે વાર સબૂરી ન રાખતાં રસ્તામાંજ તેને ઠાર કરવી અને તેના પૈસા લઈ લેવા. પણ તે એટલી તો જાગૃત રહેતી તથા ત્યાં લોકોની આખી રાત એટલી તો વસ્તી હતી કે તેના દુષ્ટ વિચાર તેનાથી હજુ સુધી અમલમાં લેવાયા ન હતા. તેને લાગ મળતો નહતો તેથી તે ઘણો હીજરાયાં કરતો હતો, અને જેમ જેમ દહાડા જતા ગયા, તેમ તેમ તેના ખૂની વિચાર વધારે દૃઢ થતા ગયા.

એક વખત મધ્યરાત્રે સઘળાં ભર ઊંઘમાં પડેલાં હતાં તે વખતે પેલો ભત્રીજો ઉઠયો, અને તે ડોશી પાસે જઇ એકદમ તેણે તેની ગળચી પકડી, અને તે બુમ પાડવાને મ્હોં ઉઘાડે છે એટલામાં એક ચીથરાનો ડુચો તેમાં ઘાલી દીધો. પછી ડોશીની ગળચી એવા જોરથી દાબી કે તે ગુંગળાઇને તુરત મરણ પામી. ત્યાર પછી તેની બગલમાંથી પોટલું કાઢી પાસેના ઝાડ નીચે એક ખાડો ખોદીને દાટયું, અને ત્યાં સારી પેઠે નિશાની રાખી પાછો સુઇ ગયો. બીજે દહાડે સવારે વેહેલાં જ્યારે લોકો ઉઠયાં ત્યારે તેઓએ ડોશીને જગાડવા માંડી, પણ ડોશીમા તો સ્વધામ પધારેલાં, તેથી કાંઇ જવાબ દીધો નહિ; ત્યારે તેને જગાડવા સારૂ તેની બગલમાં હાથ ઘાલ્યો, પણ પોટલું કાંઇ માલમ પડયું નહિ. તે ઉપરથી સઘળાઓને વેહેમ પડયો ને દીવો મંગાવીને જોયું તો ડોશીને મુએલી જોઈ. પણ તેનું મોત શી રીતે થયું તે કોઇથી નક્કી થઇ સકે નહિ. એવી ગડબડ થતાંજ તેનો ભત્રીજો ત્યાં દોડતો આવ્યો, અને એકદમ મોટો ઘાંટો કાઢી છાતી કુટી રડવા મંડયો. ડોશીને કોઈએ મારી નાખી, અને તેના પૈસા કોઇ લઇ ગયું એવી વાત, થવા માંડી; એટલામાં ભત્રીજાએ આંખ લુંછી સાવધ થઇને આસપાસ જોયું અને કહ્યું કે આ નવા જાત્રાળુ આવેલા છે તેમાં એક તો શ્રાવક છે તેથી તે તો એવી હત્યા કરે નહિ, પણ બીજો બ્રાહ્મણ છે તેના ઉપર મને ઘણો શક જાય છે. તેણે જ ખૂન કીધું હશે, માટે તેનો ઝાડો જોવો. એટલું સાંભળતાં જ તેણે તથા બીજા લોકોએ માધવને પકડયો, અને તેનો સઘળો સામાન જોયો, તેમાં કેટલાએક પૈસા નિકળ્યા તે ડોશીના છે એમ તેનો ભત્રીજો કહેવા લાગ્યો, અને માધવને ઘણુંએ સમજાવ્યો તોપણ તેણે એવું કહ્યાં જ કીધું કે એ તો મારા છે. માધવના કહેવાથી તે ભત્રીજાને પતીજ થઇ નહિ તેથી પાસેના ગામના રાજા આગળ ફરિયાદ કરવી, અને ખરો ખૂની માધવ છે કે નહિ તેની તજવીજ કરાવવી એમ ઠર્યું.

બીજે દહાડે તેઓ એક મોટા ગામમાં જઇ પહોંચ્યા, ત્યાં ધર્મશાળામાં સઘળા સંઘે ઉતારો કીધો, જ્યારે સઘળા રસોઇ કરવામાં રોકાયા હતા તે વખતે, તે ભત્રીજે તે ગામના રાજાના કારભારી આગળ જઇ સઘળી હકીકત કહી. કારભારીને પાન સોપારી પણ મળ્યાં, તેથી તેણે ઠરાવ કીધો કે તપાસ ચાલે તેમાં ભત્રીજાને બચાવી લેવો. પાછલે પોહોરે જ્યારે દરબાર ભરાયો ત્યારે ભત્રીજો ત્યાં ગયો અને "ફરિયાદ" "ફરિયાદ" બૂમ પાડી. તે સાંભળી તેને રાજાએ પાસે બોલાવી તેની સઘળી વાત પુછી લીધી. તેમાં કારભારીએ મરીમસાલો ભભરાવી આપ્યો, તે ઉપરથી રાજાએ હુકમ કીધો કે આવતી કાલે સવારે અગ્નિદિવ્ય કરવું અને તે બ્રાહ્મણ ગુન્હેગાર છે કે નહિ એ વાત નક્કી કરવી. તે વખતે ત્યાં જવાને રાજાએ કારભારીને હુકમ કીધો. બીજે દહાડે સવારે સૂર્યોદયની વખતે ગામના પાદર ઉપર એક લીમડાના ઝાડ આગળ હજારો માણસ જોવા મળ્યાં હતાં. ભત્રીજો આગળ આવી ઉભો હતો. સંઘના લોકો માધવને લઇને આવ્યા. કારભારી ઝાડ નીચે એક શેતરંજી પથરાવી બેઠો અને થોડેક દૂર દેવતા સળગાવીને તેમાં પૈડાંની લોઢાની વાટ એક લુહારે તપાવી લાલચોળ કીધી. વાટને કારભારી આગળ મુકી; ત્યારે પેહેલાં તે ભત્રીજાને તે વાટ ભોંય ઉપરથી ઊંચકવાનો હુકમ થયો. ભત્રીજો આગળ આવી ઉભો રહ્યો અને સૂર્ય તરફ મ્હોં ફેરવીને બોલ્યો: "સૂરજ બાપજી; જો મારામાં સત હોય તો મારા હાથ દાઝવા દેતા મા." એમ કહી વાટને એક આંગળી અડકાડી, એટલે કારભારી બોલી ઉઠયો: "બસ, હવે બસ, એ તો પાર પડ્યો; હવે એ બ્રાહ્મણે વાટ ઊંચકવી જોઇએ." માધવ વાટને જોઇને થરથર ધ્રુજવા લાગ્યો, અને તેના શરીર ઉપરનું તમામ લોહી ઉડી ગયું, તે જોઇને લોકો માંહોમાંહે વાત કરવા લાગ્યા કે આ ચંડાળ બ્રાહ્મણે ખૂન કીધું છે. માધવના મનમાં એ સાંભળી ઘણું કષ્ટ થયું, તેથી કાંઇ વખત ભજ તો ધીરજ આવે એ મતલબથી તેણે એક પાસેના કુવામાં નહાવા જવાની રજા માગી. રજા મળ્યા પછી પોતાનાં લુગડાં ઉતારીને કુવા પાસે ગયો; ત્યાં ઉભો રહી વિચાર કરવા લાગ્યો કે હવે 'શું કરવું? 'સાચને કદી ન આવે આંચ', એ પ્રમાણે કેહેવત છે ખરી તો પણ સાચાનો હાથ ન બળે અને જુઠાનો બળે એ તો લોકોનો વેહેમ છે; એ હું સારી પેઠે જાણું

આ કળીયુગમાં તો એવો પ્રત્યક્ષ ચમત્કાર બનતો નથી. શાસ્ત્રમાં કોઈવાર એમ કહે છે કે કળીયુગમાં ઈશ્વરના ચમત્કાર વધારે જોવામાં આવે છે, અને કોઈવાર કહે છે કે આ યુગમાં સઘળા દેવતાઓ ઉંઘે છે, ત્યારે શું માનવું? જગતમાં ઘણા સત્યવાદી લોકો ભુખે મરે છે, અને જુઠા લોકો પ્રપંચ કરી ગાડાઘોડે બેસીને ફરે છે, ત્યારે પરમેશ્વરની સહાયતા ક્યાં ગઈ? અગ્નીનો સ્વભાવજ છે કે જે તેને અડકે તેને તે બાળે. ત્યારે સાચા જુઠાનો ભેદ ક્યાં રહ્યો? માટે જો સાચવટ ઉપર ભરોંસો રાખી વાટ હાથે ઉઠાવવા જઈશ તો હાથ બળશે જ, એટલે રાજા તથા લોક મને ખૂની ઠરાવશે અને ચંડાળને હાથે મારૂં મોત આવશે. તે કરતાં આ કુવામાં ભુસકો મારી મરવું ઘણું સારૂં. એવું વિચારીને તે કુવામાં પડવા જાય છે, એટલે નીચેથી એક ગેબી શબ્દ સંભળાયો. "सत्यमेवजयते." એ શબ્દ સાંભળીને તે ઘણું આશ્ચર્ય પામ્યો, અને આસપાસ કોઈ માણસ નહતું તેથી તેની ખાતરી થઈ કે ઈશ્વરે કૃપા કરી મને ધીરજ આપી. પછી તુરત જ કુવામાંથી પાણી કાઢી સ્નાન કીધું, અને ભીને શરીરે ઉની વાટ આગળ ગયો. ત્યાં જઈને તેણે ઘણીએક વાર સુધી મહાદેવ તથા માતાજીની સ્તુતિ કીધી. પછી સૂર્ય તરફ ફરીને બે હાથ જોડીને બોલ્યો: "હે સૂર્યદેવતા, તું પ્રત્યક્ષ દેવ છે, તારાથી છાનું કાંઈ કામ થઈ સકતું નથી, તું સઘળા માણસના મનના વિચાર જાણે છે, માટે જો મેં ડોશીનું ખૂન કીધું હોય તો આ વાટ પકડતાં જ મારા હાથ બળી જજો, અને જો મારા ઉપર જુઠો આરોપ આવ્યો હોય તો જેમ એક ફુલ ઉંચકું તેમ એ વાટ મારાથી ઉંચકાજો." એટલું કહી વાટ ઉંચકવાની તૈયારી કીધી. પણ જ્યારે તે વાટને ધગધગતી જોઈ, અને તેની નીચેની ધુળ પણ તાપથી તપી ગયલી લાગી, ત્યારે ફરી તેની હિમત છુટી ગઈ, અને તે ત્યાંથી પાછો હઠનો હતો, એટલામાં તે વાટ ઉપર એક કીડીની હાર ચાલતી હોય એમ તેને ભ્રાંતી થઈ. એ કીડીને ચાલતાં જોઈને તેને ફરી ધીરજ આવી, અને તેણે તુરત વાટ ઉંચકી પોતાની ડોકમાં ભેરવી દીધી. સઘળા લોકો એ તમાશો જોઈને વિસ્મિત થયા, અને માંહોમાંહે કહેવા લાગ્યા કે આ દુષ્ટ કળીયુગમાં પણ પરમેશ્વર ઉંઘતો નથી, પણ તે સાચાને મદદ કરવાને હજી પ્રવૃત્ત રહે છે. દરબારીએ તે વાટ માધવની ડોકમાંથી કઢાવી નંખાવી, અને તેને ઘણું માન આપી રાજાની પાસે લઈ ગયો. તેણે તેને આલિંગ

જાણી તેનું પૂજન કરી કેટલીએક સોનાની મોહોર બક્ષીસ કીધી. **માધવે** કોઇ વખત આગળ દક્ષિણા લીધી નહતી, તોપણ તે વખતે તેની પાસે ઘણા પૈસા નહતા, અને દિલ્હીમાં તેને પોતાનું ધારેલું કામ પાર પાડવામાં પૈસાની કેટલી બધી જરૂર પડશે તે વાત સારી પેઠે તે જાણતો હતો, તેથી ઘણી નાખૂશીની સાથે તેણે તે વખતે મોહોરો લીધી, અને મોતીશાને બોલાવી સંઘમાંથી જુદા પડી એકલા મુસાફરી કરવાનો ઠરાવ કીધો.

પેહેલે જ દહાડે તેઓ, એકલા અને વાટ દેખાડનાર કોઇ ભોમિયો નહિ તેથી ભુલા પડયા, અને ધોરી રસ્તો છોડીને એક જંગલમાં પેઠા. જેમ જેમ તેઓ આગળ ચાલતા ગયા તેમ તેમ જંગલ વધારે ગાઢું થતું ગયું અને જ્યારે સાંજ પડી ત્યારે ત્યાં એટલું તો અંધારૂં થઈ ગયું કે એક ડગલું પણ તેઓનાથી આગળ જવાયું નહિ. નિરાશ થઇને તેઓએ ઘોડા ઉપરથી ઉતરીને ઘોડા ઝાડ સાથે બાંધ્યા. જંગલી જનાવરોની દેહેશતને લીધે તેઓ ઝાડ ઉપર ચઢી ત્યાં આખી રાત સુધ રહેવાનો મનસૂબો કરતા હતા, એટલામાં પાસેના ઝાડમાંથી બે બ્રાહ્મણો હાથમાં નાગી તલવાર લઇને તેઓની સામા ઉભા રહ્યા. જ્યારે તે ચારેજણની આખ મળી ત્યારે બ્રાહ્મણો બોલ્યા: "યજમાન રાજા, કલ્યાણમસ્તુ, અમે દક્ષિણા લેવા આવ્યા છીએ." **માધવે** આશ્ચર્ય પામીને તેઓની સામું જોઇને પુછ્યું. "ગોરમહારાજ! તલવાર ઉઘાડી રાખી દક્ષિણા માગતાં બ્રાહ્મણોને મેં મારી જીંદગીમા આજે જ જોયા. તમારી હકીકત કાંઈ વિચિક્ષણ હશે, માટે કૃપા કરી તમે કોણ છો, તથા તમારો ધંધો શો છે તે કહો." બ્રાહ્મણો બોલ્યા: "યજમાન રાજા, અમે બે ભાઇઓ છીએ, અને અમે વેદાંતી ધર્મ પાળીએ છીએ. થોડાં વર્ષ ઉપર કાંઈ ધંધો ન મળવાથી અમે એવા તો દરિદ્રી થઇ ગયા, અને તેથી અમારી બાયડીઓ અમને એટલા રોજ ઠોક પાડવા લાગી કે કાંઇ પણ ધંધો કરવાનો અમે નિશ્ચય કીધો. એવામાં એક દહાડો એક વ્યાસજી વેદાંત ઉપર કથા કરતા હતા તે સાંભળવાને બેઠા. કથામાં વ્યાસજી બોલ્યા: "આ જગત માયારૂપી છે. ભાઇઓ, એક બાજીગરનો ખેલ છે. જેમ જાદુગર લોકો નજરબંધી કરી ધુળ હોય ત્યાં પાણી દેખાડે છે, તેમ માણુસ સઘળું ખોટું દેખે છે. જગતમાં આત્મા અને પરમાત્મા સિવાય બીજું કાંઈ નથી. જે જે પ્રાકૃતિક પદાર્થ આપણી ઇંદ્રિયોવડે માલમ પડે છે તેઓ ખરેખર જગતમાં છેજ નહિ એ તો માત્ર આભાસ છે

જેમ સ્વપ્નમાં આપણને હજારો વસ્તુ દેખાય છે, અનેક શબ્દ સંભળાય છે, અને સઘળાં ઇંદ્રિયસુખ મળે છે, પણ જાગ્યા એટલે તેમાંનું કાંઇ ત્યાં હોતું નથી, તેમ આ જગતમાં આપણી અવસ્થા સ્વપ્નવત્ છે. પદાર્થ કાંઈ છેજ નહિ. માટે રે ભાઇઓ, જગતમાં લોકો પૈસો મેળવવાને જે શ્રમ કરે છે તે સઘળો મિથ્યા છે. જેટલું લોકો મારૂં તારૂં કરે છે, તે ફોકટ છે. અલ્યા, મારૂં કાંઇ નથી, અને તારૂં પણ કાંઇ નથી." એ કથા સાંભળીને અમારા મન ઉપર એટલી તો અસર થઈ કે અમે વેદાંતી થઇ ગયા, અને મારા અને તારામાં કાંઇ અંતર ગણવો નહિ એવો નિશ્ચય કીધો. પછી એકવાર અમે અમારા યજમાનને ઘેર કાંઇ કામસર ગયા, ત્યા એક પૈસાની થેલી પડી હતી તે જોઇને અમે વિચાર કરવા લાગ્યા કે આને માનવી પૈસો કહેછે, પણ ખરેખરો તો તે છેજ નહિ, એ તો માત્ર આભાસ છે. વળી જગત કારમું છે, તથા આવર્દા ક્ષણભંગુર છે, તેથી એ પૈસા મુકીને યજમાનને કોઈ દહાડો જવું પડશે, અથવા એ પૈસા યજમાનને મુકીને જતા રહેશે, એ બેમાંથી એક વાત તો નિશ્ચય બનવાની જ. હવે યજમાન પૈસાને મુકીને હમણા જાય એવો સંભવ નથી, અને જાય તોપણ તેથી અમને કાંઇ લાભ થાય નહિ. ત્યારે પૈસાએ આજે યજમાનને મુકીને જવું જોઇએ. વળી મારૂં તારૂં એ સઘળું મિથ્યા છે, માટે યજમાનના પૈસા અને અમારા પૈસા એમાં ભેદ શો? એમ વિચારીને તે થેલી ઉંચકી લીધી, અને તે લઇને જતા હતા એટલામાં યજમાનના દુષ્ટ ચાકરોએ અમને પકડયા, અને યજમાનના કહેવાથી અમને રાજા આગળ લઇ ગયા. રાજાની પણ આંખ ઉપરમાયાની અંધારી બાંધેલી તેથી તેણે મારા તારામાં ભેદ ગણ્યો, અને વેદવ્યાસજીના વેદાંતમતથી વિરૂદ્ધ ચાલીને અમને પાંચ વર્ષ બંધીખાનામાં નાખ્યા. કારાગૃહમાં એટલા વર્ષ મફતનું, વગર મેહેનતે ખાધા પીધા પછી અમને છોડી મુકયા. હવે શું કરવું? જગત તો દુષ્ટ માયામાં વિટલાયલું, અને પરમાત્મામાં લય પામવાનાં સાધન શોધવાને બદલે મારા તારામાં લડી મરી ઘાંચીના બળદની પેઠે ચોરાશી લાખના ફેરા ફર્યા કરે છે એવા લોકોમાં સર્વોત્કૃષ્ટ વેદાંત મત ચલાવવા જઇએ તો સંકટમાં આવી પડીએ, તેથી ઋષિઓની પેઠે વનવાસ કરવો એવો નિશ્ચય કીધો; અને આ જંગલમાં ત્રણ મહીના થયાં આવ્યા છીએ, પણ લાડુ ને ઘી ખાધેલા તે હવે કંદ, મૂળ, ફળાદિનો આહાર શી રીતે થાય? તેથી કોઇ યજમાન શોધવાને

રાતની વખતે નિકળીએ છીએ. તમે પેહેલાજ મળ્યા છો માટે જો તમે વેદવ્યાસજીને માનતા હો તો લુગડાં પાઘડી આદિ જેને તમે તમારૂં કહો છો તે અમારૂં કરો, નહિ તો આ તલવારવડે તમને પરમાત્માનો મેળાપ કરાવી આપીશું." માધવને એ બે વેદાંતી બ્રાહ્મણોની વાત સાંભળી ઘણું હસવું આવ્યું, અને પેટના દુઃખથી તેઓના મગજ ઉપર અસર થઇ છે એમ સમજીને તેઓને એક સોનાની મોહોર આપી, તે લઇને આ બને ઘણા પ્રસન્ન થયા. વદાય કરતી વખતે માધવે તેઓને બોધ કીધો કે હજી વેદવ્યાસજીનો મત દુનિયામાં ચાલ્યો નથી, માટે હવે પછી જો તમે મારૂં તારૂં સમાન ગણવા જશો, તો આ તમારી જ તલવારથી તમનેજ પરમાત્મા સાથે ઓળખાણ કરવું પડશે. વેદાંતી ભાઇ તેઓને આશીર્વાદ દઇ ચાલતા થયા.

---

## પ્રકરણ ૫મું.

મહાભારતમાં પ્રસિદ્ધ થયલા હસ્તિનાપુરની પડોસમાં જમના નદીને કિનારે દિલ્હી શેહેર જે હમણા છે, ત્યાં પેહેલાં રજપૂત રાજાઓ રાજ્ય કરતા હતા. છેલ્લો તુમાર વંશનો રજપૂત રાજા નિર્વંશ મરણ પામ્યો, ત્યારે અજમેરનો ચોહાણ વંશનો રજપૂત રાજા પૃથુરાજ દિલ્હી તથા અજમેર એ બંને સંસ્થાનોનો ગાદીપતિ થયો. એ પૃથુરાજની કારકીર્દીમાં મુસલમાન લોકોના પાદશાહ શહાબુદ્દીન ઘોરીએ દિલ્હી ઉપર ચઢાઇ કીધી, અને તે પેહેલીવાર પરાજિત થયો તોપણ બીજી લડાઇમાં તેનો જય થયો, પૃથુરાજ પકડાયો, અને દિલ્હી મુસલમાનોના હાથમાં ગયું

દિલ્હીનો પેહેલો મુસલમાન પાદશાહ કુતુબુદ્દીન હતો, તેણે અને તેની પછી જે પાદશાહો થયા તેઓએ દિલ્હી શેહેરને ઘણું શોભાયમાન કીધું, અને રાજ્યની મર્યાદા વિસ્તારીને ઘણાએક હિંદુ રાજાઓની પરાપૂર્વથી સંઘરેલી લક્ષ્મી દિલ્હી શેહેરમાં ઘસડી લાવ્યા.

ઇસવી સન ૧૨૯૬ ની દીવાળીમાં આ શેહેરમાં ઘણીજ શોભા થઇ રહી હતી. લોકોએ રાત્રે બજારમાં તથા ઘેરેઘેર રોશની કીધી હતી, તથા દિવસે ઘણાં ઊંચાં તથા કિમતી લુગડાં પેહેરીને તેઓ ફરતા હતા. ઘેરેઘેર ઉત્સવ થઇ રહ્યો હતો, તથા લોકો ઘણા આનંદમાં દેખાતા હતા. એ સઘળી ખૂશીમાં દિલગીરીનું એક મોટું વાદળું ટંગાઇ રહેલું હતું. થોડીએક

મુદ્દત ઉપર જલાલુદ્દીન ફિરોઝને દગો કરી ઠાર માર્યો હતો. તે રાજા ઘણા નરમ સ્વભાવનો, દયાળુ, તથા શાંત ગુણનો હતો. તેના વખતમાં લોકો ઘણા સુખી હતા. રંક અને રાય એ બંનેને પાદશાહની તરફથી સરખો ઈનસાફ મળતો હતો. કોઇના ઉપર પાદશાહના જાણ્યા છતાં જુલમ કરવામાં આવતો ન હતો, તથા ધર્મને વાસ્તે પણ કોઇને ઉપદ્રવ થતો નહિ. એથી ઉલટું સઘળા લોકોને માલમ હતું કે નવા પાદશાહ અલાઉદ્દીનનો સ્વભાવ તેથી જુદી જ તરેહનો હતો. તેને લડાઇનો ઘણો શોખ હતો, તથા તે જાતે ઘણો બહાદૂર હોવાથી એવી ફિકર રાખવામાં આવતી હતી કે તેના આખા રાજ્યમાં લડાઇ હમેશાં થયાં કરશે, અને તેથી રૈયતની ઘણી ખરાબી થશે. વળી તે સ્વભાવે ઘણો ક્રૂર, દગલબાજ તથા હઠીલો હતો,તેથી પણ લોકોને પોતાના જાનમાલની ઘણી હેહેશત રહેતી હતી, તથા તેને ધર્મને વાસ્તે પણ ઘણી જનૂન હતી. તેની લુચ્ચાઈ, નિમકહરામી તથા દુષ્ટતાથી લોકો ઘણા ત્રાસ પામી ગયા હતા. તેઓને હજી સાંભરતું હતુ કે જલાલુદ્દીન કેવો વિશ્વાસ રાખી કુરા આગળ તેના ભત્રીજા અલાઉદ્દીનને મળ્યો; અલાઉદ્દીન કેવો ઢોંગ કરીને એકલો આવી પોતાના કાકાને પગે પડયો; કેવા લાડથી જલાલુદ્દીને તેને હાથ પકડીને ઉઠાડયો, અને તેના ગાલપર હાથ ફેરવી બોલ્યો 'મેં તને બચપણથી ઉછેર્યો, તારા ઉપર મે બાપ જેવી પ્રીતિ રાખી, તથા મારા પોતાના છોકરા કરતાં પણ તારા ઉપર વધારે વહાલ રાખ્યું, તે મારા ઉપર તને કદી શક આવે જ નહિ;' કેવા ક્રૂરપણાથી તથા વિશ્વાસઘાતથી અલાઉદ્દીને તે વખતે પેહેરેગીરને ઈશારત કીધી, તે ઉપર એક મેહમૂદ બીન સાલેમે જલાલુદ્દીનના ખભા ઉપર તલવારનો ઘા કીધો; કેવા ગુસ્સાથી જલાલુદ્દીન હોડીમાં બેસી જવા દોડયો; પણ તેટલામાં અખતીઆરૂદ્દીને આવીને બિચારા અશક્ત ડોસાને પકડયો, અને તેને ભોંય ઉપર નાખી દઈ તેનું માથું કાપી નાખ્યું; અને કેવા દુષ્ટ અંતઃકરણથી અલાઉદ્દીને પોતાના કાકાનું માથું એક ભાલા ઉપર ઘોંચીને આખા લશ્કરમાં તથા શેહેરમાં ફેરવ્યું! વળી જલાલુદ્દીનના મુઆ પછી તેની રાણી મલેકાજહાને, વગર વિચારે તથા અમીરોની સલાહ લીધા વિના, કદરખાં ઉર્ફે રુકનુદ્દીન ઈબ્રાહીમ નામના તેના નાના છોકરાને તખ્ત ઉપર બેસાડયો; પોતાનો મોટો છોકરો અરકલીખાં જે પાદશાહનો ખરેખરો

વારસ હતો, તથા જે તે વખતે મુલતાનમાં હતો તેને રાણી મલેકાજહાને ઘણાએક સંદેશા મોકલ્યા અને પોતાના ભાઈમાટે મોટું લશ્કર લઇ આવવાની ઘણી અરજ કીધી. અરકલીખાં મુલતાનથી આવ્યો નહિ, પણ એવો જવાબ કેહેવડાવ્યો કે નદીને તેના મૂળ આગળ અટકાવી સકાયછે, પણ તે મોટી થયા પછી તેનો વોહો કોઇ રોકી સકતુ નથી. અલાઉદ્દીને દિલ્હી આગળ આવી છાવણી નાખી. કદરખાં પોતાનું લશ્કર એકઠું કરીને અલાઉદ્દીનની સાથે લડવાને બાહાર આવ્યો. તેના સોબતીઓ તથા તેની તરફના અમીર ઉમરાવો તેની પાસેથી જતા રહી અલાઉદ્દીનને જઇને મળ્યા. કદરખા પોતાની માને તથા કેટલાંક માણસોને લઇને મુલતાનમાં નાસીગયો, તથા અલાઉદ્દીન દિલ્હીમાં પેસીને પોતાને પાદશાહ કેહેવડાવવા લાગ્યો; અને પોતાના નામના સિક્કા પડાવ્યા. એ સઘળી વાત તેઓને તાજી યાદ હતી. ત્યાર પછી અલાઉદ્દીને મુલતાન શેહેર તાબે કરી અરકલીખાં તથા કદરખાં એ બે શાહજાદાઓને પકડી પોતાની પાસે લાવવાને એક મોટું લશ્કર આપી પોતાના ભાઈ અલફખાં તથા ઝફરખાંને મોકલ્યા. તેઓએ મુલતાન શેહેરને ઘેરો ઘાલ્યો; તે બે મહીના સુધી ચાલ્યો. આખરે શેહેરના લોકોએ તથા સિપાઇઓએ મુલતાનનો કિલ્લો પાદશાહી સરદારને સ્વાધીન કરવાનું કબૂલ કીધુ; પણ એટલી તેઓએ શરત કીધી કે બે શાહજાદાની જીંદગી બચાવવી. એ શરત અલફખાંએ મંજુર કીધી, અને તે પાળવા બાબત ઘણા સખ્ત કસમ ખાધા. એ પ્રમાણે તે શાહજાદાઓને પોતાના હાથમાં લઈ સઘળી હકીકત અલાઉદ્દીન પાદશાહને કહેવડાવી.

પાદશાહ ઘણો જ ખૂશ થયો. તેની ઘણી લાંબી મુદ્દતની ધારેલી મતલબ હવે હાસલ થઈ. હવે તેના હક્ક વિષે તકરાર ઉઠાવનાર કોઇ રહ્યું નહિ. શેહેરમાં મોટો આનંદોત્સવ પોતાના ખરચથી કરાવ્યો, અને એકલા મુસલમાનોને જ તેણે પૈસા આપી રાજી કીધા નહિ, પણ પોતાની હિંદુ રૈયતને પણ તેઓના દેવાલયોમાં તેઓના ધર્મ પ્રમાણે ભક્તિ કરી પોતાની ફતેહ તથા સુખાકારી તેઓના દેવ પાસે માગવાનો હુકમ કીધો. તેણે મુખ્ય મુખ્ય બ્રાહ્મણોને બોલાવી તેઓની ક્રિયા કરાવવાને જેટલો ખરચ બેસે તે સઘળો પૂરો પાડયો. એ અધર્મ જોઇને બીજા મુસલમાનોને ઘણો ગુસ્સો લાગ્યો, અને કાફર લોકોના ધર્મને ઉત્તેજન આપ્યું, તથા ખોટા દેવોની પ્રાર્થના કરાવવાથી ખરો ખુદા ઘણો કોપાયમાન થશે એમ સમજી, બ્રાહ્મણોને પૈસા ન આપવા માટે પા-

દશાહને ઘણો સમજાવ્યો. અલાઉદ્દીનની મરજી બધા લોકોને ખૂશ કરવાની તથા સઘળાઓની પ્રીતિ સંપાદન કરવાની હતી, તેથી તેણે તેઓની વાત કાને ધરી નહિ. અગર જો મુસલમાનો પાદશાહની હઠીલાઇથી ઘણા નાઉમેદ થઇ ગયા તોપણ એ કામ ઉપર તેઓનો ક્રોધ કાયમ રહ્યો, તથા તેઓએ કોઇ પણ રીતે હિંદુઓ સાથે ટંટો કરવાનો ઠરાવ કીધો. તે દહાડે દિલ્હીની સઘળી મસજિદોમાં વાએજ કરાવવાનો તથા અલફખાંના મોકલેલા ફતેહના સમાચારનો કાગળ વંચાવવાનો પણ હુકમ થયો હતો. દીવાળીને દહાડે મુસલમાનોનો જુમાનો પાક દહાડો હતો તેથી તેજ દિવસે એ પાદશાહનો હુકમ અમલમાં આવ્યો. સઘળી મસજિદોમાં બપોરે બાર વાગતે બાંગ પોકારવામાં આવી, તે સાંભળીને શેહેરના તમામ મુસલમાન લોકો સારાં સારાં લુગડાં પેહેરીને તથા પોતાનાં છોકરાને સાથે લઇને પાસેની મસજિદોમાં જવા નિકળ્યા. હિંદુઓનાં દેહેરાંઓમાં પણ ઘણી ધામધુમ થઇ રહી હતી. દરેક દેવાલયમાં ઘણાએક બ્રાહ્મણો મોટા મોટા ઘાટા કાઢીને મંત્રો ભણતા હતા, તથા જે પૈસા મળ્યા હતા તેનો બદલો વાળતા હતા. હજારો લોકો દર્શન કરવાને જતા હતા. દેહેરાં ઘણાં શણગારેલાં હતાં, તથા ત્યાં લોકોની ઘણી જ ભીડ થઈ રહી હતી. એવા એક મોટા નામાંકિત દેવસ્થાનમાં બીજાં બધાં દેહેરાં કરતાં લોકોનો વધારે જમાવ થયો હતો, તથા ત્યાં બ્રાહ્મણો ઘણા હોવાને લીધે શોરબકોર પણ પુષ્કળ થઇ રહ્યો હતો. એવામાં ત્યાંથી એક મુસલમાનોનું ટોળું મસજિદમાં જતું હતું, તેઓને આ સઘળો ઠાઠમાઠ જોઇને એટલો તો ગુસ્સો ચઢયો, તથા કાફર લોકોના ઢોંગી તથા નાપાક ધર્મને આટલી આબરૂ મળવાથી તેઓને એટલો તો ક્રોધ ચઢયો કે તેઓએ સઘળા હિંદુઓના દેખતાં તેઓના દેવને ઘણી ગાળ દીધી, તથા કેટલાક બ્રાહ્મણને ડાંગવતી માર્યા. હજી હિંદુઓ છેક નિર્બળ ભાજીખાઉ થઈ ગયલા નહતા. તેઓમાં હજી શરાતન બાકી રહેલું હતું, તેથી આ ગાળો, દેવને અપમાન, તથા ડાંગનો માર તેઓ ઢોરની પેઠે ધીરજ રાખી ખમી રહ્યા નહિ. તેઓમાંથી કેટલાએક, મુસલમાનો ઉપર તુટી પડ્યા, અને ત્યાં સારી પેઠે મારામારી થઇ. મુસલમાનો થોડા, અને હિંદુઓ ઘણા, તેથી મુસલમાનોનું કાંઈ ચાલ્યું નહિ. તેઓએ ઘણો માર ખાધો, અને બે ત્રણ જણ મરણ જેવા થઇ ગયા. શેહેરમાં આ લડાઇની બૂમ ચાલી. મુસલમાનો ગલી ગલીએ તથા ચકલે ચકલેથી તથા મસજિ-

દોમાંથી હથિયારબંધ દોડી આવ્યા, તેમજ હિંદુઓનો પણ ઘણો જમાવ થઇ ગયો. શેહેરમાં સઘળાઓએ પોતાનાં બારણાં બંધ કરી દીધાં, તથા હવે શું થશે એ વાતની તેઓ ભારે ફિકરમાં પડયા. લડાઇ તો ભારે ચાલી. લાકડી, તલવાર, ખંજર, પથ્થર, ઘરનાં નળિયાં, વગેરે જે જે હથિયાર લોકોના હાથમાં આવ્યા તે લઇને લડવા લાગ્યા. ત્યાં ઘણીજ ગડબડાટ થઈ રહી. હિંદુઓ તથા મુસલમાન સેળભેળ થઇ ગયા; અને જેને દાઢી હોય તેને હિંદુઓએ અને દાઢી વગરના હોય તેને મુસલમાન લોકોએ દયા લાવ્યાવિના ઘણો જ માર માર્યો. બંને તરફના ઘણાએક માર્યા ગયા; કેટલાએક મરણતોલ જખમી થયા; કેટલાએક થાકીને ભોય ઉપર પડ્યા, તેઓ લોકોના પગ તળે છુંદાઇને મરણ પામ્યા. લડાઇનો શોરબકોર, ઘાયલ તથા મરતા માણસોની ચીસાચીસ, તથા બીજા ઘણીએક તરેહના અવાજથી ત્યા કાન બેહેર મારી જતા હતા. મુસલમાનો તથા હિદુઓનાં ટોળે ટોળાં આવ્યાં જ જતાં હતાં; અને જો અલાઉદ્દીન પાદશાહને એ વાતની ખબર પડી ન હોત, તથા તેણે લડાઇનું સમાધાન કરવા તથા બંનેના જે લોકો આગેવાન હોય તેઓને પકડી પોતાની હજૂરમાં લાવવાને એક લશ્કર મોકલ્યું ન હોત, તો આ લડાઇનો કયારે પાર આવત તે કહેવું મુશ્કેલ હતું.

પાદશાહનું લશ્કર આવતું જોઇને લડનારાઓમાંથી ઘણાએક નાસી ગયા. કેટલાએક પાસેનાં ઘરમાં ભરાઈ ગયા, અને કેટલાએક ઓટલા ઉપર અમે લડવામાં શામેલ નથી એમ જણાવવાને બેસી ગયા. મુસલમાનોના કરતાં હિંદુઓને વધારે દેહેશત લાગી, તેથી તે લોકોમાથી વધારે સટકી ગયા. લસ્કર આવતાં જ તેના સરદારે હુકમ કીધો કે લડાઈ એકદમ બંધ કરવી, અને હથિયાર ભોય ઉપર નાખી દેવાં. લડનારાઓ લાચાર થઈ ગયા, અને હવે વધારે લડવામાં કાંઈ ફાયદો નથી એમ જાણીને તે ઉપરનો હુકમ માથે ચઢાવીને ઉભા રહ્યા. ત્યાર પછી તે લશ્કરના સરદારે તેઓમાંથી મુખ્ય મુખ્ય માણસોને પકડી લીધા, અને તેઓને બાંધીને પાદશાહની આગળ લઈ જવાને તેઓ નિકળ્યા. પકડાયલા માણસોમાં મુસલમાનો કરતાં હિંદુઓ વધારે હતા, અને તેઓને ભય પણ વધારે હતો. તેઓ પોતાના જીવની આશા મુકીને ચાલતા હતા, અને જે બને તે ખમવાને તેઓ તૈયાર થઈ રહ્યા હતા. થોડી વારમાં તેઓ સઘળાને પાદશાહ અલાઉદ્દીનની હજૂરમાં ઉભા રાખ્યા. તે દહાડે દરબાર ભરપૂર ભરાયલું હતું. પાદશાહ સોનાના

હીરાજડેલા તખ્ત ઉપર બેઠો હતો. તેનો પોશાક તથા ઝવેર જોતાં આંખ અંજાઈ જાય એટલો તે શણગારાયલો હતો. સોનું, હીરા, મોતી, માણેક વગેરે રત્નોની કાંઇ જ કસર રાખવામાં આવી નહતી. તેના દબદબામાં કાંઈ શોભા ઉપર જરાપણ લક્ષ આપવામાં આવ્યું નહતું. તેના શણગારનો ઇરાદો શોભા આપવા કરતાં તેની અગણિત દોલત લોકોમાં પ્રસિદ્ધ કરવાનો વધારે હતો; અને દોલત પણ તેણે બેશુમાર મેળવી હતી. કોઈપણ પાદશાહની પાસે તખ્ત ઉપર બેસતી જ વખતે એટલું ધન હશે એમ તવારીખ ઉપરથી જણાતું નથી. તેણે સૌથી પેહેલાં દક્ષિણ તરફના દેશો ઉપર ચઢાઇ કીધી હતી, અને ત્યાંની ઘણા કાળની એકઠી થયલી દોલત તે લૂંટી લાવ્યો હતો. મુસલમાન ઇતિહાસ કર્ત્તા લખે છે કે જ્યારે જલાલુદ્દીન ફિરોઝના રાજ્યમાં તેણે દેવગઢનું રાજ્ય જીત્યું, ત્યારે ત્યાંના રાજાએ તેને શાંત કરવાને છસેં મણ મોતી, બે મણ હીરા, માણેક, લીલમ, અને પોખરાજ, એક હજાર મણ રૂપું, અને ચાર હજાર રેશમના થાન નજર કીધાં, અને તેની સાથે બીજી પણ ઘણીએક કિમતી વસ્તુઓ આપી. અગરજો આ લખાણમાં મુસલમાન લોકોની રીત પ્રમાણે અતિશયોક્તિ તો ઘણી હશે, તોપણ તે ઉપરથી એવું જણાય છે કે દક્ષિણમાંથી તે બેશુમાર દ્રવ્ય હરી લાવ્યો હતો. તેણે તેના રાજ્યમાં એ કરતાં પણ વધારે દોલત મેળવી, તે એટલી કે એના જેવો બીજો કોઇ પણ પાદશાહ ધનવાન નહતો. એ દ્રવ્યનો તે ઉપયોગ પણ ઘણો કરતો. તેની શોભાનો કાંઈ પાર નહતો. તેના ઘરનો ખરચ પણ આશ્ચર્યકારક હતો. તેની પાસે માત્ર ખાનગી ઘરના ચાકરો સત્તર હજાર હતા, એ ઉપરથી જ તેનો બીજો વૈભવ કેવી તરેહનો હશે એનો વાંચનારાઓએ ખ્યાલ કરવો.

એવી રીતે અલાઉદ્દીન ખિલજી તે દહાડે બિરાજેલો હતો. તેનું મ્હોં એવું મોટું અને વિકાળ હતું, કે તેને જોઇને સઘળાને ત્રાસ લાગ્યા વિના રહે જ નહિ, તથા તેને આબરૂ આપ્યા વિના પણ ચાલે નહિ. તેને આવી વખતે હિંદુસ્તાનમાં ફિતૂરી લોકો ઉપર મજબૂત રીતે તથા સખ્તીથી રાજદંડ પકડવાને જ પરમેશ્વરે સરજેલો હોય એમ દેખાતું હતું. તેની આંખ ગોળ તથા ઘણા તેજથી વાઘની આંખની પેઠે જ ચળકતી હતી, અને તેમાં દયા કે ક્ષમાની કાંઈ પણ નિશાની માલમ પડતી નહતી. તેનું આખું શરીર એવું પ્રૌઢ તથા દૌવતદાર હતું, કે તેને જોઇને મોટામાં મોટા અમીરો

પણ થરથર કાંપતા હતા. અલ્લાઉદ્દીન ખિલજીનો એટલો ત્રાસ હતો કે તે આજ પણ ગૂજરાતનાં ગામોમાં અલ્લાઉદ્દીન ખૂની એ નામથી ઓળખાય છે. તેની આસપાસ મોટા મોટા અધીકારીઓ બેઠેલા હતા. એકતરફ તેનો વજીર ખ્વાજા ખતીર હતો, તે તેના વખતમાં ઘણો સદ્‌ગુણી માણસ ગણાતો હતો; અને બીજો દીવાની અદાલતનો મુખ્ય ન્યાયાધીશ કાઝી સદ્રુદીન એરીફ ઉર્ફે સદ્રેજહાન હતો. ઉમદતુલમુલ્ક, મલેક હમીદુદ્દીન અને મલેક અયઝુદ્દીન એ બંને ઘણા વિદ્વાન અને બુદ્ધિશાળી મુનશી બેઠેલા હતા. બીજી તરફ દિલ્હીનો કોટવાળ નુસરતખાં હતો; બીજો મલેક ફકરુદીન કુચી, ફોજદારી અદાલતનો મુખ્ય ન્યાયાધીશ હતો, અને મુખ્ય મુનશી મલેક ઝફરખાં હતો. એ સિવાય બીજા ઘણાએક અમીર ઉમરાવો, સૂબાઓ, કાઝીઓ, મોલવીઓ લશ્કરના સરદારો, ફકીરો, દર્વેશો, તથા બીજાં ઘણાંએક માણસો હતાં.

એવા દરબારમા તે પકડાયલા ફિતૂરી લોકોને લાવી ઉભા રાખ્યા. પાદશાહે તેઓનો ઈનસાફ કરવાનો તથા જે અપરાધી ઠરે તેઓને શિક્ષા કરવાનો હુકમ કીધો. તે પ્રમાણે ફોજદારી અદાલતના મુખ્ય ન્યાયાધીશ મલેક ફકરુદ્દીન કુચીની પાસે તેઓને લઈ આવ્યા. તેણે તે વખતે સઘળાના હાજર જામીન લઈ છોડી મુકયા, અને બીજે દહાડે હાજર રહેવા ફરમાવ્યું. ઠેરવેલે વખતે સઘળા કેદીઓ હાજર થયા તેઓની પાસેથી પુછપરછ કરી. લડાઇ થવાનું કારણ તથા તેને લગતી સઘળી હકીકત ફકરુદીને જાણી લીધી, ઇનસાફની આંખે જોતાં તો સાફ હતુ કે મુસલમાન લોકોએ કજીઓ ઉઠાવ્યો; તેઓએ પેહેલાં હિંદુઓના દેવોનું અપમાન કીધું, તથા કેટલાએક હિંદુઓને માર્યા. પછી હિંદુ લોકે સામા થઈ તેઓને માર્યા, એ તેઓએ ન્યાયાધીશની નજરમા એક મોટી ચુક કીધી. અસલ જયારે રાજ્ય સ્થાપન થયાં ત્યારે જબરાની સામા નબળાનું રક્ષણ કરવું એજ રાજ્ય કરનારનો મુખ્ય ધર્મ હતો, અને રાજ્ય સ્થાપવાનો એજ હેતુ હતો. જો સઘળા પોતપોતાની મરજી પ્રમાણે જે તેઓની નજરમાં ગુન્હો લાગે તેનું વેર લે, તો જનસમાજનું બંધારણ તુટી જાય, લોકો એક રાની પશુઓના ટોળાં જેવા થઇ જાય, જાન માલની સલામતી રહે નહિ, અને માણુસના સુખનો નાશ થાય એટલુંજ નહિ, પણ તેઓનો પણ થોડી મુદતમાં અંત આવે. માટે જે ઠેકાણે સારા બંદોબસ્તવાળું રાજ્યછે, ત્યાં ખાનગી રીતે વેર લેવાનો કોઇનો અખતિયાર નથી. જે માણુસને નુકસાન લાગ્યું હોય તેણે પોતાની મેળે જ કાયદાનો અમલ

ફરીસામાને પોતાની મરજી પ્રમાણે શિક્ષા કરવાને બદલે રાજાની આગળ ફરિયાદ કરવી અને તે રાજા ત્રાહિત માણસ હોવાથી તેને એમાંથી કોઇ ઉપર ઘણું કરીને દુસ્મની હોતી નથી, તથા એ દુસ્મનો વચ્ચે જે જુસ્સો તથા ચંટસ ઘણું કરી હોય છે, અને તેથી તેઓની વિવેકબુદ્ધિ ઉપર જે પડદો વળી જાય છે, તેમ રાજાને થતું નથી. તે હમેશાં નિષ્પક્ષપાત તથા શાંત વૃત્તિનો હોવો જોઇએ; તેથી તે બંનેનો ગુન્હો તપાસવાને, તેઓમાંથી વધારે કસૂર કોની છે તે શોધી કાઢવાને, તથા જેનો ગુન્હો માલમ પડે તેને ઘટતી શિક્ષા આપવાને વધારે લાયક છે. અગરજો આ રસ્તો વાજબી છે, તથા તેના ઉપયોગ અને ફાયદા સઘળા માણસો કબૂલ કરે છે, તોપણ લોકો હમેશાં તે પ્રમાણે કરતા નથી; અને જ્યારે તેઓ તેમ કરે છે ત્યારે પણ એ વાત સઘળાને ફાયદાકારક છે એમ સમજીને નહિ, પણ તેઓને વેર લેવાની શક્તિ હોતી નથી તેથી તેઓ આ રસ્તો પકડે છે. તેનું કારણ સમજવું ઘણું મુસ્કેલ નથી. માણસોમાં પરમેશ્વરે પશુઓ અને બીજાં કનિષ્ઠ પ્રાણીઓની પેરે કેટલીએક પ્રેરણાઓ મુકેલી છે, તેની સામે વિવેકબુદ્ધિનું ઘણી વખતે કાંઇપણ ચાલતુ નથી. એ પ્રેરણા પ્રમાણે માણસો ઘણાંએક કામો કરે છે તેમાં વિચાર કરવામાં આવતો નથી, અથવા તેમ કરવાને વખત પણ મળતો નથી. દુઃખને બદલે દુઃખ દેવું એ એક સઘળા પ્રાણીઓમાં પ્રેરણા છે. ખામોશ અને ક્ષમા વિચાર શક્તિવડે જ ઉત્પન્ન થાય છે. જ્યારે એ પ્રેરણાને જીતવાનો અને પોતાની મદદે વિવેક બુદ્ધિને બોલાવવાનો વખત મળે છે ત્યારે જ ખામોશ, દયા, ક્ષમા કામમાં આવે છે. પણ સઘળાં માણસોને એ સ્વાભાવિક પ્રેરણા જીતવાને મનનું સામર્થ્ય હોતુ નથી, માટે જ્યારે તેઓને કોઇપણ પ્રકારે ઉપદ્રવ પોહોંચે છે ત્યારે તુરત તેનો બદલો વાળવાની જ તેઓની વૃત્તિ થઇ જાય છે. તે વખતે તેઓને રાજા અથવા કાયદાનું કાંઇપણ ભાન રેહેતું નથી; તે વિચાર પાછળથી આવે છે. આ પ્રમાણે કરવું એટલું તો સાધારણ તથા સ્વાભાવિક છે, અને એથી ઉલટું ચાલવું એટલું તો મુસ્કેલ છે, કે કાયદા કરનારાઓએ કાયદા કરતી વખતે એ વાત ધ્યાનમાં લીધેલી જ છે; કારણકે જ્યારે કોઇ ગુન્હેગારના ઉપર પેહેલાં કાંઇ છેડખાની થઇ હોય, અથવા તેને ગુન્હો કરવાને સામા માણસે કાંઇ મજબૂત કારણ આપ્યું હોય, ત્યારે તેને શિક્ષા કરતી વખતે તે આગળની સઘળી હકીકત ઉપર વિચાર કર-

વામાં આવે છે, અને જે પ્રમાણે આગલા કારણો મજબૂત અથવા નબળાં હોય તે પ્રમાણે તેને વધારે અથવા ઓછી સજા કરવામાં આવે છે. તેને શિક્ષા તો થવી જોઇએ, અને તે પ્રમાણે થાય છે. તેની સ્વાભાવિક પ્રેરણાને લીધે તેને માફી તો મળતી નથી; પણ તે ઉપર ધ્યાન પોહોંચાડીને શિક્ષામાં ઘટાડો કરવામાં આવે છે. હિંદુઓ શિક્ષાને પાત્ર તો હતા. તેઓએ લોકોની સલાહમા ભંગ કીધો; તેઓએ ઘણા મુસલમાનોના પ્રાણ લીધા તથા ઘણાએકને જખમી કીધા; તેને માટે તેઓને સજા તો થવીજ જોઇએ. પણ તે જ પ્રમાણે મુસલમાનોએ વગર કારણે હિંદુઓના જીવને દુખવ્યા તથા પોતાની પાસેની લાકડીનો પ્રસંગ વિના ઉપયોગ કીધો, તથા પાછળની મારામારીમાં પણ તેઓએ બન્યું તેટલું બળ વાપર્યું અને તેઓના હાથથી થોડા હિંદુઓ માર્યા ગયા તે તેઓની ખામોશીને લીધે નહિ પણ તેઓનું સામર્થ ઓછું હોવાને લીધે જ બન્યું, માટે તેઓનો ગુન્હો પણ હિંદુઓના જેટલો જ હતો, અને તેઓને પણ તેટલી જ સજા થવી જોઇતી હતી. એવું આપણે ઇનસાફની રાહે ધારીએ ખરા. પણ મુખ્ય ન્યાયાધીશ ફક્રુદ્દીનનો વિચાર એ પ્રમાણે ન હતો. મનુષ્યના ડરને નહિ ગણકારતાં ફક્ત ઇશ્વરનો જ ડર રાખી અદલ ઇનસાફ આપવો એવો કાંઈ તેનો ઉદ્દેશ નહતો તેની અદાલતમાં ઇનસાફનુ જે ચિત્ર કાઢેલું હતુ તે આંધળું નહતુ; તેને એક આંખ હતી તે મુસલમાન લોકોને જ જોતી હતી; તેના એક હાથમાં અદલનો જે કાંટો હતો તે સમતોલ થયલો નહતો, પણ જે પલ્લામાં મુસલમાન હતા તે પલ્લું નીચે ઝોકતુ હતુ, તેના બીજા હાથમાં જે તલવાર હતી તે માત્ર બિચારા હિંદુઓને જ મારવાને કીધેલી હતી. તેજ પ્રમાણે ઇનસાફના ખાવિંદની આંખ ઉપર પોતાના જ ધર્મનો પડદો વળેલો હતો, તથા મન ઉપર જાતિના જાળાં પથરાયલા હતાં, તેથી તેણે વિચાર્યું કે પાદશાહે કાફર મૂર્તિપૂજકોને પૈસા આપી તેઓના શેતાન દેહેરાઓમાં ધામધુમ કરાવી તે જોઇને હરેક સાચા મુસલમાનોને ગુસ્સો આવ્યા વિના રહેજ નહિ. માટે જે મુસલમાનોએ હિંદુઓના દેવનું અપમાન કીધું, તથા કાફરોને ડાંગવતી માર્યા તેમા તેઓએ ખોટું કીધુ નથી. તેઓને કરવું પડયું તે પાદશાહના અધર્મી કામને લીધે કરવું પડ્યું. માટે જે મુસલમાન લડાઇમાં માર્યા ગયા તેનું પાપ પાદશાહને શીર છે. કાફર હિંદુઓ મુઆ તેમાં તો ઘણી ફિકર હોય જ શેની? તેઓ દુનિયામા કાંઇ કામના નથી. તેઓ આખર તો દોઝખમાં જવા-

ના જ હતા, ત્યારે જરા વેહેલા ગયા, અને પાપ કરતા ઓછા થયા. મુસલમાનોને હિંદુઓએ માર્યા એ તેઓએ મોટામાં મોટો ગુન્હો કીધો; અને તેથી તેઓને મોટી સજા કરવી જોઇએ - એવો વિચાર કરી ફક્રૂદીન ન્યાયાધીશ બોલ્યો:—"લડાઇ ઉઠાવનાર મુસલમાન લોકો હતા એ વાત ખરીછે, પણ જેઓએ એ પ્રમાણે કીધું તેઓ આ પકડી આણેલા મુસલમાન જ છે, એમ માલમ પડતું નથી, માટે તેઓ નિરપરાધી છે. જે હિંદુઓ આ ઠેકાણે ઉભેલા છે તેઓ મારામારીમાં શામેલ હતા, અને તેઓને લીધે આટલા બધા મુસલમાન લોકો માર્યા ગયા, માટે તેની સજા એટલી જ કે જે દેહેરા આગળ લડાઇ થઇ તે દેહેરા આગળ તમને પચીશ હિંદુઓને ભોંયમાં અર્ધા દાટવા, અને તમામ મુસલમાનોએ ઈંટ, પથ્થર, એઢાં વગેરેનો તમારા ઉપર માર ચલાવવો, એટલે સુધી કે તે મારથી તમારો પ્રાણ જાય." આ હુકમથી અદાલતમાં જેઓ બેઠેલા હતા તેઓના મન ઉપર તેઓની જાત પ્રમાણે જુદી જુદી અસર થઇ. જેઓ મુસલમાન હતા તેઓ આ હુકમ સાંભળીને ઘણા જ ખૂશ થયા, અને કાફ્રોએ પાક દીનવાળાઓ ઉપર હાથ ઉપાડયો તેને માટે જેવી સજા તેઓને ઘટની હતી તેવીજ તેઓને મળી એમ જાણી ન્યાયાધીશની વિચારશક્તિ તથા નિષ્પક્ષપાતપણાની બેહદ તારીફ કરવા લાગ્યા. એથી ઉલટું જેઓ હિંદુ હતા તેઓ આ સજા સાંભળીને ઘણા જ દિલગીર થયા, અને આજે એને અને કાલે આપણને એમ સમજી તેઓ ઘણા ત્રાસ પામ્યા. કેદીઓ ન્યાયાધીશનો આ ગેરવાજબી, દુષ્ટ તથા પક્ષપાત ભરેલો હુકમ સાંભળીને જડ ભરત જેવા થોડી વાર થઈ ગયા, અને કેટલીએક વાર પછી તેઓએ ન્યાયાધીશને જાહેર કીધું કે 'ખુદાવંદ જો લડાઇ ઉઠાવનાર આ હાજર કીધેલા મુસલમાન નહતા, તો લડાઇમા પેહેલા શામેલ થનાર અમે પણ નહતા. જે પ્રમાણે મારામારી થયા પછી તે લોકો આવ્યા હશે તે પ્રમાણે અમે પણ પછવાડેથી આવ્યા હતા; માટે તેઓના કરતાં અમારો અપરાધ શા કારણથી વધારે છે એ અમારાથી સમજાતુ નથી.' ન્યાયાધીશથી એ કારણ બતાવી સકાય એવું નહતું. તેના ધર્માંધપણા સિવાય બીજું કાંઈ પણ કારણ નહતું. પણ તે કારણ તેને પુછવાની એ લોકોએ હિંમત ચલાવી એટલા જ ઉપરથી તે કોપાયમાન થયો, અને જુસ્સામાં બોલી ઉઠયો કે "તમે પેહેલી લડાઈ શરૂ કીધી કે નહિ તેની તજવીજ કરવાની મારે કાંઈ જરૂર નથી. તમે લડાઇમાં શામેલ હતા, તથા તમારા હાથથી મુસલમાન

લોકોના જીવ ગયા એટલો અપરાધ બસ છે, અને એટલા જ ઉપરથી તમને જે શિક્ષા કીધી છે તે તમને જોઇએ તે કરતાં ઓછી છે. માટે તેઓને જલદીથી લઈ જાઓ, અને સજા અમલમા લાવી મને તુરત ખબર આપો." એવો તેણે તેના માણસોને હુકમ આપ્યો. તે બિચારા હિંદુઓને વધારે બોલવાનો વખત મળ્યો નહિ. તેઓને ઘસડીને અદાલતની બહાર લઇ ગયા, અને જે દેહેરા આગળ તે હુલ્લડ થયું હતું ત્યાં તેઓને ઉભા રાખી પચીશ હિંદુઓને માટે પચીશ ખાડાઓ ખોદાવ્યા.

એ ઠેકાણે જે ભયંકર બનાવ બન્યો તેનું યથાસ્થિત વર્ણન કરવું અશકય છે. ત્યાં દુષ્ટ અને લોહીના તરસ્યા હલકા મુસલમાનોનું ટોળું મળેલું હતું. તેઓ સઘળા રાક્ષસની પેઠે આનંદભેર દેખાતા હતા. તેઓએ પથ્થર, ઈંટ સડેલાં ઇંડા વગેરે ઘણીએક ફેંકવાની વસ્તુઓ તૈયાર રાખેલી હતી. તે દુષ્ટ ચંડાળોમા તેઓના ધર્માંધપણાને લીધે ઇનસાફ કે દયા કાંઇ પણ જણાતી નહતી, પણ તે બિચારા નિરપરાધી હિંદુઓનું આ ભયંકર મોત જોવાને ગીધ તથા રાની પશુની માફક ઉમંગથી ઉભા હતા. ત્યા હિંદુઓ તો કોઈ જ આવ્યા નહિ. માત્ર તે પચીશ અભાગિયા લોકોનાં બઇરાં છોકરાં તથા સગાવાહાલા તેઓને છેલ્લીવાર મળવાને આવ્યાં હતા. પણ મરતી વખત આ દુનિયામા જે વાહાલા હોય છે તેઓની મુલાકાતથી જે મરનારને થોડુ સુખ થાય છે તે સુખ પણ તેઓને મળ્યું નહિ; બઇરાં છોકરાં વગેરેને કેદીઓ પાસે આવવા દીધાં નહિ. તેઓ આઘેથી રડારડ કરતાં હતાં, તથા બીજી ઘણીએક રીતે તેઓનો શોક બતાવતાં હતાં. તે જોઇને મુસલમાનોને ઉલટો આનંદ થતો હતો, અને તેઓ તે કેદીઓ ઉપર તથા તમામ હિંદુઓ ઉપર ગાળોનો વરસાદ વરસાવતા હતા. એ ગાળો તથા અપમાન અને પોતાનાં પ્યારાં સગાંઓનો વિલાપ સાંભળીને તે બિચારા કેદીઓનાં અંતઃકરણ વીંધાઇ જતાં હતાં; પણ લાચાર, શું કરે? માટે તેઓ ખરા દિલથી પરમેશ્વર પાસે એટલુંજ માગી લેતા હતા કે તેઓનું મોત જલદીથી આવે, તથા તેઓના શત્રુઓ જેઓ માણસને આકારે રાની હિંસક પશુના જેવા નિર્દય હતા તેઓનાં શસ્ત્રમાં વધારે શક્તિ આવે.

મુખ્ય કોટવાળે ઇશારત કીધી એટલે તે બિચારા નિરપરાધી હિંદુઓ ઉપર પથ્થર, ઈંટ વગેરે હરેક ફેંકી સકાય એવી વસ્તુઓનો વરસાદ વરસ્યો. એ વૃષ્ટિમાંથી કોઇ ઘણી વાર સુધી જીવતો રહે એવી તો આશા થોડીજ

હતી. કેટલાએકનાં માથાં ચીરાઈ ગયાં, કેટલાએકની છાતી ભાંગી ગઇ, કેટલાએકનાં શરીરના બીજા ભાગ છુંદાઇ ગયા. એ પ્રમાણે તેઓની દુર્દશા થઇ. લોહી તે ઠેકાણે વહેવા લાગ્યું. થોડાએક તો તત્કાળ મરણ પામ્યા; કેટલાએક હસહસના થઇ ગયા; કેટલાએક બેભાન થઇ ગયા; અને જેઓમાં થોડી ઘણી શુદ્ધિ રહી તેઓ અતિશય દરદને લીધે ચીસાચીસ પાડવા લાગ્યા. જીંદગી અને મોતની વચ્ચે આ લડાઇ ઘણી વાર સુધી પોહોંચી નહિ થોડી વારમાં એક પછી એક મરવા લાગ્યા, અને આસરે એક કલાક પછી પથરાઓ મુડદાં ઉપર પડવા માંડ્યા. આ ભયંકર કામ થઇ રહ્યા પછી તે સઘળાને એક જલ્લાદે તપાસ્યા, અને તેઓમાંથી જીવનો અંશ જતો રહ્યો છે એવી ખાતરી થવા ઉપરથી તેઓને ખોદી કાઢ્યા. તે વખતે તેઓનાં સગાંવાહાલાંઓએ તેઓની લાશ લેવાને અને પોતાના ધર્મ તથા સંપ્રદાય પ્રમાણે તેઓને અવલ મંજલ પોહોંચાડવાની રજા માગી. પણ વજ્ર હૃદયના મુસલમાન અમલદારે એટલી પણ તેઓના ઉપર દયા કીધી નહિ. તેઓએ ખુદાતાલાના માનીતા મુસલમાન લોકોને માર્યા એ તેઓનો અપરાધ તેની નજરમાં એટલો તો ભારે હતો કે એટલી સજા પણ તેને હલકી લાગી, અને જીવતા ઉપરનું બાકી રહેલું વેર મુડદાંઓ ઉપર કાઢવાને, તેઓને જલ્લાદને હાથે શેહેર બહાર એક ઉંડા ખાડામાં એકઠાં હડસેલાવી દીધાં અને કોઇપણ જાતની ક્રિયા કીધા વિના તેઓના ઉપર માટી પુરાવી દીધી.

આ બનાવ બન્યાથી સઘળા હિંદુઓના મનમાં ઘણો જ ત્રાસ પેસી ગયો, અને તેઓ મુસલમાનોથી ઘણા જ ડરવા લાગ્યા. પણ એકલી એજ ભયંકર વાત બની એમ ન હતું. શાહજાદા અરકલીખાં તથા કદરખાં અને માજી પાદશાહની બેગમ મલેકાજહાન તથા બીજા કેટલાએક માણસો મુલતાન આગળ અલફખાંના હાથમાં આવ્યા પછી તે તેઓને લઇને દિલ્હી તરફ આવવાને નિકળ્યો. તેજ વખતે પાદશાહ અલાઉદ્દીને મલેક નુસરતખાં કોટવાળને શાહજાદાઓની આંખ ફોડવાનો હુકમ આપી અલફખાંને મળવાને સામો મોકલ્યો. નુસરતખાંએ જઇને અલફખાને પાદશાહનો હુકમ પોહોંચાડ્યો, અને જે જગાએ તેઓ બંને મળ્યા તેજ સ્થળે તે દુષ્ટ કામ કરવાની તૈયારી થવા લાગી.

એક ઉનાળાની સ્થિર સાંજે તે બે શાહજાદાઓ એક કિલ્લાની બારી આગળ બેઠા બેઠા પોતાની દુર્દશા વિષે વાત કરતા હતા. આખા દહાડામાં

સખ્ત તાપ પડતો હતો, તેથી સઘળી વસ્તુઓ ગરમ થઈ ગઈ હતી તે હવે ધીમે ધીમે થંડી પડવા લાગી. બારીમાંથી ટાઢો પવન થોડો થોડો આવતો હતો તેથી તેઓનાં શરીરમાં બીજો તાપ ન હોત તો તેઓને ઘણું સુખ થાત; પણ આ વખતે બિચારાના વિચાર તેઓનાં શરીરના સુખ તરફ હતા જ નહિ. તે જગ્યાએ મુકામ કરવાનું તથા તેઓની મા વગેરે બીજાં બઈરાંને દિલ્હી મોકલી દેવાનું શું કારણ હશે એ વિષે તેઓને ઘણો અંદેશો થયાં કરતો હતો. અલફખાંએ તેઓને મુલતાન આગળ અભય વચન આપ્યું હતું તેથી આટલી થોડીવારમાં તે વચન તે તોડશે, અને તેઓનો પ્રાણ લેશે, એ વિચાર તેઓના મનમાં મુશ્કેલીથી જ આવતો. પણ જ્યારે તેઓને મુકામ કરવાનું કાંઇ કારણ જડયું નહિ, તથા આપેલો કોલ તોડવો એ તે વખતમાં કાંઈ ઘણું હલકું ગણાતું નહતું, તથા અલાઉદીનનો ક્રૂર તથા સ્વાર્થી સ્વભાવ તેઓ સારી પેઠે જાણતા હતા, તેથી તેઓને વખતે વખતે મરવાની દેહેશત લાગ્યાં કરતી હતી. જ્યારે તેઓ આ પ્રમાણે ઊંડા વિચારમાં પડેલા હતા, તથા હવે મરીશું કે જીવતા રહીશું એ બાબે સંશયમાં હતા, તે વખતે બે માણસોએ ધીમે ધીમે પાછળથી આવીને તેઓને પાડી નાખ્યા, અને તેઓના હાથ પગ તુરત બાંધી લઈને તેઓના મોંમાં ડૂચા માર્યા. પોતાનો જીવ એક ક્ષણમાં જનાર છે, એમ જાણીને તેઓએ ઘણા પછાડા માર્યા. પણ તે બેઉજણા ઘણા જોરાવર હતા, તેથી તેઓનું કંઈ ચાલ્યું નહિ. તેઓને બાંધ્યા પછી એક ધારદાર ચપ્પુની અણીવડે તેઓ બંનેની આંખોના ડોળા બહાર કાઢી નાખ્યા. મરવાની દેહેશતથી, [illegible] ના દરદથી, તથા આંખમાંથી લોહીની ધાર ચાલી રહી તેની વેદનાથી, તેઓ કેટલીએક વાર સુધી તો બેહોશ થઈ પડી રહ્યા. તે વખતે બાદશાહના હુકમથી [illegible] તે સરદારોએ મોટા જલાલુદીનના છોકરાના દિકરા ઉલુઘખાંની, અહમદ હબીબની, તથા બીજા કેટલાએક દરબારી [illegible] ની પણ આંખો કાઢી નાખી.

[illegible] જ્યારે ભાન આવ્યું ત્યારે તેઓને કેવું દુઃખ લાગ્યું હશે તેની [illegible] કલ્પના તો [illegible] તેઓની [illegible] [illegible] જો [illegible] [illegible] [illegible] થઈ ગયા, અને [illegible] [illegible] [illegible] [illegible] સારૂ ? અરે

આંધળા થઇને જીવવું તે કરતાં મરવું હજાર વાર સારૂં. આંધળાનું જીવવું તે મરવા કરતાં ઘણુંજ ભુંડું. મરવું તો છે જ, પછી વહેલું કે મોડું. પણ જીવીને દુનિયાનો ત્યાગ કરવો, જગતના અજવાળાથી બહાર રહેવું, સૃષ્ટિની ખૂબી જોવાથી બંધ પડવું, સઘળાં ભારે કામ કરવાથી અટકવું! અરે! એ તે જીવવું? એ તો જીવતું મોત. અરે! એ તો જીવતા ભોંયમાં દટાવું? અરે! જીવને શરીરની કબરમાં દફન કરીને ફરવું. એ કરતાં અમને મારી શા માટે ન નાખ્યા? જો મરી ગયા હોત તો સઘળું પૂરૂં થાત. પછી કાંઇ દેખવુંએ નહિ અને દાઝવું પણ નહિ: મરનારને મન તો સઘળું સરખું. તેના ઉપર કોઈ જુલમ કરી સકતુ નથી, તેને કોઇથી દુઃખ દેવાતું નથી, તેના ઉપર વધારે આફત આવી પડતી નથી; પણ આ જીવતુ મોત ખરા મોત કરતાં કેવું નઠારૂં? સઘળી કામ કરવાની શક્તિ નિરર્થક થયા પછી પણ સઘળા દુઃખ સહન કરવાની શક્તિ તો રહે છે, એટલે ઢોરની પેઠે જ્યાં કોઈ દોરે ત્યા દોરાવવું. અરે! ઢોર તો અટકાવ પણ કરી સકેછે, તથા લાત અને શિંગડાં મારે છે; પણ આંધળા માણસ તો તેઓના શત્રુઓના હાથમાંજ ગયા એમ સમજવું. અરે રાજ મેળવવાનો લોભ કેવો ભુંડો છે! અને પાદશાહના વંશમાં હોવામા કેટલી કમબખ્તી છે! જો અમે કોઇ ગરીબ માણસના છોકરા હોત તો આ આફત અમારા ઉપર પડત નહિ. થોડાં વર્ષ સુખ તો ભોગવ્યું; પણ આગળ ઉપરની મોટી મોટી ઉમેદોને લીધે તે વખતનું સુખ તુચ્છ જેવું લાગ્યું, પણ તેટલું જ જો જીવતાં સુધી કાયમ રહ્યું હોત તોપણ અમે પરવરદેગારના નામનો શુકૂર કરત. પણ આ દુઃખ આગળ તે સઘળું બળી ગયું. અમારી બેવકૂફ માના લોભને લીધે અમારા ઉપર આ વિપત્તિ આવી પડી. અમારે રાજ જોઇતુ નહતુ, પણ તેણે અમારી મરજી ઉપરાત અલાઉદ્દીનની સામા માથું ઉઠાવ્યું. તેના ફળ અમે ભોગવીએ છીએ. અરે પરમેશ્વર અમારા ઉપર આટલો બધો જુલમ શા માટે ગુજાર્યો? અમે કોઇને ઉપદ્રવ કીધો નથી; અમે કોઇનું બગાડયું નથી; બલકે અમારાથી જેટલું બની સક્યું તેટલું ઘણાએકનું સારૂં કીધું છે. પણ હવે દુઃખ રડવામાં શો ફાયદો છે? જે થયું તે થયું. તેનો કાંઈ હવે ઇલાજ નથી. ઉલટું અમારૂં નબળું મન દુસ્મનોની આગળ પ્રકટ કરીએ છીએ; માટે જે થવાનું હોય તે થાઓ, તે ખમવાને અમે તેયાર છીએ. ખુદાની એ પ્રમાણેજ મરજી હશે, તો

તેનો હુકમ અમે માથે ચઢાવીએ છીએ." એટલું બોલી તેઓએ પોતાનું મ્હોં સીવી લીધું.

બીજે દહાડે અલફખાંની છાવણી ઉઠી, અને તેઓ સઘળા હાંસી શેહેરમાં ગયા. ત્યા કિલ્લામાં તે બે આંધળા શાહજાદાને કેદમાં રાખ્યા. પણ આવા અર્ધા મુવેલા શાહજાદાઓ જીવતા રહે ત્યાં સુધી અલાઉદ્દીનને ચેહેન પડે નહિ એમ જાણી, તથા આપણે જે કરીશું તે પાદશાહ પસંદ કરશે એવી ખાતરીથી અલફખા તથા નુસરતખાંએ તેઓ બંનેને ઠાર મારવાનો નિશ્ચય કીધો. એ કામ હવે કાંઈ મુશ્કેલ નહતુ. જ્યારે મધ્યરાત્રની વખતે તે બે શાહજાદાઓ ભર ઊંઘમાં પડેલા હતા તે વખતે બે મારાઓ ખંજર લઈને તેઓના સુવાના ઓરડામાં પેઠા. જે છેલ્લી આફત તેઓના ઉપર જલદી પડનાર છે તેની લેશમાત્ર શંકા પણ તેઓના મનમાં નહિ હોવાથી તે વખતે તેઓ બંને સ્થિર ચિત્તથી સુતા હતા. તેઓના દુઃખી તથા નિર્દોષ ચેહેરા જોઈને તે દુષ્ટ મારાઓને પણ દયા આવી. પણ તેઓ જાણતા હતા કે દયાનો આ વખત નથી, અને જો તેઓ પોતાનું કામ બજાવશે નહિ તો તેઓ જાતે માર્યા જશે, તેથી તે બેમાંના એકે મન કઠણ કરી અરકલીખાંના પેટમાં ખંજર માર્યું અને તે જ વખતે બીજાએ પણ કદરખાના ઉપર જખમ કીધો એ જખમથી કદરખા તો તુરત મરણ પામ્યો; પણ અરકલીખાને વાસ્તે તે એક ઘા બસ થયો નહિ. તેણે તરફડિયાં મારવા માંડ્યાં, અને "શુક્ર અલ્લા, આ દુઃખમાથી જલદી તેં છુટકારો કીધો." એવી રીતે તે બોલ્યો. પોતાનું કામ બરાબર થયું નહિ તેથી તે ખુની ગભરાયો. શાહજાદાએ તેની તરફ પોતાનુ મ્હોં ફેરવ્યું, અને ગુસ્સાથી બોલી ઉઠયો, "કાફર, હરામખોર, જલદીથી બીજો ઘા મારી આ જીંદગીનો દોરો એકદમ તોડી, નાખ તારા અનઘડપણાથી મને કેટલું દુ.ખ થાય છે તે તુ જાણતો નથી. માટે માર બીજો ઘા, અને આ દુષ્ટ, પાપી જહાનમાંથી મને છોડવ." પણ તે માણસની અક્કલ ગુમ થઇ ગઇ; તે જડ ભરત જેવો ઉભો રહ્યો; તેના હાથમાંથી ખંજર પડી ગયું; અને તેના મન ઉપર તેનો અખતિયાર નહિ રેહેવાથી તે ત્યાંથી નાસી ગયો. અરકલીખાને લાગ્યું કે મારનાર તો તેને આવી અવસ્થામાં મુકીને જતો રહ્યો. તેનું ખજર પડયું હતુ તેનો અવાજ તેણે સાંભળ્યો હતો, અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેની વેદના પણ

અસહ્ય થતી ગઈ. તે વખતે તેનામાં સેતાનનું જોર આવ્યું તે એ કદમ બેઠો થયો, અને હાથ લાંબા કરી ખંજર તેણે શોધી કહાડ્યું. હાથમાં તે ખંજર લઈ તેણે ઇશ્વરની સ્તુતિ કીધી, અને "બિસ્મિલ્લાહ ઉર્ રહેમાન ઉર્ રહીમ" એટલુંકહી તેણે તે ખંજર પોતાના કલેજામાં એટલા જોરથી માર્યું કે તેને પાછું કાઢવાનો પણ તેને વખત મળ્યો નહિ, પણ તે ઘા લાગતાં જ તેનો આત્મા પરમેશ્વરની હજૂરમાં જઇ ઉભો રહ્યો.

દિલ્હીમાં એક કિલ્લાના એક ઓરડામાં એક બઇરી નીચું માથું ઘાલીને બેઠી હતી. તે ઓરડાની સ્થિતિ તે બઇરીના મનની સ્થિતીના જેવી જ હતી. અંધકાર, અંધકાર, સઘળે વ્યાપી રહેલો હતો. ઓરડાની આસપાસની ચાર દીવાલોમાંથી એક પણ અજવાળાનું કિરણ પ્રવેશ કરી સકતું નહતું. ભીંતની છેક ઉપર બે ત્રણ જાળિયાં હતાં તેમાંથી હવા માત્ર આવતી, અને તેથી તેમાં રહેલી બાઇરીના પ્રાણને આધાર માત્ર મળતો. પણ તેમાંથી જે કંઇ પ્રકાશ પડતો તે એટલો તો થોડો હતો, તથા ઓરડો મોટો હોવાને લીધે તેમાંનું અંધારૂં એટલું બધું તો ઘાડું હતુ કે તે અજવાળું અંધારાની સાથે મળી જતું અને તેનું જોર બિલકુલ ચાલતું નહતું. એ અંધારામાં બેઠેલી બઇરી જો જોઇ સકાય તો દુ:ખ એટલે શું, અને અતિ દુ:ખથી માણસની અવસ્થા કેવી થાયછે એ સંપૂર્ણ જાણવામાં આવે. જો કોઈ ચિતારાને એક મહા દુ:ખી માણસનું ચિત્ર કાઢવું હોય, અથવા જો કોઈ કવિને તેવા માણસના દેખાવનું વર્ણન કરવું હોય, તો તેણે તે બઇરી જોવી. તે ખરેખરૂં દુ:ખનું સ્વરૂપ હતુ. જો દુ:ખ માનવી દેહ ધારણ કરી સકે તો તે આ બઇરીના જેવું જ સઘળાને માલમ પડે. તેને પોતાના શરીરનું બિલકુલ ભાન નહતુ. તે પોતાના બે પગની વચ્ચે માથું ઘાલીને બેઠી હતી. તે ઘણી રૂપાળી હતી, પણ દુ:ખના આવેશમાં તેનું રૂપ બદલાઇ જઇને તેની શિકલ ઘણી બીહામણી થઇ ગઇ હતી. તેના મ્હોં ઉપરની નસો ફુલી આવી હતી. તેનું શરીર સઘળું સોસવાઈ ગયું હતું. તેના ઉપરનું તમામ લોહી ઉડી જવાથી તે મુડદાના જેવી ફિકા રંગની દેખાતી હતી. જો તે હાલચાલ કરીને જીવતી છે એમ ન જણાવે, તો તેની અને મુડદાની વચ્ચે કાંઇ ભેદ માલમ પડે એવું નહતું. તેની આંખ ફાટેલી તથા લાલચોળ થઇ ગયલી હતી, અને સાધારણ રીતે જે ચળકાટ તથા બુદ્ધિનો અંશ ઘણું કરીને બીજી આંખોમાં માલમ પડેછે તે તેમાં જણાતો નહતો. તેઓ કોઈ

વખત એક જ વસ્તુ તરફ સ્થિર માંડેલી રહેતી; વખતે વગર મતલબે આણીગમ તેણીગમ ફર્યા કરતી. જો તેની આંખ જ ઉપરથી પરીક્ષા કરીએ તો તે છેક ગાંડી થઈ ગયલી છે એમ આપણી ખાતરી થયા વિના રહે નહિ. તેના મનનો વિકાર તેની આંખમાં જ જણાઈ આવતો હતો એટલુંજ નહિ પણ તેનું બોલવું પણ ચિત્તભ્રમ અભાગિયાં માણસો જેવું જ હતું. તેના શબ્દ તેના મ્હોંમાંથી તુટક તુટક તથા વગર અર્થના નિકળતા. તેના બોલવામાં કાંઇ સંબધ ન હતો. ઘણા જ ક્રોધમાં આવેલાં માણસો જેમ તુટક તુટક વાકયો વાપરેછે તેવાં વાકયો તે બોલતી; અને ઘડીએ ઘડીએ મોટી મોટી ચીસ પાડવી અથવા ઘાંટો કાઢી પોક મુકીને રોવું એ સિવાય તેના જુસ્સાવડે તેનાથી વધારે થઇ જતું હતુ. જ્યારે તેને ઘણો આવેશ આવતો ત્યારે તે બે હાથે પોતાના માથાના નિમાળાની લટ જોરથી તોડી નાખતી; તેનાં પેહેરેલાં લુગડાં ફાડી નાખતી; માથુ તથા છાતી એટલા જોરથી કુટતી કે તેઓ આવા ઘાની સાથે સલામત શી રીતે રહેતાં એજ આશ્ચર્યકારક હતુ. પણ એટલાથી તેને નિરાંત વળતી નહિ. વખતે વખતે તે ઉઠીને દોડતી, અને ભીતની સાથે ઘણા જોરથી પોતાનું માથું અફાળતી. પોતાના ઓઠ દાંતવડે એવા તો કરડતી કે તેમાંથી લોહીની ધાર ચાલતી. તેના માથામાંથી નિકળતા લોહીથી તેનાં સઘળાં કપડાં ખરાબ થઇ ગયલાં હતાં, તથા ઓઠમાંના લોહીથી તેનું મ્હોં રકતવર્ણુ થઇ ગયું હતું. તેનું આખુ શરીર થરથર ધ્રુજતુ હતું. અને તેનામાં કોઇ જિન ભરાયો હોય એવી તે દેખાતી હતી. ઘણા દુઃખથી તે બીચારીનું મગજ ઉંધું ચત્તું થઇ ગયું હતુ, અને તે દુનિયાના તેમજ પોતાના મનને મરી ગયલા જેવી હતી. તેનામાં જીવ તો હતો, પણ તેના મન ઉપરથી તેનો સઘળો અખતિયાર જતો રહ્યો હતો, એટલે જીવવાનું કાંઇ ફળ રહેલું નહતુ. એ સઘળી હકીકત ધ્યાનમાં લેશો, અને ઉપર બ્યાન કીધા પ્રમાણેની એક બઇરી તમારા મનમાં કલ્પશો, તો માજી પાદશાહ જલાલુદ્દિન ફિરોઝની મુખ્ય બેગમ તથા શાહજાદા અરકલીખાં તથા કદરખાંની મા, મલેકાજહાનની અવસ્થાનો તથા દેખાવનો યથાસ્થિત ચિતાર તમારા મનમાં આવશે.

તે જાતે ઘણા મજબૂત મનની, ખટપટી, તથા રાજ્ય કારભારની લોભી હતી. પોતાના ધણીના મુઆ પછી તેણે વગર વિચારે, તથા દુશ્મનનું સામર્થ્ય જાણ્યા વિના પોતાના મોટા છોકરાને ખબર ન કરતાં, નાના કદરખાને

ગાદીએ બેસાડ્યો. તે કામ પાર પડ્યું નહિ. 'તેને, તેના છોકરાને, તથા તેના મળતીઆ લોકોને દિલ્હીમાંથી નાસીને મુલતાન જવું પડ્યું. એ પ્રમાણે તેની રાજ્ય કાજની મોટી મોટી ઉમેદો પાણીના પરપોટાની પેઠે એકદમ ફુટી ગઇ. એ દુઃખ કાંઇ ઓછું નહતું. પણ તેટલેથી બસ થયું નહિ. તેને તથા તેના છોકરાને મુલતાનમાં ઘેર્યા;અને તેઓને જીવતા રાખવાનું વચન અલફખાંએ આપ્યું; તે ઉપરથી જ તેઓને મુલતાનના લોકોએ શત્રુના હાથમાં સ્વાધીન કર્યા. એથી ઉલટી તેઓના ઉપર વધારે આફત પડી. તોપણ તેને એવી આશા હતી કે તેના છોકરા જ્યાં સુધી જીવતા છે ત્યાં સુધી તેઓના બાપનું રાજ પાછું મેળવવાને તેમને કોઇ વખત પણ તક મળશે. એ ઉમેદથી તેણે દહાડા કાઢ્યા. પણ જ્યારથી તે શાહજાદાઓથી છુટી પડી ત્યારથી તે નિરાશ થતી ગઈ, અને રાત્રે અને દિવસે તેના મનમાં ઘણા જ ભયંકર વિચારો આવવા લાગ્યા. ઉંઘમાં તે વારેવારે પોતાના છોકરાની કફનમાં વિંટાએલી લાશ જોયાં કરતી, અને તેને લીધે તેનું ચિત્ત ઘણું જ આકુળ વ્યાકુળ થઇ ગયું હતુ. જે તેના મનમાં દેહેશત હતી, જે નઠારા વિચાર તેના અંતઃકરણમાં ઉત્પન્નથયાં કરતા, તે સઘળું છેલ્લીવારે ખરૂં પડ્યું. તેને એક ખાનગી જાસૂસે ખબર કીધી કે શાહજાદાઓને આંધળા કરી મારી નાખ્યા છે. એ ખબર સાંભળતાં જ તે ભોંય ઉપર બેહોશ થઇને પડી, અને તે બેશુદ્ધિમાંથી થોડીવાર પછી જાગૃત થઇ તો ખરી, પણ તેની અક્કલ ગુમ થઈ ગઇ. તે જાગૃત તો થઇ પણ નહિ જેવી જ; તેનું ભાન જે ગયું તે ફરીને પાછું આવ્યું નહિ; અને જે અવસ્થામાં આપણે તેને જોઈ તે અવસ્થામાં બીચારી આવી પડી.

જ્યારે મલેકાજહાનની આવી દુર્દશાની ખબર પાદશાહને પડી, ત્યારે તેને અંધારા ઓરડામાંથી કાઢીને એક સારા, હવાદાર, અજવાળાવાળા ઓરડામાં રાખી. પણ એ જગ્યાના ફેરફારથી તેના મન ઉપર કાંઈ અસર થઇ નહિ, ઉલટું લોકોને તથા દુનિયાને જોઇને તેના દુઃખમાં અને તેને લીધે તેની ઘેલછામાં વધારો થયો. તે કોઇ કોઇ વાર બારીએ ઉભી રહેતી, અને નીચે જે લોકો આવતા જતા તેઓને એકી નજરે જોયાં કરતી. લોકોને તેને જોઇને ઘણી દયા આવતી, તથા તેના દુઃખને વાસ્તે તેઓ ઘણો અફસોસ કરતા. માત્ર દર્વેશ લોકોને તેના ઉપર ઘણો જ દ્વેશ હતો, અને અગર જો તે કાંઇ પણ વાત બરોબર સમજી સકતી નહતી તોપણ તેઓ

પોતાનો ગુસ્સો વખતો વખત જણાવ્યા વિના રહેતા નહિ. એક વખતે બેગમ બારીએ ઉભી હતી તે વખતે એક દર્વેશે ઊંચું જોઈ પોકાર કીધો: "બેગમ સાહેબ, સીદી મૌલાને યાદ કરો. તે એક ફિરસ્તો થઇ ગયો. તેની સખાવત એટલી તો હતી કે રોજ તેને બારણે હજારો ગરીબ લોકો એકઠા મળતા, અને તેઓમાં તે રોજ એક હજાર મણ આટો, પાંચસેં મણ ગોશ્ત, બસે મણ ખાંડ, તથા તે પ્રમાણે ચોખા, તેલ, ઘી તથા બીજી ખાવાની વસ્તુઓ વેહેંચતો. એવા સખી દર્વેશને તારા દુષ્ટ ખાવિંદે વગર કારણે નાલાયક કાફર લોકોની શિખામણથી મારી નખાવ્યો. તેનાં શાંશાં ફળ નિપજ્યાં છે તે તું જાણે છે? તેણે મરતી વખતે શું કહ્યું છે તે તને યાદ છે? સીદી મૌલાના મરણથી ખુદાતાલા ઘણો ગુસ્સે થયો. વાવટોળિયો થયો તે અર્ધો કલાક સુધી પોહોંચ્યો, તેટલામાં એટલું તો અંધારૂં થયું કે દહાડો રાત જેવો દેખાયો, રસ્તામાં લોકો એકેક સાથે અથડાયા, અને તેઓને ઘેર જવાને રસ્તો સુજ્યો નહિ. તે વર્ષે વરસાદ આવ્યો નહિ તેથી દુકાળ પડયો, અને હજારો હિંદુઓ ભુખથી રસ્તે રસ્તે અને ગલીએ ગલીએ મુડદાં થઈ પડ્યા, અને આખાં કુટુંબને કુટુંબ દુ:ખને મારે જમના નદીમાં ડુબીને મરી ગયાં. દરબારમાં ફુટ પડી. પાદશાહને ઘર તરફની મોટી આફત પડી. તેનો મોટો છોકરો ખાનખાના માંદો પડયો, અને થોડે દહાડે મરી ગયો. પાદશાહની પણ થોડી મુદતમાં એવીજ દશા થઇ. તેને તેના ભત્રીજા હાલના પાદશાહે મારી નાખ્યો. તેના વંશમાંથી રાજ્ય જતું રહ્યું. તેના બાકી રહેલા બે છોકરા પણ હમણાંજ માર્યા ગયા અને તારી આ અવસ્થા થઇ. સીદી મૌલાનો શાપ આવી રીતે અમલમાં આવ્યો; માટે બીજાનાં કીધેલાં પાપનાં ફળ તું ભોગવેછે"

દર્વેશની આ સઘળું કહેવાની મતલબ એટલી જ હતી કે તે બેગમને ચીઢવવી, તથા દર્વેશ લોકોને વાસ્તે તેનો કેવો વિચાર છે તે તેની પાસેથી કઢાવવો; પણ એ વાતમાં તે બિલકુલ નાઉમેદ થઈ ગયો. તેને જવાબ આપવાને બદલે બેગમ પેહેલાં પ્રમાણે જ જડભરત જેવી ઉભી થઈ રહી, અને કેટલીએક વાર પછી ખડખડ હસી પડી. પોતાના બોલો પવનમાં ઉડી ગયા એમ જાણીને તે દર્વેશ નિરાશ થઇને આગળ ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૬ ઠું.

માગશર મહીનામાં એક સવારે દિલ્હી શેહેરમાં ઘણો રમણિક તથા જોવા લાયક દેખાવ બની રહ્યો હતો. તે દહાડે શેહેર બહાર એક કાળિકા માતાનું દેહેરૂં હતું તેનો પાટોત્સવ હતો, તથા અલાઉદ્દીન પાદશાહના વડા શાહજાદા ખિઝરખાંની સાલગિરી હતી, તેથી હિંદુ તથા મુસલમાન એ બંને લોકોનો તે દિવસે તેહેવાર હતો. સવારે જે વખતે શેહેરની સઘળી મસજિદોમાંથી પેહેલી નિમાજને વાસ્તે બાંગ પોકારવામાં આવી, તે વખતે હિંદુ લોકોનાં ટોળેટોળાં એકઠાં થઈ શેહેર બહાર કાળિકા માતાનાં દર્શન કરવા જતાં હતાં. તે સવારે ટાઢ ઘણીજ પડી હતી, તેથી સઘળાઓએ શાલ, દુશાલા, ધાબળી વગેરે ઉનનાં ગરમ લુગડાં શરીર ઉપર ઓઢેલાં હતાં, તથા ગરીબ લોકો બિચારા ધ્રુજતા ધ્રુજતા, દાંત કકડાવતા, અદબ કરી ચાલ્યા જતા હતા. કેટલેક દૂર ગયા પછી તેઓ કુતુબમિનાર આગળ આવી પોહોંચ્યા. એ મિનારો દિલ્હીના પેહેલા મુસલમાન પાદશાહ કુતુબુદ્દીનના રાજ્યમાં બંધાવવા માંડયો હતો તે અલ્તમશ પાદશાહના રાજ્યમાં પૂરો થયો. તે ઘણોજ શોભીતો છે; તેનો આકાર મિનારા જેવો છે તથા તે ઉપર રવેશો છે તેમાં ઘણીજ બારીક નકશી કોતરેલી છે. તે ૧૨૧ સુતારી ગજ ઉંચો છે. એકવાર ધરતીકંપ થયાથી તેનો કેટલોક ભાગ પડી ગયલો છે, તોપણ તેના જેટલો ઉંચો મિનારો દુનિયામાં બીજો કોઈ નથી. તેની પાસે એક અધુરી મસજિદ છે, તે તેની બાંધણી તથા શોભામાં હિંદુસ્તાનમાં બીજી કોઈપણ ઇમારતથી ઉતરતી નથી. તે ઉપર લેખ કોતરેલા છે તે ઉપરથી જણાય છે કે તે શહાબુદ્દીન ઘોરીના રાજ્યમાં બંધાવવા માંડી હતી. એ મસજિદની પડોસમાં કાળિકાનું દેહેરૂં હતું. તેનું કદ નાનું હતુ, તથા બહારથી કાંઈ શોભાયમાન ન હતું; પણ તેનો પરતો એટલો હતો કે તે દહાડે ત્યાં આખા દિલ્હી શેહેર તથા પડોસના ૪૦ અથવા ૫૦ કોશ સુધીનાં ગામો તથા શેહેરોથી હિંદુ લોકો દર્શન કરવા આવ્યા હતા. જુદી જુદી જાતના જુદા જુદા પહેરવેશ તથા રંગબેરંગી પાઘડીઓથી તમાશો ઘણો સુંદર લાગતો હતો; પણ ત્યાં લોકોની ભીડ સિવાય બીજું પણ કેટલુંક જોવા લાયક હતુ.

કાળિકા દેવીનું રૂપ ઘણું ઉગ્ર તથા બીહામણું હોય છે, અને તેને પ્રાણીનાં બળીદાન આપવામાં આવે છે. તેને રક્તપાતમાં ઘણો આનંદ લાગે

છે તેથી તેની યાત્રાઓમાં ઘણાં નિર્દય કામો થતાં જોવામાં આવે છે આ વખતે દેવીના મંદિર આગળ ઘણાએક ભક્તો એકઠા થયા હતા, તેઓમાંથી કેટલાએક પોતાની જીભમાં પાળી ખોસતા હતા. બીજે ઠેકાણે ઝીણા અણીદાર ખીલાઓને તેઓની અણી ઉપર રાખીને ભોંયમાં એવા પાસેપાસે દાટેલા હતા કે તેનું એક બીછાનું થઇ રહ્યું હતું, તે ઉપર એક પાલખ બાંધેલી હતી તે ઉપરથી કેટલાએક નીચે ખીલાઓની શય્યા ઉપર પડતા હતા. કેટલાએક પોતાની કુખમાં લોઢાની કડી ઘાલીને તેમાં એક દોરડું બાંધીને એક ઝુલતા લાકડાના કટકા સાથે લટકતા હતા. અને કેટલીએકવાર સુધી તેઓ ચક્કર ખાતા હતા. બીજા કેટલાએક ફુલના પુષ્કળ હાર ઘાલીને તથા શરીરે હિંગળોક ચોળીને ઉભા હતા, અથવા કાંઇ રાગનું વાજીત્ર વગાડતા હતા.

આ ભયંકર તથા કંટાળો ઉપજાવનાર તમાશો જોઇને સઘળા લોકો ખૂશ થતા હતા, તેમાં એક પરદેશી તેના પેહેરવેશ તથા રીતભાતથી તુરત બીજાઓથી જુદો પડતો હતો. તે ઘણા ઊંડા વિચારમા પડેલો હતો, અને બીજા લોકોનાં મ્હોડાં ઉપર જેટલો ઉમંગ દેખાતો હતો તેટલો તેના ઉપર ન હતો. જે કામને અર્થે તે દિલ્હીમાં આવ્યો હતો તે કામ હજી પાર પડ્યું ન હતું એટલું જ નહિ, પણ તે સિદ્ધ થશે એવો સંભવ પણ ઘણો દૂર દીસતો હતો. પોતાની મતલબ શી રીતે હાસલ કરવી એ વિષે તે નિરંતર રાત દહાડો મનમાં વિચાર કર્યાં કરતો, અને વારેવારે નિશાસા મુકયાં કરતો હતો.

વાંચનારાઓએ તેને ઓળખ્યો તો હશે; તે ગૂજરાતના કરણ રાજાનો માજી પ્રધાન **માધવ** હતો એમ આ ઠેકાણે સ્પષ્ટ કહ્યું ન હોત તોપણ સઘળાના જાણ્યામાં આવત. આ વખતે તે આ સઘળો તમાશો જોઇ ઘણો વિસ્મિત થયો, અને તે મોટેથી બોલી ઉઠ્યો: "જો દેહકષ્ટ કીધાથી પરમેશ્વર પ્રસન્ન થતો હોય તો આ લોક નક્કી સ્વર્ગે જશે." તેની પાસે એક સન્યાસી ઉભેલો હતો તે આ વાત સાંભળી બોલ્યો: "અરે ભઇયા, જો દેહકષ્ટથી પરમેશ્વર પ્રસન્ન થાય તો અમારા ઉપર થાય. અમારા દેહકષ્ટ આગળ એ લોકોનો કાંઇ હિસાબ નથી. તેઓ તો વર્ષમાં એક બે દહાડા આ પ્રમાણે કરે છે, પણ અમારે તો આખા જન્મારામા દેહકષ્ટ કર્યાંજ કરવું જોઇએ. સંન્યાસી દુનિયાનો શી રીતે ત્યાગ કરે છે તે વિષે જે **મનુસ્મૃતિ**માં લખેલું છે તે સાંભળો. 'જ્યારે કોઈ કુટુંબના મુખ્ય માણસનું શરીર સઘળું ઢીલું પડી

જાય, તથા નિમાળા સફેદ થાય, તથા તે પોતાનાં છોકરાંનાં છોકરાં જોય, ત્યારે તેણે વનવાસ કરવો. શેહેરમાં જે ખાવાની વસ્તુઓ હોય તે તથા ઘરનાં વાસણ કુસણ મુકી દઇને એકાંત વનમાં જવું. પોતાની વહુ તથા છોકરાંને તજવાં, અને જો વહુની સાથે આવવાની ખુશી હોય તો તેને જોડે લેવી. તેણે પોતાની સાથે પોતાના ઘરનો અગ્નિ તથા હોમ કરવાનો સઘળો સામાન લેવો; અને વનમાં જઇને પોતાની જ્ઞાન તથા કર્મેંદ્રિયો ઉપર અખતિયાર રાખી રેહેવું. ઋષિઓ જે ખાતા તે કંદ, મૂળ, ફળ, ઇત્યાદિ પવિત્ર વસ્તુઓ તેણે ખાવી, તેણે કાળા હરણનું ચામડું અથવા છાલનું વસ્ત્ર પેહેરવું, સાંજ સવાર સ્નાન કરવું, માથા તથા દાઢીના નિમાળા વધારવા, અને નખ મોટા થવા દેવા. જે તેને ખાવાનું મળે તેમાંથી દાન વગેરે કરવું, તથા તેના આશ્રમમાં જેઓ આવે તેઓનો સત્કાર કરી તેને કંદ, મૂળ, ફળ, પાણી આપવાં. તેણે હમેશાં વેદાભ્યાસ કરવો. ગમે તેવી વિપત્તિ આવી પડે તોપણ ધૈર્ય રાખી પરોપકાર કરવો; પરબ્રહ્મ ઉપર મન સ્થિર રાખવું; નિરંતર દાન આપ્યાં કરવું, પણ કાંઇ દાન લેવું નહિ; અને સઘળા જીવવાળા પદાર્થો ઉપર દયા રાખવી. ભોંય ઉપર તેણે આખો દિવસ લપસ્યાં કરવું, અથવા પગના એક આંગળા ઉપર ઉભા રહેવું, અથવા ઉઠ બેસ કર્યાં કરવી; સૂર્યોદયની વખતે, બપોરે, તથા સૂર્યાસ્ત થતી વેળા તેણે સ્નાન કરવા જવું; ઉનાળામાં તેણે પંચાગ્નિ વચ્ચે બેસવું; એટલે ચાર અગ્નિ આસપાસ સળગાવવા, ને પાંચમો અગ્નિ માથે સૂર્ય તે સઘળાનો તાપ સહન કરવો. વરસાદના દહાડામાં જ્યારે ભારે ઝાપટાં આવતાં હોય ત્યારે એક પણ વસ્ત્ર ઓઢયાવિના વરસાદમાં ઉભા રહેવું. શિયાળામાં તેણે હવાયલાં વસ્ત્ર પેહેરવાં, અને ધીમે ધીમે દેહકષ્ટમાં વધારો કર્યાં કરવો. પછી શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે પોતાના પવિત્ર અગ્નિને રાખ્યા પછી બીજો દેવતા સળગાવ્યા વિના મૌન્ય વ્રત લઇને રહેવું, અને કંદ, મૂળ ખાવાં; અથવા સન્યાસીએ પત્રાવળીમાં, હાથમાં, અથવા તુમડીમાં શેહેરમાંથી ખાવાનું લઇ આવવું, અને તેમાંથી આઠ કોળિયામાત્ર ખાવા. જે બ્રાહ્મણ વનવાસ કરે તેણે આ તથા એવા બીજા નિયમો પાળવા. પોતાના આત્માને પરમાત્મા સાથે લીન કરવાને તેણે ઉપનીષદોનો અભ્યાસ કરવો. એ પ્રમાણે તેના આવર્દાના ત્રીજા ભાગમાં વનમાં રહી ધર્મનાં કૃત્યો કીધા પછી

ચોથા ભાગમાં તેણે સન્યાસી થવું. તેણે સઘળું સસારી સુખ ત્યાગ કરવું, અને પરબ્રહ્મ ઉપર વિશ્વાસ રાખીને મોત પણ માગવું નહિ, અને આવર્દા પણ ઇચ્છવું નહિ. જેમ ચાકર પોતાનો પગાર લેવાને મહીનો પુરો થવાની રાહ જોય છે તેમ તેણે તેના નિયમીત વખતને માટે વાટ જોઇ બેસવું."

"હવે સંન્યાસી થવાની વિધિ નીચે પ્રમાણે છે. પેહેલાં તો એકસારો દહાડો શોધી કાઢવો, અને તે દહાડે તેણે સ્નાન કરવું, અને એક લુગડાના દશ કકડા ભગવા રંગીને તેઓને સાથે લઇ મુકરર કીધેલી જગ્યાએ જવું; એ દશ કકડામાંથી ચાર પોતાના ખપને વાસ્તે રાખવા, અને છ ક્રિયા કરાવનાર બ્રાહ્મણોને વેંહેચી આપવા. સન્યાસીએ બીજા સામાનમાં એક તો સાત ગાંઠાવાળો વાંસનો દંડ, બીજી તુમડી, ત્રીજું હરણનું ચામડું, ચોથું રૂપા તથા તાંબા નાણુ, ફુલ, રાતા રંગેલા ચોખા, ચંદન ઈત્યાદી રાખવાં. પછી એક ઘણો જ બદ સ્વાદ રસ તૈયાર કરીને તેને આપવામાં આવે છે તે ઇંદ્રિયોનું સુખ હવે ત્યાગ કીધું એમ જણાવવાને પેલા સંન્યાસીએ પી જવો. પછી ગુરૂ તેના કાનમાં મંત્ર ભણેછે, તથા સંન્યસ્ત લીધા પછી શું શું કરવું તે તેને સમજાવે છે. પછી તે ભગવાં વસ્ત્ર પેહેરે છે. ન્યાત જાતનો ત્યાગ કીધો તે જણાવવાને તેનું જનોઇ તોડી નાખેછે; અને ચોટલી બોડાવે છે. સઘળી ક્રિયા થઈ રહ્યા પછી, દંડ તુમડી તથા હરણનું ચામડું લેછે, અને તુમડીમાંથી ત્રણ આચમન મંત્ર ભણીને પીએછે એટલે તે સંન્યાસી થયો એમ ગણાય છે; પછી તેને સંસાર સાથે કાંઇ સંબંધ રેહેતો નથી. સન્યાસીએ હરેક સવારે સ્નાન કીધા પછી આખા શરીર ઉપર ભસ્મનો લેપ કરવો, દહાડામાં એક વાર ખાવું, પાનસોપારી ખાવાં નહિ, બઇરા તરફ દૃષ્ટિ પણ કરવી નહિ, હરેક મહીને દાઢી; મુછ તથા માથુ બોડાવવું, પાવડી પેહેરવી, જ્યારે બાહાર ફરવા નિકળે ત્યારે તેણે એક હાથમા સાત ગાંઠાનો દંડ પકડવો, બીજા હાથમાં તુમડી લેવી, અને બગલમા હરણનું ચામડું ઘાલવું. તુમડીમાં પાણી ભરાય અને ચામડું આસનને ઠેકાણે કામ આવે. તેણે ભિક્ષા માગી પેટ ભરવું, કારણ ભિક્ષા માગવાનો તેને અધિકાર છે. જો સંન્યાસી પાસે દ્રવ્ય એકઠું થાય તો તેણે દાન કરી દેવું, અથવા તે વડે ધર્મશાળા, દેવસ્થાન, વાવ, કુવા, વગેરે બધાવવાં. તેઓએ પોતાનો આશ્રમ નદી અથવા તળાવને કાંઠે રાખવો, કેમકે ત્યાં સ્નાન કરવાનું ઘણું સુગમ પડે."

એ સંન્યાસીની સઘળી વાત સાંભળી એક યોગી ત્યાં પાસે ઉભો હતો તે બોલ્યો: "ભઇયા, કરે તે ભલો; મારે તેની તલવાર; અને પાળે તેનો ધર્મ છે. અમારા યોગીઓ તો જે દેહકષ્ટ કરે છે તેની આગળ તમારી તો રમત છે. અમારામાંથી કેટલાએક પોતાના હાથ એટલાં વર્ષ સુધી બંધ રાખે છે કે નખ વધી હાથમાં પેસી જાય છે. કેટલાએક વર્ષોનાં વર્ષ એકજ ધાટીએ ઉભા રેહે છે. વળી કેટલાએક તેઓના હાથ ઊંચા લાંબા રાખેછે તે એટલે સુધી કે નકામા પડવાથી તે હાથ ચીમળાઇ જાયછે અને જડ તથા અશક્ત થઈ જાયછે. કેટલાએક મોટો ભાર વહી જાયછે અથવા તેઓના શરીરના કોઇ કોમળ ભાગમાં એક સાંકળની કડી ભેરવીને તે જ્યાં જાય ત્યાં તે સાકળ ધસડતા જાય છે. કેટલાએક વર્ષનાં વર્ષ સુધી, અથવા કોઇ મોટા રાજ્યની પ્રદક્ષિણા કરી રહે ત્યાંસુધી ભોંય ઉપર કીડાની પેઠે પેટ ધસડતા ચાલેછે. કેટલાએક જગન્નાથપુરી સુધી આખે રસ્તે પગે પડતા પડતા જાય છે, અથવા શરીરને દડા જેવું કરી નાખી સિંધુ નદીને કાંઠેથી ગંગા નદીના કાંઠાસુધી ગબડતા ગબડતા જાયછે, અને એવી રીતે જતાં જે કાંઇ પૈસા મળે તે એકઠા કરી તેવડે દેવાલય બંધાવેછે, કુવા અથવા વાવ ખોદાવેછે, અથવા કાંઇ ગુપ્ત પાપનું પ્રાયશ્ચિત્ત કરેછે. કેટલાએક ભર· ઉનાળામાં બળતા તાપ ઉપર હીચકા ખાયછે, અથવા ઘણા આકરા તાપ ઉપર નીચું માથુ રાખી ટગાઈ રેહેછે. કેટલાએક ભોંયમાં ગરદન સુધી દટાય છે, ફક્ત શ્વાસ લેવાને એક નાનું કાણુ રાખેછે. કેટલાએક શરીર ઉપર ચાબખા મારેછે. ખીલાની શય્યા ઉપર કેટલાએક સુએ છે, કેટલાએક જીવતાં સુધી પોતાના શરીરને કોઇ ઝાડના થડ સાથે સાંકળવડે બાંધી લેછે. એ પ્રમાણેનાં દેહકષ્ટ તેઓ કરેછે. જો એ વાતની લખેલી સાબિતી જોઈતી હોય તો કાળિદાસ કૃત શાકુંતલ નાટક વાંચો; તેમાં એક ઠેકાણે આ પ્રમાણે લખ્યું છે."

"દુષ્યત રાજાએ પુછ્યું કે મારિચિ ઋષિનો આશ્રમ ક્યાં છે? ત્યારે માતલિએ જવાબ દીધો છે.–

**શાર્દૂલવિક્રીડિત વૃત્ત.**

વલ્મીકે* થઇ છે નિમગ્ન અરધી કાયાજ જેની ભલી;
લાંબી સર્પતણી વિંટાઇ ઉરને એને બંધી કાચળી†.

---

* કીડી અથવા ભમરીઓ માટીના જે નાહાના નાહાનાં દર બનાવે છે, અથવા માટીની ટેકરીઓ બનાવે છે તે. ઇંગ્રેજીમાં એને Ant-hill કહે છે.

† સાપની કાંચળી ઋષિની છાતી ઉપર જનોઇ અથવા યજ્ઞોપવિતને ઠેકાણે હતી.

કંઠે જીર્ણ થયેલ વેલ તરુની ચોપાસ કહી બની,
તે પીડા કરતી જણાય તપસીકેરા ગળાને ઘણી. ॥ ૨૭૯ ॥
ખાંધે છે પ્રસરાયલું શિરથકી એનું જટા મંડળી,
તેની માહ શકુન્તપક્ષિ કરતું માળા નિવાસાર્થ જો ।
એવુ રુપ ધરી વસે મુનિ પણે મોઢું કરે સૂર્યની
સામે બિમ્બભણી રહી અચલની પેઠે સ્થિરાકારમા. ॥ ૨૮૦ ॥

(શ. ઉ. ચા)

એવા એવાં દેહકષ્ટ યોગી લોકો કરે છે તેની આગળ તમારા સન્યાસીના અથવા આ કાળિકાના ભક્તોનાં કામ કાંઇ ગણતીમા નથી."

માધવ કાળિકાદેવીના ભક્તોનાં કામ નજરે જોઈ, તથા સંન્યાસીઓએ શું કરવુ જોઇએ, અને યોગીઓ શું કરેછે તથા કરતા હતા, તેની વાત સઘળી લક્ષપૂર્વક સાભળી ઘણોજ આશ્ચર્ય પામ્યો કે માણસનું નાજુક તથા કોમળ શરીર આટલી વેદના શી રીતે ખમતુ હશે? ત્વચા જેની સ્પર્શશક્તિ એટલી તો બારીક છે કે એક ઝીણી સોયની અણી ભોકાવાથી પણ દુઃખ થાય, એવી ચામડીથી આટલું બધું દરદ શી રીતે સહેવાતુ હશે? ઘણાએક માણસો ઠોકર વાગવાથી અથવા બગાસુ આવવાથી અથવા એવાં બીજા દેખીતાં નજીવા કારણથી તત્કાળ મરણ પામતાં માલમ પડેછે તે છતા પણ આ લોકો આવાં ભારે દરદ હાથે કરી પેદા કરેછે, તેથી મરતા કેમ નહિ હોય? માણસનું શરીર ખરેખર ચમત્કારી છે. તેને થોડો પણ આચકો લાગ્યાથી વખતે તેનો લય થાય છે, અને વખતે નાશ કરનારા સાધનો અનેક આવી તેને તોડી પાડવાને યત્ન કરેછે તોપણ તે ખડકની પેઠે ટકી રેહેછે. એનું મુખ્ય કારણ ટેવ છે. શરીર જેવુ ટેવાયછે તેવુ થાયછે. જે કારણોથી એક માણસનું મૃત્યુ થાયછે તેથી બીજાનું શરીર જોરાવર થાય છે. એ સઘળો ટેવનો મહિમા છે પણ ટેવની સત્તાને કાંઇ મર્યાદા છે કે નહિ? એ વાત ગમે તેમ હોય તોપણ દેહકષ્ટ કરવામાં શો લાભ છે? પરમેશ્વરે માણસને સુંદર તથા ચમત્કારી આંખ આપેલી છે તેવડે તે સૃષ્ટિને નિરખેછે, તેની ખૂબી તપાસે છે, અને તે તપાસતા સૃષ્ટિના કર્તાની અપાર શક્તિ, અનંત ડહાપણ, બોહોળી દયા, તથા ડગલે ડગલે તેના સંકેતના ચિહ્નો શોધી કાઢીને વધારે ભક્તિથી તથા વધારે સાચા દીલથી તેને તે સેવેછે, એવી આંખનો માણસે શુ ઉપયોગ ન કરવો? જે કાનવડે સૃષ્ટિ માહેલા ચિત્તાકર્ષક નાદ, પક્ષિઓનો

સુંદર અવાજ, તથા માણસના ગળામાંથી જે નાના પ્રકારના રમણિક સાદ નિકળેછે તે સભળાય છે તે શુ સર્વ ન સાંભળતાં કાન બંધ કરી રાખવા? જે નાક વડે વાસવાળા પદાર્થોની સુગંધ અથવા દુર્ગંધ પારખીસકીએ છીયે તે નાક શુ કામે ન લગાડવું? તથા ગંધવિષે તે જે સૂચના આપે તે ન માનવી? વળી જીભ વગેરે મ્હોડામા જે સાધનો પદાર્થના જુદા જુદા સ્વાદ લેવાને આપેલા છે તેઓનો ઉપયોગ ન કરવો? સ્વાદમા જે ભેદ છે તે ખોટો માનીને મીઠો તથા કડવો એકજ સમજવો? અને અનાજ વગેરે જે જે વસ્તુ સ્વાદને સારી લાગે છે તથા શરીરને પોષણકર્ત્તા છે તે તે પદાર્થો પરમેશ્વરે ખાવાને સરજ્યા છે, અને કડવી તથા બદ સ્વાદની વસ્તુઓ જેથી શરીરને પુષ્ટી મળતી નથી, તેઓ તે કામને માટે પેદા કીધેલી નથી એ વાત અનુભવથી જાણ્યા છતા, શું ખોટી માનવી? અગણિત છિદ્રવાળી તથા અસંખ્ય જ્ઞાનરજ્જુઓથી ભરપૂર એવી ત્વચા જેને બહારના પદાર્થથી જે સુખ દુઃખ થાય છે તે ઓળખવાની શક્તિ આપેલી છે તેને પોતાનું કામ ન કરી સકે એવી કરી નાખવી? વળી જગતમા ચોતરફ નજર કરીએ છીએ ત્યારે સ્પષ્ટ દીસે છે કે સઘળી વસ્તુઓ જાણે માણસના આનંદ તથા સુખને વાસ્તેજ સરજાયેલી છે, તે વસ્તુઓનો ઉપયોગ ન કરતાં દુનિયામા જેવા આવ્યા તેવા જવું, અને આપણે થઇ ગયા તેની એક પણ નિશાની પાછળ રહેવા ન દેવી? માણસના મનના વિકારો તથા વૃત્તિઓ તરફ જ્યારે નજર કરીએ છીએ ત્યારે આપણે દુનિયામાં આપણા મનુષ્ય જાતિના ભાઇઓ એકઠા રહેવાને ઉત્પન્ન થયલા હોઇએ એમ લાગેછે, તે છતાં જો આપણે એકાંત વનવાસ કરીએ તો દયા, ક્ષમા આદિ આપણા સારા ગુણોનું શું કામ પડે? એ સઘળા ઉપરથી સહેજ અનુમાન થાય છે કે માણસે દુનિયામાં રહીને જે દુખ પડે તે ધૈર્યતાથી સહન કરવુ, અને જેમ મધમાખી બધા ફુલોમાથી મધ ચુસી લેછે તેમ આપણે સઘળા પદાર્થોમાથી સુખ ખેંચી કાઢવું. દેહકષ્ટ શા માટે કરવું? હવે માણસ જેનામા ઇશ્વરે વિવેક બુદ્ધિ મૂકેલી છે, તેથી જે કાર્ય તે કરેછે તેમાં કાંઇ પણ કારણ હોવુ જોઇએ; માટે આ દેહ દમવાનું પણ કાંઇ કારણ હશે. **અગર** જો સૃષ્ટિની ખૂબી આંખવડે જણાય છે. ચંપા, ચમેલી, મોગરા, વગેરે ખુશબોદાર ફુલોનો સુવાસ ઘ્રાણેંદ્રિયથી માલમ પડે છે; અગર જો રસેંદ્રિયથીજ ખટ્રસનો સ્વાદ સમજાયછે, ટુંકામાં માણસને સુખ થાય એવીજ આ જગતની રચના કીધેલી

છે, તોપણ એ ઇંદ્રિયો આપણને હમેશાં તાબે રેહેતી નથી. જો તેઓને આપણે જીતીશું નહિ તો તેઓ આપણને જીતશે. ઇંદ્રિયોવડે જેટલું સુખ થાય છે તેટલું જ દુઃખ પણ થાય છે, અને એટલા દુઃખથી કાંઇ બસ થતું નથી. એ ઇંદ્રિયોના જો આપણે ગુલામ થયા તો આપણે પશુ સમાન થઇ જઇએ છીએ, અને ખરૂં ખોટું સમજવાની તથા પરમેશ્વરને ઓળખવાની જે શક્તિ એકલા મનુષ્યનેજ બક્ષેલી છે તેનો ખોટો ઉપયોગ કરીએ છીએ. આંખ વડે કેટલાએકની ઇશ્વર ઉપરની ભક્તિ દૃઢ થાય છે, ત્યારે ઘણા તો તે વડે દુષ્ટ અને અધર્મી કર્મો કરે છે, અને કારીગરીની શોભા તથા ચતુરાઇ જોવામાં ગરક થઇ કારીગરની શક્તિ તથા ડહાપણ જોવું ભુલી જાય છે, અથવા કારીગરીમાં ખામી કાઢી કારીગર છે જ નહિ એમ કેહે છે, અથવા છે તો તેનો ઇનસાફ, દયા, ડહાપણ, ચતુરાઇ તથા સારાપણામાં ખામી છે એવો મત ચલાવે છે એવા ભયાનક ખાડામાં પડતાં બચવાને જ, કેટલાએક ભક્તોએ પોતાની આંખ પોતાને હાથે ફોડી નાખી છે. માટે ઇંદ્રિયો જેમ આપણી મિત્ર તેમ આપણી શત્રુ પણ છે. તે એક નદીના પ્રવાહ જેવી છે; જ્યાં સુધી તે ધીમે ચાલે છે ત્યાં સુધી સઘળાને ફાયદો કરે છે, પણ જ્યારે તે જુસ્સાથી વહે છે ત્યારે તેના સપાટામાં જે આવે તેને ઘસડી જાય છે. તે એક વાઘ જેવી છે. જ્યાં સુધી તેને પાંજરામાં ગોંધી રાખે ત્યાં સુધી કાંઇ ચિંતા નહિ, પણ તેને પાંજરૂં તોડતાં વાર લાગતી નથી. તેને જીતવી એ ઘણું કઠણ કામ છે, અને ઘણા જ થોડા માણસથી તે બની સકે છે, માટે તેઓને ફાવવા જ ન દેવી એ ડહાપણ છે. એટલા કારણોથી સંન્યાસી, યોગી, વગેરે પોતાની ઇંદ્રિયો ઉપર ભરોસો રાખતા નથી.

વળી આ સંસાર એક મોટો વિકટ સાગર છે તેમાં કરોડે નું મુખ્ય
હંકરાય છે. તે વહાણોમાં તેના ધણી પોતાની સાથે સં યી એક માણસનું
લઇને બેસે છે એ દરિઆમાં અગણિત નાના છે. એ સઘળો ટેવનો
ચલો છે, તે ઉપર કેટલાંએક વહાણો ગર્ભ હો છે કે નહિ? એ વાત ગમે તેમ
ભાગી જાય છે, અને તેમાં બેઠેલાં છે? પરમેશ્વરે માણસને સુંદર તથા
બીજાં કેટલાંએક થોડે આગળ ચ સૃષ્ટિને નિરખે છે, તેની ખૂબી તપાસે
એક વહાણ એ ખડકોને લીધે ની અપાર શક્તિ, અનંત ડહાપણ,
ગર્ભપુરી અંદરની ગોદીમાંથી દરિ સંકેતના ચિહ્નો શોધી કાઢીને વધારે
મુક્તપુરી બંદરે પોહોચે ત્યાં થી તેને તે સેવે છે, એવી આંખનો માણસે
સૃષ્ટિ માહેલા ચિત્તાકર્ષક નાદ, પક્ષિઓનો

થાય ત્યાં સુધી પોતાનું મ્હોડું બહાર બતાવતા નથી. કેટલાએક તુનક ઉપર રહે છે તેઓ વહાણને નાળબહાર ઘસડાતુ અટકાવવાને હમેશાં તેને નબળું પાડ્યાં કરે છે, એટલે તે મેદાન પડી સકતુ નથી. એ પ્રમાણેનો સંસાર છે. તેમાંની હજારો લાલચોના ફાંદામાં ન પડવાને માટે તથા તે લાલચ તરફ મન ન દોડે તેટલા માટે ઘણા માણસો દેહને કષ્ટ કરે છે. વળી દેહને અને મનને એવો નિકટનો સંબંધ છે કે જો દેહને કષ્ટ થાય તો મન પણ કષ્ટ પામે છે, અને તેમ થયાથી મોહ જાળમા ફસાઇ પડવાને તેને કદાચ અટકાવ થાય છે. એ કારણ સિવાય બીજું કાંઇ જડતું નથી. એવા વિચાર કરતો કરતો માધવ પોતાને ઘેર જતો હતો ત્યારે પાદશાહી મેહેલ આગળ એક મોટો તમાશો થઇ રહ્યો હતો.

શાહજાદા ખિઝરખાંની આજ સાલગિરી હતી તેથી દરબારી કામ સઘળું બંધ હતું, તો પણ પાદશાહ તથા શાહજાદાને મુબારકબાદી આપવાને સઘળા અમીર ઉમરાવો એકઠા થયા હતા, તથા ખુદ અલાઉદ્દીન પોતાના તખ્ત ઉપર બિરાજેલો હતો. આ વખતે રાજ્યના કારભારીઓમા કેટલોક ફેરફાર થયલો હતો. જ્યારે અલાઉદ્દીન ગાદીએ બેઠો, ત્યારે માજી પાદશાહની બેગમ તથા શાહજાદા અરકલીખા તથા કદરખાએ રાજ્ય મેળવવાને લઢાઈ ચલાવી હતી તેમા કેટલાએક અમીરોએ તેમને મદદ આપી હતી, તેના બદલામાં તેઓની પાસેથી ઘણુંએક દ્રવ્ય તેઓને મળ્યું હતુ તે તેઓની પાસેથી તેણે છીનવી લીધું એટલુ જ નહિ, પણ તેઓ સઘળાની આંખ ફોડી નાખી, તથા તેઓની સઘળી માલમિલકત જપ્ત કીધી. એ રીતે તેણે પાદશાહી ખજાનામા ઉમેરો કીધો. પણ એટલાથી તે ધરાયો નહિ. પોતાને ગાદી

કામાં કાંઇ હરકત પડે નહિ માટે તેણે પોતે પણ ઘણાએક અમીર
...ામા રહીને ...ા પૈસા વેંહેચ્યા હતા, તે સઘળા હમણા તેણે તેઓની
બધા ...માથી મ... અને તેની સાથે વળી લાચરૂશવત લોકો પાસેથી
ખેંચી કાઢવુ. દેહકષ્ટ શા ... પણ મોટી મોટી રકમો ઉચાપત કીધી છે એવું
બુદ્ધિ મૂકેલી છે, તેથી જે કાર્ય તે ... મુક્યું. આ કામમા તેના વજીર
માટે આ દેહ દમવાનું પણ કાંઇ કારણ ... નહિ એટલું જ નહિ, પણ પાદ-
આંખવડે જણાય છે. ચંપા, ચમેલી, મે... ...મા ઉલટો અભિપ્રાય આપવાની
સુવાસ ઘ્રાણેંદ્રિયથી માલમ પડે છે; અગ ...ાખૂશ થયો, અને જો ખાજાખ-
સમજાયછે, ટૂંકામા માણસને સુખ થાય એ ... કીધો નહોત તો તેની ગરદન

કપાઇ જાત. અગરજો તે જીવતો તો રહ્યો તોપણ તેના અધિકાર ઉપરથી તેને કાઢી મુકયો, અને નુસરતખાંને વઝીરાત આપી. એ નવા વઝીરે પાદશાહનો ગેરવાજબી હુકમ માથે ચઢાવ્યો, અને તેણે અમીરો ઉપર સખ્તી કરીને તેઓની પાસેથી આપેલા પૈસા પાછા કઢાવવા માંડ્યા. અમીર લોકો આ જુલમથી ઘણા ગભરાયા, તથા બીજો કાંઇ ઇલાજ નથી એમ જાણી તેઓ તે હુકમની સામે થયા, તથા ઘણાજણે એકઠા મળી એક બંડ ઉઠાવ્યું; પણ તેઓનું કાંઈ વળ્યું નહિ. ઉલટું તેઓના સઘળા પૈસા ગયા એટલું જ નહિ, પણ તેઓ સઘળાને કેદખાનામાં નાંખ્યા, જ્યાં તેઓને કેટલીએક મુદ્દત સુધી સહ્યાં કરવું પડયું. પાછળથી તેઓને પોતાની બેવકૂફીનો ઘણો પસ્તાવો થયો, તથા પોતાના ગુન્હાને વાસ્તે તેઓએ પાદશાહની ઘણીવાર માફી માગી, પણ કઠણ મનના તથા નિર્દય અલાઉદ્દીને તેઓને ક્ષમા કીધી નહિ.

હમણા અલાઉદ્દીનના સઘળા શત્રુઓ છુટા પડી ગયા હતા, તથા તેને હવે પોતાના રાજ્યની સલામતીને વાસ્તે કાંઈપણ દેહેશત રહી નહતી; તેથી તેણે વિચાર્યું કે હવે એ અમીરો તરફથી રાજ્યને કાંઇપણ નુકસાન પોહોંચવાનું નથી; તેથી ખિઝરખાં શાહજાદાની સાલગિરીને રોજે તેઓ સઘળાને છોડી મુકી તે દહાડાની ઉત્સવની ખુશાલીમાં વધારો કરવાનો તથા લોકોમાં વાહવાહ કહેવડાવવાનો તેણે નિશ્ચય કીધો. બધા અમીરોને તેણે કેદખાનામાથી બોલાવી મગાવી પોતાની સામા ઉભા રાખ્યા. તેઓ બિચારા મરણતોલ થઇ ગયા હતા; અને જીવથી ઉગર્યા તથા બંધીખાનામાંથી એટલા જલદી છુટયા તેને વાસ્તે તેઓ પરમેશ્વરની અંત:કરણથી સ્તુતિ કરતા હતા. 'તમે સઘળા હવે બંધીખાનામાંથી છુટયા' એટલું પાદશાહના મ્હોંમાંથી નિકળતા જ તેઓની છાતીમાં હર્ષ ઉભરાઇ ગયો, અને 'શુકૂર અલ્લા' એટલા જ અક્ષર તેઓના મ્હોડામાથી નિકળી ગયા. તે વખતે મિજલસમાં ઘણા મોટા મોલવી તથા મુસલમાની ધર્મ તથા શરેહના ઘણા કાબીલ લોકો બેઠેલા હતા. તેઓમાં મુખ્ય મોધીસુદ્દીન કાઝી હતો, તે કાઝી સાહેબની સામુ જોઈ અલાઉદ્દીન પાદશાહે કહ્યું કે આજે દરબારી કામ સઘળું બંધ છે, તથા આજનો દિવસ ઘણો ખૂશી ખૂશાલીનો છે, માટે તમને મારે શરે બાબે કેટલાએક સવાલ પૂછવા છે. આગળ કોઈ વખત પણ પાદશાહે ઇલમી લોકોની સલાહ પૂછી ન હતી, તથા એવા સઘળાઓને તે ઢોગી તથા લુચ્ચા ગણતો હતો, તેથી પાદશાહની ઉપલી વાત સાંભળી

કાઝી સાહેબના હોશ ઉડી ગયા, તથા હવે શું થશે તેની મોટી ફિકર તેને પડી. તે બોલ્યો: 'જહાંપનાહ, આપ જે ફરમાવો છો તે ઉપરથી મને નક્કી થાય છે કે મારો અંતકાળ પાસે આવ્યો છે, તથા મારા દહાડાની ગણતરી થઇ ચુકી છે, જો એમ હોઈ, અને તેમ કરવાની જહાંપનાહની મરજી હોય તો મરવાને હું તૈયાર છું. પણ બંદાની અરજ એટલી જ છે કે જો સાચેસાચુ બોલવાને માટે તથા જે ખુદાનો કલામ છે તે પ્રમાણે ખરેખરો દેહેશત રાખ્યા વિના અભિપ્રાય આપવાને માટે જો આપ મને ગરદન મારશો, તો મને મારી નાખવાના ગુન્હામાં ઘણો ઉમેરો થશે, એટલા માટે જ હું ઘણો દિલગીર છું; બીજી કશી વાતની મને દરકાર નથી." આ વાત સાભળીને પાદશાહે પૂછ્યું, 'તમે શા ઉપરથી આટલી દેહેશત રાખો છો?" કાઝીએ જવાબ દીધો, "જો હુ સાચું બોલીશ, અને તેથી 'જહાંપનાહને ગુસ્સો લાગશે તો મારી જીંદગી પૂરી થશે, અને જો હું જુઠુ બોલીશ, અને જહાંપનાહને બીજાઓથી સાચી વાતની ખબર થશે તોપણ હુ મોતની શિક્ષાને યોગ્ય થઇશ." અલાઉદ્દીને કાઝીને ધીરજ આપી, તથા શાંત મન રાખી પેગંબર સાહેબની શરે પ્રમાણે બધળા સવાલોના સાચા જવાબ આપવાની ભલામણ કીધી. પછી પાદશાહે એક પછી એક સવાલો પુછવા શરૂ કર્યા.

પેહેલો સવાલ—જે સરકારી નોકરોએ રૂશવત લેવાનો અન્યાય કીધો હોય, તથા જેમણે સરકારની ઉચાપત કીધી હોય, તેમણે ચોરી કીધી હોય અને તેઓ ખરેખરા ચોરજ હોય તે માફક તેઓને સજા કરવી મુનાસિબ છે કે નહિ?

જવાબ—જો કોઇપણ સરકારી નોકરને તેના કામની મેહેનત તથા જવાબદારી પ્રમાણે જોઇએ તેટલો મુશારો મળતો હોય, અને તે છતા પણ તે રૂશવત્ત લેવાનો તથા જે લોકોની સાથે તેને કામ પડે તેઓની પાસેથી બળાત્કારે પૈસા કઢાવવાનો ગુન્હો કરે તો સરકારની નજરમાં આવે તેવા ઉપાયથી તે પૈસા વસૂલ કરી લેવાનો તેને અખતિયાર છે. પણ કોઈ સાધારણ ગુન્હેગારની પેઠે તેને દેહાત દંડ કરવાનો તથા તેના હાથ પગ વગેરે શરીરનુ એકાદ અંગ કાપી નાખવાનો સરકારને હક્ક નથી.

પાદશાહે કહ્યુ કે આ વાતમાં હું શરે પ્રમાણે બરાબર ચાલુ છું. કેમકે સરકારી નોકરોએ જોર જુલમથી ફોસલાવીને અથવા દગાફટકાથી જે પૈસા લોકો પાસેથી લીધા હોયછે, તેઓની પાસેથી હુ ગમે તે ઉપાયથી, વખતે મારફાડ કરી તથા તેઓના શરીરને દુઃખ દઇને પણ પાછા કઢાવુ છું.

બીજો સવાલ—હું તખ્ત ઉપર બેઠો તે પેહેલા મેં દેવગઢ ઉપર ચડાઇ કરી ત્યાંથી દ્રવ્ય હરી લાવ્યો તે મારી ખાસ મિલકત ગણી તેને મારી પાસે રાખવાનો મારો હક્ક છે કે નહિ? શુ તે પૈસા મારે સરકારી ખજાનામાં મુકવા જોઇએ? અને લૂટના કોઇપણ ભાગ ઉપર લશ્કરના લોકોનો કાંઇ હક્ક છે કે નહિ?

જવાબ-પાંદશાહની સાથે લડાઇમાં જેટલા સિપાઇઓ હતા તેઓમાના દરેક સિપાઇને જેટલો હિસ્સો આપવો જોઇએ તેટલો જ હિસ્સો લેવાને જહાંપનાહને હક્ક છે.

આ જવાબ સાંભળીને પાદશાહ ઘણો નાખૂશ થયો, અને જરા ચીઢીને બોલ્યો કે જે વખત હું ફક્ત સરદાર હતો તે વખતે મારી જાતની મેહેનતથી મેળવેલી લૂટ ઉપર સરકારનો અથવા ખાનગી સિપાઇઓનો શો હક્ક પોહોચે છે તે મારાથી સમજાતું નથી.

કાઝીએ જવાબ દીધો કે જેટલી લૂટ આપે પોતાની મેહેનતથી મેળવેલી હોય તેટલા ઉપર જ ફક્ત આપનો દાવો વાજબી છે; જેટલી લૂટ સિપાઇઓની મેહેનતથી મેળવી હોય તેમાં તો આપની સાથે તેઓનો પણ હિસ્સો ગણાવો જોઇએ.

ત્રીજો સવાલ—ઉપલી તમામ મિલકત ઉપર મારી જાતનો તથા મારાં છોકરાંનો કેટલો હક્ક પોંહોચે છે?

કાઝીએ પોતાના મનમાં નક્કી કીધું કે હવે મારૂં મોત પાસે આવ્યું છે, કેમકે મારા આગલા જવાબથી જ્યારે પાદશાહ ગુસ્સે થયો છે ત્યારે હમણા જે જવાબ આપીશ તેથી તે વધારે કોપાયમાન થશે.

પાદશાહ બોલ્યો—બોલ, હું તારા એક વાળને ઈજા કરીશ નહિ.

કાઝી-જહાંપનાહ, એ સવાલનો જવાબ ત્રણ રીતે દઇ શકાય. પેહેલી તો એ કે જો આપને અદલ ઇનસાફથી તથા ખલીફાઓનાં કાયદા મુજબ કામ કરવુ હોય તો જેટલા લોકો આપની સાથે શામેલ હતા તેઓ સઘળા જોડે સરખે હિસ્સે એ સઘળી લૂટ વેંહેંચી લેવી જોઇએ. બીજી એ કે જો જહાંપનાહને વચલો રસ્તો પકડવો હોય તો જે મોટામા મોટો હિસ્સો કોઇપણ લશ્કરી અમલદારને ભાંગે આવે તેટલો લઇ સંતોષ પામવું જોઇએ, અને ત્રીજી એ કે જો જુલમી કામો કરાવવાને પાદશાહોને મસલત આપનારાઓ તેવાં કામોની મંજુરિયતને માટે શરેનો ગમે તેવો અર્થ મરડી મચડીને કરેછે તેવા લોકોના

અભિપ્રાય પ્રમાણે ચાલવાની આપની મરજી હોય તો કોઈ લશ્કરી અમલદારને મોટામાં મોટો હિસ્સો મળ્યો હોય તે કરતાં પણ વધારે લેવો. તે લેવાને કાંઈ-પણ આધાર મળી શકતો નથી. સાધારણ સિપાઇને ભાગે અથવા કોઇ મોટા અમલદારને હિસ્સે જેટલું આવે તેટલું જહાંપનાહ્‌ના શાહજાદાઓને મળી સકે.

આ સાંભળી પાદશાહ ઘણો ક્રોધાયમાન થયો, અને બોલ્યો "શુ મારા ઘર-રકબીલાને વાસ્તે તમામ ખરચ કરૂંછું, તથા નજરાણા તથા ઇનામો વંહેચવામાં જે પૈસા વાપરૂછું તે શરેથી ઉલટું છે?" કાઝીએ ધીમેથી જવાબ દીધો "જ્યારે જહાપનાહ્‌ મને શરેનો ખુલાસો પુછોછો ત્યારે હું કુરાને શરીફ પ્રમાણે જવાબ દેવાને બધાયલોછું. પણ રાજનીતિ ઉપર નજર રાખી મને જવાબ દેવાનું ફરમા-વશો તો બંદા એટલી જ અરજ કરશે કે જહાંપનાહ્‌ જે કરેછે તે વાજબી તથા બરહક્ક છે, કેમકે રાજનીતિ એવી છે કે જેમ આપ વધારે દોલત એકઠી કરશો, તેમ આપના દરબારને તથા રાજ્યને વધારે શોભા મળશે.

પાદશાહ—જે સિપાઇ હાજરીની વખતે ગેરહાજર રહેછે તેનો ત્રણ વર્ષ સુધી એકેક મહીનાનો પગાર હું અટકાવુંછું જે શખ્સ બંડ ઉઠાવેછે તેની હું જડમૂળથી નસલ કાઢુંછું, તથા ગમે તે દેશમાં તેઓની સ્થાવર અથવા જંગમ મિલકત હોય તે હું તુરત જપ્ત કરૂં છું. શું તમારો અભિ-પ્રાય એવો છે કે વ્યભિચારી, ચોર, છાકટા લોકોને દડવા મુનાસિબ નથી?

આ સાંભળીને કાઝી તો થરથર ધ્રુજવા લાગ્યો, તથા રાજાની રીત-ભાત, બોલવાનો જુસ્સો, તથા મ્હોંની શિકલ જોતાં જ તેણે ઉઠી નાસવા માંડ્યું; પણ જ્યારે ઉમરા આગળ ગયો ત્યારે ઉભો રહી ત્યાં પાદશાહને પગે પડ્યો, અને ઉઠીને બોલ્યો કે "જહાંપનાહ્‌ જેટલું કરો છો તેટલું શરેથી ઉલટું છે." એટલું કહેતાં જ તે લાગલો નાસી ગયો. તેણે ઘેર જઇ વસિયતનામું કીધું, અને ખુદાતાલાની બંદગી કરી મન શાંત રાખી જલ્લાદની રાહ જોતો બેઠો. પણ તેની દેહેશત પ્રમાણે કાંઇ બન્યું નહિ પાદશાહ કાઝીનું બોલવુ તથા આવી રીતે એકદમ નાસી જવું જોઇને ઘણો તાજુબ તથા ગુસ્સે થયો તો ખરો તો પણ તેણે જે-ટલું કહ્યું તેટલું સાચા દિલથી તથા ઇશ્વરનો ડર રાખી કહ્યું તેટલા જ ઉપરથી પાદશાહને ઘણી રેહેમ આવી અને તેણે જ્યારે તે કાઝીને બોલાવી મંગાવવાને એક માણસ મોકલ્યું ત્યારે દરબારી લોકો ઘણા ભય પામ્યા, અને આગળ શું થશે એ વાતની તેઓને ભારે ફિકર પડી.

કાઝી સાહેબ કાપતા કાપતા પાદશાહની હજુરમાં આવી ઉભા રહ્યા: પણ પાદશાહે તેના ઉપર ક્રોધની કાંઇ નિશાની દેખાડવાને બદલે તેને આદરમાન આપ્યું; તથા સત્કાર કીધો તે જોઈ તે તથા બીજા અમીર ઉમરાવો ઘણા આશ્ચર્ય પામ્યા. કાઝી સાહેબને એક જરીનો જામો તથા એક હજાર તનખાની એક થેલીનો સરપાવ થયો; અને એ કીમતી બક્ષીસ આપતી વખતે અલ્લાઉદ્દીન નીચે પ્રમાણે બોલ્યો. "કાઝી સાહેબ, અગર જો મેં આપની પેઠે કિતાબનો અભ્યાસ કીધો નથી, તોપણ મેં મુસલમાનને પેટે જન્મ લીધો છે તે હું કદી ભુલનાર નથી. તથા તમે જે સઘળા જવાબ દીધા છે તે સાચા છે એમ મારે કબૂલ કીધા વિના ચાલતુ નથી. તોપણ હું એટલુ તો હજી કહુંછું કે જો હુ તમારા ખરા અભિપ્રાય પ્રમાણે રાજ્ય ચલાવું તો આ હિંદુસ્તાનનું રાજ્ય એક દહાડો પણ બરોબર ચાલે નહિ જો ગુન્હાઓને માટે સખ્ત સજા કરવામાં ન આવે તો ગુન્હા કોઇ કાળે બધ થાય નહિ. માટે એવી બાબતોમા મારી અક્કલ પ્રમાણે જ્યારે ઘણી સખ્તીથી ચાલુંછું, ત્યારે હુ ખુદા ઉપર બિલકુલ ભરોસો રાખુંછુ, અને ઘણી નમનૂતાઇથી એ દયાળુ, પાક પરવરદેગારની બંદગી કરૂછુ કે જો મારી ભુલ થાય તો હુ તોબા કરીશ, એટલે હું મહા પાપી ઉપર તે મેહેર કરશે"

પાદશાહનું આ બોલવું સાભળી સઘળા દરબારમા બેઠેલા લોકો દિગ થઇ ગયા, અને કાઝી સાહેબની અજાયબ જેવી હિમત તથા પાદશાહના અદલ ઇનસાફ તથા ડહાપણ ઉપર તેઓએ હજાર આફરીન કીધી. છુટેલા અમીરો પાદશાહને પગે પડ્યા, અને ફરીથી કોઈ વાર તેની સામા માથું ન ઉઠાવવા તેમણે ખરા મનથી વચન આપ્યું. પછી પાદશાહ દરબારમાથી ઉઠ્યો, અને ખિઝરખાં શાહજાદો બધા અમીરોની ટોળીમા શામેલ થયો. હવે તે દહાડાની ગમત તથા મોજ શરૂ થઇ. કંચનીઓના નાચ થવા માડ્યા, તથા શરાબબાજી પણ પુષ્કળ ચાલી. તે સઘળું થઈ રહ્યા પછી તેઓ સઘળા પોતપોતાને ઘેર ગયા. પછી બપોરે અમીર લોકો પાદશાહી મેહેલમા પાછા એકઠા થયા તે વખતે એક પેટીમાં સોના તથા રૂપાની બદામ ભરીને એક ખવાસ શાહજાદા પાસે લાવ્યો, તેમાથી તેણે મુઠી ભરી ભરીને અમીર લોકોની વચ્ચે ઉડાવી: તે વખતે આ શ્રીમંત લોકો શાહજાદાને માત્ર ખૂશ કરવાને માટે ભીખારીની પેઠે બદામ વીણવાને

તુટી પડયા, અને તે ગરબડાટમાં કેટલાએકની પાઘડીઓ ઉડી પડી કેટલાએક રગદોળાયા, કેટલાએક છુંદાયા, તથા કેટલાએક ચીસ પાડવા લાગ્યા, તે જોઇને શાહજાદા તથા બીજાઓને ઘણી રમૂજ થઈ તે થઇ રહ્યા પછી તોળા થવાનું કામ શરૂ થયું. પેહેલાં, તો એક મોટો કાટો મંગાવ્યો એના એક પલ્લામા સોનું, હીરા, માણેક તથા બીજું જવાહિર મુકયું, અને જયારે તે સઘળુ તોલમાં શાહજાદાની બરાબર થયું ત્યારે તેને પોતાના ખાસ ચાકરોમા વેહેંચી દીધું. બીજી વાર પોતાની સામા રૂપાના સિક્કા મુકયા, અને તે સઘળા સિપાઈ લોકોને આપી દીધા. ત્રીજી વાર તે કીમતી વસ્ત્ર તથા તેજાના સાથે તોળાયો, અને તે બીજા સાધારણ ચાકરોને આપ્યા; અને ચોથી વાર બીજા પલ્લામાં અનાજ, ઘી વગેરે ખાવાની વસ્તુઓ મુકી, અને તે જેટલું થયું તે ગરીબ લોકોમા વેહેંચી આપ્યુ. એ પ્રમાણે તોળા થઇ રહ્યા પછી મેહેલની આગળ એક બધિયાર ચોગાન હતુ તેમાં હાથી તથા વાઘની લડાઈ કરાવવાનો હુકમ થયો એ ચોગાનની આસપાસ ઊંચો કોટ હતો તેના મથાળા ઉપર તમાશગીર લોકોથી ઉભા રેહેવાય એવી સગવડ હતી. તે કોટમા બાકાં રાખેલા હતાં તેમાથી માણસ બહાર નિકળી સકતુ. જોનારાઓની આ વખતે ઠઠ મળી હતી. મેહેલમાં પાદશાહ, શાહજાદાઓ, વજીર વગેરે મુખ્ય માણસો બારીએ જ બેઠેલા હતા. ઉપરના માળની બારીએ ચક નાખી ઝનાનાનુ સ્ત્રીમડળ બેઠેલું હતુ, અને નીચે રવેશ ઉપર અમીર ઉમરાવો ગાદીએ બીરાજેલા હતા. હાથી ઘણો મસ્ત તથા ચાલાક હતો, અને વાઘ પણ પાતળો ઊંચો તથા બીહામણો હતો. જયારે આ બે પશુઓને છુટા મુકયા ત્યારે લોકોએ ખૂશીથી બૂમાબૂમ પાડી આખુ ચોગાન ગજવી મુકયું. પછી વાઘે પોતાની ચપળતાથી તથા ઝડપથી હાથીની સુંઢ ઉપર ચડવાને ઘણાં ફાફા માર્યા, પણ તેણે તે સુંઢ ઊંચીજ રાખી તેથી તેનું કાંઈ ફાવ્યુ નહિ. હાથી તેને પોતાના પગ નીચે લાવીને ફચડી નાખવાને યુક્તિ કરતો હતો, પણ દુસ્મન એટલો ચાલાક હતો કે તે હરેક વખતે તેના સપાટામાથી તુરત છટકી જતો. જયારે જયારે આ બેમાથી કોઇ મરવાની અણીપર આવતુ ત્યારે લોકના મ્હોડા ઉપરથી લોહી જાણે ઉડી જતુ, અને તે બચી જાય ત્યારે તેઓને બેહદ હર્ષ થતો. એ પ્રમાણે એક કલાક સુધી રમત ચાલી પણ બેમાથી એકનો જય થયો નહિ. તે બંને પશુઓ ઘણા ખીજવાયાં, અને પોતાનો તમાશો જેમ બને તેમ

જલદીથી પૂરી થાય એવી રીતે ઘણા જુસ્સાથી એક એકની સામા થયાં. અંતે વાઘ હાથીના સપાટામાં આવી ગયો, તેને તુરત સુંઢમાં પકડયો અને તેના શરીર ઉપર એક પગ મુકી તેને ચીરી નાખ્યો. એ ભયંકર તમાશો જોવાથી લોકોના મનમા દયા ઉત્પન્ન થવાને બદલે તેઓ ઘણાજ ખુશી થયા, અને જાણે કોઈ દુશ્મન ઉપર મોટી ફતેહ મેળવી હોય તેમ તેઓએ જયજયકારની બૂમ પાડી. પછી લોક પોતપોતાને ઘેર ગયા. હાથીના માવતને મોટો સરપાવ થયો. પાદશાહી મેહેલમાં પાછો રંગ મચી રહ્યો, અને ચોગાન જેવું હતુ તેવું સાફ થઇ રહ્યું.

રાતની વખતે શેહેરની શોભાનું વર્ણન થઇ સકે એવું નહતું. શાહજાદાની સાલગિરી તેથી તે શેહેર બાહાર દરવેશ સીદી મૌલાની કબર ઉપર ફુલ ચઢાવાને સવારી સહિત તે રાત્રે જવાનો હતો. એ દરવેશના મોતથી અલાઉદ્દીન પાદશાહ થયો; તે જીવતો હતો ત્યારે તે ઘણો ચમત્કારી પુરૂષ ગણાતો હતો; અને મુઆ પછી તેની માનતા ચાલવા લાગી તેથી તે પીરની સખ્યામા દાખલ થયો. શેહેરમાં રોશની કીધેલી હતી તેમાં વિશેષે કરીને જે રસ્તેથી સવારી જવાની હતી ત્યાં દીવાનો ભભકો એટલો હતો કે ત્યાં આગ લાગી હોય એટલું અજવાળું થઇ રહ્યું હતું. મોટા અમીર લોકોના મેહેલમાં પણ માહેથી તથા બાહારથી ઘણીજ રોશની કરવામાં આવી હતી અને આગળ હોજ ઉપર જે દીવાઓ મુકેલા હતા તથા તે ઉપર ચોતરફ ફુલોના હાર બાધેલા હતા તેનું પ્રતિબિંબ પાણીમાં પડતુ તેથી ઉપર તથા નીચે બંને ઠેકાણે ઝળઝળાટ થઇ રહ્યો હતો. દુકાનો ઉપર પણ રોશનીની સાથે ફુલોનાં તોરણ બાધેલાં હતાં. વળી આખે રસ્તે ચીનના કારીગરોની બનાવેલી આતશબાજી મંગાવેલી હતી તેમાંથી તરેહ તરેહવાર ઝાડો થોડે થોડે અતરે દાટેલાં હતાં. રસ્તામા લાખો લોકો ઘણા સુંદર પોશાક પેહરીને ફરતા હતા. હિદુઓ બિચારા બીહી બીહીને રસ્તાની બાજૂએ ચાલતા હતા. મુસલમાન ફકીરોનાં ટોળેટોળાં લોકોને હડસેલા મારતા તથા બીજી રીતે ઉપદ્રવ કરતાં જતાં હતાં. પઠાણ લોકો જેઓનુ રાજ્ય હતુ. તેઓ ઘણા ડોળથી પતરાજીની સાથે ધીમે ધીમે ડગલા ભરતા હતા. મુસલમાન સવારો ઘોડા નચાવતા તથા કુદાવતા અને કોઇ માણુસ છુંદાશે તેની પરવા ન રાખતાં રસ્તાઓમાં લોકોને આણીગમ તેણીગમ દોડાવતા હતા. સિપાઈ લોકો પણ ઘણી બે પરવાઇથી હારની હાર લોકોને હડ-

ઠેલતા જતા હતા. થોડાએક મોગલ લોકો જેઓનો થરતો ઠ્હાડો હજી આવ્યો નહતો તેઓ ભરાતા ભરાતા તથા ગુપચુપ વાત કરતા ચાલ્યા જતા હતા. અમીર તથા પૈસાવાળા મુસલમાન લોકો ઘોડા, હાથી, પાલખી અથવા ગાડીઓમાં બેસીને દોડાવતા આગળ જઈ કોઇ સારે ઠેકાણે ઉભા રહેતા હતા. એ પ્રમાણે સઘળે રસ્તે એટલી તો ભીડ થઈ રહી હતી કે લોકોનાં માથા ઉપરથી થાળી ચાલી જાય તો પણ નીચે પડે નહિ.

થોડી રાત ગયા પછી સવારી નિકળી. આગળ ડંકા, નોબત તથા નિશાનવાળાઓ ઘોડા, હાથી તથા ઉંટ ઉપર બેસીને આવ્યા. પછી સવારો, સિપાઇઓ વગેરેનાં ટોળેટોળાં વગર બંદોબસ્તે ચાલતાં હતાં. છેલ્લે શાહજાદાનો હાથી આવ્યો તે ઘણો જ શણગારેલો હતો. તેના ઉપર સોનેરી જુલ હતી તથા હીરા માણેકનાં ઘરેણાં તેને ઘાલેલાં હતા. શાહજાદાનો શણગાર પણ તેવો જ ઉમદો હતો. તેણે ઘરેણા ઘાલેલાં હતા એમ કહીએ તો ખોટું પડે, તેને ઘરેણાંવડે લાદેલો હતો, અને મહમૂદ ગઝનવી, શાહબુદ્દીન ઘોરી ઇત્યાદિ જે મોટા પાદશાહો થઈ ગયા તે કરતા પણ અલાઉદ્દીને વધારે દોલત હિંદુસ્તાનમાથી લૂટફાટથી મેળવી હતી તે આ વખતે જણાઇ આવતુ હતુ. હીરા, મોતી, માણેક તો રેતીના કાંકરાની પેઠે વાપરેલાં હતાં. સોનું તો તેના મનને પીત્તળ, અને રૂપું તો કલાઇ જેવુ ગણાતુ હતુ. એ સઘળાની પાછળ છુટી આતશબાજીનાં ગાડેગાડાં ભરેલાં ચાલતા હતા. દીવાઓની રોશની તથા આતશબાજીનાં અજવાળાથી શાહજાદાનાં ઝેવરો જે ઝેબ મારતા તથા તેઓમાથી જે ઝળકાટ નિકળતો તેથી તેનું શરીર સૂર્યના બિબ જેવું દેખાતુ એટલે તેની સામું જેવાને કોઈની આખમાં કૌવત નહતુ. એ પ્રમાણે સવારી મોટા બજારમાં આવી. સઘળા તમાશગીરોમાના અર્ધા તો ત્યાં જ એકઠા મળેલા હતા. તે સિવાય ગાડી, ઘોડા, હાથીની કાંઈ ખોટ નહતી. વળી રસ્તો ઘણો સાકડો તથા આતશબાજીના ઝાડ ઘણાં પાસે પાસે દાટેલાં તેથી પહેલું જ ઝાડ છુટતાં લોકોમાં કચડાકચડી થઇ અને જો લોકો એકદમ ઓછા નહિ થાય તો ફક્ત ભીડાભીડથી જ કેટલાએક મરી જશે એવી દેહેશત લાગવા માંડી. પણ કમનસીબે બીજું ઝાડ જે સળગાવ્યું તે ફાટયું અને તેમાથી જે તોટા તથા હવાઇ છુટી તે કેટલીએક સવારીના લોકો ઉપર, કેટલીએક તમાશગીરો ઉપર, અને કેટલીએક પાછળના આતશબા-

છીનાં ગાડાંમાં પડી. તે વખતે તમામ લોકોમાં ઘણો ગભરાટ થયો. પાછલા ગાડાઓમાંથી જે આતશબાજી સળગી તે સઘળી ઉડીને લોકો ઉપર પડી તેથી હજારો માણસોના પાઘડી લુગડાં સળગી ગયા. લોકો નાસવાનું કરે પણ કાંઇ થાગ લાગે નહિ. એકેકને અડકયાથી તથા દબાયાથી કેટલાએકના લુગડા હોલવાઈ ગયાં, પણ બીજાઓનાં સળગ્યાં. લોકો મારામાર કરી, તથા જેઓની પાસે હથિયાર હતા તેઓ તલવાર, કટાર, ખંજર લોકોના શરીરમાં ઘોંચી બહાર મેદાનમા પડવાનું કરે, પણ લોકોનો જે કોટ થઇ રહેલો તેમાથી નિકળાય નહિં. બળવાના તથા છુંદાવાના દરદથી લોકો ચીસાચીસ પાડવા લાગ્યા. ઘરડા, અશક્ત તથા બાળક બિચારા ભોય ઉપર પડી રગદોળાતા તેઓ બૂમાબૂમ પાડતા, તેમાં તોટા, હવાઈ, ફટાકા વગેરેનો સણસણાટ તથા ફડફડાટ થઈ રહ્યો હતો તેથી તે સ્થળ એક રણસગ્રામના જેવુ થઇ રહ્યું. વળી અધુરામા પુરા ઘોડાઓ ચમકી તથા હાથીઓ ઘેલા થઇ લોકોમા દોડવા તથા કુદવા લાગ્યા. તેઓએ પોતાના સવારોને પાડી નાખ્યા, અને આવો લાગ ફરીથી મળશે નહિ એવો જાણે વિચાર કરી જોરથી વગર મતલબે આણીગમ તેણીગમ દોડવા તથા લોકોને પગતળે છુંદી નાખવા લાગ્યા. ધનવાન અને નિર્ધન, જુવાન ને ઘરડાં, શેઠ અને ચાકર, અમીર અને ફકીર એ સઘળામાં કાંઇ અતર રહ્યો નહિ, તેઓ સઘળા એકસરખા ધુળમા રગદોળાયા. જેઓ સવામણની તળાઈ ઉપર સુતા, જેઓને ચંપી કરનાર ખિદમતગાર હતા, જેઓને વા નાખનાર ચાકરો હતા, સારાંશ જેઓને કોઇ દહાડો ઉનો વા લાગેલો નહિ તેઓ હમણા ધુળ ઉપર પડેલા હતા, તથા તેઓના આખા શરીર ઉપર એટલી તો ચપી થતી હતી કે હવે ફરીથી તેઓના જન્મારામા તેઓને ચપી કરનારાઓનો ખપ પડવાનો નહતો.

અત્યાર સુધી શાહજાદાના હાથીને તેના માવતે તથા બીજા ચાકર નફરોએ એવો જોરથી પકડી રાખ્યો હતો કે તેના ઉપર આગના ગોટા પડતા તોપણ તેનાથી એક તસુ પણ ખસાતુ નહતુ. શાહજાદાના કીમતી પોશાકમા ઠેકાણે ઠેકાણે બાકા પડ્યા. અને આસપાસના લોકોની મહેનત ન હોત તો તે પણ બળીને કોયલો થાત. પણ એ પ્રમાણે ઘણીવાર નીભ્યું નહિ. એક મોટો આગનો ગોળો હાથી ઉપર પડતા જ તે ગાડો થઇ ગયો અને એટલુ જોર કરીને આગળ ધસ્યો કે બીજા લોકો સઘળા પાછળ

પડી ગયા. હાથીએ છુટા થતાંજ માચતને સુંઢેવતી લોકોની વચ્ચે ઉડાવી દીધો. પછી સ્વતંત્ર થઈ લોકોમાં તેણે દોડવા માંડયું તેથી ઉપરનો મેઘાડંબર ઢીલો પડી ગયો, અને હમણા પડશે એમ દેહેશત લાગવા માંડી. શાહજાદાનાં કપડાં સળગવા લાગ્યાં અને ત્યાં કોઇ મદદગાર ન હોવાથી તેનું આવું અકાળ મૃત્યુ નિશ્ચય આવ્યું એમ સૌને જણાયું. પણ જેને સાહેબ રાખનાર તેને કોણ મારી શકે? શાહજાદો ગભરાયો તો ઘણો; જો ઉપર બેસી રહે તો બળીને મરે એ નક્કી. જો ભુસકો મારી નીચે પડે તો ભીડમાં કચરાઇ મરે એ પણ નિશ્ચય. આવે વખતે જ્યારે સૌ સૌને પોતાના જીવની ફિકર પડેલી તે વખતે શાહેજાદો અને ફકિરજાદો બને એક બીજાને મન સરખા. હમણા મારી કોઈ સંભાળ લેવાનું નથી એવો વિચાર કરી પરમેશ્વરની તેણે બદગી કીધી. પણ તે કરવામાં જ તેનાં લુગડાં ફરીથી સળગ્યાં, અને તે બળતું તેના શરીર ઉપર ઝડપથી પથરાતું હતુ એટલામા એક જુવાન શખ્સ ભીડમાંથી ઘણુ જોર કરી બહાર નિકળ્યો, હાથી આગળ ગયો, અને કેટલાએક લોકોના ખભા ઉપર ઉભા રહી એક છલંગ મારી તેણે શાહાજાદાને પકડી લીધો, અને તેઓ બંને પાછા ભોય ઉપર પડયા પરમેશ્વરના કરવાથી ત્યાં આગળથી લોકો આ બનાવથી આશ્ચર્ય પામીને ખસી ગયલા તેથી ત્યાં ખાલી જગ્યા રહેલી માટે તેઓને કાઇ નુકસાન લાગ્યું નહિ. શાહજાદાનો બચાવનાર તેને પકડી પાછો ઉઠયો, અને જેટલા જોરથી તે માંહે આવ્યો હતો તેટલું જોર કરી બહાર નિકળી ગયો. બજાર બહાર એક ખુલ્લી જગ્યા હતી ત્યાં તેઓ બંને મરવા જેવા પડયા. શાહજાદો મરવાના ધાકથી, આ સઘળી ગડબડાટથી, તથા અકળામણથી બેશુદ્ધ થઈ ગયો. તેનો બચાવનાર પણ ઘણી મેહેનતથી મનના જુસ્સાથી, પોતાનું ધારેલું કામ વગર જોખમે પાર પડયું તેના હર્ષથી, તથા તેણે જે કામ કીધું તેના પરિણામ સારાં તથા ધાર્યા પ્રમાણે નિપજશે એવી ઉમેદથી બેભાન થઇ પડયો. થોડી વાર પછી થંડા પવનની અસરથી બંને એકી વખતે જ જાગૃત થયા. તે વખતે શાહાજાદાનું અંત:કરણ ઉપકારથી ભરાઈ આવ્યું, અને તેના જોસમાં તે તેનો જીવ બચાવનારને ભેટયો, અને તે જે માગે તે આપવાનું વચન આપ્યુ. માધવને (શાહજાદાનો બચાવનાર તે જ હતો) હર્ષનાં આંસુ આવ્યાં, અને પોતાનો દિલ્હી આવવાનો ફેરો સફળ કરવાના તથા તેના હૈયામા વેર હેવી

હતી તેને બળીદાન આપી તૃપ્ત કરવાના ઇરાદાથી તેણે માત્ર પાદશાહ અલાઉદ્દીનની એક વાર મુલાકાત માગી. શાહજાદાએ તે ઘણી ખૂશીથી કબૂલ કીધું, તેનું નામ ઠામ લખી લીધું; તથા બીજે દિવસે સવારે તેને વાસ્તે હાથી, ઘોડા, સવાર વગેરે મોકલી ધામધુમથી પાદશાહની હજૂરમાં બોલાવવા, અને ત્યાં કાંઇ મોટું ઇનામ અપાવવા શાહજાદાએ કબૂલત આપી. એટલામા શાહજાદાનાં માણસો આવ્યાં તેઓ તેને લઇ ગયાં. લોક પોતપોતાને ઘેર ગયા. સવારી પાછી વળી. માધવ પોતાને ઉતારે ગયો, અને આખી રાત મોટી મોટી મશાલો સળગાવી લોકોએ પોતાના મરતા તથા મુએલા સગા તથા મિત્રોને શોધ્યાં કીધું.

માધવને તે રાત્રે જરા પણ ઊંઘ આવી નહિ. શાહજાદાને બચાવવાનો વિચાર શી રીતે સુઝયો, આટલી અથાગ ભીડમાથી હાથી પાસે શી રીતે જવાયું, તથા શાહજાદાને લઇને શી રીતે જીવતાં બહાર અવાયું, અને હવે કાલે સવારે પાદશાહને શી રીતે મળવું, ત્યાં શી વાત કરવી મારે માટે શું માગી લેવું, પાદશાહ મારી વાત કબૂલ કરશે કે નહિં, આ સઘળા વિચાર તેના મનમાં આવ્યા કીધા, તેથી સવાર થતાં કાંઇ જ વાર લાગી નહિ. તેણે ઉઠીને સ્નાન કીધું, અને જે ઊંચામાં ઊંચો પોશાક પોતાની સાથે લાવ્યો હતો તે પેહેર્યો. એટલામાં પાદશાહની તરફથી હાથી તથા સવાર તેને તેડવાને આવ્યા. માધવ ઘણા હર્ષમાં તથા મોટી ધામધુમની સાથે પાદશાહના મેહેલમાં ગયો, ત્યાં થોડીવાર રાહ જોયા પછી તેને પાદશાહની હજૂરમાં દાખલ કીધો. આગલા દહાડાની તમામ હકીકતથી પાદશાહ સારી પેઠે વાકેફ હતો તેથી માધવને તે વાત કેહેવી પડી નહિ. માધવને બેસવાની જગ્યા આપીને તેનું નામ, જાત, ધંધો તથા આગળ તેણે શાં શાં કામ કીધાં તે સઘળું પુછ્યું, તે ઉપરથી તેણે તે દહાડા સુધીનો પોતાનો સઘળો અહવાલ કહી સંભળાવ્યો, અને છેલ્લી વારે બોલ્યો: "જહાંપનાહ, આખા હિંદુસ્થાનમાં ગૂજરાત જેવો ફળવાન તથા દ્રવ્યવાન પ્રાંત બીજો કોઈ નથી. તે હિંદુસ્તાનનું કાચું સોનું છે. તેમાં સઘળી જાતની પેદાશ થાય છે. તેની તમામ જમીન ખેડાય એવી છે. નદી નાળાથી ભરપૂર છે. તેમાં ઘણાં સુંદર વન છે. તેમાં રળિયામણા પહાડો છે. સરાંશ કે તે આલોકમાં દેવલોક જેવું છે. ત્યાંનો રાજા કરણ વાઘેલો દુષ્ટ, કૃતઘ્ની, તથા હઠીલાસ્વભાવનો છે, તેથી તેના ઉપર લોકોની

જરાપણ પ્રીતિ નથી. રાજ્ય અસલ તો બળવાન હતું, પણ હાલ કેટલીએક મુદ્દત થયાં તે નિર્બળ થઇ ગયુંછે. ખંડિયા રાજાઓ ખંડણી બરોબર આપતા નથી. સામત લોકો અસંતોષી છે. સિપાઇઓના પગાર ચહેલા રહેછે તેથી તેઓ પણ નાખુશ રહેછે. દેશમાં બીજા લોકોમાં શૂરાતન રહેલું નથી. મારા ઉપર લોકોની પ્રીતિ છે. મારા ઉપર જે જુલમ ગુજર્યોછે તે ઉપર લોકો ત્રાસ ખાયછે; હજી રાજ્યમાં મારા ઘણા મિત્રો છે. આપના ત્રાસથી બીજા રજપૂત રાજાઓ થરથરી ગયા છે, તેથી આ સમયે તેઓ પણ તેને સહાય થશે નહિ; બલકે તેના લશ્કરનો કેટલોએક ભાગ મારે લીધે આપણને આવી મળશે, માટે ગૂજરાત જીતવું કાંઇ જ મુસ્કેલ નથી. આપને મન તો તે છોકરાની રમત છે. તેથી મારી અરજ એટલી જ છે કે તે દેશ સર કરવો, અને તેનો સૂબો ગમે તેને મુકરર કરવામાં આવે તોપણ તેના હાથ નીચે મુખ્ય કારભાર મને સોંપવો."

અલાઉદ્દીને પોતાનું નામ બીજો સિકંદર રાખ્યું હતું, અને તે નામ તેણે સિક્કા ઉપર કોતરાવ્યું હતું તેથી તેને અસલ રૂમી સિકંદરની પેઠે દેશો જીતવાનો ઘણો શોખ હતો. માટે જ્યારે આવો વખત આવ્યો ત્યારે તેનો ઉપયોગ કર્યાવિના તેને જવા ન દેવો એવો તેણે નિશ્ચય કીધો. તેણે માધવની સઘળી વાત કબૂલ રાખી. થોડી મુદ્દતમાં ગૂજરાત જીતવાનું વચન આપ્યું, અને તેને કેટલુંએક દ્રવ્ય આપીને વદાય કીધો.

---

## પ્રકરણ ૭ મું.

પાટણથી સિદ્ધપુર અને ત્યાંથી અંબાભવાની, આબુ, મેવાડ, મારવાડ વગેરેમાં થઇને દિલ્હી શેહેર આપણે જોયું; ત્યાંની શોભા, પાદશાહની રીતભાત તથા રાજ્યનીતિ સઘળું આપણા જાણ્યામાં થોડુંએક આવ્યું. હવે પાછા આપણે અણહિલપુર પાટણના કરણ ઘેલા રાજાની ભેટ લઇએ અને જેટલી વાર આપણે તેનાથી આઘા હતા તેટલી વારમાં શા શા બનાવો બન્યા તેનું ટુંકામાં વર્ણન કરી આગળ શું બને છે તેથી વાંચનારાઓને વાકેફ કરીએ.

રૂપસુંદરીનું હરણ થયું, કેશવ માર્યો ગયો, તેની સ્ત્રી ગુણસુંદરી

તેની પાછળ સતી થઈ, તથા માધવ રાજ્યમાથી નાશી ગયો, એ સઘળા બનાવો એકીવારે થયા તેથી શેહેરના લોકોના મન ઉપર ઘણી જ અસર થઇ. જ્યા જુઓ ત્યા એનીએજ વાત થતી હતી, અને આગળ શુ નિપજશે તે વિષે લોકોમા ભારે દેહેશત પેઠેલી હતી; અને તે કંઇક ખરી પણ પડી. ઉપલી સઘળી હકીકત બની ત્યાર પછી ત્રીજે દહાડે રાત્રે શેહેરમાં મોટી આગ લાગી, અને તેને જેમ જેમ છાંટતા ગયા તેમ તેમ બીજાં નવાં ઘરો સળગતા ગયાં. લોકો ઘણા ભયભીત થયા. કેટલાક લોકો કહેવા લાગ્યા કે આ તો દૈવકોપ થયો. કેટલાએક બોલવા લાગ્યા કે અમે આકાશમાં ઉડતા માણસોને આગ લગાડતાં જોયાં. આગ તો ઘણી મેહેનતથી છટાઈ, પણ એ બનાવ બનવામાં કાંઇ ચમત્કાર છે એમ લોકોને થોડી વારમા ખાતરી થઇ. કેટલાએક લોકોની બારીએ રાતની વખતે મોટા મોટા પથ્થરો અથડાયા; કેટલાએકના ઘરમાં રાંધેલું ધાન બદલાઇને નરક થઈ ગયું; કેટલાએકનાં ઘરમાં કુવાનાં પાણી બદલાઇને લોહી જેવાં થઇ ગયાં; રાત્રે મોટી મોટી ચીસો સંભળાવા લાગી; કોઇથી દીવા થયા પછી બહાર નિકળાય નહિ. ઘણાએકનાં ઘરમાં બઇરીઓ ધુણવા લાગી; અને વારે વારે શેહેરમાં આગ લાગ્યાં કરવા માંડી. એ પ્રમાણે પુરમાં હાહાકાર થઈ રહ્યો. રાજાના મેહેલમાં પણ ઘણી ઉથલપાથલ થઈ ગઈ, અને એક દહાડો કરણની માનીતી સ્ત્રી જાંજમીર તળાજાની ફુલારાણી ઘણા જોસથી ધુણવા લાગી, તથા તેનામાં એટલું તો સામર્થ્ય આવ્યું કે ભલભલાની તેની પાસે જવાની હિમ્મત ચાલે નહિ. સઘળાઓની હવે ખાતરી થઇ કે કોઇ મોટું જોરાવર ભૂત શેરેરમાં આવ્યું છે, અને તે સઘળાઓને આવી રીતે ઉપદ્રવ કરેછે. હવે ભુવા, જતી વગેરે મત્ર જાણનારા લોકની રોજી જાગી. તેઓ ઠામેઠામ ભૂતને બોલાવવા લાગ્યા; શેહેરના સઘળા દરવાજા ઉપર ખીલા ઠોકયા; ચકલે ચકલે ઉતાર મુકયા; જગાએ જગાએ કાપેલાં તથા સિંદુર ચોપડેલાં લીંબુઓ રઝળતા પડયાં, તથા ઘેરઘેર મત્રેલા અડદના દાણા વેરાવા લાગ્યા. ઘણા લોકોએ ઘરમા સરસિયાના દીવા બાળવા માંડયા; પણ ભૂત શેહેરમાંથી ગયુ નહિ, તથા તેની પીડા પણ ઓછી થઇ નહિ. જ્યાં ત્યાં ભૂત ધુણાતું ત્યાં તે પોતાનું નામ બાબરો કહેતુ હતુ, તેથી આખા શેહેરમાં એકજ ભૂત છે એમ સાબિત થયું. લોકો ઘણા ત્રાસ પામ્યા, અને સઘળે ઠેકાણે અને સઘળી વખતે એનાએજ વિષય ઉપર ચર્ચા ચાલી રહી. એક

દહાડો સવારે શેહેરની ભાગળ આગળ એક કુવા ઉપર બાઇરીઓ પાણી કાહ્ડતી હતી તે વખતે એકદમ કુવામાં એક મોટો ધબાકો થયો, અને તે સાંભળતાં જ સઘળી બાઇરીઓ જીવ લઇ નાશી ગઇ. તેઓમાંની એક કુવામાં પડી, અથવા તેને કોઇએ ફેંકી દીધી એમ કહીએ તો ચાલે લોકો ઘણા એકઠા થયા, પણ કોની માએ શેર સુંઠ ખાધી હોય કે તે ડુબતી બાઇરીને બહાર કાહડે. બાબરા ભૂતે તેને ફેંકી દીધેલી એટલે કુવામાં ઉતરવાની કોઈની હિમ્મત ચાલે નહિ. એટલામાં ત્યાં એક રજપૂત સવાર આવી પોહોચ્યો. તેણે આ વાત સાંભળતા જ પોતાના હાથમાં એક સવા મણનો ભાલો હતો તે તેની સાથેના એક માણસને આપ્યો, પોતાનાં લુગડાં ઝટ વારમાં કાહ્ડી નાખી કુવામાં ઉતરી પડ્યો, અને સેહેજ વારમાં તે બાઇરીને હસહસતી લઇ ઉપર આવ્યો. આ રજપૂતનું પરાક્રમ જોઇ સઘળાઓ ઘણા વિસ્મિત થયા, અને તે જીવતો બહાર નિકળ્યો તેથી તેઓ ઘણા હરખાયા. તે બાઇરીનો ધણી તથા તેનાં માબાપ તે જગાએ આવી પોહોંચ્યાં હતાં, તેઓએ તે રજપૂતનો ઘણો ઉપકાર માન્યો, અને તેને પણ પોતાને ઘેર પરોણા દાખલ તેડી ગયા. રજપૂતને પણ કોઇ ઉતારો શોધવો જ હતો તેથી તેણે તેઓને ઘેર જવાનું કબૂલ કીધું; અને લોકો સઘળા તે જગાએથી વેરાઇ ગયા.

તે બાઇરીને ઘેર પોહોંચ્યા પછી પેલો રજપૂત સવાર ઘણા ઊંડા વિચારમાં પડ્યો. કરણ રાજાને શી રીતે મળવું એ વિષે કાંઈ તદબીર શોધી કાહ્ડવામાં તેનું મન હમણાં લાગેલું હતું. ઘરધણીએ રસોઈ તૈયાર કરાવી તેને જમવાની વિનંતી કીધી; અને જમતાં જમતાં પોતાના પરોણા આગળ હમણાં થોડા દહાડામાં થયલી સઘળી હકીકત વિગતવાર કહી સંભળાવી. બાબરો ભૂત જે શેહેરમાં ખરાબી કરતો હતો, તથા રાજાની કુલારાણીને તે વળગેલો હતો, એ વાત તેણે વિસ્તારીને કહી. રજપૂત આ સઘળું સાંભળી ઘણુ હરખાયો, અને કોઇ મોહોટું પરાક્રમ કરી રાજાની નજર તળે આવવું, અને પછી પોતાની સઘળી વાત તેની આગળ કેહેવી એવો તેણે ઠરાવ કીધો. બાબરા ભૂતને મારી, કુલારાણીને તેના જુલમથી બચાવવી એજ કામ હમણા તેને કરવા લાયક હતું; માટે ગમે તે ઉપાય કરવાનો તેણે નિશ્ચય કીધો. પણ તે થાય શી રીતે? તે નાનપણમાં એક ભૂતનો મંત્ર શિખેલો હતો, અને તે ખરો છે એમ તેને ઘણીએક અજમાયશથી નક્કી થયું હતું. પણ તેણે તે ઘણી મુદ્દત થયાં અજમાવ્યો ન હતો, તેથી હાલ તેની અસ-

ર થશે કે નહિ એ સંબંધી તેને ખાતરી નહતી. હવે કાળી ચૌદશને બે ત્રણ દહાડા બાકી રહ્યા હતા તેથી એ મંત્રને તે દહાડે મધ્યરાત્રીએ સાધવાનો તેણે મનસૂબો કીધો. સઘળો સામાન તેણે તૈયાર કીધો, અને કાળી ચૌદશની તે રાહ જોતો બેઠો.

કાળરાત્રીનો એક પહોર ગયો તે વખતે અણહિલપુરનું સ્મશાન ઘણું ભયંકર દેખાતું હતું. સઘળે ઘોર અંધકાર વ્યાપી રહ્યો હતો. એક તો વદ ચૌદસની રાત એટલે અંધારૂં તો હોય જ, તે સાથે વળી આ વખતે તો ઘન ઘોર થઈ રહ્યું હતુ. આકાશમાં કાળાં વાદળાં છવાઇ ગયલાં હતાં, તથા ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. વિજળીના ચમકારા વખતે વખતે થતા, તેમાં સરસ્વતીનું કાળું પાણી તથા કાંઠા ઉપર ઉગેલાં ઘણાંએક ઝાડ તથા નાની નાની દેહેરીઓ, દેવડીઓ, તથા મોટાં શિવાલયો દેખાતાં હતાં. વિજળી થયા પછી ભયાનક કડાકા સંભળાતા હતા, તથા વખતે વખતે પવન એવા જોરથી વાતો હતો કે ઝાડોની ડાળીઓ ભોંય સાથે તથા એક બીજા સાથે અથડાતી હતી. ઢોરોના સૂકાં હાડકાં મસાણમાં સડયાં કરતા હતાં તેમાથી ફાસફરસ નિકળી ખુલ્લી હવાને લાગતાં તેમાં મોટાં ભડકા થતાં, તથા કીચડવાળી ભોયમાંથી એક જાતનો વાયુ નિકળી તે પોતાની મેળે સળગતો, અને અતરિક્ષમાં તેનાં ભડકાં ઉડયાં કરતાં. એ બળતાં ઉપર વરસાદના ઝીણા ઝીણા છાંટા પડતા ત્યારે તેમાથી એક જાતનો છણછણાટ થતો સભળાતો હતો. ત્યાં કોઇ પણ પ્રાણી નજરે પડતુ નહતુ. નદીને સામે કાંઠે તેમ આ કાંઠે પણ આઘે આઘે કેટલાએક માછીઓ પોતાની હોડીઓ લગરવાર કરી મોટા તાપણાં સળગાવી તેની આસ પાસ બેઠા હતા. કસારીનો ઝીણો શબ્દ તથા દેડકાનો બેસુરો અવાજ કાને પડતો હતો. એવી ભયકર જગાએ તથા એવા ભયાનક વખતે વિજળીના તેજથી એક માણસ નદીના કિનારા ઉપર ફરતો દેખાતો હતો, તે જોઇ તેની હિમ્મતના વખાણ કર્યા વિના કોઇથી રહેવાય જ નહિ. વિજળીનો એક મોટો ચમકારો થયો એટલે માલમ પડયું કે એ ફરનાર માણસ પેલો રજપૂત સવાર જેણે તે દિવસે કુવામાથી બાઇરીને કાઢી હતી તેજ હતો; અને તે આ વખતે તથા આ જગાએ શામાટે આવ્યો હતો તેની અટકળ પણ થઇ સકશે. આસપાસના દેખાવથી જરાપણ ડર ખાધા વિના જાણે સોળે દિવસે પાટણના રસ્તા ઉપર તે ફરતો હોય એમ બેધડક તથા વગર

ખીહીકે ચાલતો હતો, અને તે કોઈ વસ્તુ શોધતો હોય એમ લાગતું હતું. કેટલીક વાર ચાલ્યા પછી તે એક જગાએ અટક્યો, અને ત્યાં ઉભો રહી પોતાની પાસે એક નરાજ હતી તે વડે ત્યાં ખોદવા લાગ્યો આસરે એક ઘડી સુધી ઘણા જોરથી ખોદ્યા પછી તે અટક્યો; નરાજ જમીન ઉપર મુકી દીધી, અને પોતાના ધોતિયા વડે મ્હોડા ઉપર પરસેવાનાં મોટાં મોટાં ટીપાં બાઝયાં હતાં તે લુંછી નાખ્યાં. તેણે કમર તાણીને બાંધી, અને તે ખાડામાં નીચે ઉતરવા જાય છે એટલે એક ચીસ અને પાણીમા મોટો ધબાકો તેણે સાંભળ્યો. તેજ વખત તે ત્યાંથી છલંગ મારી દશ કદમ પાછળ પડ્યો, અને ભયથી થરથર ધ્રુજવા લાગ્યો. તે આ વખતે એક ક્ષણવાર પણ ભયને વશ થયો ખરો, તોપણ તે છેક હિમ્મત હાર્યો નહિ. તે લાગલો જ કિનારા ઉપર ગયો, અને ત્યાં જુએ છે તો એક સુસવાટ એક કુતરાને પકડી પાણીમાં ઘસડતી તેની નજરે પડી. કુતરાએ બહાર નિકળવાને ઘણા પછાડા માર્યા, પણ પાણીમાં તેનું જોર ચાલ્યું નહિ; અને તેનો શત્રુ પોતાની મીનમાં હતો તેથી થોડી વારમાં તે બિચારો પાણીમાં ગરક થઈ ગયો. આ બનાવ જોઈ તેને પાછી ધીરજ આવી, અને તે ફરીથી ખાડા આગળ ગયો. નીચે ઉતરીને એક મુડદું તે લઇ બહાર આવ્યો, પણ તે મુડદ કેવી સ્થિતિમા હતું.? તેમાંથી ઘણું ખરૂં માંસ ખવાઈ ગયું હતું; બધે મોટા મોટા કીડા ખદબદતા હતા; આંખની જગાએ બે મોટા ખાડા પડી ગયા હતા; નાક અર્ધું ખવાઇ ગયું હતું; ખોપરી બહાર નિકળેલી હતી. માંસના લોચામાંથી ઘણી જ દુર્ગંધ નિકળતી હતી; તથા શરીરનાં સઘળાં હાડકાં ઉઘાડાં જણાતાં હતાં. તે મુડદા ઉપરના કીડા તેના શરીરને વળગ્યા, અને વિજળીના અજવાળાથી જ્યારે તેણે બીહામણુ પ્રેત જોયું ત્યારે તુરત તે તેના હાથમાંથી પડી ગયું. પોતાના શરીરમાં સળવળાટ થઇ રહ્યો હતો, તે ઉપરથી મુડદાના કીડા તેનાં લુગડાંમાં ભરાયા હશે એમ જાણી તેણે તે સઘળાં ઉતારી ખંખેરી નાખ્યાં, અને તેને પાછાં પેહેરી તે મુડદાને પગે વતી હડસેલતો કિનારા ઉપર લઈ ગયો. તેનો વિચાર તેને ધોઇ નાખી સાફ કરવાનો હતો, પણ જેવો તે તેને પાણીમાં ગબડાવે છે એટલે તેના પગે કોઈ જાનવરે બચકું ભર્યું. રજપૂત તો દરદથી બે હાથ ઊંચો ઉછળ્યો, અને પાછો તેને જોવા જાય છે તો મુડદું તેને ઘસડાતુ લાગ્યું. તેજ વખતે ત્યાં એક મોટો ભડકો થયો, અને તે

તેના શરીર ઉપર વિટલાઇ જશે એમ લાગ્યાથી તે ત્યાથી ઉભી પુંછડીએ નાઠો. મુડદુ ઘસડાતુ ચાલ્યું. તેની પાસે જવાની તેની હિમ્મત ચાલી નહિ. હાય! સઘળી મેહેનત નિષ્ફળ ગઈ. આ તો કોઇ ભૂત અથવા પિશાચ તેને લઇ જાય છે. હવે હું શું કરૂં ? એમ રજપૂત ઉભો ઉભો વિચાર કરવા લાગ્યો. પણ તેણે પોતાનું અંતઃકરણ પથ્થર જેવું કઠણ કીધું હતું, બીક તો ઘેર મુકી આવ્યો હતો; તથા ગમે તે થાય તો પણ પોતાનુ કામ પાર પાડ્યા વિના તે ઠેકાણેથી ન જવાનો દૃઢ નિશ્ચય કીધો હતો, તેથી તે પોતાની નામરદાઇથી શરમાયો, અને તે મુડદાને પકડી લાવવાને તે આગળ ધસ્યો. વિજળીનો એક મોટો ચમકારો થયો તેમાં તેને માલમ પડયુ કે મુડદાને ઘસડનાર તો એક શિયાળવું હતું. હવે તેની દેહેશત ઉડી ગઇ. તેને પગે એક પથ્થર અથડાયો તે ઊંચકી લઇ જે દિશા તરફ મુડદું ઘસડાતુ હતુ તે દિશા તરફ જોરથી ફેંક્યો. એક મોટી ચીસ સંભળાઇ, કોઈ દોડતા જનાવરના પગલાં કાને પડ્યાં, ને મુડદું ઘસડાતુ બંધ થયું. ત્યાં જઇ તેને પાછું પાણીમાં તેણે હડસેલી મુક્યું, અને તેને સુસવાટ ઘસડી ન જાય માટે પોતે ત્યા ઉભો રહ્યો. પાણીમાં વારેવારે ધબાકા થયા કરતા હતા. માછલાની પાંખમાંથી ચળકાટ વખતે થતો, અને વખતે સાપની ડૉંખલી પાણી આગળથી સંભળાતી હતી. થોડી વાર ઉભા રહ્યા પછી તેને લાગ્યું કે હવે મુડદા ઉપરના કીડા ધોવાઇ ગયા હશે, તથા તે ઉપરનું મટોડું તથા કચરો સાફ થયો હશે. રાત થોડી અને વેશ ઘણા, માટે તેને ઘણી ચટપટી થતી હતી, અને પોતાની ધારેલી મતલબ પાર પડશે કે નહિ એ વાતની ફિકરથી તેને સઘળુ કામ ઉતાવળથી કરી નાખવાની ઘણી આતુરતા હતી. મુડદાને હાથમા લીધું પણ તે એટલું તો થંડું ગાર થઇ ગયું હતું કે તે તેના શરીરને લાગતા જ તેને કંપારી છુટી, તેનાં ગાત્ર શિથિલ થઇ ગયા, અને તેને સધિવાયુ થયો હોય તેમ તેના હરેક સાધામાં કળતર થવા માંડયું, અને તેનાથી એક પગલું આગળ મુકાયું નહિ. હવે શું કરવું ? હિમ્મત, હિમ્મત, બીજો કાંઇ ઇલાજ નહોતો. મનમાં આવેશ લાવી તેણે એક છલંગ મારી, અને જીવ લઇને નાસતો હોય તેમ દોડી એક નાના દેહેરા આગળ ચત્તોપાટ પડી ગયો. પાછું મન ઠેકાણે આણ્યું, બીહીકને મનમાથી ઝટ કાઢી નાખી, અને ઉભો થઇને તે મુડદાને લઇ તે દેહેરામાં પેઠો. ત્યાં તેણે સઘળો સામાન

આગળથીજ તૈયાર રાખ્યો હતો. હવે પોતે પણ નહાવું જોઇએ માટે લુગડાં ઉતારી પાછો ઘાટ ઉપર ગયો. આ વખતે તેનું ચિત્ત શાંત હતું તેથી તેને કાંઇ દેહેશત લાગી નહિ. તેણે મંત્ર ભણી સ્નાન કીધું, અને ભીને ધોતિએ પાછો દેહેરામાં આવ્યો, ત્યાં તેણે ચકમક પાડી દેવતા તૈયાર કીધો, અને એક કોડિયામા સરસિયું પુર્યું હતું તથા તેમા વાટ તૈયાર રાખેલી હતી તે સળગાવી. ચાર દિશાએ મંત્રેલા લીંબુ કાપી સિંદુર ભરી મુકયાં; ચાર ખુણે ખીલા દાટયા; અને ચોતરફ મંત્ર ભણી અડદ વેર્યા. પછી સઘળી વાતની આગળથી તૈયારી કરી કપાળે સિંદુરની આસકા કીધી; શરીરના કેટલાએક ભાગ ઉપર હનુમાનની મળી ચોપડી; હાથે કેટલાંએક તાવીજ બાંધ્યાં; તથા ગળે એક મોટું માદળિયું પેહેર્યું. એ પ્રમાણે ભૂત, પ્રેત, પિશાચ, શંખણી, યક્ષણી, વગેરે બલાની સામા હથિયાર બાંધી તેણે તે મુડદાનું આસન કીધું, અને તે ઉપર ઘોડો પલંગીને બેસી મંત્રનો જપ કરવા લાગ્યો. તે હમણા પોતાના કામમાં એટલો તે તલ્લીન થઈ ગયો હતો કે તેને આસપાસનું કાંઈ પણ ભાન રહ્યું ન હતું; તેમ દેહેશત ઉપજાવે એવું તો કેટલીએક વાર સુધી કાંઇ બન્યું પણ નહિ. માત્ર પવન વધારે જોરથી વાવા લાગ્યો; વિજળીના ચમકાટ વધારે તેજસ્વી થયા લાગ્યા, કડકડાટ કાન બેહેર મારી જાય એવા સંભળાવા લાગ્યા; વરસાદનું એક મોટું ઝાપટું આવ્યું; હવે અંધકાર વધારે ભયંકર થઇ ગયો. પણ આ સઘળા સૃષ્ટિના ભયાનક દેખાવથી તે રજપૂતના મન ઉપર કાંઇ પણ અસર થઇ નહિ. તે તો પોતાનો જપ કર્યો જ ગયો. પણ ઘણી વાર સુધી તે કામ નિર્વિઘ્ને ચાલ્યું નહિ. જે મુડદા ઉપર તે બેઠો હતો તે તેની નીચેથી હાલવા તથા થોડીવારમાં ઉછળવા લાગ્યું. મુડદા સાથે તે પણ ઉછળાતો ગયો અને તેના પગવડે તે મુડદાને એવી તો તેણે ચુડ ભેરવી કે તે તેની પાસેથી છટકી સક્યું નહિ. જ્યારે આ પ્રમાણે તે નાસવાનું કરતું હતું, પણ તેનાથી નિકળી જવાતું નહતું, તે વખતે ત્યાં ચીસાચીસ તથા બરાડાબરાડ થઇ રહી. હજારો ભૂત તેની આગળ નાચવા કુદવા લાગ્યાં, કેટલાએક ખડખડ હસવા લાગ્યાં; કેટલાંએક તેને મારવા આવતાં હોય તેમ પાસે આવવા લાગ્યા; કેટલાએક આઘેથી ધમકી આપવા લાગ્યાં; કેટલાએક મોટા વિકાળ મ્હોડા કરી તેને બીહવડાવતાં હતાં, ચુડેલ તથા વંત્રીઓ માથે ધગધગતા અંગારાવાળી સગડી લઇને ત્યાં શોર બકોર કરી રહી હતી, ઘણા જ ભયં-

ડર રાક્ષસો, ભેંસાસુરો ઇત્યાદિ ત્યાં આવી તે રજપૂતને ખાઇ જવાનો પ્રયત્ન કરતા હતા. પણ તે સઘળું વ્યર્થ ગયું. રજપૂત મનમાંથી બીધો તો ખરો; તેના શરીર ઉપરના સઘળા નિમાળા ઉભા થયા; તેની ચામડી ઉપર મરતી વખતના જેવાં શીત આવ્યાં; આખે અંગે જાડો ચીકણો પરસેવો વેહેવા લાગ્યો; તથા છાતી પણ ઘણા જોરથી ધબકવા લાગી. કોઈ કોઇ વાર તેનાથી બૂમ પાડી દેવાશે એમ તેને લાગ્યું. દોડવાની તો ક્યાંથી, પણ ત્યાંથી એક તસુ પણ ખસવાની તેનામાં શક્તિ રહી નહતી. પણ તેણે પોતાનું મન આવે બારીક વખતે પણ એવું સાવધ રાખ્યું કે તે તેનું કામ કરી સક્યો. તેના જપનાં ઘણી હરકત પડવા દીધી નહિ. સુડહુ વધારે જોરથી ઊંચે ઉછળવા લાગ્યું; ભૂત પ્રેતની ભયંકર ચીસો તથા જપના કામમાં ભંગાણ પાડવાની તેઓની મેહેનત વધારે વધારે થતી ગઈ; પણ તે રજપૂતે પોતાની આંખ આંધળી તથા કાન બેહેરા જેવા કરી નાખ્યા હતા તેથી તેણે તેઓની કાંઇ દરકાર કીધી નહિ. તેણે બધી દિશાએ આગળથી એવો પાકો તથા મજબૂત બંદોબસ્ત કરી રાખ્યો હતો કે એ સઘળા મલીન પ્રાણીઓથી તેની પાસે અવાતું ન હતું. એ પ્રમાણે ત્રણ કલાક કામ જારી રાખ્યું, અને પોતાનો મંત્ર એકસો ને આઠવાર જપી રહ્યો.

મન્ત્ર જપાઇ ચુક્યો, અને તેની સાથે રાતનો અમલ પણ ઉતર્યો, અરૂણનો ઉદય થયો; દીવાનું તેજ ઝાંખુ પડયું; વસ્તુઓ થોડી થોડી દેખાવા લાગી; અને આખી સૃષ્ટિનું રૂપ જાણે બદલાઇ ગયું. થોડીએક વાર થયાં વરસાદ બંધ પડયો હતો; વાદળા વિખેરાઇ ગયાં હતાં; અને થોડો થોડો પવન વાતો હતો; તેથી એકાએક તેઓ એક પછી એક નાસાનાસ કરી રહ્યા હતાં. વિજળી બંધ થયલી હતી, તથા ગર્જના સંભળાતી નહુતી સઘળાં ઝાડ પાન લીલાં છુમ્મર જેવાં દેખાતાં હતાં, અને નાના પ્રકારનાં ફુલોમાંથી સુવાસ ચોમેર પથરાઇ રહેલો હતો. એવે સમયે તે રજપૂત દેહેરાની બહાર નિકળ્યો તેણે તેની ખાંધ ઉપર સામાનની ઝોળી નાખી હતી, અને એક લાકડી હાથમાં રાખી તે આગળ ચાલ્યો. તેણે કોઇ મોટું સંકટ ભોગવ્યુ હોય, તેના માથા ઉપર કોઇ ભારે આફત આવી ગઇ હોય એમ તેનું મ્હોડું ફિકું, તેજ ઉડી ગયલું, તથા ચિન્તાતુર દેખાતુ હતું. પોતાનું ધારેલું કામ પાર પડ્યું એ જાણીને તેના અંતઃકરણમાં ઘણો આનંદ થયો હતો. તોપણ હજી સુધી ભયની અસર તેના મન ઉપર એટલી તો ચોંહોટેલી હતી કે

તે હર્ષને બહાર નિકળવાને વખત મળ્યો નહતો. તે ઘણા ઊંડા વિચારમાં પડી આસપાસ શું છે તે જોયા વગર મોટાં મોટાં ડગલાં ભરી ઝડપથી ચાલતો હતો. તેના મનની આવી અવસ્થા પણ ઘણીવાર ટકી નહિ. શેહેરના કોટ આગળ તે જ્યારે આવી પોહોંચ્યો ત્યારે એક કુવા આગળ એક બાઈડી પાણી ભરતી હતી. તે વખતે તે રજપૂતને ઘણીજ તરસ લાગી હતી તેથી તેણે તે બાઈડી પાસે જઈ પાણી માગવાનો ઠરાવ કીધો. તે તેની આગળ જઈ કેટલીએક વાર ઉભો રહ્યો, પણ તે સ્ત્રીએ તેની સામે પણ જોયું નહિ. આવી તેની બેપરવાઈથી રજપૂતને ઘણો ક્રોધ ચટયો, અને તેણે બૂમ પાડી પાણી માંગ્યું. પણ કુવો સાંભળે તો તે સાંભળે. રજપૂતે ધાર્યું કે એ બાઈડી બેહેરી હશે તેથી તેણે તેનો હાથ પકડ્યો, અને તેને હલાવવા જાય છે એટલામાં તે બાઈડી તાડ જેટલી લાંબી થઈ ગઈ. રજપૂત તો તેને જોઈ ગભરાઈ ગયો, અને તે એટલો તો ભય પામ્યો કે તેનાથી એકે તરફ નસાયું નહિ. થોડી વાર ઉભી રહી તે સ્ત્રી બોલી: "કેમરે રજપૂતડા, પાણી જોઈએ છે?" થોડીવારમાં તે રજપૂતમાં પાછી હિમ્મત આવી. એક બાઈડીથી તે આટલો બીધો તેથી તેના મનમાં ઘણું શરમાયો, અને નામરદાઈનો કલંક ખસેડવાને તેણે જુસ્સાથી જવાબ દીધો: "રાંડ, તું ગમે તે હોય તેથી હું કાંઈ બીહીવાનો નથી. હું ક્ષત્રી બચ્ચો છું. મારા બાપદાદાઓએ મોટાં મોટાં યુદ્ધ કીધેલાં છે. તેઓ કોઈથી ડરતા નહતા. માટે જો હું તારા જેવી રેંડીપેંડીથી બીહું તો હું મારા બાપદાદાનો ખરો છોકરો નહિ તારૂં માથું સ્વર્ગને અડકે, અને તારા પગ પાતાળે પોહોચે તોપણ તું આખરે અબળા અને હું તે રજપૂત શૂરવીર કેહેવાઊં. માટે તું ગમે તેવો વેશ ધારણ કરશે, તું ગમે તેટલી લાંબી પોહોળી થશે, અને ગમે તેટલા ચાળાચસ્કા કરશે, તોપણ હું લગાર ડરવાનો નથી. હું તારી પાસેથી ભલમનસાઈથી અથવા બળાત્કારે પણ પાણી પીશ. પછી જે થાય તે ખરૂં."

પેલી સ્ત્રીને આ સઘળી વાત સાંભળીને ઘણી નવાઈ લાગી, અને તે તેના મનમાં તે પુરૂષનાં વખાણ કરવા લાગી. પણ હજી પણ વધારે તેની પરીક્ષા કરવાને તે બોલી: "અલ્યા વંઠેતિયા, તું માગ હાથને તો પોહોંચાતો નથી ને બળાત્કારે પાણી તે શી રીતે લઈશ એ જોવાની મને ઘણીજ ઇચ્છા છે,"

આખી રાત આથી વધારે ભયાનક દેખાવો જોયા, આથી વધારે બીહામણાં ભૂત પ્રેતથી બીધો નહિ; અને આ પ્રસંગે ડરવું એ તો બાયલાનું કામ, એમ જાણી તે રજપૂતે પોતાના હાથમાંની ડાંગ ફેરવીને એવા જોરથી તે સ્ત્રીના પગમાં મારી કે તે તુરત ભોયપર ચતીપાટ પડી; તેનું રૂપ બદલાઇ એક સ્વર્ગની રંભા જેવું થઇ ગયું. તેની ખૂબસુરતી ખરેખરી દેવાંગના જેવી દેખાઇ, અને તેની આંખમાંથી બોરબોર જેવડાં આંસુ પડવા લાગ્યાં; તોપણ તેણે પોતાનો એક હાથ લાંબો રાખી પાણીનું બેહડું પકડી રાખ્યું; ફરીથી તેણે તેની પાસેથી પાણી લેવાનું કીધુ, પણ પાછો તેનો હાથ ઉંચો ચઢવા લાગ્યો. રજપૂત ઘણું આશ્ચર્ય પામ્યો, અને તેના હાથ ઉપર ડાગનો એક બીજો ઘા મારીને બેહેડું નીચે પાડવાનો તેણે વિચાર કીધો. પણ આવી નાજુક રૂપાળી સ્ત્રીના કેળના ગર્ભ જેવા હાથપર ઘા તે કેમ કરાય? અબળા ઉપર હાથ કરવો એ ક્ષત્રીનો ધર્મ નથી એમ જાણી તે ત્યાં ઉભો થઇ રહ્યો. તે સ્ત્રીએ તેના મનના વિચાર પારખ્યા, અને તે ખરેખરો રજપૂતના નામને યોગ્ય છે, તથા તેણે કદી નહિ જોયલો એવો તે નર છે, એવી તેની ખાતરી થઈ. પણ હજી તેને વધારે કસવાની તેની ધારણા હતી. તેણે તુરત પોતાનું રૂપ બદલ્યું, અને એક છલંગ મારી રજપૂતની ગળચી પકડી તેને નીચે પાડયો. હવે કઇ તે રૂપાળી નાજુક અબળા દેખાતી નહતી, પણ તેનો દેખાવ એક બીહામણા રાક્ષસ જેવો હતો. હવે દયા લાવવાનો વખત નહતો. હવે હાથ બંધ રાખવાની જરૂર નહતી. તેણે તે રાક્ષસનો હાથ છોડવવાને ઘણી મેહેનત કીધી, પણ વ્યર્થ ગઇ. ગળુ વધારે વધારે દબાવા લાગ્યું, અને શ્વાસના રોકાણથી તેને એટલો ગુંગળાટ થયો કે તેની આવર્દાની દોરી હમણા તુટશે એમ તેને નક્કી થયું. તેણે તેની આગળ યમના દૂત જોયા, અને તેના આત્માને પકડી જનારા પોતાનું કામ જલદીથી કરી નાખવાને તૈયારી કરતા હોય એમ તેને લાગ્યું તેના હોશ તો સઘળા ઉડી ગયા હતા, પણ કુદરતે છેલ્લો બચાવ કરવાને વાસ્તે પોતાનું સઘળું સામર્થ વાપર્યું. તેણે આ છેલ્લી વખતે એટલું તો જોર કીધું કે તે સ્ત્રીનો હાથ છટકાવી દીધો, અને એક છલંગ મારી તે તેના ઉપર ચઢી બેઠો પાછું તે સ્ત્રીનું રૂપ બદલાઇ અપ્સરા જેવું થઈ ગયુ; પણ આ વખતે તેના હાથમાંનું બેહેડું સુદ્દલ જોવામાં આવ્યું નહિ તે રજપૂતે આ વખતે તેના અનુપમ રૂપ સામું જોયું નહિ; આ વખતે તેને તેના ઉપર દયા આવી નહિ; અને આ

વખતે તેણે પોતાના ક્ષત્રી ધર્મ ઉપર વિચાર કીધો નહિ ઉપર ચઢી બેસતાં જ તેણે તે સ્ત્રીનો ટોટો એવા જોરથી દાબ્યો કે તેના શરીરનું તમામ લોહી તેના મ્હોં ઉપર પથરાઈ ગયું. તે સ્ત્રીનો મરણ કાળ હવે પાસે આવ્યો એમ જણાયું; તેની જીભ તેના મ્હોંમાંથી બહાર નિકળી પડી; તેના મ્હોંડામાંથી ફીણના ગોટેગોટા નિકળવા લાગ્યા; તેની આંખોના ડોળા બહાર લબડી ગયા; તથા તેને આખે શરીરે આચકા આવવા માંડયા. આવી વખતે જ્યારે તે રજપૂતને ખાતરી થઇ કે હવે રાંડનું મોત પાસે આવ્યું તે વખતે તે સાપની પેઠે તેની પાસેથી છટકી ગઈ, અને તેની સામે પોતાના અસલ રૂપમાં આવી ઉભી રહી. રજપૂત તેને જોઈ ઘણું ચીઢાયો. અને તે કોઇ દેવલોકની રંભા છે એમ તેણે નક્કી જાણ્યું. થોડી વાર ચુપ રહ્યા પછી તે સ્ત્રી બોલી; "અલ્યા રજપૂત, તને ધન્ય છે તુ ખરેખરો ક્ષત્રી વંશનો છે હું ઘણા વર્ષ થયાં કોઇ શૂરા રજપૂતને શોધુંછું, પણ અત્યાર સુધી તેવો મને જડ્યો નહતો. હમણા મારી ખાતરી થાયછે કે જેવો મારે જોઇએછે તેવો જ તુ છે તુ મને હજી ઓળખતો નથી. આટલી વારમાં તારી ખાતરી તો થઈ હશે કે હું કાંઇ આ લોકની સ્ત્રી નથી. હું અંબાભવાનીની એક જોગણી છું. હુ એક શક્તિ છું પણ માનવીઓનો સંસાર કેવો છે, તથા એ સંસારમાં કેવું તથા કેટલું સુખ ભોગવવાનું છે તે જાણવા સારૂ તથા ચાખવા સારૂ હું પૃથ્વી ઉપર ઘણી મુદ્દત થયાં ફર્યા કરૂંછું. મારે કોઇ વર વરવાની ઇચ્છા છે, અને તારા જેવો મને ધણી મળે તો હું ઘણો સંતોષ પામું. માટે હું તારા ઉપર પ્રસન્ન થઇ છું, અને તારે ઘેર આવી તારી પરણેલી સ્ત્રી તરીકે રહેવાને ખૂશી છું. માટે મારી વિનંતી કબુલ રાખી મારી સાથે હમણાં જ લગ્ન કર, એટલે હું તને કશી વાતે ખોટ પડવા દઇશ નહિ, તથા બધી રીતે તને સુખી કરીશ."

તે રજપૂત, શક્તિની આ સઘળી વાત સાભળીને ઘણો હરખાયો, તથા જ્યારે લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે મ્હોડું ધોવા જવુ એ મુર્ખાઇનું કામ એમ ધારી તે તેને પગે પડ્યો, અને મોટા હર્ષની સાથે તેણે તેનો હાથ પકડ્યો. તેણે જાણ્યું કે હવે ખરેખરો મારા ભાગ્યનો ઉદય થયો; હવે મારા ઉપર પરમેશ્વર રાજી થયા; હવે મારૂં ધારેલું કામ પાર પડશે; અને હવે મને કોઇ રીતે દુઃખ થશે નહિ. રજપૂત તથા શક્તિ બંને ઉતારે ગયાં. અને પછી તે પોતાને વાસ્તે એક મોટું ઘર ભાડે રાખવા શેહેરમા ફરવા ગયો.

કેટલીએક પુછપરછ કીધા પછી તેણે એક સારો મેહેલ શોધી કાઢયો, ત્યાં તે તથા શક્તિ તે જ દહાડે જઇ રહ્યાં.

હજુ સુધી શક્તિએ તેના પતિની તેની આગલી કાઇપણ વાત પુછી નહતી તેના ચેહેરા ઉપરથી, તેના બોલવા ઉપરથી, તથા તેની હિમ્મત અને બીજા રજપૂત નામને યોગ્ય એવા ગુણો ઉપરથી, તેના સમજવામા આવ્યું હતુ કે તે કોઇ સાધારણ માણસ નહિ, પણ કોઇ રાજવંશી હોવો જોઇએ. પણ તેના માબાપ કોણ તથા કેવાં છે, તે જીવે છે કે મરી ગયા છે, તેને પોતાનો દેશ શા સારૂ છોડવો પડયો, તથા પાટણમા આવી તેણે શુ કરવા ધાર્યું છે, એ સઘળી વાતથી વાકેફ થવાને તે ઘણી આતુર હતી. જ્યારે રાત પડી, અને બંને વાળુ કરી નિરાંતે એકઠાં બેઠા ત્યારે ઉપલી સઘળી વાત તેની પાસેથી કઢાવવાનો પ્રસંગ આવ્યો.

શક્તિ—હુ કોણ છું, અને તમને વરવાની મારી શી મતલબ છે, એ સઘળુ મેં તમને કહી સભળાવ્યું છે; પણ તેની સાથે તમે કોણ છો તે વિષે મે કાંઈ તજવીજ કીધી નથી. વગર તપાસે મેં તમારી સાથે લગ્ન કીધું છે, માટે તમારી અવસ્થા જાણવાની મારી જીજ્ઞાસા પુરી પાડો. હું તમને જેવા ગણુછું તેવાજ તમે તમારી હકીકત ઉપરથી નિકળી આવશો એવો મને પક્કો ભરોસો છે, માટે તમારી હકીકત માડીને કહો, એટલે જણાશે કે મારી કીધેલી અટકળ ખોટી નથી.

રજપૂત—અગર જો તું મને વગર ઓળખાણે પરણેલી છે, (મારાથી તુ કહેવાય છે માટે ક્ષમા કરજે—જો, કેમકે હવે આપણો ધણી ધણિયાણીનો સંબંધ થયો છે એટલે લોકાચાર પ્રમાણે મારે તમારી સાથે બોલતાં "તુ" શબ્દ વાપરવો જોઇએ) તે મારી રીતભાત, ગુણ, સ્વભાવ, રૂપ, રગ વગેરેથી અનુમાન તો કીધુ હશે કે હું કોઇ હલકો માણસ નથી, તોપણ મારી વાત સવિસ્તર કહેવાથી તારી વધારે ખાતરી થશે, અને તુ મને વગર પુછપરછે પરણી તે બાબતનો તને કદી પસ્તાવો કરવો પડશે નહિ પેહેલા તો મારૂં નામ હુરપાળ છે. મારો બાપ કચ્છ દેશના કિરતીગઢનો રાજા કેસર નામે હતો; અને મારી મા આ ગૂજરાત દેશના કરણ વાઘેલા રાજાની માની બેહેન હતી. એ ઉપરથી તને હવે નક્કી થયુ હશે કે મારૂ કુળ નીચું નથી. હું રાજાનો છોકરો છું અને કરણ રાજાનો માશીનો દીકરો-ભાઇ થાઊંછું; પણ એટલા જ ઉપરથી હુ કાંઈ

આખરૂ માનતો નથી. રાજાનો છોકરો તો કોઈ મૂઢ પણ હોય, અને કુંભારણની માશીનો છોકરો કોઇ કાયર, અધમ પુરૂષ પણ હોય. હું મારા દાદાની વાતથી શરૂ કરી મારા બાપની હકીકત કહી સંભળાવીશ, અને તેઓએ કેવાં પરાક્રમ કીધાં છે તે તને બતાવીશ. હજી મારી ઉમર નાની છે અને મારૂં શરાતન દેખાડવાનો વખત આવ્યો નથી, તથા કાંઇ પરાક્રમ કરી નામ મેળવવાનો હજી પ્રસંગ પડ્યો નથી; તો પણ મને નક્કી છે કે સિંહનાં બચ્ચાં તે સિંહ જેવાંજ નિવડે, કેહેવત છે કે "મોરનાં ઈંડાં ચિતરવાં ન પડે." માટે જ્યારે વખત આવશે ત્યારે હું પણ મોટું નામ મેળવી મારા બાપદાદાના નામને વધારે તેજ આપીશ. બાપ કરતા બેટા સવાઇ ન નિકળ્યું તો મારૂં નામ હરપાળ નહિ. હવે હું મારૂં ટાહેલું ચલાવું છું. મારો દાદો નામે વેહિયાસ કચ્છમાં કિરંગતીગટમાં રાજ્ય કરતો હતો. તે રાજ્ય તેના બાપદાદાથી તેને ઉતરેલું હતું, અને તેઓ મકવાણા કહેવાતા હતા. જ્યારે મારા દાદાનો અંતકાળ પાસે આવ્યો ત્યારે તેનો જીવ કેમે કર્યો જાય નહિ. તેનાં છોકરા તથા સગાંવહાલાંએ ઘણીક બાધા લીધી, તથા કેટલાંએક વ્રત કરવાનું વચન આપ્યું, પણ કાંઇ વળ્યું નહિ. ત્યારે તેના છોકરા કેસરે તેને પુછ્યું 'બાપા, તમારો આત્મા તમારો દેહ શા માટે છોડતો નથી? તમારા મનમાં જે હોય તે મને કહી દો, અને હું જો તમારા પેટનો હોઈશ તો ગમે તેમ કરી તમારી મરતી વખતની આજ્ઞા બજાવીશ." ત્યારે વેહિયાસે જવાબ દીધો: "સામૈયું કરીને એક શેહેર છે, તેમાં મારો કટ્ટો શત્રુ હમીર સુમરો રાજ્ય કરે છે. જો તેની ઘોડારમાંથી તેના સવાસો ઘોડા લઇ આવી મારો ત્રયોદશાને દિવસે ભાટ લોકોને બક્ષીસ કરવાનું વચન આપો તો જ મારો જીવ જાય." તે વખતે વેહિયાસના ભાઇઓ તથા બત્રીજા તેની આસપાસ ઉભા હતા, પણ તેઓમાંથી કોઈએ જવાબ આપ્યો નહિ. તે વેળા કેસરની વય કાચી હતી તોપણ તે મેદાન પડ્યો, અને આગળ આવી પોતાના બાપના હાથમાં પાણી મુક્યું, અને વચન આપ્યું કે હું તમારી આજ્ઞા પાળીશ. આ વાત સાંભળતાં જ વેહિયાસ દેવલોક પામ્યો. જ્યારે ત્રયોદશાનો દહાડો પાસે આવ્યો ત્યારે કેસરે પોતાના બાપનો શોક મુકી દીધો; પાઘડી બાંધી; અને પોતાનાં સગાંને સામૈયું નગરની સામા લડવા જવાને બોલાવ્યાં; પણ કોઈ આવ્યું નહિ. કેટલા-

એક બોલ્યા કે તારા જેવા આજકાલના છોકરા સાથે જાણી જોઇને મરવા કોણ આવવાનું છે? જ્યારે સઘળાઓએ એ પ્રમાણે ના કહી ત્યારે કેસર જરા પણ નાહિમ્મત થયો નહિ. તેણે પોતાના જ સામર્થ્ય ઉપર વિશ્વાસ રાખ્યો; કહેવત છે કે "આપ સમાન બળ નહિ, અને મેઘ સમાન જળ નહિ." તેના હાથ એટલા તો લાંબા હતા કે તે તેના ઘુંટણની નીચે પહોંચતા; તે સવામણ વજનનો ભાલો એક હાથે પકડતો; તે ધનુષ્ય બાણ નિરંતર બાંધી જ રાખતો, અને તેનો બેસવાનો ઘોડો વિષ્ણુના ગરૂડ જેવો હતો. તેણે સામૈયુ ઉપર ચઢાઇ કીધી, અને ત્યાંથી સવાસો ઘોડા લઇ આવ્યો, અને પોતાના બાપના તેરમાને દહાડે ભાટોને આપી પોતાનો બોલ પાળ્યો. આ પરાક્રમ કીધા પછી કેસરે રાજ્યજોશીને બોલવી મંગાવ્યા, અને પોતાનુ આવર્દા પુછ્યું. જોશીએ તેની જન્મોત્રી તપાસી ઘણી દિલગીરીથી કહ્યું કે તમારૂં આયુષ્ય ટુંકું છે. આ સાંભળી કેસર બોલ્યો કે જો હું મારા ઘરના ખુણામા મરી જઇશ તો મને કોઇ ઓળખશે નહિ, પણ જો હું યુદ્ધમાં પડીશ તો મારૂં નામ પ્રસિદ્ધ થશે. એવુ વિચારી તેણે ફરીથી સામૈયુ ઉપર ચઢાઈ કીધી, અને મેની નદી આગળ હમીરનાં સાત સેં ઊંટ ચરતાં હતાં તે સઘળાને તે લઇ ગયો, અને કિરંતીગઢના ભાટોને વેંહેંચી આપ્યા. આટલું આટલું કીધા છતાં પણ હમીરને કાંઇ ગુસ્સો લાગ્યો નહિ, તથા તેણે વેર લેવાને કેસર ઉપર લશ્કર મોકલ્યું નહિ. જ્યારે તે આ સઘળુ અપમાન ધીરજથી ખમી રહ્યો, અને 'ધોલ મારી તો ધુળ ઉડી ગઈ,' એમ માન્યું, ત્યારે કેસર ત્રીજીવાર લડવાને નિકળ્યો. જે દહાડે તે સામૈયુ નગર આગળ પોંહોંચ્યો તે દહાડો દશેરાનો હતો માટે હમીરની વહુ તથા છોકરી રથમા બેસી એશઆરામ કરવાને બાગમાં જતી હતી. કેસર તે બાગમાં પેસી તેઓને ખેંચી ગયો, અને તેઓની સાથે સવાસો સુમરી સ્ત્રીઓને પણ તે લઇ ગયો. હવે હમીર જાગ્યો, અને તેણે કિરંતીગઢમાં પોતાના પ્રધાનને મોકલ્યો. એ પ્રધાને આવી કેસરને કહ્યું કે જે સ્ત્રીઓને તમે લઇ આવ્યા તે સઘળી હમીર રાજાની વહુ તથા બેન છે. અને હમણા તેઓ તમારે ઘેર આવેલા છે, માટે જેમ પીહેરથી સાસરે વળાવેલી સ્ત્રીઓને પૈસા, લુગડાં સાથે મોકલવામાં આવે છે તેમ તમારે પણ તેઓને તે પ્રમાણે વળાવવાં જોઇએ. પ્રધાનનુ આ બોલવું સાંભળીને કેસર ખડખડ હસ્યો, અને બોલ્યો કે એ સ્ત્રીઓ તો હવે અમારી

મિલકત થઈ ચુકી, માટે તેમને પાછી આપવામાં આવશે નહિ. એ સઘળી તો હવે મારી ધણિયાણી થઇ. આ જવાબ લઇને પ્રધાન સામૈયુ ગયો. પછી કેસરના જેટલા સગા કિરંતીગટમાં હતા તેઓ સઘળાને તેણે તેડાવ્યા, અને એકેકને એક સુમરી સ્ત્રી આપી દીધી. પોતાને વાસ્તે તેણે ચાર રાખી, અને બીજી ઘણી તેની રાણી હતી તેમાં હમેશ કીધો. એ પ્રમાણે દશ બાર વર્ષ વહી ગયાં, પણ લડાઈ બંધ પડી નહિ. એટલા વખતમાં તેને તથા તેના પિત્રાઇને સુમરી સ્ત્રીઓને પેટે અઢાર દીકરા જન્મ્યા. કેસરને ફરી લડાઈ કરવાનું મન થઇ આવ્યું, ત્યારે તેણે હમીરને કેહેણ મોકલ્યું. અત્યાર સુધી જ્યારે જ્યારે કેસર હમીરને કેહેતો કે, આવ, પડોસી લડીએ,' ત્યારે હમીર જવાબ દેતો કે 'લડે મારી બલા,' પણ આ વખતે તો તેણે કેસરને કેહેવડાવ્યું કે તારી સાથે યુદ્ધ કરવા આવવાનું મને ઘણું મન થાય છે, પણ કિરંતીગઢના રાજ્યમાં ખાર સિવાય બીજું કાંઈ નથી, ત્યારે ત્યાં આવ્યા પછી મારા લશ્કરને ખાવાનું ક્યાંથી મળે એ મને મોટી ફિકર છે. આવું કેહેણ જ્યારે હમીરે મોકલ્યું ત્યારે તેના જવાબમાં કેસરે કેહેવડાવ્યું કે તું મારા રાજ્યમાં આવશે તો તારા લશ્કરના ખોરાકને વાસ્તે હું એક હજાર વીઘા જમીનમાં ઘઊં રોપાવીશ. પછી હમીર એક મોટું લશ્કર લઇ કિરંતીગઢ તરફ આવ્યો, અને તેની તથા કેસર વચ્ચે ઘણી લડાઈ થઈ. ઘણા રજપૂતોના પ્રાણ ગયા, અને ઘણીએક રીતે આખા રાજ્યની ખરાબી થઈ. આખરે એક મોટી લડાઇ થઇ તેમાં કેસર પોતે, તથા મારા સિવાય તેના સઘળા છોકરા માર્યા ગયા. મારા કાકા તથા પિત્રાઈ ભાઇઓ સઘળા રણસંગ્રામમાં પડ્યા. કિરંતીગઢને હમીરે બાળી જમીનદોસ્ત કરી નાખ્યું; અને સુમરી રજપૂતાણીઓ પોતાના સ્વામીઓની સાથે ચિતામાં બળી મુઇ. એ પ્રમાણે મારા કુટુંબનો નાશ થયો; એ પ્રમાણે અમારૂં નસંતાન ગયું; એ પ્રમાણે અમારૂં રાજ્ય ધુળધાણી મળી ગયું; અને એ પ્રમાણે સઘળાનો અત આવ્યો. હવે હુંજ માત્ર જીવતો રહ્યો તે એકલો શુ કરૂં માટે મેં આણીગમ તેણીગમ ફર્યા કીધું, પણ કોઈ રાજાએ મારો પક્ષ ધર્યો નહિ. મેં કોઇ બીજા રાજાની પાસે જઈ ત્યાં મોટાં પરાક્રમ કરી નામ કરવાનો નિશ્ચય કર્યો, અને ગૂજરાતનો કરણ રાજા મારી માશીનો દીકરો થાય છે એમ જાણીને તેને મળવાને થોડા દહાડા ઉપર હું પાટણ શેહેરમાં આવ્યો. ઇહાં આવતાંજ

ને બાબરાભૂતની વાત સાભળી વિચાર કીધો કે બાબરાભૂતને શેહેરમાંથી કાઢીશ તો રાજા મારા ઉપર ઘણો પ્રસન્ન થશે, અને આખા શેહેરમાં બલકે આખા ગૂજરાતમા મારી પ્રતિષ્ટા વધશે, પછી હું તેને મારૂ સગપણ જ-ણાવીશ, અને હું સુખેથી ઇહા રહીશ. હું નાનો હતો ત્યારે ભૂત કાઢવાનો એક મત્ર શિખેલો હતો, અને તે વડે મેં ઘણાએક કાઢ્યાં પણ હતાં, પણ આ બાબરો ભૂત ઘણો બળવાન છે એમ જાણી તે મંત્ર ફરીથી સાધવાને હું ગઇ રાત્રે સ્મશાનમાં ગયો, ત્યાં મુંડદા ઉપર બેસી જપ કીધો; હજારો ભૂત, પિશાચ, વત્રી વગેરે મલીન પ્રાણીઓએ મને બીહીવડાવ્યો, તોપણ મેં મારૂં કામ કરી લીધું. પછી ત્યાંથી પાછા આવતા તારો મેળાપ થયો, અને તેનુ પરિણામ એ થયું કે આપણે બે આ ઠેકાણે પાસે પાસે બેઠાં છીએ હવે જ્યારે ફુલારાણીને ભૂત આવશે ત્યારે હું કોઇ ભુવાનો વેશ લઇ કરણના મેહેલમાં જઇશ, અને ઇશ્વર કૃપાથી તથા તારી મદદથી બાબરા ભૂતનું કાસળ કાઢીશ.

શક્તિ–તમારી સઘળી હકીકત જાણી મને ઘણો આનંદ થયો, અને મને પક્કી ખાતરી થઇ કે તમને જેવા મેં ધાર્યા હતા તેવા જ છો. મેં જે તમારી સાથે સબધ કીધો છે તેથી હું હવે જરાપણ પસ્તાવાની નથી. તમારૂં ધારેલું કામ પાર પડશે; તમે બાબરા ભૂતને જીતશો; એમાં હિમ્મતનું માત્ર કામ છે. પણ હું તમને એક શિખામણ દઉં છું તે ખૂબ યાદ રાખજો. તે તમને ઘણી કામ લાગશે, અને જો તે નહિ માનો તો કદાપિ તમારો મંત્ર છતાં પણ તમારો જીવ જશે. તે શિખામણ એ છે કે જો બાબરો ભૂત તમારી સાથે બહાર નિકળી લડવા આવે તો તુરત તેની ચોટલી પકડી લેજો, એટલે તેનુ જોર કાંઇ ચાલશે નહિ, અને તે તમને તુરત વશ થશે.

બીજે દહાડે સવારે તેઓ ઉઠયાં, અને રસોઈ કરી બંનેએ મિષ્ટાન્ન લીધાં, પછી તેઓ બેઠાં હતાં એટલામાં શેહેરમા બૂમ ચાલી કે ફુલારા-ણીને બાબરો ભૂત વળગ્યો છે, અને તે ઘણુ તોફાન કરે છે. હરપાળ એ સાંભળીને તુરત ઉઠયો, અને એક હિંદુસ્તાની માણસના જેવો પોશાક પેહેરી રાજમહેલમાં જવા નિકળ્યો. શક્તિએ તેને આશીર્વાદ દીધો, અને ચોટલી પકડવાની વાત તેને ફરીથી યાદ દેવડાવી. કરણના મેહેલમાં કોઇપણ ભુવાને જવાને કાંઈ હરકત પડતી નહતી, તેથી હરપાળ વગર અડચણે મોહેના મેહેલમાં દાખલ થયો, અને જે ઓરડામાં કરણ બેઠો હતો ત્યાં જઈ તેણે

રાજાને જુહાર કીધો. કરણે તેને તેનું નામ, ઠામ ને કામ પુછતાં જ તે બોલ્યો: "મહારાજ, હું લખનોર શેહેરનો ભુવો છું. હું સઘળા જંત્રમંત્રમા પ્રવીણ છું. હું મારણ, મોહન, વશીકરણ, ઉચ્ચાટન, સ્તભન, આકર્ષણ, વગેરે ઘણીએક મેલી વિદ્યામાં કુશળ છું. હું બદ્રિકેદારનાથથી તે સેતુબંધ રામેશ્વર સુધી અને દ્વારિકાથી તે જગન્નાથપુરી સુધી સઘળા ભરતખંડમા ફરી આવ્યો છું. મેં આખી પૃથિવીના મુખ્ય મુખ્ય જાદુગરો તથા ભુવાઓ સાથે મેળાપ કીધેલો છે, અને તેઓ સઘળાના મંત્ર હું જાણુંછું. પણ તેટલાથી હું સતોષ પામ્યો નથી. સઘળે ઠેકાણે પ્રવાસ કીધા પછી હું છેક પૂર્વમાં કામરૂદેશના સ્ત્રીઆ રાજ્યમાં જઇ પહોચ્યો. ત્યા મને ત્યાની રાણીએ રાખ્યો. દહાડે પોપટ અને રાત્રે પુરૂષને આકારે રાણી સાથે ત્રણ વર્ષ રહ્યો અને ત્યાથી સર્વોત્કૃષ્ટ મંત્રશાસ્ત્ર શિખી લાવ્યો. હું ત્યાથી છળ ભેદ કરી નાસી આવ્યો, અને આપના રાજ્યમા ફરતો હતો એટલે મેં બાબરા ભૂતની વાત સાંભળી. ગૂજરાત સરખા મોટા રાજ્યમાં એવો એક ભૂત કાઢનાર કોઈ ઇલમી આટલા દાહાડા થયાં મળતો નથી તે જોઇને મને ઘણુ આશ્ચર્ય લાગ્યું, અને તમારા, તમારી ફુલારાણી, તથા નગરના સઘળા રેહેવાસી ઉપર ઘણી દયા આવી. હું ઇહાં આવ્યો, અને ભૂતનો નાશ કરવાને હું આપની હજૂરમા આવ્યો છું, માટે મને મારી વિદ્યા અજમાવવા દેશો તો હું એક પલકમાં તે ભૂતની નસલ કાઢીશ."

કરણ આ જાદુગરની વાત સાંભળીને દિંગ થયો, અને અત્યારસુધી કોઈ આવો ભુવો આવ્યો નથી, તથા તે બાબરાભૂતને કાઢશે જ એમ જાણીને તેણે તેનું સન્માન કીધુ, અને તેને ફુલારાણીના ઓરડામાં લઈ જવાને ચાકરોને હુકમ કીધો. હરપાળ ત્યાં ગયો, ને જોયું તો આસરે સો બ્રાહ્મણો હારબંધ બેસી ચંડીપાઠના મંત્ર ભણતા હતા; બીજા ઓરડામાં ઘણાક હિંદુ તથા જૈન ભુવા, જતીઓ ધતરમતર કરતા હતા; પણ તેઓમાંથી કોઇની ફુલારાણીના ઓરડામાં જવાની છાતી ચાલતી ન હતી. હરપાળને જોઇ સઘળાઓએ પોતપોતાનુ કામ મુકી દીધું. અને કોઇ મોટો ઇલમી હિંદુસ્તાનથી આવ્યો છે તે એજ છે એમ જાણી તે શુ કરે છે તે જોવા તેની પાસે તે સઘળા આવી ઉભા રહ્યા. હરપાળે ઘણી હિમ્મત ધરી ફુલારાણીના ઓરડાના કમાડ ઉઘડાવી નાખ્યાં, અને માહે જોયું તો તેને ખાટલા ઉપર બેઠેલી દીઠી તેની આખ લાલ હિંગળોક વર્ણી

હતી, તથા તે એવી સ્થિર એકી નજરે જોયાં કરતી હતી કે તેનાં પોપચાંનો પણ પલકારો થતો નહતો. તેનું મ્હોડું ફિક્કું અને બીહામણું થઇ ગયું હતું, અને તેનું રૂપ એવું તો ઉગ્ર દેખાતું હતું કે આ વખતે તે શક્તિ દેવીના જેવી લાગતી હતી. તેની કાંતિ ઘણીજ નાજુક હતી, તથા તેની વય આસરે વીશેક વર્ષની હશે એમ અટકળથી લાગતું હતું. આવી રીતે તેને બેઠેલી જોઇ હરપાળને હિમ્મત આવી, અને તેણે થોડાક અડદના દાણા હાથમાં લઇ મત્ર ભણી તેના ઉપર છાંટયા. જેવા તે દાણા ફુલારાણી ઉપર પડ્યા કે તેજ વખતે તેમાં ભરાયલો ભૂત જાગૃત થયો, અને એક છલંગ મારી એવા જોરથી તે ભોંય ઉપર પડ્યો કે સઘળી જમીન ધ્રુજી ગઇ. તેની સાથે તેણે એવી તો મોટી ચીસ પાડી કે તેથી આખો મેહેલ ગાજી રહ્યો, અને શેહેરના પણ ઘણાએક ભાગમાં તે સંભળાઇ. હવે વખત બારીક આવ્યો. બાબરો ભૂત (હવે આપણે ફુલારાણીને એ નામથી લખીશું) હરપાળની સન્મુખ આવી ઉભો રહ્યો, અને તેને પકડવાનું કીધું એટલે તેણે બીજા દાણા મંત્રીને તેના ઉપર નાખ્યા. આ વખતે તે પાછો તો ખસ્યો, પણ તેણે પોતાનું ખરેખરૂં વિક્રાળ સ્વરૂપ પ્રકાશ્યું. બીજા આસપાસ ઉભા રહેલા લોકો ભૂતનું આ રૂપ જોઇને નાઠા. હરપાળ એકલો ઉભો રહ્યો, અને મોટે અવાજે તેને પુછ્યું "તુ કોણ છે, અને તું શા કારણ સારૂ અણહિલપુરના રહેવાસીઓને, તેના રાજાને, તથા રાણીને આટલો બધો ઉપદ્રવ કરે છે?" આ સાંભળી બાબરો ખડખડ હસવા લાગ્યો, અને એક મોટી ગર્જના કરી બોલ્યો: "સાંભળ રે માનવી, હું કોણ હતો તે મેં હજુ સુધી કોઇને કહ્યું નથી, તથા કોઇને કહેવાનો મારો વિચાર નથી, તોપણ તુ કોઇ મોટો ઇલમી જણાય છે, માટે તારી આગળ હું કહુ છું. તુ કોઇ પરદેશી જેવો જણાય છે, માટે તારી આગળ હું સઘળી વાત યથાસ્થિત કહીશ, અને પછી તું ન્યાય કરજે કે હું જે કરૂં છું તે વાજબી કે ગેરવાજબી છે. હું મારા પાછલા ભવમાં **નાગર** હતો; અને મારો ભાઇ **માધવ** આ દુષ્ટ, ચંડાળ, કૃતઘ્ની રાજાનો પ્રધાન હતો મારી ભાભીને એ પાપી રાજા બળાત્કારે લઇ ગયો, અને તેનો બચાવ કરવામાં મારો પ્રાણ ગયો. મારી સાથે મારી સ્ત્રી સતી થઇને બળી મુઇ, તેથી અમારી અમદ્દગતી તો થાય જ નહિ; પણ વેર વાળવાને મેં **યમ** રાજાની આજ્ઞા લઈ ભૂતનું રૂપ ધારણ કીધું; અને રાજાની માનિતી રા-

ણીને વળગ્યો છું. રૈયતને દુઃખ તે રાજાને જ સમજવું એમ જાણી હું તેઓને પણ પીડુ છું, અને જ્યારે મારૂં વેર તૃપ્ત થશે ત્યારે હું મારી મેળે જ આ મારા દેહનો ત્યાગ કરીશ, અને કૈલાસ લોકમાં વાસો કરીશ."

હુરપાળે આ સઘળી વાત સાંભળી લીધી, અને ભૂતનું કામ વાજબી છે એમ તેને જણાયું, પણ તે વાજબી કે ગેરવાજબી ગમે તેવું હોય તો પણ તેને કાઢવામાં તેનો સ્વાર્થ રહેલો હતો તેથી તે બોલ્યો: "અલ્યા બાબરા, હવે બસ થયું; હવે આ રાણીનો તથા આ શેહેરના લોકોનો કેડો છોડ, અને તું તારે ઠેકાણે જા; જો ભલમનસાઇથી નહિ માને તો બળાત્કારે હું તને કાઢીશ, માટે આબરૂથી જા." પણ હુરપાળની વાત બાબરાએ ગણકારી નહિ. તે પાછો નાચવા, કુદવા, તથા બરાડા પાડવા લાગ્યો હુરપાળે ત્રી-જીવાર અડદના દાણા મત્રીને તેના ઉપર નાખ્યા એટલે તે પાછો ગાડો થયો, અને ઘણા જુસ્સાથી આવી તેણે તેનું ગળુ દાબ્યું. બને જણા ભોંય ઉપર પડ્યા; ત્યા શોરબકોર થઇ રહ્યો; તેઓ બંને જમીન ઉપર ગબડ્યા; અને વખતે એક ઉપર અને વખતે બીજો ઉપર એમ ઉથલ પાથલ થવા માંડી. આટલી વાર સુધી તો બાબરો રમત કરતો હતો, તેણે તેનું પૂરૂં જોર અજમાવ્યું નહતુ. પણ હવે જ્યારે મારામારી ઉપર વાત આવી, અને લડાઇ બંધ કરવાને ઘણું સમજાવ્યા છતાં હુરપાળે માન્યું નહિ, ત્યારે બાબરો ઉભો થયો, તેણે હુરપાળને પોતાના એક હાથમાં ઊંચકી લીધો, અને તેને ભોંય ઉપર પછાડી મારી નાખવાની ધમકી આપી. હુરપાળ કાંઇ બીધો નહિ તે હવામા ઊંચો ઉછળ્યો, અને ભોય ઉપર પછડાવાની તૈયારીમાં હતો એટલે તેણે ચાલાકીથી તેનો હાથ પકડી લીધો, અને તેના શરીરને બાથ ભીડી દીધી. હવે બાબરાએ તેનું ગળું પકડયું, અને તેને એવા જોરથી દાબ્યું કે તેનો પ્રાણ તત્કાળ નીકળી જાત, પણ આ વખતે તેને શક્તિની શિ-ખામણ યાદ આવી, અને તેણે મહા મેહેનતે એક છલંગ મારી બાબરા ભૂતની ચોટલી જોરથી હાથમાં પકડી લીધી. તેજ ક્ષણે બાબરો નરમ ઘેંસ થઇ ગયો; વાઘનો એકદમ બકરી થઇ ગયો; તે એક ગરીબ ગાયની પેઠે ઉભો રહ્યો. 'છોડ ચોટલી' એટલુંજ તેનાથી બોલી શકાયું. હુરપાળને હવે જીવમા જીવ આવ્યો, અને બાબરો અંતે જીતાયો એ જોઇને તેના હૈયામાં હર્ષ માયો નહિ બાબરા સામું જોઇ તે બોલ્યો. "હવે નિકળો બચ્ચા, હવે ખરેખરા દાવમાં આવ્યા છો; હવે સપડાઇ ગયા છો, માટે શરણુ થાઓ."

બાબરો છેક લાચાર થયો, અને દેશ છોડી જતા રહેવાનું કબૂલ કીધું; પણ હરપાળની મરજી તેને ગુલામ કરી લેવાની હતી માટે તે બોલ્યો કે જો મારા સઘળાં કામમા મારે જ્યારે તારી સહાયતા જોઇએ ને વખતે તુરત હાજર થઇ મને સહાય થવાનુ વચન આપે તોજ હું તને જવા દેઊં. બાબરાએ એ શરત કબુલ કીધી, પણ તેના બદલામા તેણે પણ તેની સાથે એવી શરત કીધી કે જ્યારે તુ મને કાંઈ કામ સોંપશે નહિ ત્યારે હું તને ખાઇ જઇશ. હરપાળે કહ્યુ, 'કબૂલ.' પછી તેણે એક સીસો મગાવી તેમા ઉતરવાનું બાબરાને કહ્યું. હવે તે છેક નિરાશ થઇ ગયો હતો, તથા તેનું કાંઈ ચલણ રહ્યું નહતુ, તેથી તે સીસામા ઉતર્યો. પછી તેને બધ કરી તે ઉપર લાખ ચોઢી મંત્ર ભણીને છાપ મારી, અને તે સીસો લઈ કરણ રાજાની આગળ આવી ઉભો રહ્યો અત્યાર સુધી જે જે હકીકત બની હતી તે સઘળીથી કરણ વાકેફ થયો હતો, અને તેનો હર્ષ ઉભરાઇ જતો હતો; તે હરપાળને પગે પડયો, અને તે જેટલા રૂપિયા માગે તેટલાં આપવાનું તેણે કબૂલ કીધું.

હવે હરપાળને બોલવાનો વખત આવ્યો. તે હાથ જોડી રાજા આગળ ઉભો રહ્યો, અને પોતાની સઘળી વાત તેણે અથથી ઇતિ સુધી કહી. આ વાત સાંભળીને કરણને ઘણું આશ્ચર્ય લાગ્યું; અને કેટલીએક વાર સુધી તો તેણે તે સાચી માની નહિ. જ્યારે હરપાળે કસમ ખાઇને તેની ખાતરી કીધી ત્યારે કરણને ઘણો જ આનદ થયો, અને આંખમાં હર્ષનાં આંસુ લાવી તેને ભેટી પડયો. મેહેલમાં સઘળે તે વાત પથરાઇ, અને ત્યાંથી સઘળા સમાચાર શેહેરમા ફેલાયા. ઘેરે ઘેર આનદ થઇ રહ્યો; અને કરણના માશીના દીકરા હરપાળે બાબરા ભૂતને શેહેર બાહાર કાઢયો તેથી લોકો ઘણા ખૂશ થયા. એક મોટી સવારી કાઢી સીસાને આખા શેહેરમા ફેરવ્યો, અને તેને ગૂજરાતની સરહદ બાહાર મોકલાવી દીધો. પછી કરણે હરપાળને એક મોટો સરપાવ આપ્યો; તેને પોતાના દરબારમાં સામત કરી ઠેરવ્યો, અને પોતાની સાથે મેહેલમાં તેને રાખવાનો ઘણો આગ્રહ કીધો. પણ હરપાળે પોતાની નવી સ્ત્રીની સાથે જુદા ઘરમાં રેહેવાની ખૂશી જણાવી તે ઉપરથી રાજાનો એક બીજો મેહેલ શેહેરમાં હતો તે તેને સ્વાધીન કીધો; અને તેને ઘણી ધામધુમ સાથે તેના નવા ઘરમા વસ્તય કીધો.

# પ્રકરણ ૮ મું.

**બાબરા** ભૂતના ત્રાસથી તથા ઉપદ્રવથી કરણ રાજા, ફુલારાણી તથા રાજ્ય મેહેલના સઘળા લોકો, અને **પાટણ**ના સર્વ રેહેવાસીઓ છુટયા તેથી બેસતા વર્ષને દહાડે સઘળે આનંદ થઇ રહ્યો. ઘેરેઘેર ખરી દીવાળી તો તેજ દહાડે થઈ, અને લોકો ઘણા ઉમગથી સવારના પોહોરમાં એક બીજાને જુહાર કરવા, બોહોણી લેવા, તથા અન્યોન્ય ભેટ લેવા ઘણાં ઊંચા વસ્ત્ર પેહેરીને નિકળ્યા. તે વખતે પોતાના મેહેલમાં હરપાળ તથા **શક્તિ** દેવી ઉલ્લાસથી વાત કરતાં હતાં, રાજાના દરબારમાં જવાની તૈયારી કરવામાં પડયાં હતાં, તથા કરણ રાજા જો કાંઈ ઇનામ આપવાનું કહે તો શુ માગવુ તે વિષે ખાનગી ગોહઠી કરતાં હતાં

આસરે દોહોડ પોહોર દહાડે દરબાર ભરાવા લાગ્યું. દશેરાને દહાડે જેઓ મળ્યા હતા તેઓની સાથે આ વખતે પુરના મુખ્ય બ્યાપારીઓ તથા બીજા શ્રીમંત લોકો પણ દરબારમાં બિરાજેલા હતા. હરપાળ પણ ઘણા ભભકાદાર લુગડાં પેહેરીને આવ્યો તેને રાજાએ પોતાના જમણા હાથ તરફ પાસે બેસાડયો. જુહારનું તથા તે દહાડાનું બીજું કામ થઈ રહ્યા પછી કરણે હરપાળની તરફ જોયું, તેણે જે મહાભારત કામ કીધું તેને માટે તેનો શાબાશી સાથે ઉપકાર માન્યો, અને એ કામનો ઘટતો બદલો તો તે આપી સકે તેમ નહતુ તથાપિ જે કાંઇ તે માગે તે ઘણી ખૂશીથી તેને આપવાનું તેણે કબૂલ કીધુ. હરપાળે ઉઠી રાજાને સાષ્ટાગ દંડવત્ કીધા, અને હાથ જોડી એટલું જ માગી લીધુ કે એક રાતમાં જેટલાં ગામ ઉપર તોરણ બધાય તે સઘળાં મને ઇનામમાં આપવા.

હરપાળ એટલું જ માગશે એમ કરણને આશા નહતી; એથી વધારે ઇનામ માગી લેશે એમ તેને ફિકર હતી. પણ હમણા જ્યારે તેણે હરપાળની વિનતી સાભળી ત્યારે તે ઘણોજ ખૂશ થયો; અને એક રાતમાં તો ઘણાં જ થોડાં ગામો ઉપર તોરણ બંધાઇ સકાશે એમ ધારી તેણે તેની અરજ તુરત કબૂલ કીધી દરબાર બરખાસ્ત થયા પછી હરપાળ પોતાને ઘેર ગયો, અને જે સઘળું બન્યું હતુ તે પોતાની વહુને કહ્યું. હવે રાત્રે જેમ બને તેમ વધારે ગામો ઉપર તોરણ બાધી સકાય એવી ગોઠવણ

કરવાના કામને વાસ્તે એકલી શક્તિ દેવી બસ હતી. પણ માત્ર તેમનાથી જ તે કામ મનમાનતી રીતે થઈ સકશે એવો પાકો ભરોંસો હુરપાળને આવ્યો નહિ. થોડોએક વિચાર કીધા પછી તેને બાબરો ભૂત યાદ આવ્યો. જ્યારે જરૂર પડે ત્યારે તેને મદદ કરવાનું ભૂતે કબુલ કીધું હતું, અને વળી જો તેને કાંઈ કામ સોંપવામાં નહિ આવે તો તે તેને ખાઈ જશે એવી તેની સાથે શરત થઈ હતી તેથી બાબરાને એકદમ બોલાવી મગાવી તેને પણ શક્તિની સાથે શામેલ રાખવો એવો તેણે ઠરાવ કીધો. બાબરાનુ ધ્યાન ધરતાં જ તે તુરત હુરપાળ આગળ આવી ઉભો રહ્યો, અને તેની સઘળી વાત સાંભળી લીધી. એક તો તે હુરપાળને પૂરતી રીતે મદદ કરવાને બધાયલો હતો, અને બીજું તેને વધારે મદદ કરવાથી કરણનું નુકસાન વધારે થશે, અને તેથી તેના મનનું ધારેલું વેર કંઈક લેવાશે એ બન્ને વિચારથી તે ઘણો ખૂશ થયો, અને દીવા થતે પોતાની સાથે બીજા મદદગાર ભૂતોને લઈને હાજર થવાને વચન આપ્યું. કબૂલ કીધેલે વખતે સવાલાખ ભૂતને તેડીને આવ્યો, અને શક્તિદેવીને સાથે લઈ તેઓ સઘળાં તોરણ બાધવા નિકળ્યાં.

બીજે દહાડે સવારે કરણે પોતાના પ્રધાનને એક સાંઢણી આપીને કેટલાં ગામો ઉપર તોરણ બંધાયાં તેની તપાસ કરવાને મોકલ્યો. આગળ જતાં માલમ પડયું કે પેહેલું તોરણ પાટડી ઉપર રાત્રે નવ વાગતે બધાયું; પછી તેના તાબાનાં છસેં ગામો ઉપર તોરણ બધાયાં, અને સવારના ચાર વાગતા સુધીમાં કુલ બે હજાર ગામો ઉપર તોરણ બંધાયાં. પ્રધાન ઘણો ગભરાયો, અને ધાર્યું કે આ તો હુરપાળે ગજબ કર્યો. તેણે તે ગામોની એક ટીપ કીધી, અને કરણને આપી. એ ટીપ વાંચીને તેને જે ક્રોધ ચઢયો, તથા આશ્ચર્ય લાગ્યું તેનો વિચાર માત્ર કરી લેવો. બે હજાર ગામ ઈનામમાં આપવાં! શું બાબરા ભૂતને કાડવાને બે હજાર ગામનું ઈનામ? અરે કેશવને મારતાં બે કોડી પણ ખરચ થયો નથી, અને તેના મરી ગયા પછી તેના ભૂતને ગામ બહાર કાઢવાને આટલી મોટી બક્ષિશ કરવી? ગૂજરાતના કોઈ પણ રાજાએ આટલી મોટી જાગીર કોઈને આપી નથી. કોઈ પણ રાજાએ પોતાના પ્રાણ બચાવનારને પણ આટલું મોટું ઈનામ આપી દીધું નથી, તો આજે એક પ્રેતને શેહેર બાહાર હાંકી કાઢનારને મારે આટલું ઇનામ આપવું પડેછે? હું વચનથી બંધાયો છું; મે મારો કોલ આપ્યો છે; અને રાજાનું વચન

કદી પણ મિથ્યા થવું ન જોઇએ. વળી હુરપાળ મારી માશીનો દીકરો છે તેથી એને આપવાથી મને જરા સંતોષ થાય છે. હવે ગમે તેમ મન વાળવું. ખરૂં પુછો તો મારા દહાડાજ વાંકા બેઠા છે, અને મારા સઘળા ગ્રહોએ ગામ જવા માંડયું છે, અને મારી દુર્દશા થવાનો સમય પાસે આવતો જાયછે. હશે, વધારે વિચાર કરવાથી સારૂં ફળ નથી, માટે બક્ષિશનામા ઉપર સહી મોહોર કરી આપવાં.

તેજ દહાડે રાત્રે ફરણ જ્યારે ફુલારાણીના મેહેલમાં ગયો ત્યારે તેની ઉદાસ વૃત્તિ જોઇને રાણી ઘણી જ દિલગીર થઇ. ભૂતનો ઉપદ્રવ મટવાથી તે ઘણી જ ખૂશ થઇ હતી, અને આ રાત તેણે તેના ધણી સાથે આનંદમાં કાઢવાનો ઠરાવ કીધો હતો. પણ ફરણના મ્હોડાએ તેના ઉલ્લાસ ઉપર ટાઢું પાણી રેડયું. પોતાના સ્વામીની આટલી દિલગીરીનું શું કારણ છે તેની તજવીજ રાણીએ કરવા માંડી, પણ ઘણીએક વાર સુધી ફરણે તેની આગળ પોતાનું મન ખોલ્યું નહિ. પણ સ્ત્રીહઠ આગળ પુરૂષ ઘણીવાર લાચાર થઇ જાય છે તેમ ફરણ પણ આ વખતે થયો. તેને પોતાની મરજી ઉપરાંત તેની સ્ત્રી આગળ પોતાના ખેદનું ખરૂં કારણ બતાવવાની જરૂર પડી. ફુલાદેવી સઘળી વાત સાંભળીને ઘણું આશ્ચર્ય પામી, પણ રજપૂતાણી તેના ડહાપણ તથા સમયસૂચકતાને માટે પ્રસિદ્ધ છે. તેને એક ઉપાય તુરત સુઝયો, અને તે બોલી "મારા સ્વામી, તમે જરાપણ એ વિષે ફિકર રાખશો મા. હું હુરપાળની દૂરની સગી થાઊંછું; તે મને બેન કહેછે; માટે આવતી બળેવે જ્યારે તેને રાખડી બાંધીશ, ત્યારે તેમાંથી ઘણાંએક ગામ માંગી લઇશ." ફરણ આ તદબીર સાંભળીને હરખાયો તો ખરો, પણ તેને લાગલુંજ યાદ આવ્યું જે હુરપાળ તો કાલે સવારે પાટડી જાયછે, અને ત્યાંથી તે પાછો આવવાનો નથી. ફુલારાણીએ આ પણ તેની ચિંતા મટાડી. તેણે પોતાના ચાકરને બોલાવી પોતાનો રથ જોડાવી મંગાવ્યો, અને લુગડાં ઘરેણાં પેહેરી તેમાં બેસી હુરપાળના મેહેલમાં ગઇ.

હુરપાળ તે વખતે જાગતો હતો તેથી તેની મુલાકાત સેહેજ થઇ. માંહોમાંહે ખબરઅંતર પુછી, અને બાબરાભૂતને કાઢી તેને મહા વેદનામાથી ઉગારી તેને વાસ્તે તેનો ઘણો જ ઉપકાર માન્યો. આગળ વાતચિત કરતાં જ્યારે ફુલારાણીને જણાયું કે હુરપાળ બીજે દહાડે સવારે પોતાના ઇનામી ગામ ઉપર જનાર છે ત્યારે તે બોલી: "ભાઈ, તું તો જાય છે, પછી મારી

કોણ બરદાસ્ત લેશે? મારા માબાપ તો મરી ગયાછે તે તું જાણુંછે. આખા દરબતમાં મારો પોતિકો સગો તુંજ માત્રછે, માટે જ્યારે તું જઈશ ત્યારે તે તરફનું કામ કોણ કરશે? તથા તે તરફનો વહેવાર કોણ સાચવશે? માટે ભાઈ, જતા પહેલાં મારો કાંઈ બંદોબસ્ત કર, મારા ખરચને વાસ્તે કાંઈ કરતો જા." આ સઘળું સાંભળીને હરપાળ ઘણું ગુંચવાયો, પણ તે લાચાર; તે હવે શું કરી શકે? તેણે તેને પહેલાંથી બેન કહેલી એટલે હવે સગપણનો ઈનકાર પણ કેમ કરાય? અને તેનું વાજબી માગણું આપ્યા વિના કેમ જવાય? માટે ઉપકરણ કરીને ત્યાંથી ઉઠી એક કાગળ તથા લખવાનાં બીજાં સાધન લઈ આવ્યો, અને ભાલનાં પાંચસેં ગામ તેને લખી આપ્યાં. ફુલારાણી બક્ષિસનામું લઈને થોડીવાર બેસી વદાય થઈ, અને કરણને કાગળ આપ્યો.

બે હજાર ગામોમાંથી પાંચસેં પાછાં આવ્યાં એટલા ઉપરથી કાંઈક સંતોષ માનવા જેવું હતું ખરું, પણ પંદરસેં ગામો ગયાં તે કાંઈ થોડું નુકસાન નહતું. હવે બીજો કાંઈ ઉપાય નહતો તેથી તેણે જેમ તેમ મન વાળી ફુલારાણી સાથે તે રાત કાઢી. તે વખતે હરપાળ તથા શક્તિ ઘણાં ઊંડા વિચારમાં પડ્યાં હતાં. બાબરાભૂતને કાંઈ કામ સોંપવામાં ન આવે તો તે તેને ખાઈ જાય એવી તેણે શરત કીધી હતી, માટે પાટડી જતાં પહેલાં કાંઈ એવું કામ તેને આપવું કે તેનો પાર જ આવે નહિ. તે શું આપવું તે બાબત તેઓ વિચાર કરતાં હતાં. આખરે શક્તિને એક યુક્તિ સૂઝી. તેણે બાબરા ભૂતને બોલાવવાને હરપાળને કહ્યું. બાબરો તુરત હાજર થયો. તેને એક મોટો લાંબો વાંસ લાવવાને શક્તિએ હુકમ કીધો. ભૂત તેવો એક વાંસ તુરત લાવ્યો. તેને ભોંયમાં દટાવ્યો, અને તે ઉપર ચઢવું અને પાછા ઉતરવું, પાછું ચઢવું ને ઉતરવું એ પ્રમાણે કર્યા કરવાને તેણે ભૂતને હુકમ કીધો, અને ફરમાવ્યું કે જ્યારે એમ ચઢ ઉતરવું કામ પૂરૂં થાય ત્યારે બીજું કામ લેવાને મારી પાસે આવવું. એ પ્રમાણે બાબરાભૂતનો નિકાલ થયો.

એ વાત બન્યાને એક મહીનો વીતી ગયો. હવે કરણ છેક નવરો પડ્યો; હવે તેને કાંઈ અગત્યનું કામ કરવાનું રહ્યું નહિ, તેથી તેના મનનું જોર તેના શરીર ઉપર ચાલ્યું, અને તેની મનોવૃત્તિઓ સઘળી પ્રબળ થઈ. પોતાના રાજ્યની ટુંકી મુદ્દતમાં જે જે કામો તેણે કીધાં હતા તે ઉપર તે વિચાર કરવા લાગ્યો. હવે પસ્તાવાનો કીડો તેના કલેજામાં પેદા થયો, અને તેને ધીમે

ધીમે કોતરવા લાગ્યો. તેને ખાવું પીવું તથા બીજી કોઈ તરેહનો એશઆરામ જરાપણ ગમે નહિ; રાત્રીએ નિદ્રા આવે નહિ; અને જો થોડીવાર કોઈ ભાગી તુટી ઊંઘ આવે તો ઘણાએક ભયાનક સ્વપ્નાં આવી ઊંઘ તથા આરામનું ખંડન કરે. દસેરાની રાતની વત્રીઓ, તેઓને આપેલો કોલ, તેને દીધેલી શિખામણ, ગુણસુંદરીનો મરતી વખત પેહેલાનો દેખાવ, શેહેરના દરવાજા આગળ તેને તથા આખા રાજ્યને તેણે દીધેલો શાપ, તેની બળતી વખતની ચીસ તેના સાંભળ્યામાં આવી એવી કલ્પના, કેશવ બાબરો ભૂત થઈ ફુલારાણીને વળગ્યો તથા આખા પુરને ભારે ઉપદ્રવ કીધો તે, એ સઘળું વારેવારે અનુક્રમે તેના મનમાં રાત દહાડો આવ્યાં જ કરતુ હતુ. રોજ જ્યારે મધ્ય રાત્રે મનના ઉકળાટથી તથા ઊંઘ ન આવવાથી ઉત્પન્ન થતી અકળામણથી અર્ધો ઊંઘતો અર્ધો જાગતો સુતેલો હોય તે વખતે કેશવ તથા ગુણસુંદરી બન્ને તેની આગળ જાણે ઉભાં રહેતાં, અને જે દુષ્ટ કામોથી તેઓનો પ્રાણ ગયો તેને વાસ્તે તેઓ રાજાને એટલા તો ઠોક પાડતા કે તેને આખે શરીરે ઝરી છુટતી; બધું અંગ ઠડુગાર થઇ જતું; અને શુદ્ધિ આવતાં જે પશ્ચાત્તાપ તથા અંત:કરણને ભારે કષ્ટ થતુ તેની તો કલ્પના જ માત્ર થઇ સકે. એવું મહાભારત દુ:ખ તેને સહેવું પડ્યું, અને તેની અસર તેના શરીર તથા મન ઉપર પણ જણાઇ આવી. આગળ તેનું જે બળવાન શરીર હતું તે ધીમેધીમે ઘસાવા લાગ્યું. તેનું લોહી જે લાલચોળ હતુ તે ફિક્કું પડવા લાગ્યું. તેના ગાલ બેસી ગયા. તેની આખ ઊંડી ખાડામા પેસવા લાગી. તેનો ચેહેરો આગળ જે નિશ્ચિત તથા હસમુખો હતો તે ઉપર ચિંતા આવી બેઠી, અને તે ઊંડા વિચારમાં પડેલો હોય એમ હમેશાં દેખાવા લાગ્યો. તેની રાણીઓએ તેને અંગમોહથી, ચતુરાઇથી, તથા બાહ્ય વસ્તુઓની સહાયતાથી, દિલગીરીમાથી કાઢવાને ઘણા પ્રયત્નો કીધા, પણ સઘળા વ્યર્થ ગયા. જે રૂપસુંદરીને વાસ્તે તેના ઉપર આ સઘળું દુ:ખ આવી પડયું, જેને વાસ્તે તેણે આલોકમાં અપજશનો ગાસડો બાધ્યો, અને પોતાના રાજ્યને તથા શરીરને જોખમમા નાખ્યું, જે રૂપસુંદરીને વાસ્તે તેણે પોતાના અમર આત્માને અક્ષય દુ:ખના ખાડામાં નાખ્યો, અને આ ક્ષણભંગુર જગતમાં હલકી જાતનુ અનિશ્ચિત સુખ મેળવવામાં પરલોકમાંના સર્વોત્કૃષ્ટ, અમર્યાદ, અનંતકાળ

સુધી પહોંચે એવાં અચળ સુખ ઉપરથી હાથ ઉઠાવ્યો, તે રૂપસુંદરીને પણ એક ખુણામાં રહેવા દીધી, અને તેની અપ્સરા જેવી કાંતિ તથા પરી જેવા વદનને જોવાથી જે અપાર સંતોષની તે આશા રાખતો હતો તે પૂરી ન પડતાં, ઉલટી તે નજરે પડતાં જ, બલકે તેનો વિચાર મનમાં આવતા જ, તેને ઘણો જ સંતાપ ઉપજવા લાગ્યો. હાય હાય! રૂપસુંદરી, રાજાની સાથે સમાધાન કરતી વખતે તેણે તને મોટાં મોટાં સુખની જે આશા આપી હતી તથા પોતાની પટરાણી કરવાનું તેણે જે વચન આપ્યું હતું તે સઘળું પાણીના પરપોટાની પેઠે ફુટીગયું. તું રાજ્યમેહેલના એક ખુણામાં પડી રહી, અને રાજાએ તને ન માની, એટલે આખા મેહેલમાં તું શૂન્ય જેવી થઇપડી.

માણસનું મન કેવું ચળ તથા અનિશ્ચિત છે! જ્યાં સુધી તેને કાંઇ વસ્તુ મળી નથી ત્યાં સુધી તેના ઉપર તેનો અતિ ઘણો મોહ રહેછે, અને તે તેને મેળવવાને તન, મન અને ધન સઘળું અર્પણ કરવાને તૈયાર થાય છે; અને મળ્યા પછી કેવું જતન કરી તેનો કેવો ઉપભોગ કરીશ, તે વિના મારાથી એક ઘડી પણ જીવાશે નહિ, અને આટલા દહાડા તે વગર ચાલ્યું એ કેવું આશ્ચર્ય એવા અનેક વિચાર કરે છે. પણ તે એકવાર મળી એટલે તે તુચ્છ જેવી તેને દેખાય છે, તેની કિમ્મત પાણીના રેલાની પેઠે ઉતરી જાય છે, અને જે આઘેથી હીરો દેખાતો હતો તે પાસે આવવાથી એક કાચનો કડકો ઠર્યો તેથી તે બીજી નકામી વસ્તુઓમાં ભળી જાય છે, અને જેમ એક નાનું છોકરૂં રડીને એક રમકડું લેછે, અને તે મુકી બીજાને લેવાનું કરે છે; તેમ તેનું મન તે વાત ઉપરથી બીજી નવી વાત ઉપર દોડે છે એ પ્રમાણે ફોકટ શ્રમ કરવામાં તેનું આખું આયુષ્ય વહી જાય છે, અને જે સુખ મેળવવાને તેનો અમુલ્ય અવતાર અર્પણ કરે છે તે સુખ એક ભૂતના તાપણાની પેઠે આઘું ને આઘું જ જતું જાય છે.

કરણ રાજાને એ પ્રમાણે જ થયું. તેની જીંદગીના રસ્તા ઉપર તોફાન તથા અંધકાર આગળ આવવાના છે એમ તે જાણતો નહતો, તોપણ જેટલું દરદ તેને હમણા લાગતું હતું તે એટલું તો તીવ્ર હતું કે તે પોતાની જીંદગીથી છેક કંટાળી ગયો, અને દુઃખની સામા થવાને તથા પાછું હડસેલવાને જુવાનીમાં જે ગુણ હોય છે તે તેનામાં દબાઇ ગયલો, તેથી પૂર્વે કેટલાએક રાજાઓએ કીધું હતું તે પ્રમાણે દુનિયાનો ત્યાગ કરી કોઇ પવિત્ર સ્થળે એકાંતવાસ કરી જગતની ચિંતાથી વિરક્ત થઇને પર-

મેશ્વરની ભક્તિમાં બાકી રહેલું આવર્દા કાઢવાનો તેણે નિશ્ચય કર્યો. પણ હજુ તેનું મન સંસારની માયાની જાળમાંથી છુટું થયું નહતું. હજી તે સંસારના મોહથી છેક કાયર થયો નહતો; હજુ તેના મનમાં રાજ્યપાટ ચલાવવાની, વિષયાદિ સુખ ભોગવવાની ઈચ્છા પ્રબળ હતી, તેથી દુનિયાનો ત્યાગ તેનાથી થયો નહિ. હમણાનું દુઃખ જલદીથી જતુ રહેશે, આગળ ઘણું સુખ થશે, મનને વિષે જે અંધકાર હમણા આવીને ઠસેલોછે, તે વેરાઈ જઇને ત્યાં ભરપૂર અજવાળું પ્રકાશશે એવી તેને આશા હતી, અને એ આશાને જોશી લોક ઉત્તેજન આપતા હતા. તેના મેહેલમા રોજરોજ જોશીઓનાં ટોળેટોળાં આવતાં હતાં, અને તે લોકોની કમાઇ તે વખતમાં એટલી તો' વધી ગઈ હતી કે સઘળા બ્રાહ્મણો તથા જતીઓનું મન બીજી. વિદ્યાઓ પડતી મુકી જ્યોતિષ્ શાસ્ત્રનો થોડો ઘણો અભ્યાસ કરવા ઉપર દોડયું. તેની જન્મોત્રી જોવાતા જોવાતાં, તથા ઘણાએકના હાથમા જવાથી ફાટીને ચીથરા જેવી થઈ ગઈ, અને અગરજો કોઇ વૈદ્ય અથવા સુરઇયો તે ફાટેલા કાગળને વાસ્તે એક પૈસા આપતાં પણ આચકો ખાય, તોપણ જોશીઓએ સ્વાર્થરૂપી ચસ્મા તેઓની આખે પેહેરેલાં તેથી તેઓને તો તે ચિથરિયા કાગળના કટકામાં કુબેરના ભડાર જેટલી સમૃદ્ધિ, રાજા કરણ જેટલી ઉદારતા, રાજા **વિક્રમ** જેટલો પરોપકાર, યુધિષ્ટિર જેટલી સત્યતા, **ભીમ** જેટલુ અંગબળ, અને **અર્જુન** જેટલું પરાક્રમ દેખાતુ હતું. જ્યારે ઘણા માણસો એકની એક જ વાત એક માણસને કહ્યા કરે ત્યારે તે છેતરાઇને સાચું માને એમાં કાંઈ ઘણું આશ્ચર્ય નથી. દુનિયામા ઘણીએક વાતો ઘણાના કહેવા ઉપરથીજ સાચી મનાય છે, ત્યારે જેઓ જ્યોતિષ્ શાસ્ત્ર સાચું માને તેઓ આવા આધાર ઉપરથી કહેલી વાત સેહેલથી માન્ય કરે એમાં શી નવાઇ ? વળી જે વાત આપણને અનુકૂળ હોય તથા માનવી ગમે તે ઉપર, પ્રતિકૂળ તથા માનવાને અણગમો થાય એવી વાત કરતાં આપણો વધારે જલદીથી વિશ્વાસ બેસે છે, તેથી કરણ રાજાએ જોશીઓના કહેવા ઉપર ભરોંસો રાખ્યો, તથા તેઓનાં વચન સાચાં માનીને ખોટી આશાથી તેણે પોતાના મનને દિલાસો આપ્યાં કીધો, અને મહારણમાં થાક તથા તરસથી કષ્ટાતો મુસાફર મૃગજળ જોઇને પાણીની આશા રાખી ચાલ્યો જ જાય છે, તેમ કરણ રાજાએ આગળ ઉપર સારાની ઉમેદ રાખી સંસારરૂપી પ્રવાસમાં શાંત મનથી ચાલવાનો નિશ્ચય કીધો.

પણ કરણના અંતઃકરણમાં પશ્ચાત્તાપનો કીડો હજી જીવતો હતો તે તેને નિરંતર કોતરી ખાતો હતો, તથા દુષ્ટ કર્મનો અગ્નિ તેનામાં હોલવાયો નહતો તે તેના શરીરને બાળ્યાંજ કરતો હતો. તેનો ઉપાય જોશીઓના હાથમાં નહતો. જોશીઓનુ કામ ભવિષ્ય કાળને લગતુ હતુ, વર્તમાન કાળને લગતુ નહતુ, તેથી જોશીઓ સિવાય બીજા લોકોનું પણ તેને કામ પડયું. દરરોજ પુરાણીઓ એના જેવી અવસ્થામાં આવી પડેલા તથા ત્યાર પછી સુખી થયલા રાજાઓની કથા કરી દૃષ્ટાંતરૂપી ઉપદેશ આપી દિલાસો આપતા હતા. પવિત્ર વેદના શબ્દ કાને જ માત્ર પડે તો તેથી અઘોર પાપ સુકા વાસની પેઠે બળી જાય, તથા મુક્તિ થાય, એવો ભરોસો આપીને વેદિયા બ્રાહ્મણો તેના મેહેલમાં વેદનાં પારાયણ કરતા હતા. શાસ્ત્રી લોકો બ્રહ્મહત્યા સુધીનાં પાપનાં જુદાં જુદાં પ્રાયશ્ચિત્તો બતાવી તે પ્રમાણે રાજા પાસે કરાવી ઘણા પૈસા તેની પાસેથી કઢાવતા હતા. ગૌદાન, પ્રાજાપત્ય, આદિ બીજી ઘણી દક્ષિણા બ્રાહ્મણોને મળવા લાગી. એટલું કીધા છતા પણ રાજાને શાંતિ થઇ નહિ તેથી ધીમે ધીમે તેનો વિશ્વાસ શાસ્ત્રના ઉપાયો ઉપરથી ઉઠવા લાગ્યો. તે જોઇને બ્રાહ્મણો ઘણા ગભરાયા, અને આવો વખત જતો રહેશે તો ફરીથી પાછો આવવાનો નથી એમ જાણીને તેઓ ઘણા ચિંતાતુર થયા. તે વખતે થોડાએક વૃદ્ધ બ્રાહ્મણો રાજા પાસે ગયા, અને જે જે ક્ષેત્રો તથા પવિત્ર સ્થળો શાસ્ત્રમાં કહેલાં છે તથા લોકોમાં મનાય છે તે સઘળાનાં મહાત્મ્ય કહી સંભળાવ્યા, અને અંતે એવુ કહ્યું કે કાશી, ગયા, પ્રયાગ, વગેરે બીજા ક્ષેત્રો તો ઘણાં દૂર પડયાં, અને ત્યાં આપ જેવા રાજાઓથી જવાય એવું નહિ, તેથી આપણા રાજ્યમાં તથા પાડોસમા સરસ્વતીને કાંઠે શ્રીસ્થળ (સિદ્ધપુર) ક્ષેત્ર છે તેનો મહિમા ઘણો છે, માટે ત્યાં જઇ સરસ્વતીમાં સ્નાન કરવુ, અને દેહશુદ્ધ પ્રાયશ્ચિત્ત કરી રૂદ્ર મહંકાળેશ્વરનાં દર્શન કરવાં, એટલે દેહનું સાર્થક થશે, તથા મુક્તિનું સાધન મળશે એટલુંજ નહિ પણ હાલમાં આપના મન વિષે જે ઉકળાટ છે તે શાંત થઇને સ્વચ્છ તથા નિર્મળ થશે. થોડીવાર રાજ્યધાનીની બહાર જવાથી રાજ્યને કાંઈ નુકસાન થવાનું નથી. માટે અમારી સલાહ જો માન્ય કરો તો શ્રીસ્થળની યાત્રા જાઓ. યાત્રાઓમા દેવદર્શનથી જે લાભ થાય છે તે એક કોરે મુકીએ તો પણ તેથી મન ઉપર ઘણી સારી અસર થાયછે. જુદી જુદી યાત્રાઓના મહિમા યાત્રાળુ લોકોએ સાંભળ્યા હોય તેથી તેઓને

આગળથી જ નક્કી હોય છે કે ત્યાં જવાથી આપણાં સઘળાં પાતકોનો નાશ થશે, અને જ્યારે એ પ્રમાણે મનને નિશ્ચય હોય ત્યારે ત્યાં ગયા પછી શાંતિ થયા વિના રહેતી જ નથી. કલ્પનાની મન તથા શરીર ઉપર ઘણી સત્તા છે. ઘણી જોરાવર કલ્પનાથી માણસને મંદવાડ આવે છે, તથા આવેલો મંદવાડ જાય છે. ઘણી જોરાવર કલ્પનાથી ન હોય એવી વસ્તુઓ આપણા જોવામાં, તથા ખોટા અવાજ આપણા સાંભળવામાં આવેછે. તેથી સઘળી જ્ઞાનેંદ્રિયો છેતરાયછે, તથા આખા જગતમાં નાના પ્રકારના વેહેમ તથા ખોટા વિચાર ચાલેછે. કલ્પનાથી જ માણસ વખતે ઘેલો થઇ જાયછે, અને કલ્પનાની સત્તા વડે જ તે બેશુદ્ધ થઇ નિદ્રાવસ્થામાં પડેછે. એ સિવાય કલ્પનાની શક્તિ બીજી ઘણીએક રીતે ચાલે છે. માટે જો શ્રીસ્થળના મહિમા ઉપર પુરો ભરોંસો રાખી ત્યાં જશો તો કલ્પનાની સત્તા વડે જ મનની શાંતિ થશે. વળી જગાના ફેરફારથી પણ ઘણું કાર્ય થાયછે. જો શરીરના રોગી લોકોને જગા ફેર થવાથી ઘણીવાર આરામ થાયછે તો મનના રોગીઓનું દુઃખ તેમ કીધાથી શામાટે નિવારણ નહિ થાય? વળી જેઓને પશ્ચાત્તાપની મહા પીડા નડે છે, તેઓને જગા બદલવાથી ઘણો ફાયદો થયા વિના રહેતો નથી. જગતમાં જે જે વસ્તુઓનું આપણને જ્ઞાન થાયછે, તેની પ્રતિમા આપણા સ્મરણ સંગ્રહસ્થાનમાં રહેલી હોય છે. પણ ત્યાં તેઓ એકલી હોતી નથી. હરેક પ્રતિમાને વિંટલાયલી કેટલીએક હકીકત હોય છે તે સુખદાયક અથવા દુઃખદાયક હોય તોપણ જ્યારે વિચારશક્તિ વડે તેઓમાથી એક પ્રતિમા તે સંગ્રહસ્થાનમાંથી બહાર નિકળે છે એટલે તેને લગતી હકીકત પણ તેની સાથે એકદમ બધી ધસી આવેછે. જ્યારે પરદેશમાં સ્વદેશ યાદ આવે છે ત્યારે તેની સાથે આપણાં માબાપ, સગાંવહાલાં ઓળખીના લોકો, મિત્રો, આપણો નાનપણનો વખત, તેની ખુશી, જુવાનીનો વખત, તેમાં ભોગવેલાં સુખ, એ વગેરે હજારો વાતો તેની સાથે ધસી આવેછે, અને તેમાંથી કેટલીએકથી આપણને સુખ અને કેટલીએકથી દુઃખ ઉત્પન્ન થાયછે. તેમ જ માણસે જ્યાં ખૂન કીધેલું હોય ત્યાં તે રહે તો તે જગા ઉપરથી જ ખૂન વિષેના ભયંકર વિચારો તેના મનમા નિરંતર આવ્યાં કરે, અને તેથી તેને જરા પણ સુખ શાતા વળે નહિ. એથી ઉલટું તે જો તે જગા છોડીને બીજે ઠેકાણે જાયતો ત્યાંની નવી વસ્તુઓની પ્રતિમા તથા તેઓની સાથેની નવી હકીકતો સ્મરણસ્થાનમાં આવી ભરાય,

અને તેમ થતાં નીચે દબાયલી પ્રતિમાઓને ઉપર આવવાનું કઠણ પડે, તેથી તેઓ કોઇ કોઈ વાર જ નિકળી આવી તેને ઉપદ્રવ કરે. એવી રીતે નવી પ્રતિમાઓનો સંગ્રહ વધારે વધારે થવાથી જુની ઉપર ભાર વધારે થાય, અને તેઓ વધારે દબાતી જાય, અને તેનું પરિણામ એ થાય કે મનને વધારે સુખ તથા શાંતિ થતી જાય. એવો જગા બદલવાનો મહાત્મ છે. વળી પ્રાચીન કાળના મહર્ષિઓએ જે જે ક્ષેત્ર તથા યાત્રાનાં તીર્થ પસદ કીધેલાં છે તે રમણિય તથા ચિત્તાકર્ષક સ્થળ જોઇને જ કીધેલાં છે. પ્રાચીન કાળથી પ્રસિદ્ધ થયલી નદીઓ ઉપર જે જે જગા છે તેઓમાંથી કેટલીએકમાં યાત્રા ભરાય છે. સૃષ્ટિમા જે સઘળી વસ્તુઓ છે તેમાં નદીઓ ઘણીજ ચમત્કારી છે. વરસાદનું પાણી કોઈ ડુંગરના પોલાણમાં એકઠું થઇ તેમાથી ઉભરાઇને વેહે, અને તે ધીમે ધીમે મોટી થઇ આગળ ચાલે, તથા લાખો લોકોના પ્રાણનો આધાર થઇ પડે છે. તે જોવાથી માણસનું મન ઘણું વિસ્મિત થાય છે. નદીથી તેના કાઠા ઉપરનાં શેહેરના લોકોને પાણી પૂરૂં પડે છે, તથા આસપાસનાં ખેતરોમાં પાણી સીચાય છે એટલુંજ નહિ, પણ હિંદુ લોકોને અગત્ય કરીને બ્રાહ્મણોને સ્નાનસધ્યાદિ કર્મો કરવાને તે ઘણી કામની થઈ પડે છે વળી મોટી વહાણ ચાલે એવી નદીઓથી વ્યાપારની વૃદ્ધિ થઇ તે ઉપરનાં શેહેરોની આબાદીમાં વધારો થાય છે, તથા એક સ્થળની નવાઇની તથા વધારાની જણસો બીજે સ્થળે લઇ જઇ શકાય છે. નદીના જુદા જુદા ઘાટ આગળ ઘણાએક લોકો નહાતા હોય, ઘણીએક સ્ત્રીઓ પાણી ભરતી હોય, કેટલીએક સ્ત્રીઓ લુગડાં ધોતી હોય, કેટલાએક બ્રાહ્મણો સાંજ સવાર સંધ્યાદિ કર્મો કરતા હોય, તે વખતે કાચ જેવા નિર્મળ પાણી ઉપર પવનની લેહેરથી નાનાં મોજા થતાં હોય, સામા કાંઠા ઉપર ઝાડો આવી રહ્યાં હોય, વચમાં હોડીઓ તથા વહાણો ખલાસી સહિત ડોલતાં હોય, તે જોઇને મનને શાંતિ તથા આનંદ ઉપજે છે. વળી નદીને જોવાથી માણસને તેનો સંસાર યાદ આવે છે. જેમ નદી પહાડમાથી નિકળતી વખતે નાની હોય છે તથા બહાર પડ્યા પછી થોડેએક સુધી તે ફુલોમાં તથા કાકરામાં રમતી રમતી જાય છે, તેમ માણસ બાલ્યાવસ્થામાં હોય છે. નદી આગળ ચાલ્યા પછી તેમાં બીજી નદીઓ આવીને મળેછે, તેમ માણસો મોટા થયા પછી ઘણા જોડે સબધ બાધે છે. નદી વધારે આગળ

ચાલ્યા પછી એટલી મોટી થાય છે કે તે ઘણુંએક માણસોને ઘણી અગત્યની થઇ પડે છે, તથા તે ઉપર વહાણોના ફરવાથી વ્યાપાર ચાલે છે તથા માણસના સુખને તથા શોખને વાસ્તે જે વસ્તુઓ જોઇએ તે સઘળી પૂરી પાડે છે, તેમ માણસ ભર જુવાનીમાં બીજાઓને ખપ લાગે છે તથા ભારે ભારે કામો માથે લેછે. અને નદી જેમ છેલ્લી વારે અમર્યાદ સમુદ્રને મળી જાય છે, તેમ માણસ પણ અંતે લય પામી તેનું અતવાન્ આયુષ્ય અનંતકાળ સાથે મળી જાય છે. માટે નદીઓ જોયાથી માણસની જીંદગી ઉપર તેના વિચાર દોડે છે, તથા પરમેશ્વરના એક મોટા કામ આગળ શૂન્ય જેવો તે થઈ જાય છે. કેટલાંએક તીર્થ મોટી ઝાડી તથા મહાવનમાં હોય છે, ત્યાં ઝાડોની ઘટામાં એકાંતપણાનો વાસો હોય છે. વળી એવે કેટલેક ઠેકાણે મોટા મોટા પર્વતો આવી રહેલા હોય છે. એવી રળીયામણી જગામાં કોના મનમાં ભક્તિ આવ્યા વિના રહે? જ્યાં ઇશ્વરે બોહોળે હાથે પોતાની ઉદારતા વાપરેલી છે, જ્યાં જગત્ કર્તાનાં મોટા કામો માણસનાં હલકાં તથા નબળાં કામોની જાણે મશ્કરી કરતાં હોય એમ લાગે છે, જ્યાં ઘણીએક તરેહની સૃષ્ટિની શોભા એકઠી મળેલી હોય છે, જ્યાંની ભૂમિ એવી તો પવિત્ર તથા દેવતાઈ જણાય છે કે ત્યાં કાંઇ દુષ્ટ કામ કરતા જ માણસને ત્રાસ લાગે છે, તથા જેનો નમૂનો લઈ પૃથ્વી ઉપરના કેટલાએક જંગલી લોકોએ પોતાનું સ્વર્ગ કલ્પેલું છે, એવાં રમણિક તથા પવિત્ર સ્થળોમાં માણસને પોતાનું તુચ્છપણુ તથા હલકાઇ સમજાય, પોતાના કરતાં અતિ ઘણી બળવાન કોઈ બીજી શક્તિ છે એમ તે જાણે, તથા તે શક્તિ આગળ નમ્રતા પકડી તેને નમીને તેને પોતાનો દેહ તથા આત્મા સોંપે, તેની બેહદ સ્તુતિ કરે, તેના ઉપર દૃઢ વિશ્વાસ રાખી ભક્તિમાં વધારો કરે, તથા જે થાય છે તે તેની ઇચ્છાથી જ થાય છે એમ ખાતરી કરી ધૈર્યતા તથા શાંતિ મનને વિષે રાખે, એમાં કાંઈ આશ્ચર્ય નથી" ઘરડા બ્રાહ્મણોએ ઉપર પ્રમાણે યાત્રાનો મહિમા રાજા આગળ કહી સભળાવ્યો

ઉપલી સઘળી વાત સાંભળીને કરણના મન ઉપર ઘણી અસર થઇ, અને તેણે તેજ વખતે સિદ્ધપુરની જાત્રા જવાની તૈયારી કરવાનો હુકમ કીધો. બે ત્રણ દહાડા પછી થોડાંએક માણસ લઇ તથા કાંઇપણ ધામધુમ કર્યા સિવાય રાજા કરણ સિદ્ધપુર જવાને નિકળ્યો. સિદ્ધપુરમા ઘણાં શૈવ તથા જૈન દેવસ્થાનો હતાં, તેઓમા શૈવ દેવસ્થાનો ઉપર ધજા ચઢતી, પણ

કેટલાક વર્ષ થયાં જૈન દેહરા ઉપર ધજા ચઢાવવાની મના થયેલી હતી. તે છતાં*પણ જ્યારે મોતીશાને દિલ્હીથી પાછા આવ્યા પછી કારભાર મળ્યો ત્યારે તેની હિમાયત ઉપરથી, તથા તેની છાની ઉશ્કેરણીથી તેઓના ઉપર ધજા ચઢાવવા માંડી. આ જોઇને બ્રાહ્મણોને ઘણો જ ક્રોધ ચઢ્યો ને તેઓએ એ બાબત રાજાની આગળ ફરિયાદ કીધી, પણ મોતીશાએ યુક્તિ કરી તેઓનુ કાંઇ ચાલવા દીધું નહિ. રાજા હવે તેમના ગામમાં આવ્યો, અને તેમનું હવે નક્કી કામ પડશે એવું જોઇ તેઓએ ઠરાવ કીધો કે જ્યાં સુધી રાજા જૈન દેવસ્થાન ઉપરથી ધજા ઉતરાવે નહિ ત્યાં સુધી તે સવા લાખ સોનાની મોહોર દક્ષિણા આપે તોપણ કોઈ રીતની ક્રિયા તેઓએ કરાવવી નહિ. બીજે દહાડે સરસ્વતી નદીમાં સ્નાન કરી દેહશુદ્ધ પ્રાયશ્ચિત્ત કરવાનો રાજાનો મનસૂબો હતો, અને તે કારણસર તેણે ગામના મુખ્ય બ્રાહ્મણોને બોલાવ્યા, અને તેઓની આગળ પોતાનો વિચાર કહ્યો. બ્રાહ્મણોએ દૃઢતાથી જવાબ દીધો કે શૈવમાર્ગી રાજાના રાજ્યમાં જૈન ધર્મવાળાઓએ પોતાના દેવસ્થાનો ઉપર હુકમથી ઉલટા ચાલીને ધજા ચઢાવી છે તે ઉતરાવવાને અમે ફરિયાદ કીધી, પણ તમારા જૈન મંત્રીની સલાહથી તમે અમારી વાત ઉપર ધ્યાન આપ્યું નહિ, માટે જ્યા સુધી અમારી વિનતી કબૂલ કરવામા આવશે નહિ ત્યાં સુધી અમારામાંથી એક પણ આપને કોઈ જાતની ક્રિયા કરાવશે નહિ.

બ્રાહ્મણનું આવુ બોલવું સાંભળીને રાજા ઘણો કોપાયમાન થયો, અને તેણે બ્રાહ્મણોને અપમાન કરી કાઢી મુકયા. પછી એ સઘળી હકીકત તેણે મોતીશાને કહી તે વખતે મોતીશાએ જોયું કે હવે લાગ આવ્યો, એમ જાણીને તેણે બ્રાહ્મણો ઉપર જુલમ માંડયો, તથા તેઓનાં દેવસ્થાનના અંગના હક્ક ખોટા કરવા તરફ લક્ષ લગાડયું. એજ વખતે તેણે રાજાને જૈન માર્ગમા લાવવાને ઘણાએક પ્રયત્નો કીધા, તથા સઘળે ઠેકાણેથી ઘણા પ્રવીણ જતીઓને બોલાવી મગાવ્યા. તેઓએ વાદવિવાદ કરી તથા બંને ધર્મનો મુકાબલો રાજા આગળ કરી દેખાડી તેને આદિનાથનો ભક્ત કરવાને ઘણો શ્રમ કીધો, પણ રાજામા ધર્મ સબધી જુસ્સો થોડો હતો, તથા તેણે એકતરફી સઘળી વાત સાભળી હતી, તેથી તેના મન ઉપર કાંઇ અસર થઈ નહિ જ્યારે જતીઓએ તેનું માથું ઘણુ ફોડાવ્યું ત્યારે તેણે બને પક્ષોના ભણેલા લોકોની સભા કરી વાદવિવાદ કરાવવાનો

વિચાર જણાવ્યો, તે તેઓએ કબૂલ કીધું. પછી ગામમાના સઘળા બ્રાહ્મણોને સભામાં આવવાના નિમંત્રણ કીધાં, અને મુકરર કીધેલે દહાડે ઘણા બ્રાહ્મણો તથા જતીઓ એકઠા થયા રાજા એક ઊંચા આસન ઉપર બેઠો. મોતીશા તથા બીજા મોટા કારભારીઓ તેની પાસે હારબંધ બેઠા, અને રાજાની સાથેના તથા ગામમાંના બીજા લોકો પાછળ ઉભા રહ્યા. સઘળા બેઠા પછી એક જતીએ બ્રાહ્મણોને કહ્યું કે—કુમારપાળ રાજાના વખતમા જે વાત બની હતી તે તમને સાભરતી નથી? નહિ સાંભરતી હોય તો હું તમને કહી સંભળાવું. બ્રાહ્મણોએ કાંઈ ઉત્તર વાળ્યો નહિ તેથી જતી બોલ્યો:—

"એક દહાડે કુમારપાળ રાજા પાલખીમા બેસીને ચૌટામાથી જતા હતા ત્યારે તેને હેમાચાર્યનો શિષ્ય મળ્યો, તેને તેણે પુછ્યું કે આજે શી તિથિ છે? તે દહાડે ખરેખરી અમાસ હતી, પણ શિષ્યથી ભુલથી કહેવાઈ ગયું કે મહારાજ, આજે પુનેમ છે, તે વખતે કેટલાક બ્રાહ્મણો તે રસ્તે થઈને જતા હતા તેઓએ એ જવાબ સાંભળ્યો, અને ખડખડ હસી પડી તે શિષ્યની મશ્કરી કરી બોલ્યા કે આ બોડકો શું જાણે? આજે તો અમાવાસ્યા છે. કુમારપાળે આ વાત સાંભળીને ઘેર જઈને હેમાચાર્યને બોલાવ્યા. પેલો શિષ્ય તેના અપાસરામાં જઈ પહોચ્યો ત્યારે તે ઘણો શરમાયો, તથા ખેદ પામ્યો. આચાર્યે તેને પુછ્યું કે શું થયું છે? તે ઉપરથી તેણે તેની આગળ સઘળી વાત કહી, ત્યારે આચાર્યે તેને કહ્યું કે એ વાતમાં તારે કાંઈ ચિંતા રાખવી નહિ. રાજાના માણસો સાથે તે મેહેલમાં ગયો. કુમારપાળે પુછ્યું કે આજે શી તિથિ છે? ત્યારે બ્રાહ્મણોએ કહ્યું કે અમાવાસ્યા; પણ હેમાચાર્યે કહ્યું કે પૂર્ણિમા. બ્રાહ્મણોએ કહ્યું કે રાત્રે જણાશે. જો પુનેમ હશે તો પૂર્ણ ચદ્ર દેખાશે, અને એમ થાય તો સઘળા બ્રાહ્મણોએ રાજ્ય છોડી જતા રહેવું, પણ જો ચંદ્ર ન ઉગે તો જતીઓને દેશનિકાલ કરવા. હેમાચાર્યે એ વાત કબૂલ કીધી, અને પોતાને અપાસરે ગયો. તેને એક દેવીનું સાધન હતુ તેની તેણે આરાધના કીધી, અને તે દેવીની યુક્તિથી સઘળાની નજર બંધાઈ તેથી પૂર્ણિમાનો ચદ્ર ખરેખરો ઉગ્યો હોય એમ સઘળાએ દીઠું. બ્રાહ્મણો હાર્યા, અને તેઓને દેશનિકાલ કરવાનો હુકમ થયો."

જતીએ આ વાત કહી એટલે એક બ્રાહ્મણ બોલ્યો કે જ્યારે પૂર્વાર્ધ કહ્યો ત્યારે ઉત્તરાર્ધ શામાટે કહેતા નથી? જો તમારી કહેવાની ખૂશી ન

હોય તો સઘળા સભાસદોને હુ કહી સંભળાવું. "તે વખતે દેવબોધી આચાર્યને પાટણમા બ્રાહ્મણો બોલાવી લાવ્યા. સવારે કુમારપાળ રાજાએ બ્રાહ્મણોને બોલાવી મગાવ્યા, અને રાજ્યની બહાર જવાનો હુકમ કીધો. તે વખતે દેવબોધી આચાર્ય આગળ પડી બોલ્યા કે કોઇને રાજ્ય બાહાર કાઢી મુકવાની શી જરૂર છે? આજે નવ કલાકે મહાસાગર પોતાની મર્યાદા છોડીને આખા દેશ ઉપર ફરી વળશે. એ સાંભળીને રાજાએ હેમાચાર્યને બોલાવ્યા, અને પુછ્યું કે બ્રહ્મચારી કહે છે કે જળપ્રલય થનાર છે તે ખરૂં છે કે નહિ? હેમાચાર્યે કહ્યું કે જળપ્રલય કદી થનાર નથી, અને જગતને આરભ નથી માટે લય પણ નથી. દેવબોધી આચાર્યે કહ્યું કે ઘડી મુકો, અને શું થાય છે તે જુઓ. ત્રણેજણા ઘડીની પાસે બેઠા. જ્યારે નવ કલાકની તૈયારી થઇ, ત્યારે તેઓ મેહેલની પેહેલી મેડી ઉપર ચઢયા, અને પશ્ચિમ તરફની બારીમાથી જોયું તો દરિયાનાં મોજાં તેઓની તરફ જલદીથી આવતા દીઠા. મોજા આગળ આવતા જ ગયા, તે એટલે સુધી કે શેહેરનાં સઘળાં ઘરો પાણીમા ગરક થયા. રાજા તથા બને આચાર્યો ઉપર ઉપર જતા ગયા, પણ પાણી તેમ જ ચઢતુ ગયુ; જ્યારે તેઓ છેલ્લી અથવા સાતમી મેડી ઉપર ગયા અને નીચે જોયું તો આખું શેહેર, ઊંચામા ઊંચા ઝાડો, તથા ઊંચા દેહેરાંના શિખરો ડુબી ગયલાં દીઠા અને પાણીના મોજા સિવાય કાંઈ બીજું દેખાયું નહિ. કુમારપાળ રાજાએ ઘણો ભય પામીને દેવબોધી આચાર્ય તરફ જોયુ, અને પુછ્યુ કે બચવાનો હવે કોઈ રસ્તો છે કે નહિ? તે બોલ્યો કે પશ્ચિમ તરફથી એક હોડી આવશે તે આ બારી પાસે થઇને જશે. જે તેમાં જલદીથી કુદી પડશે તે બચશે. તે ત્રણે જણાએ પોતપોતાની કમર બાધી અને હોડીમા જલદીથી કુદી પડવાની તૈયારી કીધી. એટલામાં આઘે એક હોડી દેખાઇ તે પાસે આવતી ગઇ, તે વખતે દેવબોધી આચાર્યે રાજાનો હાથ પકડયો; અને કહ્યું કે હોડીમાં ઉતરવાને આપણે એકબીજાને સહાય થવુ જોઇએ હોડી બારી આગળ આવી ત્યારે રાજાએ તેમાં કુદી પડવાનું કીધું, પણ સ્વામીએ તેને પાછળ ખેંચી લીધો. હેમાચાર્યે બારીમાથી છલંગ મારી; પણ દરિયો તથા હોડી એ બન્ને ખોટા હતાં, તેથી આચાર્ય નીચેની ફરશબંધી ઉપર પડયો, અને તેના કટકે કટકા થઈ ગયા. પછી હેમાચાર્યના શિષ્યોને કતલ કીધા, અને કુમારપાળ રાજા સ્વામીનો ભક્ત થયો."

એ બન્ને વાત સાંભળી કરણ રાજા બોલ્યો "બન્ને પક્ષવાળા સમાન થઇ રહ્યા. બલકે હેમાચાર્યના કરતાં દેવબોધી આચાર્યે વધારે પરાક્રમ કીધું, તથા વધારે ચમત્કાર કરી દેખાડ્યો.' તે ઉપરથી બ્રાહ્મણ બોલ્યોઃ "રાજાધિરાજ, જગતમાં અગલ વેદધર્મ હતો. વેદ અનાદિ છે, તથા તેમાં જે લખેલું છે તેમાં કોઈ માણસથી ચુક કાઢી સકાતી નથી. જ્યારે વેદના ગુહ્યાર્થ સમજવા કઠણ પડ્યા, ત્યારે તે ઉપર ભાષ્ય, ટિકા, મહર્ષિઓએ કીધી. પછી વેદ ઉપરથી ધર્મ તથા ક્રિયા બતાવી આપવાને છ શાસ્ત્ર થયા. પેહેલા તો બે મીમાંસા રચાયાં. પ્રથમ એટલે પૂર્વ મીમાંસા જૈમિનિએ રચ્યું, તેમાં વેદોક્ત કર્મો કરવાથી સ્વર્ગ સુખ મળે છે માટે યજ્ઞાદિ કર્મ કરવાં એ બતાવ્યું છે. ઉત્તર મીમાંસા વ્યાસે રચ્યું તેમાં અધ્યાત્મજ્ઞાન છે. ન્યાય ગૌતમે રચ્યું તેમાં ન્યાયશાસ્ત્ર લખેલું છે. કણાદનું તર્કશાસ્ત્ર તેમાં જગતની ઉત્પત્તિ પરમેશ્વરે પરમાણુથી પોતાની ઇચ્છા વડે કરી છે એમ બતાવ્યું છે. કપિલમુનિનું નિરીશ્વરી શાસ્ત્ર તથા પતંજલિનુ ઇશ્વરી શાસ્ત્ર, એ બન્ને છેલ્લાં કહેલાં શાસ્ત્રનુ નામ સાંખ્ય શાસ્ત્ર છે. એ છ શાસ્ત્રોમાથી ગૌતમના ન્યાયશાસ્ત્રમાં તથા કણાદની તેની શાખામાં નિરીશ્વરી મત દેખાડેલો છે. કપિલના સાંખ્ય શાસ્ત્રમાં પરમેશ્વરને કબૂલ રાખેલો નથી, તથા પતંજલિએ એવો અભિપ્રાય આપ્યો છે કે પ્રકૃતિ અનાદિ છે. બુદ્ધ જેણે બૌધ ધર્મ પ્રવર્તાવ્યો તેની મરજી હિંદુ ધર્મમા સુધારો કરવાની હતી, પણ પોતાની કીર્તિ પાછળ કાયમ રાખવાને તેણે નવો માર્ગ ચલાવ્યો. તેણે પેહેલાં તો અનાદિ વેદની સત્યતા અને સાંખ્યશાસ્ત્રનો અભ્યાસ કરી તે પ્રમાણે નિરીશ્વરી મત ચલાવ્યો. તેના શિષ્યો ઘણુ કરીને આખા હિંદુસ્થાનમાં વધી ગયા, અને કેટલીએક વાર સુધી એવી ધાસ્તી રહી કે વેદ ધર્મ દુનિયામાંથી ડુબી જશે. પણ ઇશ્વરે તે વખતે કુમારીલ ભટ્ટાચાર્ય, ઉ-દયનાચાર્ય, તથા શંકરાચાર્યને મોકલ્યા. તેમણે આખા ભરતખંડમાં ફરી બૌદ્ધ ધર્મના ઘણા જ વિદ્વાન પંડિતો સાથે વાદ ચલાવી તેઓનો મત ખંડન કીધો. ઉદયનાચાર્યકૃત બૌદ્ધ ધર્મખંડન પુસ્તક અદ્યાપિ છે. તેઓએ હિંદુ ધર્મને પાછો જીવતો કીધો. બૌદ્ધ ધર્મમાથી સેંકડો વર્ષ પછી જૈન શાખા નિકળી. એ જૈન તથા બૌદ્ધમાર્ગમાં થોડો ઘણો ફેર છે; પણ તે બતાવી આપવાનું આ ઠેકાણે ફળ નથી. હિંદુ ધર્મ અને જૈન ધર્મ એ બેમાં કેટલું મળતાપણું તથા જુદાઇ છે તે મારા અલ્પ જ્ઞાન પ્રમાણે હું દેખાડી આપીશ.

જૈન લોકો માને છે કે પરમેશ્વર છેજ નહિ, અથવા હોય તો તેનામાં કામ કરવાંની અથવા જગત ચલાવવાની શક્તિ નથી. તેઓ માને છે કે પદાર્થ અનાદિ છે. તેઓના ઋષિઓને તેઓ ઇશ્વર જેવા માનેછે. હરેક પ્રાણીને જીવતુ રાખવાને ઘણી સભાળ રાખે છે. તેઓના જતીનું કામ વશ પરંપરા ઉતરતુ નથી. વેદ ઇશ્વરની તરફથી આવેલા છે એમ તેઓ માનતા નથી. તેઓ બળિદાન કરતા નથી, તથા અગ્નિને માનતા નથી અને તેઓ માનેછે કે શાતિ રાખી એકાગ્રચિત્તે ધ્યાન ધરવું એજ સર્વોત્કૃષ્ટ સુખ છે. તેઓમાં પણ હિંદુઓની પેઠે જ્ઞાતિભેદ છે. અગરજો વેદને તેઓના ધર્મનો પાયો તેઓ સમજતા નથી, તોપણ તેઓમાથી જે વાત તેઓના ધર્મથી વિરૂદ્ધ હોતી નથી તેઓને તેઓ ઘણું માન આપે છે. વેદમાં પશુનો વધ કરવાની આજ્ઞા આપેલી છે, તથા પ્રાણી સિવાયનાં બળિદાનમાં પણ અજાણતા જીવ હિંસા થયા વિના રહે જ નહિ, એટલી જ વેદ સામે તેઓની મુખ્ય હરકત છે. તેઓ હિંદુઓના સઘળા દેવતાઓને કબૂલ રાખે છે, અને તેઓ-માંના કેટલાકને પૂજેછે, પણ તેઓને પોતાના ઋષિઓથી ઉતરતા ગણે છે, અને તે ઋષિઓને સૌથી વધારે માન આપેછે. એ ઋષિઓએ તપશ્ચર્યા કરી દેવતાઓની ઉપર શ્રેષ્ઠતા મેળવેલી છે એમ તેઓ ગણેછે. તેઓને તિર્‌થંકર કહેછે. તેઓ આ યુગના ચોવીશ, પાછલા યુગના ચોવીશ, અને આવતા યુગના ચોવીશ છે. તેઓમાથી કેટલીએક જગાએ રિશભ એટલે આ યુગનો પેહેલો તિર્‌થંકર ઘણો મનાયછે, પણ સઘળે ઠેકાણે ત્રેવીશમો પારસનાથ તથા ચોવીશમો મહાવીર એ બન્ને ઘણા પૂજાયછે. હિંદુઓના દેવોની હકીકતમાં તથા તેઓની પદવીમાં જૈન લોકોએ કેટલોએક ફેરફાર કીધો છે, તેઓ ઘણાક દેવોને માનતા નથી, તથા તેઓની કુલ સંખ્યામાં વધારો કીધો છે. ઉદાહરણ, તેઓ ચોસેઠ ઇંદ્ર તથા બાવીશ દેવીઓને માને છે."

બ્રાહ્મણની ઉપલી વાત સાભળી એક જતી બોલ્યો, "એ સઘળું તો ઠીક છે, પણ આપણા બન્ને ધર્મમાં મુખ્ય તફાવત તો એટલો જ કે પરમેશ્વરે કોઇ કાળે સૃષ્ટિ ઉત્પન્ન કીધેલી છે એમ તમે માનોછો; સૃષ્ટિ કોઇ કાળે પણ પેદા થયલી નથી, પણ પદાર્થ અનાદિ છે એમ અમે માનીએ છીએ. હવે એ બે મતમાંથી કયો ખરો છે તેનો નિશ્ચય કરવો જોઇએ. કોઇપણ વસ્તુ બનાવ્યા વિના પોતાની મેળે પેદા થતી નથી એવો લોકોમા

વિચાર ચાલી રહેલો છે. એક પથ્થરનું પુતળું જોઇને સેહેજ વિચાર ઉત્પન્ન થાય છે કે તેને કોઈ વખત પણ કોઇએ બનાવ્યું હશે. જ્યારે કોઈ ઉજ્જડ દેશમાં આપણે જઇએ, અને ત્યાં એક ભાંગેલું તુટેલું ઘર આપણા જોવામાં આવે તો આપણે તે ઉપરથી અનુમાન કરીએ છીએ કે કોઇ માણસે તે બાંધ્યું હશે, અને કોઇ કાળે આ ઠેકાણે માણસ રહેતું હશે અગર જો એ વાત ખરી છે કે કોઇ કોઇ વખત અકસ્માત્ કેટલાએક પદાર્થના સમાગમથી એક નવો પદાર્થ બને છે, જેમકે મટોડી તથા બીજા કેટલાક પદાર્થો એકઠા મળી તેઓના ઉપર પાણીની ક્રિયા લાગ્યાથી તેના જુદી જુદી આકૃતિના તથા મહત્વના પથ્થરો બને છે ખરા, તોપણ જે વસ્તુઓની બનાવટમાં સંકેત માલમ પડે તે વસ્તુઓ અકસ્માત્ કોઇના બનાવ્યા સિવાય થયલી છે એમ માનવું મુશ્કેલ પડેછે. ઘરો જેના જુદા જુદા ભાગ જોવાથી ખાતરી થાયછે કે તેઓ માણસને રહેવા સારૂ બનાવેલાં છે; વાહાણો જેને તપાસવાથી જણાય છે કે તેઓને પાણી ઉપર તરવાને યોગ્ય કીધેલાં છે; તથા તેવી બીજી ઘણીએક મનુષ્યકૃત વસ્તુઓ જેમાં કાંઇ સંકેત માલમ પડેછે તેઓ સઘળીનો કોઇ બનાવનાર હોવો જ જોઇએ, અને તે બુદ્ધિવાન હોવો જોઇએ એવું સઘળાએ અનુમાન કીધેલું છે. તેજ પ્રમાણે માણસનું શરીર, પક્ષીઓનો આકાર, તથા બીજા સૃષ્ટિ માહેલા પદાર્થોમાં સંકેતનાં ચિહ્નો દેખાયછે, તે ઉપરથી તેનો કર્ત્તા છે, તથા તે બુદ્ધિમાન છે એવું આપણે અનુમાન કરીએ છીએ; પણ એ સઘળાં અનુમાન માણસના ટુંકા અને અલ્પ અનુભવથી કીધેલાં છે. વાસ્તવિક કહેતાં માણસ કાંઇ પદાર્થ બનાવી સકતો નથી; તે તો તેનું રૂપ ફેરવે છે, તથા જુદાજુદા પદાર્થોને એકત્ર કરેછે. સૃષ્ટિમા જેજે પદાર્થો આપણે જોઇએ છીએ તેઓ સઘળા મિશ્ર હોયછે. પણ અમિશ્ર પદાર્થો જે સઘળા પદાર્થોમાં પરમાણુ રૂપે રહેલા છે તેઓને પણ કોઇએ બનાવ્યા હોય એમ આપણાથી કહી સકાતુ નથી. વળી પદાર્થોની બનાવટમાં સંકેત છે તે ઉપરથી તેઓ જુદાજુદા અમિશ્ર પદાર્થોના અકસ્માત્ મિશ્રણથી થયલા છે એમ આપણાથી કહી સકાતુ નથી. પદાર્થોના સઘળા ગુણ આપણે તપાસ્યા નથી, માટે તેઓમાં ફલાણો ગુણ નથી એમ કહેવું મુર્ખાઈ ભરેલું છે; પદાર્થોમાં બુદ્ધિ એ એક ગુણ છે, અને તે ગુણ વડે તેઓ એવી રીતે એકત્ર થાયછે કે તેથી સંકેતના ચિહ્નો તેઓમાં જોવામાં આવે છે. જો પદાર્થોમાં બુદ્ધિનો ગુણ ન

હોત અને તે છતાં પણ સૃષ્ટિનો દેખાવ હમણાના જેવો હોત તો તેઓનો બુદ્ધિવાન કર્ત્તા હોવો જોઇએ એમ કબૂલ કરવુ પડત. વળી તેમ કબૂલ કરવામાં ત્રણ મોટી હરકત નડેછે. એક તો એ કે શૂન્યમાંથી કાંઈ બની સકતું નથી. જેઓ માનેછે કે પરમેશ્વરે કોઇ કાળે સૃષ્ટિ પેદા કીધી, તેઓએ એમ પણ માનવુંજ જોઈએ કે સૃષ્ટિની ઉત્પત્તિ પેહેલાં અવકાશમાં કાંઇજ નહતું. ત્યારે તેનો પદાર્થ આવ્યો ક્યાંથી? શૂન્યાવકાશમાં કાંઈ શી રીતે ઉત્પન્ન થયુ? એ વાત સંભવિત નથી. બીજું ઇશ્વર અનાદિ છે, અને સૃષ્ટિ તો કોઇ વખતે પેદા થઇ, ત્યારે તે ઉત્પન્ન થયા પહેલાં ઇશ્વર અનંતકાળ સુધી હતો તે અનંત કાળમા તેણે શુ કીધુ? તેટલા વખત સુધી તે નવરો આળસુ બેસી રહ્યો? ત્યારે તે પછી સૃષ્ટિ બનાવવાનું તેને શુ કામ હતું? આટલા અનંતકાળ ઊંઘ્યાં કીધુ ત્યારે તેને તે વિચાર કેમ સુઝયો નહિ? અને એક અમુક વખતે શા માટે અને શી અગત્ય પડી તેથી વિશ્વનુ મંડાણ કીધું? તેનો ઉત્તર કોઇથી દઈ સકાશે નહિ. વળી પદાર્થ નાશવંત નથી કોઇપણ વસ્તુ દુનિયામાં નાશ પામેછે એમ કેહેવું ખોટું છે. જેને આપણે નાશ કહીએ છીએ તે માત્ર અવસ્થાંતર છે. જ્યારે એક સગડીમાના કોયલા બળી જાય છે, ત્યારે તેઓમાના કેટલાએક ભાગ રાખ થઈ જાય છે, કેટલાએક ધુમાડામાં ઉડી જાય છે, તેમાનો ભીનાશનો ભાગ વરાળ થઇને ઉપર ચાલ્યો જાય છે, અને બાકીનો ભાગ વાયુરૂપ થઇને હવામાં જતો રહેછે. જો એ સઘળા ભાગ એકઠા કરીને તોળીએ તો તેઓનું વજન અસલ કોયલાના જેટલુ જ થાય. માટે કોયલાનો બળીને નાશ થયો એ કહેવુ ખોટું છે, તેઓનું માત્ર રૂપ બદલાયુ, તથા તેઓના ઘણાક રજકણ બીજું રૂપ ધારણ કરી બીજે ઠેકાણે જતાં રહ્યાં. એ પ્રમાણે સૃષ્ટિ માહેલા સઘળા પદાર્થોનો નાશ થતો નથી; માટે જગતનો લય પણ કોઈ કાળે થવાનો નથી. આ જગતનું રૂપ બદલાય, તેમાંની વસ્તુઓનાં રજકણો છુટાં છુટા પડી જાય, પણ તેનો ખરેખરો ક્ષય થઈ સકતો નથી. હવે જ્યારે તેનો ક્ષય થઇ સકતો નથી ત્યારે તેનો આરંભ પણ નથી એમ માનવાને મજબૂત કારણ છે. એ ત્રણ કારણોને લીધે પદાર્થો અનાદિ છે એવો મત બાંધી સકાય; જેઓ સૃષ્ટિની ઉત્પત્તિ માનેછે તેઓ પરમેશ્વરને સનાતન માનેછે, માટે એ બેમાથી એકને તો અનાદિ માન્યા વિના ચાલતુ જ નથી, ત્યારે પદાર્થને તેવે

રૂપે ગણવામાં શી હરકત છે? માત્ર એટલી જ કે તેઓ છેક નાનપણથી સાંભળતા આવ્યા છે કે પરમેશ્વરે સૃષ્ટિ રચી છે, તથા તેને કોઇએ બનાવ્યો નથી. માણસના એ પ્રમાણેના વલણ સિવાય પદાર્થોના અનાદિપણાને માનવાને કાંઈ અડચણ નથી, અને તેમ માન્યાથી ઘણું સુગમ પડેછે, તથા સંસારમાં વધારે સુખ ઉપજે છે.”

બ્રાહ્મણને આ સઘળી તકરાર સાંભળી ઘણું આશ્ચર્ય લાગ્યું, અને માણસ જેવો પ્રાણી જેને વિવેકબુદ્ધિ આપેલી છે તે તેનો આવો ઊંધો ઉપયોગ કરી જગતમાં ઇશ્વર નથી એમ માને એ વાત તેને ઘણીજ દુષ્ટ તથા અસ્વભાવિક લાગી. તે બોલ્યો: “તમારા ત્રણ અપવાદોનું વજન એક રતીભાર પણ નથી. આ જગત શૂન્યમાંથી કાંઇ બની સકતુ નથી એ વાત ખરી છે, પણ પરમેશ્વરની શક્તિ અપાર છે, તે આપણી ટૂંકી અક્કલ વડે માપી સકાતી નથી. અને તે શું કરી સકે તેની આપણાથી કલ્પના પણ થઇ સકતી નથી. માટે શૂન્યાવકાશમાં પોતાની ઇચ્છાના બળે કરી-નેજ તે પદાર્થ ઉત્પન્ન કરી સકે; એ ઠેકાણે આપણો ટૂંકો તથા અલ્પ અનુભવ કાંઇ કામ લાગતો નથી. બીજું, આ વિશ્વ રચાયા પહેલાં અનંતકાળ સુધી પરમેશ્વરે શું કર્યા કીધું તે આપણાથી કહી સકાતુ નથી, તથા તે જાણવાની આપણને જરાપણ અગત્ય નથી. જ્યારે તેને અનુકૂળ લાગ્યું હશે ત્યારે સૃષ્ટિ સરજી હશે. પણ તેણે શું કીધું હશે એ ન જાણવાથી પરમેશ્વર છેજ નહિ એમ એકદમ અનુમાન કરવું એ ઘણીજ મુર્ખાઇ છે. ત્રીજું, અગર જો તમારા કહ્યા પ્રમાણે પદાર્થો નાશવંત નથી, તોપણ તેટલા ઉપરથી તેઓને આરંભ નથી એમ સિદ્ધ થઇ શકતું નથી. તમારા ધર્મ સિવાયના દુનિયાના સઘળા ધર્મના લોકો કોઇપણ પ્રકારના પરમેશ્વરને માનેછે, અને તેની સાથે એવું પણ કબૂલ રાખેછે કે આખી સૃષ્ટિ તેણે બનાવેલી છે. તેનું અસ્તિત્વ જગતમાં સઘળે ઠેકાણે મોટે અને વંચાય એવે અક્ષરે લખેલું છે, તથા માણસ જાતના અંતઃકરણમાં કોતરેલું છે. મંદમંદ વાયુ આપીને સઘળી સૃષ્ટિને સુખ આપેછે તે, તથા વટોળીઓ અને તોફાની વા, ઝાડ તથા ઘરને તળિયા ઝાટક કરી નાંખી આખા જગતમાં અતિ ઘણું નુકશાન કરે છે તે, ‘પરમેશ્વર છે’ એમ બેહેરા લોકોને કહી સંભળાવે છે. પક્ષીઓ પોતાના મધુર રાગથી પરમેશ્વરના ગુણ ગાયછે, તથા નદીઓના મોટા ધોધવા અને દરિયાનાં મોજાંનો ગડગડાટ પરમેશ્વરનું અસ્તિત્વ દાટી

પીઠી પ્રકટ કરેછે જે ચમત્કારી સૂર્યનું તેજ તથા ગરમી જગતને જીવતું રાખે છે, જે શીતળ ચદ્રનું ચાંદરણું તથા અગણિત તારાઓનું ઝાંખું અજવાળું રાતને શોભાયમાન કરેછે, તેઓ પરમેશ્વરને દેખાડી આપેછે જે ઊંચા અને ભયાનક પર્વતોનાં શિખર વાદળાઓની અડાઅડ ગયલાં છે, તથા જેઓ પાણીને આકર્ષણ કરી સઘળી પૃથ્વીને ફળવાન કરે છે તેઓ પરમેશ્વરની તરફ આંગળી કરે છે; સારાશ, કે આખા વિશ્વમાં હરેક વસ્તુ તેના પેદા કરનારનું અસ્તિત્વ સિદ્ધ કરી આપે છે. તે છતાં પણ દુષ્ટ તથા ઊંધી અક્કલના માણસો, આંખ કાન બંધ કરી તથા વિચારશક્તિ અને અનુમાનશક્તિનો અઘટિત ઉપયોગ કરી કૃતઘ્ન થઈ અભિમાનથી કહે છે કે પરમેશ્વર નથી, તથા જગત પોતાની મેળે બનેલું છે. અરે! અરે! સારી વસ્તુઓનો કેવો નઠારો ઉપયોગ થઈ શકેછે."

બ્રાહ્મણનું આ જુસ્સા ભરેલું ભાષણ સાભળીને તથા પોતાનો ખરો અભિપ્રાય ન સમજતાં બધા જૈન લોકોને આવા સખત તેણે ઠોક પાડ્યા તે સાભળીને જતીને ઘણુ હસવું આવ્યું, અને બોલ્યોઃ "મહારાજ તમારામાં સમજ કરતા જુસ્સો વધારે છે. પરમેશ્વર છેજ નહિ એમ કોણે કહ્યું? તકરારને આરંભે મેં એવો અભિપ્રાય જણાવ્યો હતો કે પદાર્થ અનાદિ છે, એટલે સૃષ્ટિ કોઇએ પેદા કીધી નથી. પણ પરમેશ્વર નથી એમ મેં કદી કહ્યું નથી. મેં આગળ કહેલું છે કે પદાર્થોમાં સકેત તથા બુદ્ધિના ગુણ છે તે ગુણને એકત્ર કરીને તેમાં અહંકાર એટલે હુંપણું મેળવીએ, અને તે ગુણોના મિશ્રણને પુરૂષનું રૂપ આપીએ તો એવી રીતે થયેલા અસ્તિત્વને પરમેશ્વર કહેવાય. અમારા મત પ્રમાણે એ પરમેશ્વર નિરતર, અચળ, તથા શાંત રહેછે, અને તેની અથવા તેની ઇચ્છાની સત્તા પદાર્થોના બીજા ભાગ ઉપર ચાલતી નથી. અમારો પરમેશ્વર તમારા પરમેશ્વર જેવો ખટપટી, જજાળી તથા સઘળાં કામમા પોતાનું માથું ઘાલનારો નથી. તમે તો તમારા પરમેશ્વરને નામે લોકોને છેતરીને તમારૂં પેટ ભરોછો, અને જેમ માબાપ પોતાનાં છોકરાને મેહેતાજીનું નામ દઇ હમેશાં ધમકાવ્યા કરેછે તેમ તમે પરમેશ્વરનો ભય લોકોને બતાવી તેઓની પાસેથી પૈસા કઢાવોછો. આપણા બન્નેના ધર્મમાં પરમેશ્વર વિષેના મતમાં એટલો જ ફેર છે; માટે તમારા શબ્દ તમારે પાછા લઈ લેવા જોઇએ."

બ્રાહ્મણ આ જતીનું બોલવુ સાભળી જરાપણ ગભરાયો નહિ, પણ

તેણે ધીરજથી જવાબ દીધો કે "તમારા પરમેશ્વર માનવા અને ન માનવા એ બન્ને સરખું જ છે. જે મેહેતાજી મારે પણ નહિ અને ભણાવે પણ નહિ તે મેહેતાજી શા કામના? જગતમાં તમારા જેવા પરમેશ્વરથી શો ફાયદો? જગતનું બંધારણ એવું કીધેલું છે કે જો સઘળા માણસો ઇશ્વરી નિયમ પ્રમાણે વર્ત્તે તો જ સંસાર સારી રીતે ચાલે. હવે ઇશ્વરી નિયમ પ્રમાણે ચાલવું એ ઘણું કઠણ છે, તથા તેથી ઉલટું ચાલવામા ઘણી વખતે તુરત લાભ થાયછે ખરો, તથા તે નિયમો તોડવામાં ઘણીક લાલચ છે, તો પણ તે પ્રમાણે તેઓ ન કરે તથા તુરતનું નુકસાન ભોગવીને પણ સઘળા સારે રસ્તે ચાલે, તેને માટે ભય કોનો? તથા ઉલટ શાથી થાય? સારા કામ કીધાથી હમેશાં દુનિયાનું સુખ મળતું નથી, તથા દુષ્ટ કર્મો કરનારને હમેશાં દુનિયામાં શિક્ષા થતી નથી, ત્યારે જો પરમેશ્વર તરફથી સારાં કામનાં સારાં ફળ ભોગવવાની આશા, તથા માઠાં કામનાં માઠાં ફળ ભોગવવાનો ભય લોકોમાં નહોય તો આ દુનિયામા સારા ગુણ તો ક્વચિત જ જોવામા આવે, અને દુષ્ટ વિકારનુ પ્રબળ વધી જઇને જગતનો જલદીથી ક્ષય થાય. માટે પરમેશ્વરના ભયની જગતમાં જરૂર છે. વળી જ્યારે માણસ ઉપર કોઇ મોટી આફત આવી પડે, જ્યારે દુષ્ટ રોગોથી તેનું શરીર પીડાતુ હોય, જ્યારે તેની વહાલી આશાનો ભંગ થાય, જ્યારે તેના કુટુંબનું કોઇ માણસ આ દુનિયાનો કોઇ વખતે ત્યાગ કરે, ત્યારે તેને શાંતિ ક્યાંથી આવે છે? તથા એવી વખતે દિલાસો શાથી મળે છે? પરમેશ્વર ઉપરના ભરોસાથી જ. ઇશ્વરેચ્છા એ એક માણસની મોટી ઢાલ થઇ પડે છે, તે ઉપર વિપત્તિના કારી ઘા પડેછે તોપણ તેની અસર કાંઈ જણાતી નથી. તે એક ભરદરિયા વચ્ચે ખડક છે તે ઉપર ઉછળતાં તથા તોફાની મોજાં અથડાય છે તોપણ તે જરા ડગતો નથી. જો માણસ સંસારનાં કામ ચલાવવામાં પોતાના કરતા કોઇપણ શ્રેષ્ઠ શક્તિને માને નહિ, તો તેના દુઃખનો કાંઇ કાહો રેહે નહિ પરમેશ્વરને તમે કહોછો તે પ્રમાણે જંજાળી, ખટપટી તથા સઘળા કામમાં માથું ઘાલે એવો માનવાથી જગતને ઘણા ફાયદા છે, તે સઘળા વિસ્તારે કહેવા માડું તો આખો દહાડો વહી જાય માટે એટલેથી જ પૂરૂં કરૂંછું. હવે તમારા ધર્મની એક બીજી વાત કહુંછું. જીવહિંસા કરવી એ મહાપાતક છે એમ અમે કબુલ કરીએ છીએ; પણ તમે લોકો એ વાતમા છેક હદ બહાર જાઓછો. તમે

જ્યાં બેસો છો ત્યાં પહેલાં વાળોછો, બોલોછો ત્યારે મ્હોએ લુગડું બાંધોછો, અને એ સિવાય જીવનું રક્ષણ કરવાને ઘણાએક હસવા લાયક ઉપાય કરો છો, એ સઘળો તમારો ઢોગ છે. તમે નાના જીવો પાળોછો; અને મોટા જીવને મારોછો. તમે ધર્મ નિમિત્તે માણસને મારતાં બીહીતા નથી, અને ઝીણાં જીવડા ઊગારવાને હજારો બંદોબસ્ત કરોછો. તમે જાણતા તો હશો કે આખું વિશ્વ જીવથી ભરપૂર છે. જે હવાનો આપણે શ્વાસ લઇએ છીએ તેમાં અસખ્ય જીવ હોય છે, અને ભોંય ઉપર ચાલનારાં પણ અગણિત ઝીણાં જીવડાં હોયછે, ત્યારે આપણે મ્હોં ઉપર ગમે તેવું લુગડું બાંધીએ, અથવા બેસતી વખતે જમીનને વાળીએ, તોપણ શ્વાસોશ્વાસ લેવામાં હજારો જીવ શરીરમાં જાય છે, અને બેસતાં હજારો બલકે લાખો ઝીણાં જીવડાં છૂંદાઇ મરે છે. આપણો એ ઠેકાણે ઊપાય ચાલતો જ નથી. એવાં જંતુને જોઈ સકે એવી પરમેશ્વરે આપણી આંખ તીક્ષ્ણ બનાવેલી નથી. ત્યારે તમારા જેવો ઢોગ શા માટે કરવો જોઇએ ?"

તકરાર ઘણી લાંબી ચાલી, અને તેનો પાર જલદીથી આવશે નહિ એમ જાણી કરણરાજા વચ્ચે બોલી ઉઠ્યો "હવે બસ થયું. એ ભાંજગડથી મારૂં માથું દુખવા આવ્યું. વધારે સાંભળવાની મારી ખુશી નથી. પરમેશ્વરે મને શિવમાર્ગી માબાપને પેટે જન્મ આપ્યો તેથી હું તો તેજ ધર્મ પાળીશ. મારે જૈન ધર્મનું કાંઇ કામ નથી. સઘળા ધર્મ ખરા છે. જે ધર્મમાં આપણે અવતર્યા હોઇએ તે જ જો બરાબર પાળીએ તો પરમેશ્વર પ્રસન્ન થાય. એક ગામ જવાના ઘણા રસ્તા હોયછે તેમાં કોઇ લાંબો, કોઇ ટુંકો, કોઈ વિકટ, કોઇ સુગમ, પણ સઘળેથી અંતે તે ગામે પહોચાય છે. કોઇ સ્ત્રીએ પોતાના ધણી ઉપર વશિકરણ કીધું તેથી તે બળદ થઇ ગયો; ત્યાં પડોસમા કેટલાએક છોડવા ઉગેલા હતા તે ખાધાથી તેનું રૂપ બદલાઈને તે પાછો માણસ થયો. તે છોડવામાં એવો ગુણ હતો તે ન જાણતાં બળદે તે ખાધા, છતા તેને એ પ્રમાણે ફાયદો થયો. તેમ આપણા ધર્મનો મર્મ આપણે જાણીએ નહિ તોપણ તે પાળ્યાથી આપણે પણ તે બળદની પેઠે લાભ થાય માટે હવે વાદ પૂરો થયો તેથી સૌએ પોતપોતાને ઘેર જવું"

જતીઓથી પોતાનું ધારેલું કાર્ય સિદ્ધ થયું નહિ તેથી તેઓ દિલગીર તથા ઉદાસ થઇને ઉઠ્યા, અને આવી ખાતરી કરી આપે એવી તેઓની તકરાર છતા પણ રાજાના મન ઉપર કાંઇ અસર થઇ નહિ તેથી તેની

અતિસ્થૂલ બુદ્ધિ ઉપર અફસોસ કરીને ઘેર ગયા. મોતીશાનું લોહી પણ ઉડી ગયું; અને જે જતીઓ ત્યાં મળેલા હતા, તેઓની મૂર્ખાઇનો ધિક્કાર કરી ત્યાંથી ચાલ્યો ગયો. બ્રાહ્મણોએ એ પ્રમાણે જય મેળવ્યો તેથી તેઓને હર્ષ માતો નહતો. રાજાએ તેજ વખતે જૈન દેવસ્થાન ઉપરથી ધજા ઉતરાવી નાખવાની આજ્ઞા કીધી, અને તેમ કરી આવા બારીક વખતે તેણે તેની રૈયતના મોટા ભાગનું મન ઉંચું કીધું. બ્રાહ્મણોને મોટી મોટી દક્ષિણા આપી, અને તેઓએ તેને દેહશુદ્ધ પ્રાયશ્ચિત્ત કરાવ્યું. પછી રાજા રૂદ્ર મહાકાળેશ્વરનાં દર્શન કરવા પગે ચાલતો નિકળ્યો. રસ્તામાં થોડેક આગળ ચાલેછે એટલામાં એક રોળું જોઈ તે અટક્યો, અને આ બીક શાથી થઇ છે તેની તજવીજ કરવાને તે ત્યાં ઉભો રહ્યો. તપાસ કરતાં તેને માલમ પડ્યું કે જે વાણિયાના ઘર આગળ લોકો મળ્યા હતા તે વાણિયાએ પોતાનો એક છોકરો પરણાવવાને બે હજાર રૂપિયા જેહાશા શાહુકાર પાસેથી લીધા હતા. એ વાણિયો ઘણો વિપથી હતો તેથી તેણે ઘણાનું દેવું કીધેલું હતું, અને તે સઘળું વાળવા જેટલી તેની પાસે મિલકત નહતી, તેથી જેહાશાએ તેને બે હજાર રૂપિયા ધીરતાં આચકો ખાધો. હવે છોકરો તો પરણાવવો જોઈએ, અને તેમાં ખરચ પણ ન્યાતમાં મોટાઈ મેળવવાને વાસ્તે સારો કરવો જોઇએ, તેથી તે વાણિયો કોઇ સારો જામિન શોધવા નિકળ્યો, પણ કોઈએ તે દેવાળિયાની બાંહેધરી કીધી નહિ; ત્યારે તે લાચાર થઇને એક ભાટ પાસે ગયો, અને તેને જામિન થવાને વિનંતી કીધી. ભાટ લોકોના પૈસા કદી ખોટા થતા નથી, તથા તેઓ ગમે તે ઉપાયથી પોતાનું માગણું વસૂલ કરી સકે છે, તેથી ભાટે જામિન થવાને કબૂલ કીધું. અને જેહાશા પાસેથી પૈસા અપાવ્યા. વાણિયાએ ઘણી ધામધુમથી લગ્ન કીધાં; ન્યાતમાં ઘણી સારી જમાણવાર કીધી; લાહણું પણ કીધું; અને એ પ્રમાણે બે હજાર રૂપિયા ઉડાવી દીધા. રૂપિયા ઉપર તો વ્યાજ ચડવા લાગ્યું. પણ તે વાતની વાણિયાને કાંઈ ચિંતા નહતી. તેનો રૂપિયા પાછા આપવાનો વિચાર જ નહતો. કેટલેક વર્ષે બે હજારના ચાર હજાર થયા એટલાથી વધારે રૂપિયા લેવાશે નહિ એમ જાણીને જેહાશાએ ફરિયાદ કીધી, અને વાણિયા પાસે તો પૈ મળે નહિ, તેથી તેના જામિન ભાટ પાસેથી તે સઘળા પૈસા વસૂલ કીધા. હવે તે પૈસા પેલા વાણિયા પાસેથી લેવાના ભાટને રહ્યા. ભાટે રોજ રોજ ઉઘરાણી કીધી, પણ

વાણિયો ક્યાંથી આપે ? તેથી તેણે છેલ્લે નાગો જવાબ દીધો. ભાટ લોકો ઘણું કરીને પોતાના લેહેણાની ફરિયાદ સરકારમાં કરતા નથી તેથી, તે ભાટે પણ કીધી નહિ; અને કરત તોપણ તે વાણિયા પાસે શું લેવાનું હતુ ? તેથી તે તેને બારણે બેઠો, અને ત્રણ દહાડા સુધી પોતે અન્નજળ લીધું નહિ, તથા વાણિયાને અપવાસ કરાવ્યો. મોહોલ્લાના લોક ઘણા કાયર થયા અને ભાટ પોતાના ધારા પ્રમાણે તે ઠેકાણે આપઘાત કરશે તો આખો મોહોલ્લો ગોઝારો થશે એમ જાણી વાણિયાને ઘણો સમજાવ્યો, અને અંતે ટીપ શેહેરમાં ફેરવી ચાર હજાર રૂપિયા એકઠા કરી ભાટને આપવાનું કહ્યું, પણ તે વાણિયો જડ થઇને બેઠો, અને ભુખ્યો મરી જાઉં પણ એક પૈસો એ ભાટને આપું નહિ, અને મારી તરફથી કોઇને આપવા પણ દઉં નહિ એવો તેણે નિશ્ચય કીધો. લોકો સઘળા લાચાર થયા, અને ભાટને તેઓએ વાણિયાનો ઠરાવ કહ્યો. તે સભાળતાં જ ભાટ પોતાની સાથે તેની હેસી વર્ષની ઘરડી મા લાવ્યો હતો તેનું તલવારના એક ઘાએ માથું ઉડાવી નાખ્યું, તોપણ વાણિયો હઠ્યો નહિ. ત્યારે તે ભાટે ઘણા જુસ્સામાં આવી પોતાના એકના એક બાર વર્ષના છોકરાને બોલાવ્યો, અને તેના પેટમાં કાટર ખોસી મારી નાખ્યો. પછી તેનું વેહેતું લોહી ખોબામાં લઇને વાણિયા ઉપર છાંટયું, અને બોલ્યો: "અરે ચંડાળ, આ ભોગ લે, અને જેમ મારો નિર્વંશ ગયો તેમ તારો જજો, તારો પરણેલો છોકરો પણ એમ જ મરજો, અને તું પણ અથડાઇ અથડાઇ મહાદુઃખ પામી પીલાઇ પીલાઇને મરજો." સઘળા લોકો થરથર ધ્રુજવા લાગ્યા; પણ વાણિયાના વજ્ર હૈયા ઉપર કાંઈ અસર થઇ નહિ. ત્યારે હવે ભાટ પોતાનો જીવ કાઢવાને તૈયાર થયો. તેજ વખતે રાજા કરણ ત્યાં આવી પહોંચ્યો. ભાટે રાજાને જોઇ તેનું દુઃખ નિવારણ કરવાને કહ્યું, પણ રાજાએ તેની વાત ઉપર કાંઈ ધ્યાન આપ્યુ નહિ. તેથી ભાટમાં વાઘ જેટલો જુસ્સો આવ્યો, અને ગાંડા જેવો થઇ એક ફલંગ મારી વાણિયાના ઘરમા ગયો, અને તુરત તે વાણિયાનું તથા તેના બાળક નિર્દોષ છોકરાનું મુડદુ ઘરમાંથી ઘસડીને બાહાર કાઢયું, અને ભોંય ઉપર નાખીને પોતાના પેટમાં ખંજર મારી તુરત પડયો. આ સઘળાં કામો તેણે એવી ઝડપથી કીધાં કે લોકોને તેને અટકાવવાનો વખત મળ્યો નહિ, અને તેઓ સઘળા જડ થઇ ઉભા જ રહ્યા. વાણિયો તથા તેનો છોકરે

તો તુરત મરી ગયા; પણ ભાટનો જીવ જલદીથી ગયો નહિ. તેણે પછાડા મારવા માંડ્યા, અને શરીરના તથા મનના કષ્ટથી તેને ઘણીજ અકળામણ થવા માંડી. તેની ચોતરફ ફરતી આંખ રાજા તરફ ગઇ એટલે તેને વધારે દરદ થયું, અને જેટલો ક્રોધ તેનામાં બાકી રહ્યો તેટલો મ્હોં ઉપર લાવી બોલ્યો: "હે દુષ્ટ રાજા, બ્રહ્મહત્યા કરતાં પણ ભાટની હત્યા વધારે છે. તેં ઇહા ઉભા રહીને તારી રૈયતના પ્રાણ જતા જોયા. ધુળ પડી તારા ક્ષત્રીપણા ઉપર, અને બળ્યું તારૂં રાજ્ય. તુ રજપૂત થઇને તારાથી નિર-પરાધી ભાટનો બચાવ થયો નહિ. આજે જેટલા મુઆ તેટલાનું પાપ સઘળું તારે માથે. તુ જે કામને સારૂ ઇહાં આવ્યો છે તે કામ સફળ થવાનું નથી. તું વન વન રઝળીશ. તારા ઘરનાં માણસ તને છોડીને જતાં રહેશે. અને તુ કયાં મરીશ તે કોઇ જાણવાનું નથી." એટલું કહી ભાટ ચત્તોપાટ પડી ગયો, અને તેનો આત્મા પોતાનું માગણું વાણિયા પાસેથી વસુલ કરવાને સારૂ ઇનસાફના છેલ્લા દરબારમાં ફરિયાદ કરવા ગયો.

ભાટનો શાપ સાંભળીને રાજાને એટલું તો કષ્ટ થયું કે તે બેશુદ્ધ થઇને ભોંય ઉપર પડ્યો. તેને તેના માણસો તુરત ઊંચકી લઈ પાછા મેહેલમા લઇ ગયા. જ્યારે તેને શુદ્ધિ આવી ત્યારે આસપાસ બેઠેલા બ્રાહ્મણોએ ભાટનો શાપ બાળી નાખવાને શાસ્ત્રમાંથી કાંઇ પ્રાયશ્ચિત્ત શોધી કાઢી તે કરાવવાનું વચન આપ્યું. રાજાને તે સાભળીને શાંતિ થઈ, અને તેના મનને દિલાસો મળ્યો. પણ એટલામાં પાટણથી એક દોડતો જાસુસ આવ્યો, તે રાજાના ઓરડામાં ધસી આવી શ્વાસ ખાધા વિના બોલ્યો: "રાજાધિરાજ, એવી સઘળે ઠેકાણેથી ખબર આવી પહોચી છે કે તુરકડા લોકો મોટું લશ્કર લઇ રાજ્યની હદ ઉપર આવ્યા છે, અને તેઓનો વિચાર આખું રાજ્ય જીતવાનો છે. તેમની સાથે આપણો માજી પ્રધાન માધવ છે. તેઓએ કેટલાએક ગામ માર્યા છે, તથા લોકો ત્રાસ પામીને અહીંથી તહીં દોડે છે." તુરક લોકો ગૂજરાત જીતવા આવ્યા તેથી હવે મોટી લડાઇઓ થશે એ વિચારથી જ કરણનું ક્ષત્રીય લોહી ઉકળવા લાગ્યું, અને તે ઘણી હિમ્મત પકડી બોલ્યો 'એ મ્લેચ્છ લોકોને ગૂજરાતની ધરતીમાં દટાવું સરજીત હશે તેથી કાળ તેઓને લલચાવીને ઇહાં લાવ્યો હશે હજી મેં કાચળી પેહેરી નથી; હજી રજપૂત લોકોએ તેઓનું શૂરાતન ખોયું નથી; હજી દેશમા હિમ્મતવાન માણસો છે; ગૂજરાતના રાજાને

લશ્કરની ખોટ નથી; મજબૂત કિલ્લાઓ પણ પુષ્કળ છે, માટે તેઓને આવવા દો. હું તેઓથી જરાપણ બીહીતો નથી. મારા હાથ શત્રુને મારવાને ચવળે છે, તથા મારી તલવારને લોહી મળ્યું નથી તેથી તેને ઘણી તરસ લાગી છે. વાહ! વાહ! હવે વખત આવ્યો છે. હું કેવો છું તે રણ-સંગ્રામમાં આખા જગતને દેખાડી આપીશ. જો એ પ્રમાણે ન બન્યું હોત તો મારૂં નામ આગળ ચાલત નહિ. જે થયું છે તે ઠીક છે. સઘળો સામાન તૈયાર કરો, કાલે ઇહાથી કૂચ કરીશ, અને પાટણ જઇને યુદ્ધ કરવાને સઘળો બદોબસ્ત કરીશ."

---

## પ્રકરણ ૯ મું.

ગૂજરાતની સરહદ ઉપર અલાઉદ્દીન ખિલજીનું લશ્કર છાવણી નાખીને પડ્યું હતું. લશ્કરની સંખ્યા, તથા તેના મુખ્ય સરદારના અધિકાર, જે દેશ, જીતવાનો હતો તેના મહત્વને લાયક જ હતા. છાવણીમાં એક લાખ સવાર, પંદરસેં હાથી, વીસ હજાર પાયદળ, તથા પીસતાળીશ મોટા સરદારો હતા. ગૂજરાત જો જીતાય તો તેનું રાજ્ય ચલાવવાનું કામ અલફખા જે પાદશાહનો ભાઇ હતો, અને આ સઘળા લશ્કરનો મુખ્ય સરદાર હતો તેને સોપેલુ હતુ. તેના હાથ નીચે સઘળો કારભાર માધવને સોંપવો એવો બંદોબસ્ત કીધેલો હતો, અને પાદશાહનો વજીર નુસરતખાં લશ્કરની સાથે આવેલો હતો, પણ દેશ સર થયો એટલે તેને દિલ્હી પાછા જવાનો હુકમ હતો. છાવણી એક મોટા શેહેર જેવડી હતી; જેટલાં લડનારાં માણસો ઉપર ગણાવ્યાં, તે સિવાય બઇરા, છોકરા, દુકાનદાર, ચાકરો તથા બીજા ઘણાએક નકામાં માણસો છાવણીમાં રહેતાં હતા. વળી ઘોડા, હાથી, ઊંટ, વગેરે લડાઈમાં તથા ભાર વહેવામાં ઉપયોગી જાનવરો લાખો હતા; તેમાં ઘરોને બદલે તબુ, ડેરા, રાવટી, વગેરે એક ઠેકાણેથી બીજે ઠેકાણે લેઇ જવાય એવી રહેવાની જગા હતી. મોટા સરદારો તથા અમીરોના તબુઓ કિનખાબના, ઝરીના, તથા બીજા કિંમતી લુગડાંના હતા, અને તેઓ પણ શોભાયમાન દેખાતા હતા. ઠેકાણે ઠેકાણે બજાર ભરાતી, તેમા માંડવા નાખી દુકાનદારો જુદી જુદી જાતનો માલ વેચતા હતા. છાવણીમા હમેશાં લોકોની ભીડાભીડ રહેતી, અને રાતને વખતે રોશનીથી ત્યાં મોટી આગ લાગી હોય એમ દેખાતુ હતુ. થોડી રાત વહી ગયા પછી

સઘળા દીવા ઘેર કરવામાં આવતા, તથા છાવણીની આસપાસ મોટાં મોટાં બળતાં કરી ચોકીદાર લોકો જાગતો પેહેરો રાખતા હતા. એવી રીતે અલાઉદ્દીનનું લશ્કર ગૂજરાત તથા મેવાડની સરહદ ઉપર પડેલું હતું. છાવણીની વચ્ચોવચ જે ભભકાદાર તંબુઓ હતા તેમાંથી એક ઝરીના મોટા તંબુમાં ત્રણ માણસ ઘણા ઊંડા વિચારમાં બેઠેલા હતા. તેઓ પાટણના રસ્તામાં જે જે ગામ, નદી, વગેરે આવે તે એક કાગળ ઉપર માંડતા હતા, તથા મુખ્ય રાજ્યધાનીના શેહેરમાં કયે રસ્તે જવું, તથા ક્યાં ક્યાં મુકામ કરવો તેની તે નકશા ઉપર તેમણે નિશાની કીધી હતી. માધવે ગૂજરાતના મંડળેશ્વર તથા મોટા સામંતોને ફોડવાને ગુપ્ત જાસૂસો મોકલ્યા, લોકોની પ્રીતિ રાજા ઉપરથી ઉઠાવીને પોતાની તરફ તેઓને ખેંચી લેવાની ઘણી મેહેનત કીધી, તથા મુસલમાન લોકો કરણ રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મુકી બીજો નવો રાજા નીમી સઘળો રાજ્યકારભાર મને સોંપશે, અને તેઓ પાછા પોતાને દેશ જશે, ને પછી હું મારા મદદગાર લોકોને ઘણો જ લાભ કરી આપીશ એમ લોકને સમજાવવાને ઘણા પ્રયત્ન કીધા, પણ તે સઘળા નિષ્ફળ ગયા. માત્ર ત્રણસેં ને સાઠ સવાર તેને આવી મળ્યા. પણ તે ઉપરથી માધવ અથવા અલફખાં બેમાંથી કોઇ નિરાશ થયો નહિ. તેઓએ ગૂજરાતના લોકોની સહાયતા ઉપર ભરોસો રાખ્યો ન હતો, એટલું જ નહિ પણ માધવના કહ્યા છતાં પણ કોઈ મદદ કરશે નહિ એમ આગળથીજ ધારીને તેઓએ બોહોળું લશ્કર તથા લડાઇનો સઘળો સામાન સાથે રાખ્યો હતો. ગૂજરાત જીતવામાં જુદા જુદા માણસોને જુદો જુદો સ્વાર્થ હતો. પાદશાહી રાજ્યમાં વધારો થાય, અને પોતાના ભાઇ અલાઉદ્દીનનું રાજ્ય વિસ્તાર પામે, અને તે સઘળું કદાચ કોઇ દહાડો પોતાના હાથમાં આવે એટલો અલફખાને ફાયદો હતો. નુસરતખાને લાભ એટલો જ હતો કે પોતાની બહાદુરી તથા હોશિયારી વડે ગૂજરાત સરખો મોટો ફળવાન પ્રાંત જીતાય તો પાદશાહ ઘણો ખુશ થાય, તેના ઉપર મેહેરબાની વધે, તેની વઝીરાતનો પાયો વધારે મજબૂત થાય, અને પોતાની કીર્તિ જો દેશમાં ફેલાય તો કોઇ વખત રાજ્યની ઉથલપાથલમાં તેને તખ્ત મળવાનો લાગ આવે. માધવની મુખ્ય મતલબ કરણરાજા ઉપર વેર લેવાની હતી, અને તેમ કરતાં કદાપિ ગૂજરાતનું રાજ્ય ઊંધું વળે, ને રાજા પદભ્રષ્ટ થાય, અથવા લડાઇમાં માર્યો જાય, અને તેની પછી ગમે તે પોતાના દેશ ઉપર રાજ્ય ચલાવે તોપણ તેની મુખ્ય મતલબ પાર પડે

એટલી જ તેને ખૂશી હતી. વળી તેને રાજ્યકારભાર મળવાની પણ ઉમેદ હતી; તેથી તે ઘણીએક વખતે ઉમંગમાં દેખાતો હતો. છાવણી બીજે દહાડે સવારે ઉડવાની હતી તેથી અલફખાં, નુસરતખાં, તથા માધવ એ ત્રણે રાત્રે નવ કલાકે મસલત કરવા બેઠા હતા.

અલફખાં—માધવજી, તમારા ધાર્યા પ્રમાણે કરણ રાજા કેટલું લશ્કર એકઠું કરશે? પાટણ જતાં સુધી રસ્તામાં કાંઇ અડચણ નડશે કે નહિ? તે બહાર નિકળીને લડાઇ કરશે કે શેહેરના દરવાજા બંધ કરી કિલ્લામાં ભરાઇ બેશી રહી શેહેર આગળ આપણને રાહ જોવડાવશે? તમે રાજાની ચાલથી, કિલ્લાની મજબૂતીથી, ઇહાંના લોકોની બહાદૂરીથી, તથા રાજાના લશ્કર તરફનું કેટલું જોર છે એ સઘળાથી વાકેફ છો, માટે તમારાથી એ ખબર પાકી મળશે.

માધવ—કરણ રાજા મારો કટ્ટો વેરી છે, તેણે મને બધી રીતે પાયમાલ કરી નાખ્યો છે, તોપણ તે બહાદૂર નથી એમ મારાથી કહી શકાતું નથી. રજપૂત લોકોમાં શૂરાતનની કાંઇ કસર હોતી નથી, તે પ્રમાણે કરણમાં પણ શૌર્ય ઘણું છે. તેનામાં ભયનું તો નામ જ નથી; તે ભયને ઓળખાતો જ નથી; લડાઇથી તે ઘણો આનંદ પામે છે; અને અગરજો હજુ સુધી તેની હિમ્મત કોઇપણ લડાઇમાં કસાયલી નથી, અગરજો તેની સઘળી બહાદૂરી હજુ સુધી તેના શબ્દોમાં જ રહેલી છે, કંઇ કામમાં વપરાયલી નથી, તોપણ જ્યારે પ્રસંગ પડશે ત્યારે તે નામરદ ઠેરવાનો નથી. તેની બહાદૂરીનાં આપણને પણ વખાણ કરવાં પડશે. પણ પરમેશ્વરની મેહેરબાનીથી તેનામાં જોઇએ તે કરતાં પણ વધારે શૂરાતન છે તેથી જ્યારે આપણું લશ્કર ગૂજરાતમાં પેસશે, તથા પાટણથી થોડેએક દૂર આવી પહોંચશે, એટલે તે લડાઇ કરવાને એટલો બધો આતુર થઇ જશે કે પાટણનો મજબૂત કિલ્લો મુકી બહાર મેદાનમાં યુદ્ધ કરવાને નિકળશે, એટલે કિલ્લાને ઘેરો ઘાલવાની મેહેનત આપણને કરવી પડશે નહિ. શેહેર આગળ જરા પણ ખોટી થવું પડશે નહિ, તથા અનાજ પાણીની તંગી વેઠવી પડશે નહિ. જે થશે તે લડાઇમાં થશે. જો ઇશ્વરની કૃપાથી લડાઈમાં ફતેહ મળી તો આખો ગૂજરાત દેશ જીતાયો એમ જાણવું. લડાઇના કામમાં તે બીજા લોકોની સલાહ માનશે નહિ. તે પોતાના જુસ્સાથી ઘસડાયો જશે, અને અંતે રણસંગ્રામમાં તે માર્યો જશે; અથવા મરણતોલ જખમી થશે ત્યાંસુધી તે લડાઇ બંધ પાડશે નહિ. પાટણમાં ઘણા-

એક શૂરા અને શાણા સામંતો છે; વળી તેનો વાણિયો મંત્રી પણ ધૈર્યવાળો તથા અગમ બુદ્ધિમાન છે, તેઓની શિખામણ જો રાજા સાંભળશે તો તે પાટણના કિલ્લામાં જઇને ભરાશે; અને તે કિલ્લો ઘણો જ મજબૂત છે, તથા કિલ્લો લેવાનો સામાન આપણી પાસે જોઇએ તેટલો નથી; અને એ રીતે ગૂજરાતના સઘળા કિલ્લા એક પછી એક લેવા પડે તો આપણી મોટી કમ્બખ્તી જાણવી; અન્ન પાણીની ઘણી ખોટ પડશે, આપણી સાથે જે બોહોળું લશ્કર છે તેને જોઇએ તેટલો ખોરાક પૂરો પડશે નહિ ત્યારે તેઓમાંથી ઘણા એક ભુખે મરી જશે, અને બીજાઓ એટલા તો નારાજ થઇ જશે કે તેઓને ઇહાં રાખવા ઘણું મુશ્કેલ થઇ પડશે, અને રહ્યા તોપણ તેમનું લડવા તરફ ઘણું દિલ રહેશે નહિ. ગામના લોકો તથા રાજાનું લશ્કર તેઓને હેરાન કર્યા કરશે, અને અંતે કાયર થઇ આપણને ગૂજરાત છોડી જવું પડશે. તે વખત પાદશાહના અધીરા તથા ઉતાવળીયા સ્વભાવથી, તેનું ધારેલું કામ પાર પડયું નહિ તેની નાઉમેદીને લીધે તેને જેટલો ક્રોધ ચઢશે તેથી, લશ્કરમાં માણસ તથા પૈસા તરફથી ખરાબી થવાને લીધે પાદશાહના મન ઉપર જે અસર થશે તેથી, તથા પાદશાહનો કોઇ વખત પણ પરાજય થયો નથી, તથા ધારેલું કામ નિષ્ફળ ગયું નથી, છતાં આ વખતે જો તેની હાર થાય તો તેનું નામ તુટી જાય, તેની આબરૂમાં ખલલ પહોંચે, તેની શક્તિ વિષે તેના તાબાના રાજાઓના મનમાં હલકો વિચાર આવે, અને તેમ થવાથી રાજ્યમાં સઘળે ઠેકાણે બંડ થાય, અને તે જોઇને કોઇ અમીર અથવા બીજો શખ્સ ઉભો થઇ પાદશાહની ગાદી છીનવી લે, બલકે તેની જીંદગીને પણ નુકસાન લાગે, એ સઘળાં પરિણામોપર નજર પહોંચાડી પાદશાહને કેટલી દિલગીરી થાય તથા તે દુઃખના આવેશમાં તે જે કરે તેથી આપણને કેટલો ભય લાગવાનું કારણ થઈ પડે તેનો ખ્યાલ માત્ર કરવો. પણ એ સઘળું મારી અલ્પ બુદ્ધિ તથા ટુંકા અનુભવ પ્રમાણે બનવાનું નથી. રાજાનો સ્વભાવ ઘણો હઠીલો છે તેથી તેણે જો એકવાર પણ લડાઇ કરવાનો અને તેમાં પોતાનું શૌર્ય દેખાડવાનો ઠરાવ કીધો તો ગમે તે થશે તોપણ તેમાંથી તે ફરવાનો નથી; અને જો એકવાર મેદાનમાં યુદ્ધ થાય તો જય મળવાનો વધારે સંભવ છે, અને તેમજ થશે તેની આશા પણ રાખવામાં આવે છે. રાજા જો લશ્કર એકઠું કરવાની ધીરજ રાખે તો ઘણું મોટું જોરાવર સૈન્ય

તેની પાસે થાય. બધા મંડળિક રાજા પોત પોતાનાં માણુસો લેઇને આવે, પણ હવે આપણે કરણને વખત આપીશું નહિ. આપણે જલદી જલદી કૂચ કરી રાજ્યધાનીના શેહેર ઉપર જવું, એટલે તે મંડળિક રાજાઓથી પોતાના સિપાઇઓ એકઠા કરી રાજાને મદદ કરવાનું બની આવશે નહિ. કરણ તેઓની રાહ જોવાનો નથી; પોતાની શક્તિ ઉપર તેને એટલો બધો વિશ્વાસ છે, તથા આપણા ઉપર તેને એટલો તો ધિક્કાર છે કે તે મદદની રાહ ન જોતાં લડાઇ કરવાને તૈયાર થશે. તેના ઘણાએક મંડળેશ્વર છે તેઓ પોતાના તાબાનાં માણુસોને લઇને આવશે, તેમને તથા પોતાના ખાસ લશ્કરને લઇ રાજા લડાઇમાં આવશે. લશ્કરની બહાદૂરી વિષે કહેવાની જરૂર નથી. આપણા લશ્કરે રજપૂત સિપાઇઓની સાથે ઘણીએક વખતે યુદ્ધ કીધેલું છે તેથી તેઓની હિંમત, લડવાની રીત વગેરેથી તે સારી પેઠે વાકેફ હશે. બહારથી સહાયતા મેળવવાનો તેને સભવ નથી. દેવગઢનો રાજા આપણાથી એટલો તો ત્રાસ પામ્યો છે, તથા તેનો એટલી બધીવાર પરાજય થયલો છે કે તે આ વખતે માથુ ઉઠાવવાની હિંમત ચલાવશે નહિ. વળી તે આપણા પાદશાહનો ખંડિયો રાજાછે એટલે આપણી સામે થવાનો તેનો ધર્મ નથી. રાજ્યસ્થાનમાના ઉદેપુર, જોધપુર, અજમેર, ઇત્યાદિ સંસ્થાનોના રાણા, રાજાઓ પોતાના જાતભાઇને મદદ કરવાને આવશે નહિ. જ્યારે ઘોરીશાહે દિલ્હીના પૃથુરાજ ઉપર ચઢાઇ કીધી તે વખતે જેમ બીજા રજપૂત રાજાઓ તેને સહાય થયા હતા તેમ આ વખતે કરણને મેવાડ, મારવાડ અથવા બીજા કોઇ રજપૂત સંસ્થાનના રાજા તરફથી પૈસા અથવા લશ્કરની મદદ મળશે એવો સંભવ નથી. તે રાજાઓએ સુંઠનો સ્વાદ ચાખ્યો છે. આજ ઘણાએક વર્ષ થયાં પાદશાહે પોતે જાતે તેઓની સાથે લડાઈ ચલાવી છે, તેમાં તેઓની ઘણી ખરાબી થઇ છે. તેઓ આપણા લશ્કરનું બળ અનુભવથી જાણે છે, તથા તેથી તેઓ ઘણા બીહેછે. વળી કરણને મદદ કરી તેઓ પાદશાહની ઇતરાજી કરાવશે નહિ. કરણ પણ એટલો અહંકારી છે, તથા તેને પોતાના બળ ઉપર એટલો વિશ્વાસ છે કે તેઓની સહાયતા માગશે નહિ. માગશે તોપણ તે મળવા જેટલો હવે વખત રહ્યો નથી. વળી જો તેઓની મદદથી કરણ જય પામે તો પ્રતિષ્ઠા સઘળામાં વહેંચાઇ જાય, અને થોડો ભાગ જ કરણને મળે. પણ તેમ થાય તેમાં કરણ નાખૂશ છે. તેને સઘળી આબરૂ

પોતાને જોઇએ છીએ, તેથી તે પોતે એકલો જ વગર મદદે લડશે એવો સંભવ છે. પછી તો શિવજી જાણે. પાટણ જવાના રસ્તામાં કાંઈ હરકત નડે એવું નથી. વચ્ચે કાંઇ મોટા પાહાડ અથવા મજબૂત કિલ્લા આવતા નથી. દેશ સઘળો પાધર છે. ગામ ઘણાં મોટાં તથા પૈસાવાળાં છે; તથા અન્ન પાણી પણ પુષ્કળ મળશે તેથી રસ્તામાં આપણને કશી વાતની આપદા પડવાની નથી.

માધવની આટલી વાત સાંભળીને અલફખાંનું મન સંતોષ પામ્યું, અને રાત વધારે વહી ગઈ એમ જાણી માધવને પોતાના તંબુ ઉપર જવાની રજા આપી. તે વખતે છાવણીમાં સઘળું ચુપાચુપ હતુ. બીજે દહાડેથી કૂચ થવાની હતી, તથા લડાઇનો સમય પણ પાસે આવ્યો હતો એમ જાણીને આગળથી થાક ખાઇ લેવાને ઘણાએક તે દહાડે રોજ કરતાં વહેલા સુઈ ગયા હતા. તોપણ ઠેકાણે ઠેકાણે ચોકીદાર સિપાઈ તાપણાની આસપાસ ઘણાએક ટોળાં વળીને તાપવા તથા વાતચિત કરવા બેઠા હતા. તેઓ સઘળાની વાતનો વિષય ગૂજરાત જ હતો. તેઓ જ્યાં જ્યાં ગયલા ત્યાં ત્યાં જય મેળવેલો, અને કોઇ વખત પણ પોતાનું કામ સિદ્ધ કીધા વિના આવેલા નહિ તેથી તેઓને પોતાના બળ ઉપર જોઇએ તે કરતાં વધારે ભરોંસો હતો. માટે આ વખતે ગૂજરાત જીતાશે એ વિષે તેઓને જરા પણ શંકા નહતી. તેઓમાથી જેઓ ઘણા નિમાજી તથા ધર્માંધ હતા તેઓ ગૂજરાત જીત્યા પછી ત્યાંના સઘળા લોકોની પાસે બરહકક મનાવવાને એટલા તો આતુર હતા કે તેઓ રાત દહાડો પરમેશ્વરની પ્રાર્થના કર્યા કરતા કે તે સર્વ શક્તિમાન આ કાફર દેશને પાકદીનવાળાના હાથમાં આપે, તેઓના મનનો અંધકાર દૂર કરે, અને તેમાં મુસલમાની ધર્મનું તેજસ્વી કિરણ પ્રકટ કરે, તથા સઘળી મૂર્તિઓ, અને લોકોને અલ્લાતાલાથી દૂર કરવાને સેતાને જે જે તદબીર કીધેલી છે તે સઘળી પાયમાલ થઇ જાય. તેઓના મનમાં દૃઢ વિશ્વાસ હતો કે આ ઊંચી તથા ઉમદા મતલબ પાર પાડવાને જ માટે પરમેશ્વર આપણને ફતેહ આપશે, તથા કાફર લોકોનું જોર તોડી પાડશે; પણ લશ્કરમાં સઘળા લોકો એવા નહતા. ઘણાએક તો ઘેર ભુખે મરતા હતા, અને પૈસા લુંટવાના હેતુથીજ તેઓ પોતાનાં બઇરાં છોકરાંને છોડીને આટલે દૂર પોતાનો જાન જોખમમાં નાખી આવ્યા હતા. તેઓનો વિચાર પૈસા ઉપર જ હતો. રાત્રે તેઓ સુતા ત્યારે

સ્વપ્નમાં ગૂજરાતના રાજા, વ્યાપારી, તથા બીજા લોકોની અગણિત દોલત તેઓના જોવામાં આવતી, અને સોના, રૂપા, મોતી, તથા જવાહેરના ઢગલામાં તેઓ પોતાના હાથ ઘાલી જેટલું જોઇએ તેટલું તેમાંથી લીધા પછી પાછા દેશ જઇને મોટી હવેલીઓ બાંધવામાં, ગુલામો વેચાતા લેવામાં ઝનાનામાં ઘણો વધારો કરવામાં, તથા બીજી રયાસત ભોગવવામાં સઘળી દોલત ખરચીશું એમ તેઓ ઊંઘમાં પણ વિચાર કરતા હતા.

ઉપર થયલી સઘળી વાત ઉપર વિચાર કરતો કરતો ઘણી ઉદાસ વૃત્તિમાં માધવ પોતાના તંબુ ઉપર જતો હતો. તેણે ત્યાં જઇ સુવાને ઘણાં ફાંફાં માર્યાં, પણ નિદ્રા દેવીએ તેના ઉપર મેહેરબાની કીધી નહિ. તે બિછાના ઉપર પછાડા મારવા લાગ્યો, અને તેની આખી જીંદગીનું ચિત્ર એક તખ્તા ઉપર ચિતરાઇને તેની આંખ આગળ આવ્યું. તેને પોતાનાં માબાપ યાદ આવ્યાં; તેની નાનપણની રમત તથા સોબતીઓ આંખ આગળ આવ્યો; તેની જુવાની થતાં જે જે ઉમેદ તેના મનમાં આવી હતી, તથા જે જે શેખસલ્લીના વિચાર તેણે કીધા હતા તે સઘળા એક પછી એક તેના સ્મરણ સ્થાનમાંથી નિકળતા ગયા. તે પાટણમાં આવ્યો તે વખતે કેવો નિર્દોષ હતો, અને આ વખતે તેના મનમાં કેટલા ઉલટા સુલટા વિચાર હારબંધ આવતા, તથા કેવું ભયંકર તોફાન થઇ રહેલું હતું? જુવાનીનો રમણિક તથા આશાથી ભરપૂર વખત ગયો તે ફરીથી આવવાનો નથી. પાટણમાં થોડી વાર રહ્યા પછી તેની આશા સફળ થતી ગઈ, તે દરજ્જે ચઢતો ગયો, અને છેલ્લી વારે કરણને ગાદીએ બેસાડીને તેનો મંત્રી થયો, એ સઘળુ હમણા જ બન્યું હોય એમ તેને જણાયું. પછી આફતો આવી પડી; પોતાની પદ્મિની જેવી સ્ત્રી રૂપસુંદરીને રાજા લઈ ગયો; તેનો નાનો ભાઇ કેશવ તે ગડાબડાટમાં માર્યો ગયો. તેની ભાભી ગુણસુંદરી સતી થઇ; તથા તે પોતે પોતાનો હોદ્દો છોડી એક ચોરની પેઠે સંતાતો રાજ્ય છોડી ઘણાંએક સંકટો ભોગવી દિલ્હીમાં આવ્યો. દિલ્હીમા જે બનાવ બન્યો તે, તેની પાદશાહ સાથે મુલાકાત, પાદશાહની ગૂજરાત જીતવાની કબૂલત, એ સઘળું તેને એકદમ યાદ આવ્યું ત્યારે તેની છાતી ભરાઈ આવી, અને મનમાં એટલો તો ઉકળાટ થઈ આવ્યો કે તે આ વખતે એક નાના છોકરાની પેઠે મોટે અવાજે પુષ્કળ રડયો. પોતાના દેશ ઉપર મ્લેચ્છ લોકોને લેઇ આવ્યો તેથી તેના મનમાંનું

વેર તો તૃપ્ત થયું, પણ તેના અંતઃકરણમાં તેના આવા કામથી ઘણો પસ્તાવો થયાં કરતો, તથા ઘણીજ શરમ લાગ્યાં કરતી હતી. જગતના ઇતિહાસ ઉપરથી જણાય છે કે એ પ્રમાણે કરવામાં માધવ કાંઇ એકલો નહતો. અસલના વખતમાં બ્રિટન દેશમાં વારટિજર્ને જર્મનીથી સાક્સન લોકોને, અને સ્પેનમાં કાઉંટ જુલિયને આફ્રિકાથી મુસલમાન સરદાર મુસાને પોતાના રાજા ઉપર માધવના જેવાજ કારણને વાસ્તે વેર લેવાને તેડાવ્યા હતા. તે સિવાય સ્ત્રી હરણને લીધે ઘણાએક માણસોએ, રાજાની ખરાબી કરવા, પોતાના દેશને તથા લોકોને પરાયા લોકોને હાથ તાબે થવા દીધા હતા. પોતાની સ્ત્રીના પતિવ્રતપણાનું અભિમાન એવું જ હોય છે; તે ભંગ કરનાર ઉપર જુસ્સો પણ એવા જ પ્રકારનો હોય છે. તથા વેર પણ માણસના અંતઃકરણ ઉપર એટલા જ જોરથી અમલ ચલાવે છે. એ સઘળા માણસો પોતાનું વેર લીધા પછી પસ્તાય છે, ત્યારે માધવને ઉપર પ્રમાણે પશ્ચાત્તાપ થાય એમાં શું આશ્ચર્ય? માણસના મનના બંધારણનો સ્વાભાવિક ધર્મ છે કે જ્યારે કોઇ પણ એક વિચાર ઘણો પ્રબળ થાય છે ત્યારે તે બીજી સઘળી વૃત્તિઓને નિર્બળ કરી નાખે છે. એ વખતે બીજી વૃત્તિઓનું કંઈ ચાલતું નથી; પણ જ્યારે તે બળવાન વિકાર શાંત થાય છે ત્યારે તેનું જોર નરમ પડે છે, અને તેથી તે નીચે બેસે છે, અને બીજા જે વિકારો દબાયલા હતા તેઓ સઘળા જોર પકડી ઉપર આવે છે, અને તેણે કરીને તે માણસને પાછળથી ઘણું દુઃખ થાય છે. એ પ્રમાણે માધવને બન્યું. સિદ્ધપુરના રૂદ્રમાળની પગથાર ઉપર તે રાત્રે ફરતો હતો તે વખત વેરે તેનું મન વશ કીધું હતું. અને તેના મનની આંખ આંધળી થઈ હતી, પણ હવે તેની મતલબ પાર પડી, અને રાજા કરણ ઉપર મનમાનતી રીતે વેર લેવાનો સમય પાસે આવ્યો ત્યારે ડાહ્યા વિચારો આવવા લાગ્યા. તેનામાં આટલી વાર સુધી દેશાભિમાન તથા ધર્માભિમાન દબાઇ ગયાં હતાં, પણ તેઓનો બિલકુલ નાશ થયો નહતો. હવે જે ગૂજરાત દેશમાં તેનો જન્મ થયો, જે દેશમાં તેની બાલ્યાવસ્થા ખુશી તથા આનંદમાં ગઇ, જે દેશમાં તેની જુવાનીમાં તેની ઉગતી આશાની કળીઓ ફુટી, અંતે ફાટીને તે ઉપર ફુલ આવ્યાં, જે દેશમાં તેની ન્યાત જાત, સગાં વહાલાં, ઓળખીતા, મિત્રો રહેતા હતા, જે દેશમાં તેણે રાજ્યનો કારભાર ચલાવ્યો હતો, જ્યાંના રહેવાસી પો-

તાના સ્વદેશી કહેવાતા, જેઓ તેને એકવાર પોતાના પિતા સમાન ગણતા હતા, જેઓનું રક્ષણ કરવું તથા જેઓના સુખમાં વૃદ્ધિ કરવી એ તેનો મુખ્ય ધર્મ છે એમ તે જાણતો, તે દેશ તથા તે રહેવાસીઓનું સ્વતંત્રપણું હરી લેવા, દેશી રાજાને ઉઠાડી મુકી પારકા રાજાનું રાજ્ય સ્થાપન કરવા, પોતાના દેશીઓને પગે બેડી પહેરાવવા, તથા હમેશ સુધી ગૂજરાતને ગુલામગીરીની હાલતમાં નાખવાનો તેણે ઉપાય કીધો તે વિચારથી તેને મહા કષ્ટ થતુ. વળી ધર્મ તરફથી પણ તેને થોડો પશ્ચાત્તાપ નહતો. અગરજો શૈવમાર્ગી તથા જૈન માર્ગીઓ નિરંતર લઢી મરતા હતા, અગરજો હિંદુ તથા જૈન લોકોના જુદા જુદા પથો, ઊંદર બિલાડીની પેઠે એકેક ઉપર વૈરભાવ રાખતા, તથા જે જોરાવર હોય તે કમજોરને મારવાને પ્રયત્ન કરતા, અગરજો રાજાઓ પોતપોતાના મતથી વિરૂદ્ધ માનનારા સઘળા લોકોને ઉપદ્રવ કરતા, તથા જુલમ કરી તેઓને તોડી પાડવાને મહેનત કરતા હતા, તોપણ તે સઘળી જુદીજ વાત હતી. તેઓ સઘળી એક ઝાડની શાખાઓ હતી. પણ હમણાં તો હિંદુઓના કટ્ટા શત્રુ તુરક લોકો ગૂજરાત ઉપર આવેલા હતા, તેઓના ધર્મને ઉપર કહેલા સઘળા ધર્મ સાથે કાંઇ પણ સંબંધ નહતો; બલકે હરેક ધર્મ સંબંધી તથા વ્યવહારીક બાબતોમાં હિંદુ તથા મુસલમાન ઉલટા જ ચાલતા હતા. મૂર્તિના નામ ઉપર તેઓને ઘણો દ્વેષ હતો, શિવનું લિંગ, માતાની પ્રતિમા, તથા બીજા હિંદુ દેવની મૂર્તિઓ, તથા આદિનાથ તથા પારસનાથની મૂર્તિ, એ સર્વે તેઓની નજરમાં સરખી જ હતી. તેઓનો મત કુરાન કે તલવાર; અથવા દયા લાવે તો સુન્નત કે જઝિયો. ધર્મ ઉપર તો જુલમ થવાનો જ, અને કોઈ દહાડો તેનો લય પણ થાય. દેવસ્થાનની મસજિદ થઇ જાય; જ્યાં હમણા ઘંટ વાગતા તથા શંખનાદ થતા ત્યાં કોઈ વખત મુલ્લાં બાંગ પોકારે; જે અધિકાર હમણા બ્રાહ્મણો ભોગવતા તે હવે પછી મુલ્લાં તથા સૈયદ ભોગવે; તથા જ્યાં હમણા 'રામરામ' તથા 'શિવશિવ' એ શબ્દ સંભળાતા ત્યાં 'અલ્લા અલ્લા' તથા પેગંબરનું નામ સંભળાય એ કાંઇ થોડી વાત નહતી. જે ધર્મમાં માણસ જન્મ્યો હોય, જેમાં તે ઉછર્યો હોય, જેનો ઉપદેશ નાનપણથી તેના કાનમાં પડયો હોય, જેમાં તેણે આલોકની આશા બાંધી હોય, સારાંશ કે જે ધર્મની સત્યતા ઉપર તેને દૃઢ વિશ્વાસ હોય, તે ધર્મ ઉપર તેને પોતાના દેહ જેટલી પ્રીતિ બંધાયછે. તે ધર્મને નુકસાન

લાગે તો પોતાના શરીરને તેટલું લાગ્યું એમ તે માનેછે, અને ઘણેક પ્રસંગે તે ધર્મને વાસ્તે મહાભારત દુઃખ વેઠવાને તત્પર થાયછે, અને કોઈ વાર તે ધર્મને અર્થે પોતાનો પ્રાણ ત્યાગ કરવાને પણ આચકો ખાતો નથી. માણસના અંતઃકરણ ઉપર ધર્મની આટલી સત્તા છે ત્યારે **માધવને** તે વખતે જે કષ્ટ થતું હતુ તે કેવળ સ્વાભાવિકજ હતુ. વળી લડાઇની આફત તથા ખરાબી સઘળા જાણતા હશે, જેઓને તે વિતી નહિ હોય તેઓએ તે બાબે સાંભળ્યું હશે, અથવા તેઓ કલ્પના કરી શકતા હશે. આવા સુંદર રળિયામણા તથા ફળવાન ગૂજરાતને ઉજ્જડ કરી નંખાવવું, તેના રહેવાસીઓને કતલ કરાવવા, તથા લોકોનું જે દ્રવ્ય તથા મૂલ્યવાન વસ્તુઓ તેઓએ શ્રમ કરી મેળવ્યાં હોય તથા ઘણું જતન કરી જાળવ્યાં હોય તે સઘળા પારકે હાથે લૂંટાવા દેવાં, તથા તે સિવાય બીજી ઘણીક આફતો જે લડાઈથી દેશ ઉપર પડયા વિના રહેતી નથી તે સઘળી ગૂજરાત ઉપર લાવવામા સાધન થવું, એ વિચારથીજ **માધવને** ઘણી બેચેહેની થતી હતી, તથા તેની નિદ્રાનો અટકાવ થતો હતો.

સવાર પડી એટલે છાવણીમા ગરબડાટ થઇ રહ્યો. સઘળા કૂચ કરવાને તૈયાર થયા, અને સૂર્ય ઉગ્યા પછી તુરત લશ્કર આગળ ચાલ્યું. શત્રુનાં લાખો માણસો એ પ્રમાણે ગૂજરાત ઉપર તીડના ટોળાંની પેઠે પડ્યાં, અને તે નુકસાનકારક જીવડાની પેઠે તેઓના રસ્તામા જે કાંઇ આવ્યું તેને ખરાબ તથા પાયમાલ કરતા ગયા. તે વખતે હોળીના દહાડા હતા. શિયાળો અને ઉનાળો દેશપર સત્તા ચલાવવાને લડી મરતા હતા, અને લડી લડીને થાકીને તેઓએ સમાધાન કીધુ હોય એમ જણાતુ હતુ. દિવસે ઉનાળાનો તથા રાતે શિયાળાનો અમલ ચાલતો હતો. ખેતરમાં રવી, એટલે શિયાળાનો પાક હતો તેની કાપણી કરવામાં આવી હતી, અને તેથી તેમાં ખુપરા સિવાય બીજું કાંઇ જોવામાં આવતુ નહતુ. ખેડુત લોકો પોતાની મેહેનતથી પરવારેલા હતા, તથા ખળીમાંના અનાજની પણ ધારા પ્રમાણે વેંહચણ થઇ હતી. આંબાના ઝાડો ઉપર મોર આવેલા હતા, તથા તે ઉપર કોયલ મધુર સ્વરથી વસતઋતુને આદરમાન આપતી હતી. ગામોમાં છોકરાં મોટેથી અપશબ્દો બોલીને તથા નિર્લજ ચાળા કરીને હોળી માતાને પ્રસન્ન કરવાને યત્ન કરતા હતા, તથા મોટી ઉમરના માણસો પણ ઘણીવાર તે છોકરાઓની સાથે હોળીની બેશરમ રમતમાં શામેલ થતા હતા. ઘણે ઠેકાણે

ફાગ ખેલવાને કેસુડીના ફુલનો રંગ, ગલાલ, અબીલ, ઇત્યાદિ તૈયાર કરી રાખ્યાં હતાં. પણ તે વર્ષે ગૂજરાતમાં તેના એક બાળકના કૃત્યથી જુદી જ રીતની હોળી ખેલાવાની હતી. હોળી માતાને આ વખતે ઘણી ભુખ લાગી હતી, અને તે શાંત કરવાને હજારો માણસનો ભક્ષ લેવાનો મનસૂબો તેણે કીધો હતો. જ્યાં લોહી જેવા રાતા રંગના પ્રવાહની રેલ ચાલવાની ત્યાં કેસુડીના રંગની શી જરૂર? તથા ગલાલ, અબીલ શા કામનાં! આ વર્ષે કાઈ સ્ત્રી પુરૂષ હેતથી ફાગ ખેલવાનાં ન હતાં. તેને બદલે લાખો હિંદુ તથા મુસલમાન સામસામા આવી એક ભયંકર હોળી રમવાના હતા. તેમાં પ્યારને બદલે દ્વેશ, તથા મોહને ઠેકાણે વેર હતુ. હોળીના ઉત્સવના દિવસ આવ્યા જાણી લોકોમાં જે આનદ ઉપજવો જોઈએ તેને બદલે આ વખતે તો તેઓના હૈયામા ભડભડ હોળી બળવા લાગી હતી. શત્રુનું લશ્કર પાસે આવતું સાંભળીને, તથા કરણ રાજાએ પોતાનું સૈન્ય તૈયાર કરવા માંડયું તે જોઇને, જ્યાં ત્યાં સઘળે ઠેકાણે હાહાકાર થઇ રહ્યો હતો. શેહેરના તથા ગામોના દરવાજા દિવસને વખતે પણ બધ રાખવામાં આવતા હતા; ઢોરોને શેહેર તથા ગામોની માહે ચરાવવા માંડયાં હતાં; સઘળા મરદો લડવાને અથવા નાસી જવાને તૈયાર થઇ રહી મુકાની બાંધીને ફરવા લાગ્યા હતા; સઘળાં સ્ત્રી પુરૂષો ઘણાં દુઃખી ચિંતાતુર દેખાવા લાગ્યાં હતાં. ગામડાંના લોકો પોતાનું અનાજ તથા જે થોડા પૈસા હતા તે સઘળા દાટીને, તથા કુવા અને વાવો બની સકે તેટલાં પૂરી નાંખીને, પોતાનાં ગામ ઉજડ કરી આગળ ચાલ્યા જતા હતા. એ રીતે જેમ જેમ પાદશાહી લશ્કર આવતુ ગયું તેમ તેમ નાસતા લોકોનો સમુદાય વધતો ગયો. બાળક, જુવાન, અને ઘરડા, સ્ત્રીઓ, તેમજ પુરૂષો, પોતાનાં પ્યારાં ગામોને બળતા જોતાં, રડતાં તથા શોક કરતાં આગળ ચાલતાં, તેઓમાંથી ભુખ, તરસ તથા પૈસાની તંગી અને એવાં બીજાં કારણોથી રસ્તામાં સેકડો મુડદાં થઈ અથવા માંદા થઇ પડતાં, અને પાછળ શત્રુ પાસેજ હોવાથી તેઓને તેમના તેમ મુકી બીજાં પાટણમાં જલદીથી જઈ પહોંચવાને દોડદોડ કરી રહ્યાં હતાં. જેઓ રાજાના લશ્કરમાં લડવાને ગયા હતા તેઓ પણ ઘણાં જ દુઃખનું કારણ થઈ પડયા હતા. કોઈ ઘરડી ડોશી જેનો એકનો એક છોકરો લડાઇ ઉપર ગયો હતો તે જીવતો પાછો આવશે કે નહિ એ શકાથી તે બિચારી નિરતર રડયાં જ કરતી, તથા તે મરશે તો તેનું આવી દુર્બળ અવસ્થામાં કોણ ગુજરાન કરશે, એ

દુ:ખથી તેનું અંતઃકરણ વીંધાઇ જતુ હતુ. કેટલાએક તો ડોસા ડોશીઓની ઘડપણુની લાકડી તથા આંધળાની આંખ જેવા છોકરા લડવા ગયેલા તેથી તેઓ બિચારાં ઘણાં જ શોકાતુર દેખાતાં હતાં. કેટલીએક સ્ત્રી પોતાના ભાઇ ભત્રીજા વગેરેને વાસ્તે દુ:ખ કરતી હતી. કેટલીએક જુવાન સ્ત્રીઓ જેઓ તુરત પરણી હતી, જેઓએ સંસારનું સુખ માત્ર ચાખવા માંડયું હતું, જેઓ ધણી ધણીઆણીને સાંકળી દેનાર છોકરારૂપી બંધનથી બંધાયાં ન હતાં, જેઓની દુનિઆની ખૂશી હજી ઉગતા સૂરજની પેઠે ક્ષિતિજમાં જ હતી, જેઓની સંસારને લગતી હજારો આશાઓ મનમાં જ ફક્ત રહેલી હતી, તે સ્ત્રીઓના ભર્તાર લડાઈ ઉપર ગયેલા તેથી તેઓના ભવિષ્ય ઉપર એક અંધારો પડદો વળ્યો, તેઓની આશા મનમાંને મનમાં જ રહી ગઈ, તથા તેઓના સુખના સૂરજ ઉપર એક મોટું વાદળું ફરી વળ્યું હતું. બીજી કેટલીએક કન્યાઓ જેઓ હજી પરણેલી નહતી, પણ જેઓના ધણી નક્કી થયલા હતા, તેઓ જ્યારે હસ્તમેળાપ કીધા વિના મ્લેચ્છ તુરકડા સાથે તલવારની રમત રમવા ગયા, ત્યારે તે બિચારી અબળાના દુ:ખનો કાંઇ ફાંટો જ નહતો. તેઓનું સંસારી સુખ તો સ્વપ્નામાં જ આવ્યું અને ગયું; તેઓની પ્રીતિની ઉગતી કળીઓ લડાઇરૂપી હિમ પડવાથી બળી ગઇ; તેઓની આગળની આશા તો ભવિષ્ય ઉપર રહી, અને હવે પછી તેઓનું શું થશે તેઓની વાંચનારાઓએજ કલ્પના કરી લેવી. સુખમાં એ પ્રમાણે ભંગાણ પડયું, સુખદાયક તડકામાં એકાએક વાદળ ચઢી આવ્યું, અને ભયાનક વીજળી તથા ગડગડાટ સહિત વરસાદનું એક મોટું ઝાપટું આવવાનો સમય આવ્યો.

હવે પાટણ શેહેરમાં કેવી ગડમથલ થઈ રહી હતી તે ઉપર આપણે નજર કરીએ. લશ્કરમાં જેઓ ગયા હતા તેઓનાં માબાપ, છોકરાં, ધણિયાણી તથા બીજાં સગાં સંબંધીઓને ઉપર બતાવ્યા પ્રમાણે દુ:ખ થયું હતું. મોટા મોટા વેપારીઓ જેઓએ છળભેદથી તથા હિંમત ચલાવી સાત પેહેડી સુધી પહોંચે એટલું ધન ચાંચવે પાવડે ઉસડયું હતુ, તે ધન જોઇને તેઓની આંખમાંથી આંસુની ધાર ચાલતી, અને તેનું શું થશે તે બાબત તેઓ મહા ફિકરમાં પડયા હતા. તેઓએ ભોંયમાં મોટા ખાડા ખોદીને સઘળી તેઓની દોલત દાટી, અને આગળ શું થાય છે તેની રાહ જોતા બેઠા. સઘળા નાના વેપારીઓએ પણ એજ પ્રમાણે કીધું. દુકાનદારો પોતપોતાના દેવની ભક્તિ કરવા લાગ્યા, અને મ્લેચ્છ શત્રુનો એકદમ નાશ થાય, રાજાનો

જય થાય, ધર્મનું રક્ષણ થાય, અને ગૂજરાતનું દેશી રાજ્ય કાયમ રહે, તેને માટે ધર્મને લગતા હજારો ઉપાયો સઘળા કરવા મંડી પડ્યા હતા. એ પ્રમાણે સઘળા લોકોમા ચિંતા પથરાયલી હતી, તોપણ શેહેરમાં કેટલાએક લોકો ઘણા આનંદમાં દેખાતા હતા. જેઓની પાસે કાંઇ નહતું, એટલે જેઓને લૂટાવાનો કંઈ ભય નહતો, જેઓને આવી ઉથલપાથલમાં ઘણો લાભ મળવાની ઉમેદ હતી, તથા જેઓ દેશની દોલત સામાન્ય મિલકત માનતા, અને પારકા તથા પોતાનામાં કાંઈ ભેદ ન ગણતા, જેઓ વગર મેહેનતે પોતાનું ગુજરાન ચલાવતા, તથા મધપુડારૂપી જગતમાં આળસુ મધમાખીઓની પેઠે બીજાનું મેળવેલું મધ પોતે ખાઈ જતા, તેઓને આ વખતે ખુશીનો કંઇ પાર જ નહતો. તેઓની તો ખરી મોસમ આવી હતી, અને તેનો લાભ લેવાને તેઓ તૈયાર થઇ બેઠા હતા. શેહેરમાં આસપાસના ગામોના લોકો આવી ભરાયા હતા, તથા સઘળું લશ્કર પડયું હતું તેથી તેમાં તલ પડે એટલી જગા રહેલી નહતી. ઘણાએક લોકો મેદાનમાં પડયા હતા, કેટલાએક લોકો માંડવા બાંધીને તેમાં રહ્યા હતા, અને કેટલાએકે ઘણા ભારે ભાડાં આપી ઘરો લીધા હતા. સઘળા લશ્કરને ડેરા તંબુઓ તાણીને તેમાં રાખેલું હતુ. એ પ્રમાણે પાટણ સઘળુ ખીચોખીચ ભરાઇ ગયું હતું. તે સઘળાઓને ખાવાનું જોઇએ તેથી સઘળી ખાવાની જણસોનો ભાવ ઘણો જ વધી ગયો હતો, અને તેને લીધે બીજી સઘળી વસ્તુઓ ઘણ તેવી જ મોંઘી વેચાવા માંડી હતી. એવી મોઘવારીને લીધે ગરીબ લોકો ઘણું દુઃખ પામવા લાગ્યા, અને કેટલાએક ભુખથી મરવા જેવા થયા. દુઃખના ઢગલા ઉપર ઢગલા વળ્યા, તેથી સઘળા લોકો લડાઇનો જેમ બને તેમ જલદીથી અંત આવે તે જોવાને ઘણા આતુર હતા.

દરબારમાં પણ ખળભળાટ થઇ રહ્યો હતો. સઘળા મંડળેશ્વરો પોતપોતાના તાબાનાં માણસો લઇને આવ્યા હતા. મંડળીક રાજાઓને મદદ લઇ આવવાને જાસુસો મોકલ્યા હતા; પણ તેઓને આવતા વાર લાગશે એમ જાણીને તેઓની તરફથી રાજાએ ઘણો ભરોસો રાખ્યો નહતો. બહારના જુદા જુદા સ્વતંત્ર રાજાઓના સંધિવિગ્રહિક લોકોએ પોતાના રાજાઓને લખવાને કબૂલત આપી હતી; પણ એવા સાત પાંચની મદદથી લડાઇમા જય મેળવવો એમાં કાંઇ પ્રતિષ્ઠા નહિ, તેમજ લડાઇમાં બહાદૂરી બતાવી પોતાનું નામ અમર કરી લેવાની કરણ રાજાની ઇચ્છા હતી, અને જો બહારથી સહાયતા આવે

તો તે ઇચ્છા પાર પડે નહિ, તેથી તે સંધિવિગ્રહિક લોકોનો ઉપકાર માની તેઓની તરફથી મદદ લેવાની તેણે ના કહી હતી. રાજા કરણ ઘણા જ ઉમંગમાં હતો. તેની સર્વ શક્તિઓ જે આજલગી વાપરવામાં ન આવ્યાથી નિદ્રાવશ થઇ ગઇ હતી, તે સઘળી હવે જાગૃત થઈ. રાજ્યકારભારમાં તેની સુસ્તી જણાતી હતી તે હવે ઉડી ગઇ. જેમ માછલી પાણીમાં, પક્ષી હવામાં, તથા ભૂચર પ્રાણીઓ જમીન ઉપર જ પોતપોતાનું બળ બતાવી શકે છે, પણ તેઓને તેમની નીમેલી જગામાંથી બહાર કાઢયાં એટલે તેઓ નિર્બળ દેખાય છે, તેમ જ્યારે હમણા લડાઈનો પ્રસંગ આવ્યો ત્યારે જ કરણ રાજાનું ખરૂં રૂપ પ્રકાશી નિકળ્યું. તેણે લડાઇની સર્વ તૈયારી ધમધોકારે કરવા માંડી, અને તે કામમાં તેણે આખો દહાડો અને રાતનો ઘણોએક ભાગ જાતે મેહેનત કીધી. પછી મુસલમાન લોકોનું લશ્કર પાટણની પાસે આવતું જાય છે એમ જાણી તેઓની સાથે લડવા જવાને શેહેરમાંથી જલદી કૂચ કરવી એવો તેણે ઠરાવ કીધો. પોતાનો મનસૂબો અમલમાં લાવતાં પહેલાં તેણે પોતાના સઘળા મંડળેશ્વર તથા મુખ્ય સામત સરદારોની એક સભા કીધી, ત્યાં કેવી રીતે લડાઇ કરવી, તથા રાજ્યનો બચાવ શી રીતે કરવો તે વિષેનો પ્રશ્ન કીધો. તે વખતે સઘળા વૃદ્ધ અને શાણા સરદારોએ તેને સલાહ આપી કે મંડળીક રાજાઓ પોતપોતાનાં લશ્કર લઇને આવે ત્યાં સુધી આપણે પાટણના કિલ્લામાંથી બહાર જવું નહિ; એટલા વખતમાં મુસલમાનોનું લશ્કર આવશે, અને શેહેરને ઘેરો ઘાલશે, તો તેઓનો નિશ્ચય નાશ થયો એમ જાણવું. જ્યારે મંડળીક રાજાઓ આવી પહોંચશે ત્યારે તેઓ પાછળથી તેઓના ઉપર હુમલો કરશે, તે જ વખતે આપણે પણ કિલ્લામાથી નિકળીને આગળથી તેમના ઉપર હુમલો કરીશું. જ્યારે એ પ્રમાણે તેઓ બન્ને તરફથી સપડાશે ત્યારે તેમને બચવું ઘણું મુસ્કેલ થઈ પડશે, અને તેઓ સઘળા નક્કી માર્યા જશે. જો કદાચ આપણી તેમાં હાર થઈ તોપણ પાછા કિલ્લામાં ભરાઇ જવું બની આવશે, અને ત્યા રહી આપણે તેઓને થકવી નાખીશું. તેઓનું લશ્કર મોટું છે ખરૂં, પણ તેઓની પાસે મજબૂત તથા મોટા કિલ્લા લેવાને જોઈએ તેવો તથા તેટલો સામાન નહિ હશે, તેમ એટલા બધા માણસોને ઘણા દહાડા સુધી ખોરાક પણ પૂરો પાડી સકાશે નહિ, તેથી તેઓના માણસોમાંથી કેટલાએક ભુખે મરી જશે, અને બીજાઓ નાહિંમત થઈ જશે, અને અંતે નિરાશ થઈ તેઓને દેશ છોડી જતાં રેહેવું પડશે, એવી અમારી સઘળાની સલાહ છે.

આ વિચાર કરણ રાજાને જરાપણ ગમ્યો નહિ. તે બોલ્યો: "તમારી સલાહ ઘણી ડાહાપણ ભરેલી તથા ફાયદામંદ છે ખરી, પણ તે પ્રમાણે ચાલવું આપણા લોકને યોગ્ય નથી. શું આપણે બાયડીઓની પેઠે ઘરમાં ભરાઈ બેસીએ! શું લડાઇમાં જીતવા જેટલું આપણમાં સામર્થ્ય નથી? જો કદાપિ આપણો એક લડાઈમાં પરાજય થાય તોપણ શું આપણે એવા નિર્બળ થઈ જઈશું કે તેઓની સાથે બીજી લડાઇ કરી સકીશું નહિ? શુ રજપૂતોમાંથી પાણી ગયું? શું તેઓનું શુરાતન હુખી ગયું? શું તેઓ ઘાસ ખાયછે? શું આપણે આળસમાં પડી વાણિયા વેપારીઓ જેવા કાયર થઇ ગયા? આપણી આગળના રાજાઓએ જે શૌર્ય દેખાડયું છે તે સઘળુ વ્યર્થ સમજવુ? જો આપણે ક્ષત્રી થઇને રાંડીરાંડ ડોશીની પેઠે ખુણો પકડી બેસીએ તો આપણે પુરૂષ નહિ પણ બ્યંડળ જાણવા. રજપૂતોએ શત્રુથી બીહીવું! એમ કદી થાય નહિ. શુરા સામંત સરદારો! આજ તમારી અક્કલ ઠેકાણે નથી, તમે તમારી સ્ત્રીઓની મસલત લીધી હશે, નહિ તો રજપૂત થઇ આવાં વચન તમે બોલો નહિ. એ ચંડાળ લોકોએ વગર કારણે એક બ્રાહ્મણના કહેવાથી સુતો સિંહ જગાડયો છે, તેઓએ સાપના મ્હોંમાં હાથ ઘાલ્યો છે; કાળને બીજવી બોલાવ્યો છે; અને મોત પોતાને હાથે માંગી લીધું છે. તેઓને દાટવાને પોતાના દેશમાં જગા ન મળવાથી આપણે ઈહાં આવ્યા છે. માટે હવે કાગડા, સમડી, તથા ગીધને મોટી ઉજાણી મળશે, તેઓનું આપણાં ખેતરો તથા વાડીઓમાં સારૂં ખાતર બનશે, અને વળી આવતે સાલ જ્યારે પાક સારો થશે, ત્યારે તેઓને મારવાને જ જાણે પરમેશ્વરે મોકલ્યા એમ માની ખેડુતો ભગવાનનો પાડ માનશે. માટે લડવું, લડવું ને લડવું. કિલ્લામાં ભરાઇ બેસવું નહિ, પણ આપણી તલવાર ઉપર તથા સત્ય ઉપર ભરોસો રાખી રણસંગ્રામમાં ઉતરવું, પછી જે થાય તે ખરૂ. બાયડીઓની રીત પકડી જીતવું તે કરતાં લડાઇમાં પડવુ એ લાખ દરજ્જે સારૂં છે."

સામંતોએ રાજાની સઘળી વાત સાંભળી લીધી; તેઓ પણ રજપૂત હતા, તથા તેઓમા હિમ્મતની કાંઇ કસર નહતી, તેથી તેઓનું લોહી પણ લડાઇની વાતો સાંભળીને ઉકળી આવ્યું, અને તેઓની તરફથી હરપાળ ઘણા જુસ્સામાં બોલી ઉઠયો: "રાજાધિરાજ, તમારી સાથે રણસંગ્રામમાં આવવાને અમને જરા પણ ડર નથી; તેમ કરવામા અમને ઘણી ખુશી છે; પણ જે કામ કરવું

તેમાં પાછળથી દુનિયા આપણ સઘળાને મૂર્ખ કહે એ વાતનો વિચાર કરવો જોઇએ. શત્રુની સામે વર્ત્તવાને હિંમતની સાથે ડહાપણ પણ જોઇએ. લડાઈ કરવામાં કાંઇ હરકત નથી; પણ ન કરે નારાયણ જો તેમાં આપણે હાર્યા, અને બીજી વાર લડવાની આપણામાં શક્તિ રહી નહિ, તો એક સપાટામાં આખું રાજ્ય આપણા હાથમાથી જતુ રહે, અને પછી ગૂજરાતના લોકો સદા આપણી કસૂર કાઢે, તથા નિરંતર આપણી નિંદા કર્યા કરે તે ઉપર વિચાર કરી અમે સલાહ આપી. પણ જો તમને તે પસંદ ન હોય, જો તમારી મરજી મેદાનમાં તેઓની સાથે યુદ્ધ કરવાની હોય, તો અમે સઘળા તૈયાર છીએ. જોશીઓને બોલાવી મુહૂર્ત પુછવું, અને શુભ દિવસે અત્રેથી કૂચ કરવી. અંબામા તથા તેત્રીશ કરોડ દેવતાઓ આપણને સહાય થશે." એમ કહી ને જોરથી ખંખાર્યો તથા સઘળાઓએ પોતપોતાની મુછ ઉપર તાલ દીધી.

જે દહાડાનું જોશીઓએ મુહૂર્ત આપેલું હતુ તે દહાડે સવારે રાજા ટોપ તથા બખતર સજીને તથા લડાઇનાં સઘળાં શસ્ત્ર બાંધીને તૈયાર થયો. સઘળા સરદાર તેજ પ્રમાણે તૈયાર થઈ ઉભા રહ્યા. રાજ્યગોરે રાજાને કપાળે ટીલું કીધું, તથા આશીર્વાદ દીધો. ભાટ લોકો રાજાના મનમાં શૂર ચઢાવવાને કવિત બોલવા લાગ્યા. બારણા આગળ મોતીના સાથિયા પૂરાયા. ચોગાનમા સઘળું લશ્કર તૈયાર થઇ ઉભું રહ્યું. દશ હજાર સવાર પાંચસેં હાથી, વીશ હજાર પાયદળ, પાંચસેં રથ, એટલાં લડવાનાં સાધન હતાં. કરણ રાજા જ્યારે પોતાના કવચવાળા હાથી ઉપર સવાર થયો, ત્યારે જયજયકારનો નાદ થઈ રહ્યો; શંખનાદ જોરથી થયો; નોબત ગરગડી; તથા બીજાં રણસંગ્રામનાં વાજીત્રો વાગ્યાં. રાજા તથા લશ્કરને જોવાને શેહેરમાં લોકોની અથાગ ભીડ થઇ હતી. તેઓ સઘળા લડાઇના પરિણામને વાસ્તે ઘણા ચિંતાતુર દેખાતા હતા. રાજાનું સૈન્ય આટલું થોડું જોઇને તેઓને ઘણો ભય લાગતો હતો, અને જેમ હાથીઓના ટોળામાં એક વાઘના બચ્ચાનું અંતે કાંઇ ચાલે નહિ, તેમ એ સૈન્ય આખરે કપાઈ જશે એવી દેહેશત લોકોને રહેતી હતી. તોપણ શૂરા કરણ રાજાને જોઇને તેઓને ઘણો ઉમંગ આવ્યો. તેનો સાદો લડાઇનો પોશાક તથા શૂરથી ભરપૂર આંખ જોઇને તેઓ સઘળા ઇંદ્રજીત અથવા અર્જુન જોડે તેનો મુકાબલો કરવા લાગ્યા. રસ્તામાં તેના ઉપર ફુલ તથા ફળની વૃષ્ટિ તેઓએ કીધી.

તેના હાથી આગળ ફુલો વેરાતાં ગયાં, તથા તેના જયને વાસ્તે સઘળા લોકોના આશીર્વાદ સહિત કરણ રાજા શેહેરની બહાર નિકળ્યો. એ પ્રમાણે રાજાએ એક દહાડામાં, ઘણા દહાડાનાં તેનાં કામોથી થયલી લોકોની અપ્રીતિ દૂર કીધી શૌર્ય એ ઘણો વિચક્ષણ ગુણ છે. તે હજારો અવગુણને ઢાંકી નાખે છે. અગબળ તથા હિંમતથી લોકો એટલા સાનંદાશ્ચર્ય પામે છે કે એ ગુણ સિવાય બીજા તેઓની નજરમાં આવતા જ નથી. જગતમાં જે જે શૂરા પુરૂષોએ પોતાની બહાદૂરીથી દુનિયામાં માત્ર ખરાબી જ કીધી છે તેઓનાં નામનો નાશ થવાને બદલે તેઓ અમર રહી ગયાં છે, અને જગતના મહાન ખૂનીઓ કેટલાએક દેવની પેઠે પૂજાય છે, અને કેટલાએકનાં નામ દુનિયામાં દીવા જેવા થઈ પડયાં છે.

કરણ રાજાએ પોતાના લશ્કર સહિત છાવણી કીધી. તેની બે બાજૂએ પહાડ હતા, અને પાછળથી નદી વહેતી હતી. એવે ઠેકાણે સઘળું લશ્કર ગોઠવીને લડાઇની રાહ જોતો ત્યાં રહ્યો. બીજે દહાડે મુસલમાન લશ્કર આવી પહોંચ્યું. અને કરણનું લશ્કર કયા પડયું છે તેની અલફખાંને આગળથી ખબર મળી હતી તેથી તે પણ પોતાના લશ્કરની ગોઠવણ કરી લડવાની તૈયારી કરી આવેલો હતો. બપોરની વખતે બંને લશ્કર સામસામા થયાં. મ્લેચ્છનું લશ્કર દશગણું મોટું જોઇને રજપૂત સિપાઇઓ જરા નાહિમ્મત થયા, અને એ ભય તેઓમા કાયમ રહેશે તો લડાઇમા ઘણું માઠું પરિણામ થશે એમ જાણી કરણ આગળ નિકળ્યો, અને સઘળા સિપાઇઓની આગળ તેણે નીચે પ્રમાણે ભાષણ કીધું.

"આજે દાનવો તથા માનવોની વચ્ચે યુદ્ધ થવાનો પ્રસંગ આવ્યો છે; તેમાં દાનવો બળવાન દેખાય છે, તથા તેઓની સંખ્યા ઘણીજ વધારે છે, તો પણ એ દુષ્ટ લોકોને ભગવાન સહાય થશે એમ તમારે કદી ધારવું નહિ. જગતમાં સત્ય છે તેજ ઇશ્વર છે, અને સત્ય આખરે જય પામ્યા વગર રહેતું નથી. એ મ્લેચ્છ તુરકડા લોકોના આયુષ્યની દોરી તુટવાનો વખત આવ્યો હશે ત્યારે જ તેઓ ન્યાયાન્યાય વિચાર્યા વિના પારકા દેશને ઉજાડ કરવાને મોટું લશ્કર લેઇને આવ્યા છે; પણ પરમેશ્વરની કૃપાથી તેઓમાનો એકપણ તેના સોબતીઓના સમાચાર કહેવાને પાછો પોતાને દેશ જનાર નથી. સત્ય આપણી તરફ છે તેથી પરમેશ્વર પણ આપણા જ પક્ષમાં છે એમ જાણવું. રણ સંગ્રામમાં કેમ લડવું એ રજપૂતોને કહેવાની જરૂર નથી.

આપણે સઘળા ક્ષત્રીવંશના છીએ. આપણા વૃધ્ધોએ મોટાં મોટાં યુધ્ધો કીધેલાં છે. કુરૂક્ષેત્રની લડાઈમાં અઢાર દિવસ સુધી લઢ્યા છે. તેઓના શૂરાતનની કીર્તિ આખા જગતમા પથરાયલી છે. તે રજપૂતો પોતાના બાપદાદાનાં નામ બોળી આવા રાની સિપાઇઓથી બીહીશે એવો જરાપણ સંભવ નથી. આપણે આ સમયે આપણા વાહાલા દેશને સારૂ લડીએ છીએ, આપણી જાતને વાસ્ને, આપણા ઘરને વાસ્તે, આપણાં છઈયાં છોકરાને વાસ્તે, આપણી સ્ત્રીઓના પતિવ્રતપણાના રક્ષણને અર્થે, આપણા અનાદિ ધર્મના બચાવને સારૂ, આપણને જે જગતમાં વહાલામાં વહાલું છે તેને વાસ્તે યુદ્ધ કરીએ છીએ. એ વાત લડતી વખતે સઘળા મનમાં રાખજો. મરવું તો એકવાર છે જ, માટે રણસગ્રામમાં શામાટે મોતથી બીહીવું? હું આકાશ તરફ જોઊં છું ત્યારે અપ્સરાઓ શૂરા રજપૂતોને વરવાને ફુલની વરમાળા હાથમાં લઈ તૈયાર થયલી મારી નજરે પડેછે. ખોપરીઓનો હાર કરવાને શિવજી પોતે પધારેલા છે, તથા તેના અગણિત ગણો, ભૂત પિશાચ, વગેરે મોટી ઉજાણી કરવાને આવેલા છે જોગણીઓ લોહી પીવાને ઉભી રહેલી છે. દેવતાઓ લડાઇનુ પરિણામ જોવાને તત્પર થઈ રહેલા છે. એ સઘળાઓની સમક્ષ આપણે લડીએ છીએ, તેઓની આંખ આપણી ઉપર છે, માટે રે શૂરા રજપૂતો, તમારા ક્ષત્રી નામનું આજ સાર્થક કરો. કોઇ વખતે કુતરાએ વાઘને હરાવ્યો હશે, પણ તે તો ચમત્કાર જાણવો, એવું કાંઇ હમેશાં બનતું નથી, માટે ધૈર્ય ધરીને આજ એ ચડાળ શત્રુઓના કાપી કકડે કકડા કરો; અને તેમ કરી આખા ભરતખંડમાથી એ તુરકડાઓનો ભય મટાડો."

રાજાનું આવુ ભાષણ સાભળી સઘળા સિપાઇઓને આવેશ આવ્યો અને તેના જવાબમાં એક મોટો પોકાર કરી તેઓએ આખી રણભૂમિ ગજાવી મુકી. તે સાભળી સઘળા તુર્ક સિપાઇઓ થરથર ધ્રુજવા લાગ્યા આ વખતે તેઓને હિંમત આપવાને અલફખા આગળ આવ્યો ને બોલ્યો: "પાકદીનના સિપાઇઓ, તમે સઘળા પોતાનાં ઘર તથા કુટુંબીઓ મુકીને દુર દેશ આવ્યા છો, તેમ કરવાની મુખ્ય મતલબ એ છે. પેહેલી અને સઘળાથી અગત્યની તો એ કે કાફરલોકને ખરા દીનમાં લાવવા, તેઓનાં દેહેરા તોડી પાડી ત્યાં મસજિદો બાંધવી, તેઓની મૂર્તિઓ ભાગી નાખી. અને "લાઇલાહા ઇલલ્લાહ મહમ્મદર રસૂલ અલ્લાહ"નો કલામ સઘળે પથરાવવો. બીજી

મતલબ આપણું રાજ્ય વધારવું, આપણી કીર્તિ ફેલાવવી, આપણા પાદશાહની આબરૂ વધારવી, તથા આપણી દોલતમાં વધારો કરવો. એ બે મતલબ પાર ન પડે, જો અલ્લાતાલ્લાના હુકમથી આપણી હાર થાય, તો નાસવાની કાંઇ જગા નથી એમ તમારે નક્કી જાણવું. આ ઠેકાણે જીતવું કે મરવું. નાસવાનો કાંઈ લાગ નથી, અને નાસવું શા સારૂ ? શુ આપણા સિપાઇઓએ કોઇ ઠેકાણે હાર ખાધેલી છે? શુ કાફરોને આપણે હજારો લડાઈઓમાં હરાવ્યા નથી ? ત્યારે આ વખત શા સારૂ બીહીવુ ? શું કુતરાના ભસવાથી વાઘ ડરેછે ? કદી નહિ. માટે રે બહાદૂર સિપાઇઓ, આ મુડદાં જેવા લોકો તમારી સામા મરવા આવ્યા છે તેઓને ભાતનાં છાલાંની પેઠે ઉડાવીદો, અને તેઓનો દેશ સર કરી તેઓની અગણિત દોલત તમારે વાસ્તે લઇ લો. જો જો સિપાઇઓ, ઉપરથી અલ્લાતાલ્લા તથા હઝરત પેગંબર સાહેબ તમારી લડાઇ જોયછે. સઘળા ફિરસ્તાઓ આપણને મદદ કરવાને આવ્યા છે માટે તેઓને એબ લાગે એવુ કામ આજ કરશો તો કયામતને દહાડે તમારા હાલ ઘણા જ બુરા થશે."

મુસલમાન સિપાઇઓનો ધર્મ સંબંધી જુસ્સો બહાર નિકળ્યો તેથી તેઓ "અલ્લા હુ અકબર" એવી મોટી ભયંકર ચીસ પાડી ઉઠ્યા. તે વખતે કરણ રાજા મોટા આવેશથી બહાર મેદાનમાં આવ્યો, ને અલફખાં તરફ મ્હોડું ફેરવી બોલ્યો: "જ્યારે હાથી હાથી લડી મરેછે ત્યારે નાના નાનાં ઝાડોનો વગર કારણે ક્ષય થાયછે. તમારા પાદશાહને ગૂજરાત લેવું છે અને મારે તે રાખવું છે. પરિણામ જે નિપજશે તેમાં બિચારા સિપાઇઓને કાંઈ લાભ થવાનો નથી. ત્યારે તેઓ શા સારૂ માર્યા જાય ? માટે તમારામાથી જે કોઈની માએ શેર સુંઠ ખાધી હોય તે મેદાન પડો. હું ને તે બે એકલા યુદ્ધ કરીશુ. જો હું જીતુ તો તમારે દેશ છોડી ચાલ્યા જવું, અને હું મરૂ, તો મારૂ લશ્કર પણ તે જ પ્રમાણે કરશે, અને ત્યારથી આખુ ગૂજરાત તમારૂં જાણવુ." મુસલમાન લશ્કરમાંથી કોઇએ જવાબ દીધો નહિ, તેથી રજપૂત સિપાઇઓએ હર્ષની બૂમ પાડી, તે સાંભળી અલફખા બોલ્યો: "જેવી એ કાફર પોતાની જીંદગીની કિમ્મત હલકી ગણે છે તેવી આપણે ગણતા નથી. આપણને આ જહાનમા મોટાં કામો કરવાને ખુદાએ મોકલેલાછે. તે કામ પાર પાડયા વિના આપણે આપણી જીંદગી વગર જરૂરે ફેંકી દેવી જોઇતી નથી. વળી રાજા મુઆ પછી તેનું લશ્કર લડશે નહિ એવો કોનો ભરોંસો ? માટે ધારો

પ્રમાણે લડવું જોઇએ, પછી જે થાય તે ખરૂં." એટલું કહી સામા લશ્કરને તેની જગાએથી ખસેડવાને તેણે તેના માણસોને હુકમ આપ્યો.

"અલ્લા હુ અકબર"ની ચીસ પાડી મુસલમાન સિપાઇઓ આગળ ધસ્યા, અને રજપૂતોને તેઓની જગાએથી હડસેલવાને ઘણુએક પ્રયત્ન કીધા, પણ તેઓ પહાડની પેઠે જડ થઈ ઉભા રહ્યા. લડાઈ ઘણી ભારે ચાલી. ચોમાસામાં પવનના જોરથી વાદળાં સામસામાં અથડાય છે તેમ તે બંને લશ્કરો અથડાયાં. તલવારોના ખડખડાટથી કાન બેહેર મારી ગયા; તેઓના વિજળીના જેવા ચળકાટથી આંખ ઝંખવાઇ ગઇ; તીર તો આકાશમાં એટલાં ઉડી રહ્યાં હતાં કે તેમાથી કોઇ પક્ષીથી પણ જવાતું નહિ, અને વરસાદની પેઠે તેઓ નીચે પડતાં હતાં. જમીન ઉપર લોહીની રેલ ચાલી; યોદ્ધાઓની ચીસથી ત્યાં કાંઇપણ શબ્દ સાંભળ્યામા આવતો ન હતો. એ બધા ગડબડાટની સાથે ઘાયલ સિપાઇઓ ધુળમાં રગદોળાતા હતા, તથા તેઓને તેમના ઘાથી દરદ થતું ને સખળાના કષ્ટથી તેઓ બૂમાબૂમ પાડી રહ્યા હતા; બંને તરફના માણસો સેંકડો મુઆ, પણ રજપૂત સિપાઈઓએ પોતાના ધારા પ્રમાણે તથા પોતાના ધર્મ પ્રમાણે પીઠ ફેરવી નહિ. કરણમાં જાણે ભૂત ભરાયું હોય તેમ જણાતું હતું. તેની આંખ ખૂનથી ભરેલી લાલચોળ થઇ ગઈ હતી. તે પોતાની તેજસ્વી તલવાર વડે ચોતરફ ફરી વળ્યો, અને જે તેના સપાટામાં આવ્યું તેના બે કકડા કર્યા વિના રહ્યો નહિ એક વાર તેનો હાથી મરી ગયો, ત્યારે તે ઘોડા ઉપર સવાર થઇને લડ્યો. તે ઘોડો પણ કતલ થઈ ગયો ત્યારે તે પાયદળ સિપાઇઓમાં શામેલ થયો, અને પોતાના શરીરની કાંઈ ફિકર રાખ્યા વિના એક સાધારણ સિપાઈની પેઠે લડ્યો. જ્યારે રાજાના ઉપર ઘણાંએક તીર પડવા લાગ્યા, જ્યારે તે એક બે ઠેકાણે ઘાયલ થયો, જ્યારે કેટલાએક તેને ઓળખીને જાણ્યું કે તે જો વધારે વાર સુધી આ ઠેકાણે રહીને યુદ્ધ કરશે તો બેશક માર્યો જશે, ત્યારે તેને સમજાવીને તેને એક ઘોડો આપ્યો, અને સવારોની હારમાં મોકલી દીધો. રાજાની આવી બહાદૂરીથી તેના સામંતો પણ તેવી જ હિંમતથી લડ્યા, અને સાધારણ સિપાઇઓ પણ મરણીઆની પેઠે મોતનો ડર જરાપણ ન રાખતાં પોતાનાં શસ્ત્ર નિર્દયપણે વાપરવા લાગ્યા. મુસલમાન લશ્કરનાં માણસો થાક્યાં; તેઓમાંનાં ઘણાંએક ધુળ ચાટી; ઘણાંએક જખમી થયાં; પણ રજપૂતો

ઉપર કાંઇ અસર થઇ નહિ, તેથી તેઓ હઠીને પાછા પોતાને ઠેકાણે ગયા. થોડી વાર સુધી થાક ખાઇ પાછો તેઓએ ધસારો કીધો, પણ રજપૂત સિપાઇઓ તેઓની ભેટ લેવાને તૈયાર થઈ રહ્યા હતા, અને સૈરંધ્રી જાણીને કૈયોક્રિચક ભીમની સોડમાં ભરાયો હતો તેમ મુસલમાન લોકોને પણ જોઇએ તેવું જ સામા પક્ષથી આદરમાન મળ્યું પાછું યુદ્ધ પેહેલા પ્રમાણે જ જોરથી ચાલ્યું, પણ કાંઇ થાગ લાગ્યો નહિ. સૂર્યદેવતા આ કાપાકાપીથી કંટાળી જઇને તથા પોતાના ભકતોનું દુખ જોઇ કષ્ટ પામીને પશ્ચિમ દિશા તરફથી લાલચોળ મ્હોહું કરી ચાલ્યા ગયા; પૃથ્વી ઉપર અંધકાર પથરાવા લાગ્યો; પક્ષીઓ પોતપોતાના માળામાં જવા લાગ્યા; તારાઓએ એક પછી એક પોતાનું મ્હોહું બતાવ્યું; કમળનાં ફુલો બંધ થઇ ગયાં, અને જે મુસાફરો ગામમા તે વખતે આવ્યા તેઓએ ત્યાંજ રાતનો વાસો કીધો. લડનારાઓથી એક બીજાનું મ્હોં જોઇ સકાતું નહતુ; એટલામાં ચદ્રમાનો પ્રકાશ થયો. અજવાળું તો થોડું પરમેશ્વરની તરફથી આવ્યું, પણ લડવાનું સામર્થ્ય શત્રુઓમાં હમણાં રહ્યુ નહતુ તેથી તેઓ પાછા પોતાને ઠામે ગયા, અને રાતે લડાઇ બંધ રાખવાને તથા સવારે ઝળઝળું થતાં પાછો તેનો આરંભ કરવાને અલફખાએ કરણ રાજાને કેહેણ મોકલ્યું. રજપૂતો પણ ઘણાજ થાકી ગયલા હતા, તેઓને થોડાએક આરામની ઘણી જરૂર હતી તેથી એ પ્રમાણે તેઓએ કરવાનું કબૂલ કીધું.

રાત ચાંદરણી હતી; રૂપાના પતરા જેવુ ચાદરણું ખીલી રહ્યું હતુ પણ તે વેળા જમીન ઉપર કેવો ભયંકર દેખાવ જોવામાં આવતો હતો! એક મોટા મેદાન ઉપર હજારો માણસ વિક્રાળ મ્હોંવાળા મુએલા પડેલાં હતાં, અને તે ઉપર જ્યારે ચાદરણું પડતુ, અને તેઓના મ્હોં ઉપર મૃત્યુથી ઉત્પન્ન થતા ફિકા રંગની સાથે અજવાળાનો રંગ મળતો, ત્યારે તેઓ ખરેખરાં ભયાનક દીસતા હતાં ઘાયલ લોકો ચીસાચીસ પાડતા, તેઓને પોતપોતાનાં માણસો લઇ ગયા, અને તે ઠેકાણે જે ઓસડવેસડ થઇ સકે તે લગાડવામા આવ્યુ લોહીની તો નીક ચાલી રહેલી હતી, અને તેનો લાલ રંગ બદલાઇને કાળો થઇ ગયો હતો. ગીધ, સમડી, કાગડા વગેરેને સારૂ જે મીજબાની પાથરેલી હતી તેનો ઉપભોગ કરવાને તેઓ તે વખતે ત્યાં ન હતાં, પણ વનવાગળા ઊંચાં ઉડ્યાં કરતા, ઘુડો પાસેનાં ઝાડ ઉપરથી અપશકુનવાળો તથા ભયાનક શબ્દ કાઢ્યા કરતા, અને શિયાળવાં મુડદાંની

ગંધથી ત્યાં આવીને મુએલાં માણસોનો આરામ ભંગ કરતાં હતાં. સઘળું ચુપાચુપ હતુ, અને લશ્કરમાંથી કાંઈ પણ મોટો અવાજ આવતો નહતો. એટલાં બધા માણસો એક એકનો પ્રાણ લેવાને એકઠા થયાં હતાં, તેઓ આ રાતના દેખાવથી બીહીને, મોત તેઓની પાસે થઈને ફર્યા કરતું તેથી ડરીને, તથા આવી શાત રાતની વખતે અવાજ કરવાથી રાત્રીના દેવોને ઉપદ્રવ થાય તે ન કરવાને સઘળાં મૂગાં રહેલા હતા. માત્ર કંસારી બોલ્યાં કરતી, તથા શિયાળવાંને ઉજાણીનુ પર્વ હાથ લાગ્યું તેથી તેઓએ બૂમાબૂમ પાડી મૂકી હતી. મુસલમાન લોકોએ પોણી રાત નિમાજ પઢવામાં કાઢી. રજપૂત લશ્કરમાં તે વખતે મહાભારત વંચાતુ હતું, અને કુરૂક્ષેત્રની લડાઇમા જે જે શૂરાતનનાં કામો કરવામાં આવ્યાં હતાં તેમા વિશેષે કરીને ભીમના પરાક્રમોની વાત વંચાવાથી સઘળા શૂર રજપૂતોનું લોહી ઉકળી આવ્યુ હતુ. તે શિવાય ભાટ લોકોએ આગલા ક્ષત્રી રાજાઓની લડાઈનાં કવિત કહી સંભળાવી સઘળાંઓમાં શૂર ઉત્પન્ન કીધુ હતુ. હવે એક પોહોર રાત બાકી રહી ચદ્રમા અસ્ત થયો, અને અધારાનું પ્રબળ થઈ રહ્યું. મુસલમાન લોકોના વચન ઉપર ભરોસો રાખી રજપૂત લોકોએ હજી લડવાની તૈયારી કીધી નહતી જેવા તેઓ લડાઇના કામમાં પ્રમાણિક તથા વચન પાળનારા હતા તેવા તેઓના શત્રુ હશે એવો વિશ્વાસ રાખ્યાથી તેઓ છેતરાયા. મ્લેચ્છ તુરકડા મતલબ ઉપર માત્ર નજર રાખતા. તે મતલબ હાસલ કરવાને ગમે તેવા ઉપાય કરવા પડે તે વિષે તેઓને જરાપણ ફિકર નહતી. જ્યારે રજપૂત સિપાઇઓ ઉપર વર્ણવેલા કામમાં પડેલા હતા તે વખતે ખબર આપ્યા સિવાય મુકરર કરેલા વખતની પેહેલાં મુસલમાન સિપાઈઓ તેઓના ઉપર તુટી પડયા. રજપૂતો લડવાને બિલકુલ તૈયાર નહતા તેથી તેઓમા ભંગાણ પડ્યુ; લશ્કરમાં તૂટ પડી; સઘળે ઠેકાણે ગરબડાટ થઇ રહ્યો, અને અધારામા મિત્ર કે શત્રુ કોઇ ઓળખાયા નહિ "અલ્લા હુ અકબર" એ બૂમ સભળાય ત્યારે રજપૂત સિપાઇઓ કપાઇ જતા એમ જણાતુ. એવી "અલ્લા હુ અકબર" ની બૂમ ઘણીવાર સંભળાતી હતી. કરણ રાજાએ પોતાના લશ્કરને ગોઠવવાની ઘણી મેહેનત કીધી, પણ વ્યર્થ ગઇ કાપણી કરનારા ખેડુતો દાતરડાથી જેમ અનાજ કાપે તેમ રજપૂતો તે રાતે કપાઈ ગયા. રાજાનો ઘોડો વળી મરી ગયો એટલે રાજાએ ઉભા રહી લડવા માંડયું; પણ હવે

જય મળે એવી આશા નહતી. એક તલવારના ઘાથી તેનાં પાંસળાં કપાયાં, અને લોહી વહેવાથી અશક્ત થઇને તે ભોંય ઉપર પડયો. એ અવસ્થામાં તે કપાઇ મરણ પામત, પણ દૈવયોગે તે વખતે ઝાંખું ઝાંખું અજવાળું પડયું; અને તેનું મ્હો શૂરા હુરપાળે તુરત ઓળખ્યુ. રાજા જીવતો રહેશે તો ગયલું રાજ્ય કોઇ દહાડો પણ પાછું હાથ લાગશે, એવા વિચારથી તેણે બેશુદ્ધ રાજાને ઊંચકી લીધો, અને એક ઝડપદાર સાંઢણી ઉપર બેસી ચાલતો થયો. સવાર પડી એટલે રજપૂત સિપાઇની ખરેખરી અવસ્થા જણાઈ. રાતે અંધારામાં કેટલાએક સિપાઈઓ નાશી ગયા હતા. ઘણાએક તો માર્યા ગયા હતા; અને બાકી રહ્યા તેઓ જીવની આશા છોડી ભારે જોરથી લડતા હતા. લડાઇના આરંભની વખતે કરણે પાસેના ગામમાં થોડાએક સામતો તથા કેટલુંએક લશ્કર રાખી મુકયું હતુ, અને આખરની વખતે તેઓ ઘણા કામ લાગશે એવી તેણે આશા રાખી હતી; પણ જ્યારે તેઓએ જાણ્યું કે કરણ રાજા દેખાતો નથી, એટલે તે બેશક માર્યો ગયો હશે, લશ્કર સઘળું કપાઇ ગયું, અને જીતવાની હવે કાંઈ આશા નથી, ત્યારે તેઓએ વિચાર કીધો કે હવે લડવા જવું એ તો પતંગની પેઠે દીવામાં ઝંપલાવવા બરોબર છે, માટે ખરેખર મરવા જવામાં શો ફાયદો ? જે જીવે છે તેને આશા છે; જે જીવે છે તે ફરીથી લડી સકે છે, અને જે જીવે છે તે કોઈ વખત પણ પોતાનું ધારેલું કામ સિદ્ધ કરી સકે છે; માટે નકામુ શામાટે મરવું ? કોઈપણ અનુકૂળ પ્રસગ આગળ આવશે તે વખતે જય મેળવીશું, અને ત્યાંસુધી એ તુરકડાઓને જરાપણ ચહેન વળવા દઈશુ નહિ, તેઓને રાત દહાડો ઉપદ્રવ કર્યા કરીશુ; માટે ગૂજરાતની હદ બહાર જતાં રહેવું એમાં જ ડહાપણ છે, એમ કહી તેઓ ઘોડા ઉપર સવાર થયા, અને કમનસીબ તથા રંડાયલા અણહિલપુર પાટણ ઉપર નજર કરી ઘણા જ જોશથી રડ્યા. તેઓ બોલ્યા : “રે ગુર્જરદેશ, રે અમારી જન્મભુમિ, તારા ઉપર કેવી મોટી આફત આવી પડી છે ? તારા છોકરાઓને પારકા લોકોએ મારી નાખ્યા; તારા ભર્તારનો પણ એ જ દુષ્ટ લોકોએ પ્રાણ લીધો. અરે અમારી મા ! તેં અમને ઉછેરીને મોટા કીધા; તેં અમને શૂર આપ્યુ; અને જ્યારે તારા ઉછેરીને મોટા થયલા છોકરાઓ કપાઇ ગયા, તારો લાડ લડાવનાર ધણી મરણ પામ્યો, અને તને દુષ્ટ રંડાપો આવ્યો, ત્યારે તુ શામાટે પોકેપોક મુકીને રડતી

નથી? તારૂં હૈયું શું વજ્ર સરખું થઇ ગયું છે? તને શું રડવું આવતું નથી? શું તારી મરજી પુનર્લગ્ન કરવાની છે? શું આ દુષ્ટ મ્લેચ્છ તુરકડાઓનો પાદશાહ જેના હુકમથી તારૂં નસંતાન ગયું, તથા તને વિધવાવસ્થા પ્રાપ્ત થઇ, તે ખૂની ઘોઝારા પાદશાહને તું વરવાનો મનસૂબો કરે છે? રે દુષ્ટ, રે ચંડાળ, તું અમારી મા નથી. અમે કોઇ દહાડો પણ સાવકા બાપના હાથ નીચે રેહેવાના નથી; અને તને એક ઘડી પણ વિરામ થવા દેવાના નથી; તારા નવા ધણીને જરાપણ શાતા વળવા દેઉંશું નહિ. તું શામાટે બોલતી નથી? જો અમારા કહેવા પ્રમાણે તારો વિચાર નહિ હોય તો તેઓ સઘળાને ગળી શામાટે જતી નથી? હાય હાયરે હિંદુ ધર્મ! અને હાય હાયરે હિંદુરાજ! તમારા બંનેનો આજે અંત આવ્યો. દેવો સઘળા ઊંઘી ગયા. તેઓથી પોતાનું રક્ષણ થતું નથી તો આપણું શું કરવાના છે? પણ વનરાજ, મુળરાજ, સિદ્ધરાજ, કુમારપાળ, સઘળા ક્યાં ગયા? તેઓ પોતાનાં છોકરાંની વહારે કેમ ધાતા નથી? પણ સઘળાઓએ મળીને સંપ કીધોછે. સઘળાઓએ આ ગૂજરાતનું રાજ્ય પારકે હાથ જવા દીધુંછે. ઇશ્વરની એમજ મરજી હશે, તેમાં આપણું શું ચાલવાનુંછે? આપણાથી તો એટલુંજ થઇ સકેછે કે દેશ મેહેલીને જતાં રહેવું. માટે ચાલો ગૂજરાતને છેલ્લા રામરામ." એમ કહી તેઓએ પોતાના ઘોડા દોડાવી મુક્યા, અને પાયદળ સિપાઇઓ ઝડપથી કૂચ કરી ચાલ્યા, અને જ્યાંસુધી તેઓએ ગૂજરાતના રાજ્યની સરહદ વટાવી ત્યાં સુધી તેઓ અટક્યા નહિ, તેમ રસ્તામાં અન્ન જળ પણ ચાખ્યું નહિ.

---

## પ્રકરણ ૧૦ મું.

કરણ રાજા પડ્યો, તેનું લશ્કર સઘળું કપાઇ ગયું, તથા તુરકડાઓનું સઘળું સૈન્ય પાટણ ઉપર આવેછે એ દુઃખદાયક સમાચાર સાંભળીને શેહેરમાં હાહાકાર થઇ ગયો. દ્રવ્યવાન લોકો પોતાની દોલતની ફિકર કરવા લાગ્યા, તથા અધિકારી વર્ગ પોતાના અધિકારની ચિંતામાં પડ્યો. જેઓનાં સગાવહાલાં તથા મિત્રો રણસંગ્રામમાં માર્યા ગયાં તેઓના દુઃખની તો કાંઇ સીમા નહતી. કેટલીએક ઘરડી ડોશીઓ તથા ડોસાઓ પુત્ર રહિત તથા નિરાધાર થઇ બેઠાં; કેટલાંએક નાનાં છોકરાં બાપવિનાનાં થયાથી નિરાશ્રિત થઇ ગયાં; કેટલીએક જુવાન

સ્ત્રીઓને વિધવાવસ્થા પ્રાપ્ત થઇ, કેટલીએક તરૂણીઓના ધારેલા ભર્તાર દેવલોકમાં અપ્સરાઓને વર્યા, અને કેટલાએક સ્ત્રીપુરૂષના ભાઈ તથા મિત્રોએ આ જગતનો અનિત્ય સંબંધ તોડી નાખ્યો. શેહેરમાં સઘળે રડારડ થઇ રહી, મોટા મોટા મેહેલ કે નીચાં નીચાં ઝુપડાં સઘળાંમાં દુઃખ તથા શોકના શબ્દ સભળાવવા લાગ્યા. રાજાના મેહેલમાં એક અંદરના ઓરડામ કરણની સઘળી રાણીઓ એકઠી થઈ. તેઓમાં આકાશમાં જેમ ચંદ્ર સૂરજ પ્રકાશે છે, તેમ રૂપસુંદરી તથા કૌળારાણી પ્રકાશતી હતી. રૂપસુંદરીનું વર્ણન આપણે કીધેલું છે તે આ વખતે પેહેલાના જેવી જ રૂપાળી હતી, પણ તેને આટલા દહાડા સુધી મેહેલના એક ખુણામાં રાખી મુકી, તથા તેટલી મુદ્દત સુધી તેને શરીરનુ તથા મનનું કાંઇપણ સુખ મળ્યું નહિ, તેમજ તેના વર તથા કુટુંબ તરફનુ જે દુઃખ પડયું હતુ તે વિસારવાને રાજાની તરફથી કાંઈ કરવામા આવ્યું નહતુ, એ સઘળાં કારણોથી તેના મ્હોડા ઉપર ફિક્કાશ આવેલી હતી, તથા તેનો ચેહેરો જરા ઝરડાઈ ગયલો દેખાતો હતો. પણ કૌળાદેવી જે રાજાની પટરાણી હતી તેના રૂપનું તો વર્ણન થઈ સકે એવુ નહતુ. જે જે ખૂબસૂરત સ્ત્રીઓ ચિત્રકારોએ તથા પ્રતિમા-કારોએ કલ્પેલી છે, ઇટલી દેશના નામાંકિત ચિતારાઓએ તથા મૂર્તિ-કારકોએ ઈસા પેગંબરની પવિત્ર મા અરિયમની તસવીર તથા મૂર્તિઓ બનાવેલી છે, જે જે અતિ રૂપવતી સ્ત્રીઓને કવિરાજોએ પોતાના મનમાથી ઉત્પન્ન કરીને જગતને દેખાડેલી છે, તે તે જાતનુ સૌંદર્ય કૌળા-રાણીમાં હતુ. તફાવત માત્ર એટલો જ કે તેનુ રૂપ ક્ષત્રીની સ્ત્રીને, એટલે રજપૂતાણીને યોગ્ય હતુ. આખા ભરતખંડમા તેના રૂપનો જોડો નહતો, તેમાં આ વખતે તે મહાશોકમા બેઠી હતી તેથી તેની ખૂબસૂરતીમા ઘટારો થવાને બદલે તેનું તેજ વધારે પ્રકાશતુ હતુ. ઇશ્વરની કારીગરી કેવી ચમત્કારી છે! તેના શરીરનો ઘાટ એવો સંપૂર્ણ હતો કે કોઈપણ માણસ, પછી તે જુવાન કે વૃધ્ધ ગમે તે હોય, તોપણ તેને આખા દહાડા સુધી નિરખ્યા જ કરે તોપણ તે ધરાય નહિ, અને તેને ભૂખ કે તરશ કાંઈ લાગે નહિ. એવી કૌળારાણીની પાસે બે છોકરીઓ ઉભી હતી, અને સુરઘીનાં બચ્ચાંને મારવા બાજ ઊંચે ઉડતાં ઉડતાં તલપ મારેછે તે વખતે બચ્ચાં જેમ તેની માની પાખ નીચે ભરાઈ જાય છે, તથા તેના શરીરને દબાઈને ઉભાં રહે છે, તેમ આ પ્રસગે તે છોકરીઓ તેની માની સ્હોડમાં દબાઇને

ભયભીત થયલી ઉભી રહેલી હતી. તેઓમાંથી મોટી કનકદેવીની ઉમર આઠ તથા નાની દેવળદેવીની ઉમર ચાર વર્ષની હતી; પણ તેઓના શરીરનો ઘાટ તેઓના વર્ષ પ્રમાણે જેટલો હોવો જોઇએ તે કરતાં કાંઇક વધારે ખીલેલો હતો. તેઓનું રૂપ તેઓની માના જેવું જ હતું; માત્ર તેઓના મ્હોં ઉપર બાલ્યાવસ્થાનું નિર્દોષપણું પ્રત્યક્ષ જણાઇઆવતુ હતું, તથા તેઓના નિમાળા હજી સોનેરી હતા તથા તે ઉપર કાળાશ હજી ઘણી આવી ન હતી. એટલો જ તફાવત તેઓ તથા તેઓની માની વચ્ચે હતો.

સઘળી રાણીઓ શોકાતુર થઇ બેઠેલી હતી, તથા હવે શું કરવું તે કૌળારાણીને મ્હોડેથી સાંભળવાને રાહ જોતી હતી. રૂપસુંદરીના વિચાર તે વખતે જુદા જ હતા. તેને કરણ રાજા સાથે કાંઈ પ્રીત થયલી ન હતી, તેથી તેના મોતથી તે બીજી રાણીઓની પેઠે દિલગીર જણાતી ન હતી. ઉલટી તેના વર માધવને પાછો આવેલો સાંભળીને, તથા આ જય મળ્યાથી તે પાટણમાં જલદીથી આવશે, અને તેને મુખ્ય કારભાર પાછો મળશે, પછી તે પાછી તેની પાસે જશે, અને કેટલુંએક પ્રાયશ્ચિત્ત કરાવી તે તેને રાખશે, એવી આશાથી તે તેના મનમાં ખૂશી થઇ હતી. પણ બીજી રાણીઓની અવસ્થા જુદી જ હતી. તેઓએ કરણ રાજાની પ્રીતિ ચાખી હતી. સ્ત્રીજાતીની આબરૂ વિષે તેઓના વિચારો ઘણા ઊંચા પ્રકારના હતા, તથા રજપૂતાણીઓએ પોતાના ભર્તાર મરી ગયા પછી શું કરવું તે વિષેના તેઓના અભિપ્રાય જુદા જ હતા. કૌળારાણી થોડીવાર વિચાર કરી બોલી: "અરે મારી બેનો, આજ આપણા સુખનો સૂર્ય અસ્ત પામ્યો; આજ આપણો ભર્તાર, આપણું શિરછત્ર, આપણું પ્રતિપાલન કરનાર, તથા આપણા માથાનો મુકુટ રણક્ષેત્રમાં પડયો, તથા તેને જીતનાર તુરકડા મ્લેચ્છ લોકો થોડીવારમાં પાટણ શેહેરમાં આવી પોહોંચશે. આજ આખું ગૂજરાત તથા આપણે સઘળા રંડાયાં. રંડાયાં! એ શબ્દ સાંભળતાં સૂર્ય દેવતા! તુ તારૂં મ્હોડું શા માટે સંતાડતો નથી? અને કરણ રાજા પડયો એ વાત પ્રસિદ્ધ કરવાને જગતમાં અંધકાર શા માટે વર્તાવતો નથી? એ શબ્દ સાંભળતાં, અરે ઇંદ્રરાજા! તુ લોહીનો વરસાદ શા માટે વરસાવતો નથી? અને રૂપ તથા શક્તિમાં તારો બરોબરિયો આજે મુઓ તેનો શોક શા માટે બતાવતો નથી? એ શબ્દ સાંભળીને રે શેષનાગ! તુ ધ્રુજીને ધરતીકંપ શા માટે કરતો નથી? તથા તારા ઉપર આવા શૂરા રજપૂતોનાં મુડદાં-

એનો આવો મોટો ભાર પડયો છે તે તને અસહ્ય લાગે છે એમ શા માટે જણાવતો નથી? એ શબ્દ સાંભળીને ગૂજરાતના પર્વતો, તથા સઘળી નિર્જીવ વસ્તુઓ! તમે શા માટે રડતાં નથી? તથા અમારા દુઃખમાં શા માટે ભાગિયાં થતાં નથી? અરે! એ શબ્દ સાંભળીને પશુપક્ષીઓ, જીવ જંતુઓ, અને સઘળાં પ્રાણીઓ! તમે આનંદમાં ફરતાં કેમ દેખાઓછો? તમારો સ્વામી રાજા કરણ માર્યો ગયો તે ખબર તમે સાંભળી નથી? અથવા સાભળી હોય તો તમારાં અંતઃકરણ એટલાં બધાં વજ્ર જેવાં છે? અરે પથ્થરોએ પણ આંસુ ઢાળવાં જોઇએઃ પણ હું ભુલુંછું. આપણે હવે મિથ્યા શોક શા માટે કરવો જોઇએ? આપણે રજપૂતાણીઓ છીએ. આપણી નસોમાં ક્ષત્રિયનું લોહી જુસ્સાથી વહે છે. આપણી જાતે શૂરા રજપૂતોને ઉદરમાં રાખ્યા છે, તથા આપણે હિમ્મતથી ભરપૂર દૂધે બાહાદૂર લોકોને ધવડાવ્યા છે. તે શું આપણે બેઠાં બેઠાં ઇહાં રડયાં કરીશું? શું આપણને આપણી પ્રતિષ્ઠા વહાલી નથી? શું આપણે આપણા પતિવ્રતપણાનું રક્ષણ કરવું નથી? શું આપણે ઇહાં બેસી રહી રજપૂતાણીના નામ ઉપર કલંક લગાડવો છે? શું આપણી અવસ્થામાં આવી પડેલી જે રાણીઓ પૂર્વે થઈ ગયેલી છે તેઓનાં કૃત્યો આપણને માલમ નથી? માટે હવે આંસુ લુછી નાખો; હવે હૈયાં કઠણ કરો; આપણા ઉપર આવી પડેલા દુઃખ વિસરી જાઓ; અને હવે પછી શું કરવું તે ઉપર વિચાર કરો. મુસલમાન લોકો શેહેરની લગભગ આવ્યા હશે; તેઓ આપણા પવિત્ર એકાંત ઓરડામાં પ્રવેશ કરશે; તેઓ આપણા ઉપર દુષ્ટ નજરે તાકશે; આપણા અંગ ઉપર ઝબરદસ્તી કરે એવા તો દુષ્ટ ચંડાળો તેઓ નહિ હશે, પણ કદાપિ હોય એવો આગળથી વિચાર રાખવો; તેઓના સરદાર આપણું રૂપ જોઇ આપણાપર મોહ પામે; આપણને પરણે; અને આપણા એક ભવમાં બે ભવ થાય; આપણો ધર્મ આપણને ત્યાગ કરવો પડે; તથા એ મ્લેચ્છ લોકોની રીતભાત આપણને પાળવી પડે; એ સઘળું ન થવા દેવાને માટે આપણે શું કરવું જોઇએ તે વિષે સઘળાઓએ પોતપોતાનો અભિપ્રાય આપવો જોઇએ."

બીજી સઘળી રાણીઓ એક અક્ષર બોલી નહિ, તથા કૌળારાણી જે કરે તે પ્રમાણે કરવાનો તેઓએ પોતાનો ઠરાવ જણાવ્યો તે ઉપરથી તે પટરાણી મોટા આવેશથી, રજપૂતના શૂરાતનથી, તથા ક્ષત્રીઓનું લોહી મ્હેં

ઉપર લાવીને ધીમેથી પણ દૃઢતાથી બોલી: "મરવું, મરવું, અને મરવું. એ વિના બીજો કાંઇ ઉપાય નથી. મરવામાં કાંઇ મોટી વાત નથી. એકવાર તો મરવું જ છે, ત્યારે હમણા મરવામાં શી ચિંતા છે? જ્યારે આપણી આવી દશા થઈ છે, ત્યારે મૃત્યુમાં શો ભય છે? જ્યારે હવે પછી કેવી અવસ્થા આપણી થશે એ વિષે આપણને શંકા ઉત્પન્ન થઇ છે, અને દુર્દશા આવશે એવો સંભવ લાગે છે, ત્યારે જીવવા કરતાં મરવું હજાર દરજ્જે સારૂં છે. આ જગતમાં આપણે જન્મીએ છીએ અને મરીએ છીએ. જે ટુંકી મુદ્દત આપણે આ દુનિયામાં વાસો કરીએ છીએ તેટલી ટુંકી મુદ્દતમાં આપણે સૌ પોતપોતાનું કામ કરી લઇ આપણો મુકામ ઉઠાવીએ છીએ. અને ગયા પછી શું રહી જાય છે? કરોડો માણસ જગતમાં આવ્યા અને ગયાં; તેઓની નામનિશાની કાંઇ રહેલી છે? તેઓ પૃથ્વી ઉપર થઇ ગયાં તેનાં ચિહ્નો નજરે પડે છે? સઘળાંનાં નહિ. ઘણાં ખરા તો કાળની મોટી રેલમાં ઘસડાઈ ગયાં, અને તેઓ હતાં જ નહિ એમ લાગે છે; પણ થોડાંએક તો દરિયામાંના ખડકની પેઠે મજબૂત ઉભાં છે, અને તેઓ ઉપરથી કાળરૂપી રેલ જોરથી ચાલી ગઇ તોપણ તેઓના પાયા હજી રહેલા છે; અને અનંત કાળ પર્યંત તેઓ અચળ રેહેશે. એ પાયા રહી ગયા તે શું? તેઓનાં નામ; તેઓની આબરૂ. સારૂં નામ એક અમુલ્ય વસ્તુ છે; તેની કિમ્મત આખા જગતના સોના, રૂપા, હીરા, મોતી, વગેરે ઝવેરાત કરતાં પણ ઘણી જ વધારે છે. જેની પાસે સારૂં નામ છે તેના જેટલો શ્રીમંત બીજો કોઈ નથી. બીજી સઘળી દોલત નાશવંત છે, પણ સારૂં નામ અમર છે. બીજી દોલત તો ખુટી જાય છે, અને તે દોલત મેળવનારનું નામ એક બે પેહેડી પછી નાશ પામે છે; પણ સારૂં નામ ધ્રુવના તારાની પેઠે અચળ રહે છે. દુનિયામાં લોકો પોતાના વશવડે જ આ લોકમાં અમર રેહેવાની આશા રાખે છે, તે ખોટી છે; એ પ્રમાણે તો એક અથવા ઘણું તો બે પેહેડી સુધી તે ઓળખાય છે, પણ પછી તેનું મીંડું વળ્યું. તે હતો અને નહિ હતો એ સરખું જ થાય છે; પણ સારૂં નામ એ તો જગતને એક મોટો વારસો આપી જવા જેવું છે. સારા નામવાળાનું સ્મરણ કાયમ રાખવાને વંશની જરૂર નથી; તે તો અંધકારમાં સૂર્યના એક કિરણની પેઠે પ્રકાશ્યાં કરશે. સારૂ નામ અથવા આબરૂ એ એક મોટી વસ્તુ છે. સઘળાને તે પારસમણી મેળવવાની આતુરતા હોય છે; સઘળાઓ

તે અમુલ્ય હીરો પ્રાપ્ત કરવા મેહેનત કરે છે; પણ સઘળાના પ્રયત્ન સફળ થતા નથી. જેઓએ પોતાના અંગની, મનની, અથવા નીતિની શક્તિવડે જગતમાં મોટા તથા અગત્યના ફેરફાર કીધા છે તેઓનાં નામ અમર રહી ગયાં છે. વળી જેઓએ અસાધારણ કામો કીધાં છે, એટલે જેઓએ સત્યને વાસ્તે અથવા આબરૂને વાસ્તે પોતાનો દેહ અર્પણ કીધો છે, તેઓનાં નામ તેઓના દેશના અને વખતે આખી દુનિયાના ઈતિહાસમાં સોનેરી અક્ષરે કોતરાયલાં છે. જગતમાં નામ મેળવવા ખાતર મરવું કોણ કબૂલ નહિ કરે? જે માણસ થોડા દહાડા વધારે દુનિયાની જંજાળ તથા ફિકર ખમવા સારૂ પોતાનું સારૂં નામ જવા દેછે, પોતાની આબરૂ ખોવાનું કબૂલ કરે છે, તે ખરેખરો અધમ જાણવો; તેનાં કોઈ પણ વખાણ કરતું નથી; અને જ્યારે તે મરે છે ત્યારે જેમ વાડીમાંથી નકામા છોડવા નીંદાઈ જાય છે, અને તે છુંદાઇ જાય છે; જેમ કીડો ભોંય ઉપર ઘસડાતો ઘસડાતો ચાલતાં પગતળે કચરાઇ જાય છે, તેને કોઈ ગણતું નથી; જેમ એક પશુ જંગલમાં મરી જઇ સડયાં કરે છે; તેમ તે હતો જ નહિ એવો થઈ જાય છે, અને દરિયાના કિનારા ઉપરની રેતીમાંનો એક દાણો ઉડી જવાથી કાંઈ ખોટ જણાતી નથી તેમ જગતમાં માણસની કુલ સંખ્યામાથી તે ઘટેલો કોઇને લાગતો નથી. તેને કોઇ આબરૂ આપતું નથી, તેને વાસ્તે કોઇ રડતું નથી; અને તેની કીર્તિ વધારવાને કવિ તેની કવિતા બનાવતા નથી. સઘળા માણસો આ પૃથ્વી ઉપરની ટુંકી મુસાફરીથી તૃપ્ત થતાં નથી. તેઓને ઘણા વર્ષ પર્યંત આ દુનિયામાં જીવવાની ઇચ્છા હોય છે, અને જ્યારે તેઓ એટલી મુદ્દત સુધી જગતમા ટકી સકતા નથી; ત્યારે થોડાં વર્ષ પૃથ્વી ઉપર ને બાકી રહેલાં વર્ષો માણસોના સ્મરણસ્થાનમાં જીવવાને પ્રયત્ન કરે છે. માણસની નજર હમેશાં ભવિષ્ય ઉપર દોડે છે, અને ગમે તેવો હલકો માણસ હોય તોપણ પોતાનું નામ અમર રહે એવીતેનામાં સ્વાભાવિક ઇચ્છા હોય છે. એ સઘળાં કારણોથી આપણે સઘળાઓએ મરવું જોઇએ, અને તેમ કીધાથી આપણાં નામ શૂરી સ્ત્રીઓ જેઓએ સ્વાત્માર્પણ કરી પોતાની પ્રતિષ્ટા વધારીછે તેઓની ટીપમા ઉમેરાશે; માટે આ મેહેલમાં આગ લગાડી મુકવી, અને આપણે સઘળાંએ એમાં રહી બળી મરવું."

મરવાની ભયંકર રીતથી કોઇપણ રાણીનું મન ત્રાસ પામેલું દેખાયું

નહિ. સઘળાંએ પોતાની તે પ્રમાણે કરવાની ખૂશી દેખાડી. તે ઉપરથી સઘળી રાણીઓએ પોતાના દેહ અર્પણ કરવાની તૈયારી કીધી. કૈળાદેવીએ પેહેલો વિચાર પોતાની કુમળી વયની બે દીકરીઓને વાસ્તે કીધો. એ બિચારી નાની ઉમરમાં દુનિયાનું કાંઈ પણ સુખ ભોગવ્યા વિના આવી રીતે મૃત્યુ પામે એ વાત તેમની માની નજરમા યોગ્ય લાગી નહિ. વળી તેઓના જીવવાથી તેઓની પ્રતિષ્ઠાને કાંઈ હાની પહોચે એમ નહતું. એ પ્રમાણે વિચાર કરી તેણે પોતાના એક ખાસ ચાકરને બોલાવી તેને તે છોકરીઓને સોંપી અને તેઓને પોતાના બાપ પાસે લઈ જવાને કહ્યું. આટલી વારસુધી તેનામાં હિમ્મત રહેલી હતી. તેને પોતાના મરવા તરફનું કાંઈ પણ દુઃખ નહતું; પણ પોતાની પ્રાણ સમાન વહાલી છોકરીઓનો વિયોગ થવાનો સમય આવ્યો, ત્યારે તેનું હૈયુ ફાટી જવા જેવું થયું, અને તેની આંખમાથી આસુઓની નદી વેહેવા લાગી. તેની છાતી ભરાઈ આવી, અને તે કેટલીએક વાર સુધી પોકેપોક મુકીને રડી. આ બાહાદૂર રજપૂતાણી નાની છોકરીની પેઠે રૂદન કરવા લાગી, તથા શોકવૃત્તિને વશ થઇ ગઈ તે ઉપરથી કોઈએ તેની નિંદા કરવી નહિ, અથવા તેની હિમ્મત વિષે પણ હલકો વિચાર આણવો નહિ. સઘળું જગત પ્રીતિના પાશથી બંધાયલું છે, તેમાં માની છોકરા ઉપરની પ્રીતિથી તો આડોઆંક છે. ક્ષુદ્ર જીવથી તે શ્રેષ્ઠ માણસ સૂધી પ્રાણી માત્રમા જગકર્તા ઇશ્વરે માના અંતઃકરણમાં છોકરા ઉપર ઘણું જ હેત મુકેલું છે. જે સ્ત્રીઓ ઘણી નિર્દય હોય છે, જેઓનાં મન ઉપર પારકાનું દુઃખ જોવાથી કાંઈ પણ અસર થતી નથી, એવી વજ્ર હૈયાની સ્ત્રીઓ પણ પોતાના છોકરાં ઉપર ઘણી જ નરમાશ રાખે છે, તેઓનું દુઃખ જોઈ તેઓ ઘણી પીડાય છે; તથા તેઓનું રક્ષણ કરવાને પોતાના પ્રાણને જોખમમાં નાખે છે, તે પ્રમાણે કૈળારાણી જો કે પોતે જાતે મૃત્યુથી જરાપણ ડરતી નહતી, તોપણ પોતાની નાની છોકરીઓની નિરાશ્રિત અવસ્થા, તેઓથી જુદા પડવાનું કષ્ટ, તથા તેઓની નિર્ભયતાને વાસ્તે દેહેશત, એ સઘળી હકીકત ઉપરથી તેની આખમાથી આસુની ધારા વેહેવા લાગી, એમાં શું આશ્ચર્ય? એ આંસુથી સિદ્ધ થયું કે તેનું અતઃકરણ ઘણું કોમળ હતુ, તથા તે આસુઓથી તેના સ્ત્રીજાતીય સ્વભાવને શોભા તથા પ્રતિષ્ઠા મળી. છોકરીઓને વદાય કરતી વખતે તે બોલી. "અરે મારી પરમપ્રિય દીકરીઓ, અરે મારી આંખની

દીકરીઓ, તથા હૈયાના હાર, તમને મેં મારા ઉદરમાં નવ માસસુધી ઘણી પીડા ભોગવી રાખી, તમને ઘણા દેહકષ્ટની સાથે ઉછેરી. તમને એક ઘડી પણ મારાથી વેગળી કીધી નથી. તમારૂં સુંદર વદન નિહાળતાં મને અતિ આનંદ ઉપજતો. તમારૂં કાલું કાલું બોલવું સાંભળીને મારો આત્મા ખૂશીથી ભરપૂર થતો. તમારા સુખથી હું સુખી, અને તમારા દુઃખથી હું દુઃખી થતી. મારાવિના તમારી કોણ સંભાળ રાખશે? બીજું કોણ તમને લાડ લડાવશે? બીજું કોણ તમને તમારી માગેલી વસ્તુ તુરત પૂરી પાડશે? અને તમે જ્યારે બાલ્યાવસ્થામાંથી નીકળીને યુવાવસ્થામાં આવશો ત્યારે તમારી તપાસ કોણ રાખશે? તમને સીધો રસ્તો કોણ બતાવશે? તથા જુવાનીની અગણિત લાલચોમાં પડતાં અટકાવવાને તમને સારી સલાહ કોણ આપશે? પણ હવે બસ થયું. છોકરીઓની તરફથી ઘણી ફિકર કરવામાં મારો આગલો વિચાર અમલમાં આવતાં અટકશે, માટે હવે જાઓ. તેત્રીશ કરોડ દેવતાઓ તમારૂં રક્ષણ કરો; જગદંબા તથા તેની જોગણીઓ તમારી આસના વાસના કરો; તથા તમારા ઉપર માના જેટલી પ્રીતિ રાખી તમને સારી પ્રેરણા કરી તમારા કુળની પ્રતિષ્ઠા જાળવો એ મારી પ્રાર્થના છે." તેનાથી વધારે બોલાયું નહિ. છોકરીઓ તેને ચૂડ ભેરવીને ઉભી રહી, પણ તેઓને જોર કરી તરછોડી નાંખી, અને ચાકરને તેઓને જલદીથી લઈ જવાનો હુકમ કરી કૌળારાણી ત્યાંથી આંખ મીચી તથા કાન બંધ કરી ચાલી ગઇ. સઘળી રાણીઓએ પોતપોતાના કામકાજનો બંદોબસ્ત કરી લીધો. પછી મેહેલના જે ભાગમાં જલદીથી બળે એવા પદાર્થો હતા ત્યાં એક મોટો કાકડો સળગાવી મુક્યો. રાજ્યમેહેલ સળગવા લાગ્યો; લાકડાં કડકડાટ કરી પડવા લાગ્યાં; બળતાએ છાપરાંના એક ભાગને પકડયો; નળિયાં ઉપરથી નીચે પડવા લાગ્યા; ધુમાડાના ગોટેગોટ ચાલ્યા; અને તાપના ભડકા ઓરડામાં ઉન્મત્તાઇથી રમત રમવા લાગ્યા. બહાર લોકોનું મોટું ટોળું મળ્યું. તેઓ પાણીના ઘડા, કુહાડા તથા આગ હોલવવાનો તથા ઘર તોડી પાડવાનો સામાન લઇને આવ્યા; પણ આગનું જોર વધી ગયું, અને જે મેહેલ પાટણ શેહેર વસાવતી વખતે વનરાજે બાંધેલો, જે મેહેલમાં મૂળરાજ, સિદ્ધરાજ, કુમારપાળ, ભીમદેવ, ઇત્યાદિ રાજાઓ જન્મ્યા, તથા મુઆ, જે મેહેલમાં જયના આનંદકારક શબ્દ ઘણીવાર સંભળાયલા, અને જેમાં પરાજયને લીધે

વિલાપ તથા શોક ઘણીએક વાર થયેલો, જે મેહેલે રાજ્યના નાના પ્રકારના ફેરફાર જોયલા, અને જેણે આસરે સાડી પાંચસેં વર્ષ, વાયુ, વૃષ્ટિ, તથા કાળચક્રના અનેક સપાટા ખમેલા, તે મેહેલ આજે અગ્નિ-દેવને ભેટયો; અને જેમ દેહરૂપી ઘરનો ઘણી બહાર નીકળી ગયા પછી તેને અગ્નિદાહ કરવામાં આવે છે, તેમ તે રાજ્યમેહેલનો ઘણી રાજા કરણ તેનો ત્યાગ કરી ચાલ્યો ગયો ત્યારે તેણે પણ અગ્નિમાં પ્રવેશ કીધો. પણ રાણીઓએ સારૂં નામ પ્રાપ્ત કરવાને તથા આબરૂ મેળવવાને જે પ્રયત્ન કીધો તે નિષ્ફળ જવાનો હતો; પૃથ્વી ઉપરના તેઓના પ્રવાસની મુદ્દત હજી પૂરી થયલી નહતી; તેઓનું કામ હજી બાકી રહેલું હતું; હજી તેઓને સુખદુ:ખનો સ્વાદ વધારે ચાખવાનો હતો; તેથી એવું બન્યું કે જે વખતે આગનું જોર ભરપૂર ચાલી રહ્યું હતું, તથા રાણીઓને પોતાની ધારેલી મતલબ જલદીથી પાર પડશે એવી આશા હતી, તે વખતે મુસલમાન લોકોનું લશ્કર શેહેરમાં આવી પોહોંચ્યું, અને તે સઘળું બળતા મેહેલ આગળ આવી ઉભું રહ્યું.

ગૂજરાત જીતવાની એક મતલબ ત્યાંનું અગણિત દ્રવ્ય હરણ કરવાની હતી, તેથી જો મેહેલ બળી જશે તો તે માહેના સઘળા ખજાનાનો નાશ થશે એ બીહીકથી અલફખાંએ આગ તુરત હોલવી નાખવાનો પોતાના સિપાઇઓને હુકમ કીધો. તે વખતે હજારો માણસો મેહેલ ઉપર તુટી પડ્યાં, અને આગની ગડબડાટમાં લુંટવાનો સારો વખત મળશે એવી ઉમેદથી ઘણા જોરથી કામે વળગી ગયાં. જોતજોતામાં તેઓએ મેહેલનો બળતો ભાગ તોડી નાખ્યો, અને પાણીનાં વાસણ પાસેનાં ઘરોમાંથી લાવી આગ હોલવવા લાગ્યાં. થોડીવારમાં અંદર જવાનો રસ્તો થયો, અને થોડા બાહાદુર મોતને ન ગણનારા સિપાઇઓએ મેહેલમાં પેસી રાણીઓને તથા બીજાં કેટલાએ માણસોને ખેંચી બહાર કાઢયાં, અને પડેલી આખડેલી વસ્તુઓ જે હાથમાં આવી તે લઇ આગળ ચાલ્યા. આ વખતે કૌળા-રાણી છેક નિરાશ થઈ ગઈ, તથા શત્રુના હાથમાં પડવાની ફિકરમાં પડી. પણ તેણે હિંમત મુકી નહિ. તે એક ઓરડામાં ભરાઈ, અને તેને માહેથી બંધ કીધો. પછી જલદીથી તેણે સ્ત્રીનો વેશ કાઢી નાંખીને પુરૂષનાં વસ્ત્ર પેહેર્યાં, પોતાની ખૂબસુરતી ઢાંકવાને વાસ્તે મ્હોં ઉપર રંગ લગાડયો, અને તેનું રૂપ બદલી નાખીને અને ઢાલ તરવાર બાંધીને ઓરડાની બા-

ડીએ ઉભી રહી. ત્યાં આવીને "બળુછું રે બળુંછું" એવી બુમ પાડી, તે ઉપરથી નીચેના સિપાઇઓએ દયા લાવીને એક સીઢી મુકી, તે ઉપરથી તે નીચે આવી. તે કોઈ રાજાનો ખવાસ હશે એમ જાણી તેના ઉપર કોઇએ ધ્યાન આપ્યું નહિ, અને તે વખતે સઘળાઓનું મન મેહેલ લૂંટવા તરફ હતું, તેથી તેઓએ બીજી કશી વાત ઉપર લક્ષ આપ્યુ નહિ. થોડીવાર આણીગમ તેણીગમ ફરીને તે ત્યાથી જતી રહી, અને એક તેના ઓળખીતા રજપૂત પાસે જઇ તેનો ઘોડો માગી લીધો. તે ઘોડો ઘણો તેજસ્વી તથા જલદ હતો તે ઉપર સ્વાર થઈ, તથા રસ્તામાં કોઈ ઉપદ્રવ ન કરે માટે રજપૂતનો વેશ બદલી મુસલમાનનો વેશ ધારણ કરી શેહેરના દરવાજા બાહાર તે સહેલથી ચાલી ગઈ.

રાજ્યમેહેલ જલદીથી છંટાઈ ગયો. બીજી રાણીઓ જીવતી નીકળી. સઘળો ખજાનો સહી સલામત હાથ લાગ્યો. અને શેહેરમાં સઘળી વાતે બંદોબસ્ત કરી **અલફખાએ અલાઉદ્દીન** પાદશાહની તરફથી ગૂજરાતનું રાજ્ય કરવા માંડયું. રૂપસુંદરી **માધવને** જઇને મળી. ઘણા દહાડાના વિયોગ પછી તે ધણી ધણિયાણી પાછાં મળ્યાં. તેઓ ભેટયાં, રડ્યાં, તથા હર્ષનાં બીજાં સઘળાં ચિહ્નો તેઓએ દેખાડ્યાં વરવહુનો સંબંધ એવી રીતનો છે, અને જ્યારે તેઓની વચ્ચે નાનપણથી પ્રીતની મજબૂત ગાંઠ બંધાયલી હોય છે ત્યારે તે છુટવી ઘણી મુશ્કેલ થઈ પડેછે. મૃત્યુની તલવારથી જ્યારે તે કપાઇ જાય છે ત્યારે બેમાથી જે જીવતુ રહે છે તેના અંત:કરણની દોરી કોઇવાર જોરથી તુટી જાય છે, અને તે વખત જે ભારે કષ્ટ થાય છે તેનો વિચાર જેને દુ:ખ વીત્યું હોય તેજ કરી સકે. **માધવની** બાબતમાં તે ગાંઠ કાંઈ તુટેલી નહતી, પણ તુટયા બરોબર હતી. રૂપસુંદરીને કરણ લઈ ગયો તેમાં તેની તરફનો કાંઈ વાંક નહતો, તે **માધવને** સારી પેઠે માલમ હતું. બંનેના વિયોગમા **માધવનુ** દિલ રૂપસુંદરી ઉપરથી ઉતરી ગયું નહતુ, પણ તેને પાછી મેળવવાની તથા તેના હરણ કરનારનુ વેર લેવાની તેની આતુરતા જે પ્રમાણે પ્રબળ થતી ગઈ તે પ્રમાણે તેનું તેની ધણિયાણી ઉપરનું હેત પણ વધતુ ગયું. આટલી જલદીથી તથા સેહેલથી તેને પોતાની પ્રિયા મળશે એવી આશા નહતી. જ્યારે રૂપસુંદરી આગળના જેટલા જ હેતથી તેને ભેટી, ત્યારે તેના હર્ષનો કાંઠો રહ્યો નહિ. રૂપસુંદરીના પ્યારમાં પણ કાંઇ ફેરફાર થયલો નહતો. જેટલી હોંસથી રાજા કરણે તેને

પોતાના મેહેલમાં બળાત્કારે પકડી મગાવી, તથા જેટલો પ્યાર તેને જોવાથી રાજાના મનમાં આવ્યો હતો, તે હોંસ તથા પ્યાર જો પાછળ પણ કાયમ રહ્યાં હોત, તો તે માધવપર આટલી પ્રીતિ રાખત કે નહિ એનો જવાબ આપવો કઠણ છે.પણ જ્યારે તેના અંતઃકરણમાંની પ્રીતિનું નિર્મળ ઝરણ પોતાનો માર્ગ બદલીને બીજી દિશાએ વહ્યું નહતુ, તથા તેના હેતના ખજાનાનો ભાગીદાર થવાને કોઇ બીજાએ દાવો કીધો નહતો, ત્યારે તે ઝરણે માધવની તરફ જ અસલ માફક વહ્યાં કીધું, અને તેનું હેત માધવ ઉપર કાયમ રહ્યું એટલું જ નહિ, પણ તે પાસે ન હોવાથી તેમાં વધારો થયો. એવી સ્થિતિમાં તે બને મળ્યાં, અને તેઓનું અસલનું હેત તેટલા જ જોરથી પાછું આવ્યું. માધવે શાસ્ત્રીઓની સભા કીધી, અને બ્રાહ્મણની સ્ત્રીનો રજપૂત સાથે બળાત્કારથી સંસર્ગ થયો તેનો દોષ નિવારણ કરવાનું પ્રાયશ્ચિત્ત તેઓની પાસે શોધી કઢાવ્યું. પછી તે પ્રમાણે સઘળી ક્રિયા રૂપસુંદરી પાસે કરાવી, બ્રાહ્મણોને મનમાનતી દક્ષણા આપી, અને લાડુનું ભોજન કરાવી સઘળા બ્રહ્મદેવોને સંતોષ્યા. હવે બીજી કાંઇ હરકત રહી નહિ તેથી માધવ તથા રૂપસુંદરીએ પાછો પોતાનો ધણીવણિયાણીનો સંબંધ જારી કીધો. એ પાછા મળેલા સુખની યાદગારીને વાસ્તે માધવે વર્દ્ધમાન નગર (વઢવાણ) માં એક વાવ બંધાવી તે હજી તેના નામથી ઓળખાય છે.

ગૂજરાત સઘળું એક લડાઇમાં જીતાયું તે સમાચાર પાદશાહને હવે કહેવડાવવાના હતા. પણ એકલી ખબર મોકલ્યાથી અલાઉદ્દીન જેવો પાદશાહ પ્રસન્ન થશે નહિ એવું અલફખાંને નક્કી હતું. તેણે ગૂજરાતની કાંઇ નવાઇની વસ્તુ મોકલવી જોઇએ, અને બાના દાખલ કેટલોએક તે દેશનો ખજાનો પણ મોકલવો જોઇએ. અલાઉદ્દીનનો સ્વભાવ વિષયી હતો, તે અલફખાંને સારીપેઠે માલમ હતું; માટે કોઇ અતિ રૂપાળી સ્ત્રી પાદશાહને જો નજર કરાય તો તેના જેટલો બીજા કશાથી તેને સંતોષ વળે નહિ એમ તે અનુભવથી જાણતો હતો. કરણ રાજાની પટરાણી કૈળારાણીની ખૂબસૂરતી આખા ભરતખંડમાં પ્રસિદ્ધ હતી. રૂપમાં તથા બીજી હોશીઆરીમાં તે અનુપમ હતી; તથા તેની કીર્તિ દિલ્હી સુધી ફેલાઇ હતી. એવી કૈળારાણીને દિલ્હીમાં પાદશાહ પાસે મોકલવાને અલફખાંએ ઠરાવ કીધો, અને તે મતલબસર તેણે તેની સઘળે ઠેકાણે શોધ કરાવી; જ્યારે સઘળી તેની તપાસ વ્યર્થ ગઇ, અને જ્યારે તેને

બીજી રાણીઓથી ખબર મળી કે ફુલાંરાણી તો શેહેર મુકીને જતી રહી, ત્યારે તે ઘણો નિરાશ થયો, અને હવે શું કરવું તે તેને સુઝયું નહિ. આટલા મોટા લશ્કરમાંથી તથા બળતા મેહેલમાંથી તે શી રીતે નાસીગઇ, ને તે કયે રસ્તે અને કયાં ગઈ, તેના કાંઇ પણ સમાચાર તેને મળ્યા નહિ, પણ તેટલા ઉપરથી અલફખાં હિમત હાર્યો નહિ પણ તે જ્યાં હોય ત્યાંથી તેને પકડી આણવાને તેણે ચોતરફ સવારો મોકલ્યા.

જ્યારે અલફખાં કાળારાણીની રાહ જોતો હતો તે વખતે તે એકલી ઘોડાઉપર બેસીને પોતાના બાપના દેશ ઝાલાવાડ તરફના રસ્તા ઉપર ઘણી ઉતાવળથી મુસાફરી કરતી હતી. રૂપ હોવાથી જે દેહેશત સ્ત્રી જાતને હોયછે તે કૌળારાણી ઉપર આવી પડી. તે મહા ફિકરમાં પડી, ઘોડો દોડાવતી દોડાવતી આગળ જતી હતી, પણ તેનું ખરૂં રૂપ જણાઈ આવશે એવી તેને ક્ષણેક્ષણે ધાસ્તી પડતી. વેશ બદલ્યો હતો તે છતાં પણ તેને કોઇની સામું જોવાની હિંમત નહિ હતી. તે ધોરી રસ્તો મુકી આડે અવળે ઠેકાણેથી જગલ, પહાડ, તથા વિકટ રસ્તે જતી હતી; તે કોઇ પણ ગામમાં વાસો કરતી નહતી; પણ કોઈ જંગલમાં એકાંત સ્થળ જોઈ ત્યાં રસોઇપાણી કરી બપોર ગાળતી, તથા તેવે જ ઠેકાણે રાત્રે વાસો કરતી. જે બાગબગીચામાં રહેતી, જેની આગળ રોજ ફુવારા ઉડી રહેતા, જેને ઠંડક કરવાને ખવાસો રોજ પંખા નાખ્યાં કરતા, જેને શરીરે ચંદન અરગજાનો લેપ થતો, તેને હમણા ફાગણ મહીનાના બપોરનો સખત તડકો ખમવો પડયો. જે હમેશાં સુખપાલમાં બેસીને ફરતી તેને ઘોડાની સખત સ્વારી કરવી પડી. જે સવામણ રૂની તળાઇમાં સુતી, તથા જેને નિદ્રા લાવવાને હજારો ઉપાય કરવા પડતા તેને હમણા ભોંય ઉપર સુકાં પાતરાં ઉપર, અથવા વખતે ઝાડ ઉપર સુવું પડયું, અને ત્યાં તેને રાજપંલગ કરતાં મીઠી ઊંઘ આવતી. જે રોજ પકવાન અને બીજા મિષ્ટ ભોજન આરોગતી તે હમણા વનફલ અથવા કાંઇ હલકુ પાતળું ખાઇને દેહને આધાર આપતી. જેને જરાપણ કામ કરવું પડતુ નહતું, જેનો હુકમ બજાવવાને સેકડો ખિદમતગારો રજૂ રહેતા તેને હાથે રાંધવું પડતું, તથા બીજું સઘળુ કામકાજ કરવાને પોતાની જાત સિવાય બીજું કોઇ ત્યાં નહતુ. કેટલાએક દહાડા સુધી એ પ્રમાણે મુસાફરી કરતાં કરતા એક મોટા અરણ્યમાં તે જઇ પોહોંચી. તે જગલ ઘણું ઘોર તથા બીહામણું હતું. તેમાં ઝાડો તો એટલાં હતાં કે ખરે.

બપોરે ત્યાં તડકો આવી સક્તો નહિ, તથા ઝાડોની ઘટાથી ત્યાં સદા અંધકાર રહેતો. આગળ પાછળ નાના મોટા ડુંગરો હતા, તથા તેમાંથી નિર્મળ નદીઓ વહેતી હતી. પવનથી ઝાડનાં પાતરાં હાલતાં તેથી ત્યાં નિરંતર શબ્દ થયાં જ કરતો; તેની સાથે જ્યારે રાત પડતી ત્યારે શિયાળવાં મોટે અવાજે રડતાં, વાઘ બરાડા પાડતા, તથા બીજાં જંગલી પશુઓ જુદા જુદા અવાજ કરી રાતને ભયંકર કરી નાખતાં. એવા જંગલમાં કૌળારાણી ભયભીત થઇ ભટકતી અને દેહશતને લીધે તેનું શરીર વખતે વખતે થરથર ધ્રુજતું. તેને રાની પશુઓથી એકલો ડર હતો એમ નહતું. તે ઓળખાઈ આવે, અને તેને પકડીને પાછા પાટણ લઇ જઇ મ્લેચ્છ લોકોના સરદારને કોઇ સ્વાધીન કરે તે પણ દેહશત તેને હતી; વળી તેને ચોરની તરફથી પણ ઘણી ધાસ્તી હતી. એકતો તેના અંગ ઉપર ઘણાં કિમતી ઘરેણાં છુપાવીને રાખેલાં હતાં તે લઇ જવાની લાલચથી ચોર લોકો તેનો કદાપિ જીવ લે; અને બીજું તે સ્ત્રી હતી, અને પુરૂષનો વેશ માત્ર લીધેલો હતો, તે વેશ નીકળી ગયા પછી તેની ખરી જાત ઉઘાડી પડી આવે, તથા દુષ્ટ લોકો તેને ઉપદ્રવ કરે, તથા તેની પવિત્ર કાયાને ભ્રષ્ટ કરે એ પણ તેને ઘણી ફિકર હતી. એ પ્રમાણે તેને ચોતરફથી ચિંતા વળગેલી હતી. તોપણ તેણે હિંમત તથા ધૈર્ય રાખી આગળ ચાલ્યાંજ કીધું; તથા રસ્તામાં આવતા કોઇ પણ ગામમાં અટકી નહિ. સારા ભાગ્યે તેણે મુસલમાનનો વેશ ધારણ કીધેલો હતો. તે વખતે તે લોકોનો એટલો બધો ત્રાસ પડી ગયલો હતો કે રસ્તામાં કોઇએ તેનું નામ પુછ્યું નહિ. એથી ઉલટું તે જ્યાં જ્યાં ગઈ ત્યાં ત્યાં તેને માન પ્રતિષ્ઠા મળતાં ગયાં; તથા તેને જે જોઇતુ તે સઘળું તેના ડરથી લોકો તુરત આણી આપતાં. પણ એ પ્રમાણેનું નિરાંતપણું ઘણા દહાડા સુધી કાયમ રહ્યું નહિ જ્યારે તે જંગલ વટાવાની તૈયારીમાં હતી, અને જ્યારે તેની સઘળી દેહેશત તથા ફિકર ચિંતા મટવા ઉપર આવી હતી, તે વખતે એક દહાડો જળ વજળ દહાડો રહ્યો હતો તેવામાં તેની સામા દશ માણસનું ટોળુ આવી ઉભું રહ્યું, અને "લુગડાં ઉતાર"એવી રીતે તેને મોટે સાદે કહ્યું. કૌળારાણીના શરીરમાંનું તમામ લોહી પાછું હઠીને અંતઃકરણમાં જઇ રહ્યું, અને ઘોડા ઉપરથી હમણાં પડી જશે એવો વખત આવ્યો. પણ તેણે તે વખતે

રજપૂતાણીનું નામ રાખ્યું. હિંમત પકડીને તે ધણી હુરપતથી બોલી: "હું મુસલમાન સવાર છું. અમારા લોકોએ તમારા કરણ રાજાને હરાવ્યો, તથા કતલ કીધો છે; અમે આખુ ગૂજરાત તાબે કીધુ છે; અને અમે હમણા સઘળા મુલકના ધણી છીએ; અમારા સરદાર સાહેબે મને ગૂજરાત સર કીધાના સમાચાર દિલ્હીના પાદશાહ અલાઉદ્દીન ખિલજીને પહોંચાડવા મોકલ્યો છે. હું પાદશાહી કામ ઉપર જાઉં છું. માટે જો તમે મને ઈહાં રોકશો, મને લૂંટશો, બીજી રીતે ઉપદ્રવ કરશો, અથવા મારો જાન લેશો તો તમારી કમબખ્તી આવી એમ જાણવું. તમે પાદશાહને ઓળખો છો ? તે આખી જહાનનો રાજા છે. જો તમે તેના માણસને છેડશો તો તમે આકાશ, પૃથ્વી કે પાતાળ ગમે ત્યાં હશો તોપણ ત્યાંથી તે તેમને શોધી કાઢશે; તમારાં ઘરબાર બાળી મુકશે; તમારાં બઈરી છોકરાને કાપી નાખશે; અને તમને પણ રીબી રીબીને મારી નાખશે. માટે દૂર રહો, અને મને તાકીદથી જવા દો, મારી પાછળ બીજા કોઈ આવે તેને ગમે તે કરજો, પણ જો તમને તમારી તથા તમારાં વહાલાંઓની જીદગી પ્યારી હોય તો મને છેડશો મા.' આ ધમકીથી ચોરના મન ઉપર જરાપણ અસર થઈ નહિ. કાળારાણીના આ હુરપતના શબ્દ પવનમાં ઉડી ગયા, અને તેથી દેહેશત ખાવાને બદલે આ રાનના પુત્રો ખડખડ હસી પડ્યા. તેઓમાંથી એક આગળ આવી બોલ્યો, "અમારા મનને હિંદુ અને મુસલમાન, પાદશાહનો માણસ કે ગામનો રાવણિઓ, એ સઘળા સરખા છે. અમે કાંઇ માણસને જોતા નથી, પણ તેની પાસે જે હોય છે તે ઉપર ધ્યાન આપીએ છીએ. તમારા પાદશાહને અમે ઓળખતા નથી, અને ઓળખવો પણ નથી. તે અલુદીન ખીચડી કે અલુદીન ઘી ગમે તે હોય તેની અમને શી ચિંતા છે, અને તે અમને મારી નાખશે તેની અમને કાંઇ ફિકર નથી. અમે મોતની પડોશમાં રહીએ છીએ; અમે તો મોતની સાથે હળી ગયલા છીએ; મોત તો અમારો સોબતી છે; તેથી અમે તેનાથી જરા પણ ડરતા નથી. તારા પાદશાહથી અને બીજા કોઇથી મોત કરતાં બીજું શુ વધારે થઇ સકવાનું છે, માટે ઉતાર લુગડાં, નહિ તો બળાત્કારે લઈ લઇશુ." હજી કોળારાણીએ લુગડાં ઉતારવાની આનાકાની કીધી તેથી તે ચોરને ગુસ્સો ચઢ્યો અને તેઓએ પાસે આવીને તેને ઘોડા ઉપરથી પાડી નાખી, અને તેનાં લુગડાં કાઢવા

માંડયાં. ઉપરનું વસ્ત્ર ખસેડતાં મોતી તથા હીરાના હાર જોઇને ચોરોને ઘણું આશ્ચર્ય લાગ્યું, પણ તેવામાં તેનામાં જ્યારે સ્ત્રીનાં લક્ષણ તે ભીલ લોકોએ જોયાં ત્યારે તેઓ એવા તો વિસ્મિત થયા કે ત્યાં હવે શું કરવું તેનો વિચાર કરતા જ ઉભા રહ્યા. કૌળારાણી બેશુદ્ધ થવા જેવી થઈ ગઈ, અને અકળામણમાં તે બોલી ઉઠી: "શિવ શિવ શિવ! રે ભગવાન! આ શી અવસ્થામાં આવી પડી છું! હું કોણ અને આ ભીલ લોકો કોણ! કોઈ વખત ઉપર તેઓ મારી સામું પણ જોઇ શકતા નહતા, અને આજે તેઓ મારૂં આટલું આપમાન કરે છે. અરે મારા ભર્તાર, અરે કરણ રાજા, તુ શા માટે જ્યાં હોય ત્યાંથી આવીને તારી પરમપ્રિય સ્ત્રીનું રક્ષણ કરતો નથી? અરે યમરાજા, જો મારો ધણી તારી હદમાં હોય તો તેને ત્યાંથી જલદીથી મોકલી દે કે તેની પટરાણીને આ વખતે તેની તલવારના જોરથી આ દુષ્ટ ચોરોના હાથથી મુકાવે." કૌળારાણીના આ શબ્દ સાંભળીને ભીલ લોકો ત્રાસ પામ્યા, અને તેઓના મનમાં ખાતરી થઈ કે એ કરણ રાજાની રાણી હશે. તેના દરજ્જા ઉપરથી તથા તેના શરીર ઉપર જે ઘણાં મુલ્યવાન ઘરેણાં હતાં તે ઉપરથી, જો તેઓના નાયકને ખબર કીધા વિના તેને લુંટી લે, અને સઘળો માલ પોતે રાખે તો નાયક ઘણો કોપાયમાન થાય, અને કાયદો તોડવાની તેઓને ભારે શિક્ષા થાય, એ વિચારથી તેઓએ તેને નાયક પાસે લઈ જવાનો ઠરાવ કીધો. પણ તેઓમાંથી એક જે બીજા કરતાં વધારે લોભી હતો તેને એ વાત ગમી નહિ. નાયક પાસે લઈ જઈશું તો તો સઘળુ લઇ લેશે, અને તેઓને તેમાંથી ઘણું થોડું મળશે એ વિચારથી તેણે તેના સોબતીઓને કહ્યું "શું જોયાં કરો છો? તેનું માથું કાપી નાખો; સઘળાં લુગડાં ઘરેણાં ઉતારીલો; અને તેના મુડદાને કોઇ ઠેકાણે ફેકી દો. નાયક પાસે લઇ જવામાં આપણને શો ફાયદો છે?" બીજા ભીલ લોકોનો અભિપ્રાય તેના જેવો નહતો. એક સ્ત્રી અને તે વળી આવી મોટી રાણી તેને નકામી મારી નાખતાં તેઓનું દિલ ચાલ્યું નહિ. વળી ઘરેણાં એટલી બધી કિમ્મતનાં હતાં કે વેચવા જવાથી પકડાઈ જવાય, અથવા એ વાત છાની રહે નહિ, એવી તેઓની ખાતરી હતી, માટે તેઓએ તેઓના સોબતીની વાત કાને ધરી નહિ. તેઓ કૌળારાણીને માનપૂર્વક ઊંચકી ઘોડા ઉપર બેસાડી પાસેના ગામમાં તેઓના નાયકના ઘરમાં લઈ ગયા.

નાયક એક ઝુંપડામાં એક ખાટલા ઉપર બેઠેલો હતો. તેની ઉમર ત્રીશ અને ચાળીશની વચ્ચે હતી, પણ તેનો ધંધો ભટકવાનો, તથા જોર વધારે એવો હોવાથી તે પચીશ ત્રીશ વર્ષની વચ્ચેની ઉમરનો હોય એવડો દેખાતો હતો. નાયકને રામરામ કરી સઘળા ચોરોએ કૌળારાણીની પેહેલેથી તે છેલ્લે સૂધી તમામ હકીકત કહી, અને તેને સ્વાધીન કીધી. નાયકે ચોરોને ઘણી શાબાશી આપી, અને થોડા દહાડા પછી તેઓને ભાગ આપવાની કબૂલત આપીને તેઓ સઘળાઓને વદાય કીધા.

જ્યારે નાયક એકલો રહ્યો ત્યારે તેણે કૌળારાણીની તરફ જોયાં કીધું; જેમ જેમ તેણે તેને વધારે નિહાળી, તેમ તેમ તેના અંતઃકરણમાં કામ વિકાર ઉત્પન્ન થતો ગયો. તેણે પોતાની વહુનાં લુગડાં મંગાવ્યાં, અને કૌળારાણીની પાસે પુરૂષનો વેશ ઉતરાવીને તેને બઇરીનાં વસ્ત્ર પેહેરાવ્યાં. અગરજો તેણે પોતાનું સુંદર રૂપ છુપાવવાને મ્હોડા ઉપર રંગ લગાડ્યો હતો, તોપણ તેની ખૂબસૂરતી તે રંગમાંથી પણ પ્રકાશી નીકળતી હતી, અને જ્યારે તે તેની એવી અપૂર્ણ ખૂબસૂતીથી મોહ પામ્યો, ત્યારે જો તેની અસલ કાંતિ નાયકના જોવામાં આવી હોત તો તે શુ કરત તે કહી સકાતુ નથી.

નાયક તેની પાસે ધીમે ધીમે આવતો ગયો, અને તેને ખૂશ કરવાને તેણે ઘણા પ્રયત્ન કીધા, પણ તે સઘળા નિષ્ફળ ગયા. તે બોલ્યો "જેવો કરણ રાજા આખા ગૂજરાતનો રાજા હતો, તેવો હું આ ગામનો રાજા છું. તેની પાસે જેટલી દોલત તેના રાજ્યના પ્રમાણમાં હતી તેટલીજ મારા રાજ્યના પ્રમાણમાં મારી પાસે છે; તે કરતાં પણ કાંઈ વધારે છે. જેમ તેના મેહેલમાં તુ સુખથી રેહેતી તેમ તુ મારા મેહેલમાં સુખેથી રહીશ; જેટલું માન તને ત્યાં મળતુ હતુ તેથી વધારે તને ઇહાં મળશે. જેટલા નોકરો ત્યાં તારી સેવામાં હતા તેટલા ઇહાં તને આપીશ. તારો ભર્તાર કરણરાજા તો મરણ પામ્યો, ત્યારે તુ શું આટલી જુવાન અવસ્થામાં વિધવા થઇને રહીશ? હું શુ નકારો છું! જ્યારે કોઈ રાજાનું રાજ્ય જાય છે ત્યારે તેને નિશાળના મેહેતાજીનો ધંધો કરવામાં પણ થોડો સંતોષ થાય છે, ત્યારે મારી પાસે તો એક નાનું સરખું રાજ્ય છે. તુ કદાચ મારા ધંધાને ધિક્કારતી હોઇશ, પણ તેમાં તારી ચૂક છે. રાજાઓને પોતાની રૈયતનું રક્ષણ કરવાને અર્થે જેટલા પૈસા જોઇએ છે તે કરતાં

વધારે પૈસા પોતાના સુખને તથા મોજ શોખને સારૂ રૈયત પાસેથી જોર જુલમથી તે લેછે, તે પણ એક પ્રકારની ચોરી જ છે. રાજાના કારભારીઓને લોકોનું કામ કરવાને માટે પગાર મળેછે તે ઉપરાંત તેઓ ગરીબ લોકો ઉપર જુલમ તથા અન્યાય કરી રૂશવત લેછે, રાજાના પૈસા ખાઇ જાયછે, કામમાં રસબ્યાં કરેછે, એ પણ એક ચોરી છે. સુતાર, કડિયા, મજુર, વગેરે લોકો રોજના પૈસા લઇ દહાડાનો ઘણો ભાગ આળસમાં કાઢેછે, અને ધણી પાસેથી આખા દિવસના બરાબર પૈસા ચુકવી લેછે, એ ચોરી નહિ તો બીજું શું? તે સિવાય દરજી, સોની, વગેરે બીજા સઘળા કારીગર લોકો કસબચોર હોયછે. માટે દુનિયામાં સઘળા ચોરછે એમ કહીએ તો ચાલે. અમારામાં અને તેઓમાં એટલો જ તફાવત છે કે તેઓ ગુપ્ત રીતે ચોરી કરેછે, ને અમે પ્રકટ રીતે ચોરી કરીએ છીએ. વાસ્તવિક કહેતાં તો અમારી ચોરી વધારે સારી છે. બીજા સઘળા સામા ધણીને છેતરીને, વિશ્વાસઘાત કરીને, તથા જુઠુ ડોળ ઘાલીને લુંટેછે; પણ અમે તો ખુલ્લી રીતે તેને જણાવીને તથા વખતે સામા લડીને લુંટીએ છીએ. માટે સઘળાઓમાં આબરૂદાર ચોર અમે છીએ; પણ દુનિયાનો ધારો ઉલટો છે કે આવા છાના ચોરોને સજા થતી નથી; એથી ઉલટું તેઓને સન્માન મળેછે, અને અમારા લોકોનો તિરસ્કાર થાયછે; અમને તેઓ પાપી દુષ્ટ ગણેછે; તથા અમને શૂળીએ ચઢાવવાને તૈયાર થાયછે. પણ અમે એ વાત મનમાં આણુતા નથી. જેટલી બીજા લોકોની આબરૂ છે તે કરતાં વધારે અમારી છે એમ અમે માનીએ છીએ, અને તારે પણ એમ માનવું જોઇએ. માટે મારી સાથે તને રેહેવામાં શી હરકત છે? તુ શામાટે બોલતી નથી? હું તને સાફ કહુંછું કે તારી ખુશી હશે અથવા નહિ હશે તોપણ તુ મારે હાથ પડી છે તે હું તને જવા દેવાનો નથી. હું તો તને રાખવાનો જ, માટે ખુશીથી હા જ કહેવામાં સારૂ છે." કૈળારાણીએ જોયું કે સામા થવામાં કાંઈ લાભ થશે નહિ, તેથી થોડીવાર વિચાર કરી તેણે નાયકની વાત કબૂલ કીધી. પછી નાયકે રાત્રે સારી પેઠે મિષ્ટાન્ન લીધાં, અને સુતાં પેહેલાં રોજ કરતાં બે ત્રણ પૈસાભાર અફીણ વધારે ખાધું. જ્યારે તે સુવાની તૈયારી કરતો હતો તે વખતે કૈળારાણી ઘણી ઉદાસ થઈ ઊંડા વિચારમાં પડી. તેણે જગદંબાની સ્તુતિ કીધી, અને પોતાની અવસ્થા જગતની પરમકૃપાળુ માતા આગળ નીચે પ્રમાણે કહી સંભળાવી. તે બોલી: "અરે આરાસુરી, અરે અંબા ભવાની, રે જગતનું પ્રતિપાલન કરનાર, હું કેવી સ્થિતિમાં આવી પડી છું? જેમ કાંકરા-

એમાં હીરો, જેમ કાંટાનાં ઝાંખરાંમાં મોગરાનો છોડ, જેમ ખરસાણીમાં કેળનું વૃક્ષ, જેમ ગીધના ટોળામાં કબુતર, જેમ વાઘના કોતરમાં ગાય, તેમ આ ચોરોના નાયકના ઝુંપડામાં હું રાણી સપડાઈ ગઈ છું. આ દુષ્ટ ચંડાળ મારા ઉપર બળાત્કાર કરવાની તૈયારીમાં છે. જો હું સામી થઈ હરકત કરીશ તો તે મારો પ્રાણ લેશે; જો હું બોલીશ નહિ તો મારૂં પતિવ્રતપણું જશે. હે માતા, હવે હું શું કરૂં ? એ સઘળા સંકટમાથી ઉગારનાર તારા વિના બીજું કોઈ નથી. પણ મને હવે યાદ આવ્યું. મારી પાસે એક ખંજર છે તે હું મારી સાડીમાં સંતાડી રાખું, અને એ દુષ્ટ જ્યારે મારી પાસે આવે તે વખતે હું તને યમદૂતની સોઢમાં મોકલું. એવા ચંડાળને મારવામાં કાંઈ પાતક નથી. દુષ્ટ રાક્ષસો જેઓના પાપથી પૃથ્વી ઉપર અતિ ઘણો ભાર થતો, તથા જેઓ દેવતાઓ તથા મનુષ્યને ઉપદ્રવ કરતા તેઓનો સંહાર કરવાને વિષ્ણુને દશ અવતાર લેવા પડયા હતા; માતાજીએ પણ શુંભ, નિશુંભ તથા એવા બીજા દૈત્યોને માર્યા હતા. જ્યારે એ નાયક દુષ્ટમતિથી મને ભ્રષ્ટ કરવા ઇચ્છા રાખે છે ત્યારે તેને માર્યામાં જરા પણ દોષ નથી." એવો વિચાર કરી ખજર પોતાની કમરે ખોસ્યું, અને મન કઠણ કરી આ ભયકર કામ કરવાને તત્પર થઈ [illegible]કને અફીણની કેફ જ્યારે ચઢી ત્યારે તે કૌળારાણી પાસે આવ્યો [illegible] તે પાસે આવેછે એટલામાં તેણે તેનો તોટો પકડયો, અને બીજે હા[illegible] [illegible]ર કાઢી તેના પેટમાં એવો તો કારી ઘા માર્યો કે એક ક્ષણમાં તે [illegible] [illegible] પડી મરણ પામ્યો. આ કામ તેણે એવી હોશિયારીથી, તથા ચપળ[illegible] [illegible]ુ કે મરનારથી કાંઈ પણ બૂમ પાડી સકાય નહિ, અને તે મુવો તેની [illegible] ઘરમાં કોઇને પડી નહિ. આ ભયાનક કામ કીધા પછી નાયકના [illegible] [illegible]ટી પાછળ ગબડાવી દીધું, અને તેનાં લુગડાં પેહેરીને તે વાડા[illegible] [illegible]તેના ઘોડામાંથી એક સારો જલદ ઘોડો પસંદ કરી તે ઉપર [illegible] [illegible] રાત્રે આગળ ચાલી. નાયક જાણીને તેને કોઇએ હરકત ક[illegible] [illegible]ારે જ્યારે નાયકના ઘરનાં માણસોને તેના મોતની ખબર [illegible] [illegible] તે ખબર આખા ગામમાં પથરાઇ, અને ગામના કે[illegible] [illegible]ણીને પકડવાને નિકળ્યા, ત્યારે તે ઘણે આઘે ચાલી ગઇ હતી. [illegible] [illegible]રી હતી કે સવારે ગામના લોકો તેની પાછળ લાગશે, અને જો [illegible] [illegible]ાલ્યાં કરશે તો કોઇ દહાડો પણ તે પકડાઈ જશે, એ દેહેશતથી એક [illegible] આવ્યું ત્યાંના રાજા પાસે થોડા દહાડા સુધી રહેવાનો તેણે ઠરાવ કીધો. રાજાની આગળ તેણે પોતાની સઘળી

ધૈર્ય

હકીકત કહી, અને તે સાંભળીને તેને એટલી તો દયા આવી કે પોતાને માથે ભારે જોખમ ખમીને તેને રાખવાનું તેણે કબૂલ કીધું. સંકટમાં આવી પડેલા માણસોને સહાયતા ન કરવી એમ કેમ થાય ? તેમાં વળી આશ્રય માગનાર સ્ત્રી એટલે ના કહેવી એ તો મુસ્કેલ જ.

જ્યારે કોળારાણી તે ગામમાં શત્રુના ભયથી બચી, તે વખતે ભીલના નાયકના માણસો ઘોડા ઉપર બેસીને તેને પકડવાને આવતા હતા. એ ભીલ લોકોને, અલફખાંએ પણ તે જ કામને માટે મોકલેલા સવારો મળ્યા. તે બને ટોળાનાં માણસોએ માંહોમાહે વાતચિત કરવા માંડી તે ઉપરથી મુસલમાન સવારોની ખાતરી થઇ કે જે રાણીને તેઓ શોધે છે તે જ નાયકને મારનાર છે. એ સઘળા તે ગામ તરફ ચાલ્યા, પણ રસ્તામાં તેઓ બન્નેની વચ્ચે મોટી તકરાર થઇ. જો કૈળારાણી પકડાય તો તેને પોતાના ગામમાં લઈ જવી, અને નાયકનાં બઇરાં છોકરાંની સમક્ષ તેનો રીબીરીબીને પ્રાણ લેવો એવો તે ભીલનો મનસૂબો હતો. મુસલમાન સવારોને એવો હુકમ મળેલો હતો કે તેને જીવતી પકડીને અલફખાંની રૂબરૂ રજુ કરવી. હવે એ બે વાત શી રીતે બને ? માટે તેઓ માહોમાંહે તકરાર ઉપરથી ગાળાગાળી ઉપર આવ્યા, અને તેમ કરતા મારામારી ઉપર વાત આવી ગઇ. બંને તરફના કેટલા એક માણસો કપાઈ ગયા, અને જો બન્ને તરફના બે વૃદ્ધ માણસો વચ્ચે પડયા નહોત તો તેઓ સઘળા ત્યાં અનંતકાળ પર્યંત વાસો કરત; કૈળારાણી સુખેથી પોતાના બાપ પાસે જઈ પહોંચત; અને અલફખાં ઘણો જ નાઉમેદ થઇ જાત. પણ એમ થવા દેવાની ઇશ્વરની મરજી નહતી. બે વૃદ્ધ માણસોએ એવું સમાધાન કીધું કે જે લોકો તેને પેહેલી પકડે તેઓ તેને લઇ જાય. બન્ને તરફના માણસોએ એ વાત કબૂલ કીધી; પણ મુસલમાન સવારો મનમાં ભીલો ઉપર ઘણા ખીજવાઇ રહેલા હતા, અને જો કદાપિ રાણી ભીલોના હાથમાં આવશે તો તેઓ તેને લઇ જશે, તેઓની સઘળી મેહેનત નિષ્ફળ જશે, તથા અલફખાંને ખૂશ કરી પોતાને ફાયદો કરી લેવાનો આવો પ્રસંગ ફરીથી આવશે નહિ, એ સઘળી વાત ઉપર નજર રાખીને તેઓએ ભીલ લોકોને નકી કરવાનો નિશ્ચય કીધો. પછી એક રાત્રે જ્યારે તેઓ સઘળા સુતેલા હતા, તે વખતે મુસલમાન સવારો સંકેત પ્રમાણે એકદમ ઉઠયા, અને સઘળા ભીલ લોકોને કતલ કીધા. એ નિર્દય કામ ઉંઘતા

માણસો ઉપર કીધા પછી તેઓ ગામમાં પેઠા, અને ત્યાં રાણીની તજવીજ કરવા લાગ્યા. દૈવયોગે એવું બન્યું કે રાજાના હજામને તેઓએ તે બાબત પુછ્યું. સઘળા દેશોમાં હજામની જીભ ઘણી લાંબી તથા પેટ ઘણું નાનું હોય છે, તે પ્રમાણે તેણે તેઓને કહી દીધું કે ઇહાંના રાજાના મેહેલમાં એક બે દહાડા થયાં એક પરોણો આવેલો છે તેનો રાજાજીએ ઘણો સત્કાર કીધેલો છે. સવારોને નક્કી થયું કે એ જ કૈળારાણી હશે તેથી તેઓએ રાજાને તુરત સદેશો મોકલ્યો કે જે નવો માણસ તેની પાસે આવેલો છે તેને અમારે સ્વાધીન કરવો. શરણાંગતને શત્રુના હાથમાં આપી દેવો એ સમાન બીજું કાંઈ મોટું પાપ નથી એમ સમજીને, તથા કૈળારાણીએ ઘણા કાલાવાલા કીધા તેથી દયા લાવીને રાજાએ થોડી વાર આનાકાની કીધી, પણ જ્યારે સવાર લોકોના ઉપરીએ ફરી કહેવડાવ્યું કે અમારા કહેવા પ્રમાણે એકદમ કરશો નહિ તો આખું પાદશાહી લશ્કર તમારા ગામ ઉપર તુટી પડશે, તમારૂં સઘળું રાજ્ય ઉજડ કરશે, અને તમને ગાદીએથી ઉઠાડી મુકશે, ત્યારે તે રાજા ભય પામ્યો, અને કૈળારાણીને એ સઘળી વાત સમજાવીને કહી. તેણે તે ગામમાંથી નાસી જવાનો ઠરાવ કીધો, પણ જો તે એ પ્રમાણે કરે તો મુસલમાન લોકોના મનમાં એવું આવે કે તેણે તેને જાણી જોઇને જવા દીધી અને તેઓ તેના ઉપર તેઓનો સઘળો ક્રોધ કાઢે, તેથી તેણે દરવાનોને હુકમ આપ્યો કે જે અજાણ્યો માણસ ગામ બહાર જવાનું કરે તેને પકડી પાદશાહી સવારોના ઉપરિને સ્વાધીન કરવો. તે પ્રમાણે જ્યારે કૈળારાણી તે રાત્રે ગામ બહાર જવાનું કરતી હતી તે વખતે દરવાને તેને પકડીને તે ઉપરિને સોંપી દીધી. તે મરદના વેશમાં બઈરી છે એ જાણવામાં કાંઈ મુશ્કેલી પડી નહિ, અને જ્યારે એ પ્રમાણે નક્કી થયું ત્યારે તે કરણ રાજાની નાસી ગયલી રાણી સિવાય બીજું કોઇ નહિ હોય એમ તેઓની ખાતરી થઈ. પોતાની મેહેનત સફળ થઇ, તથા અલફખાં તેઓના ઉપર ઘણો પ્રસન્ન થશે એવી ઉમેદથી તેઓ કૈળારાણીને લઇ ઘણી ઝડપથી પાટણમાં આવી પહોંચ્યા. કૈળારાણી જીવતી હાથ આવી, તથા તેને અલાઉદ્દીન પાદશાહ પાસે મોકલીશ તો તે ઘણો ખુશ થશે એ વિચારથી અલફખાંના મનમાં હર્ષ માયો નહિ. કૈળારાણીને બીજે દહાડે રાજમેહેલમાં લાવ્યા, અને ત્યાં તેને બીજી રાણીઓ પાસે ઓળખાવી. તેની ચામડીનો રંગ તડકાથી શામળો પડી ગયો

હતો, તથા તેણે જે મ્હોડા ઉપર રંગ લગાડ્યો હતો તેની અસર હજી સુધી કાયમ હતી, તેથી તેની ખૂબસુરતી અલફખાંના સાંભળ્યા પ્રમાણે જણાઇ નહિ. બીજી રાણીઓના કહેવાથી તેને એક મહિનો મેહેલમાં રહેવા દીધી, અને એ પ્રમાણે થવાથી તેની મરજી વિરૂદ્ધ તેનું સુંદર રૂપ પાછું આવ્યું. મહીનો વિત્યા પછી અલફખાંએ તેને જ્યારે જોઇ ત્યારે તેનામાં આવો ફેરફાર થયલો જોઇને તે ઘણો જ આશ્ચર્ય પામ્યો, અને તેની અપ્સરા કરતાં પણ વધારે રૂપાળી કાંતિ જોઇને તેનો જીવ ઘણો આકુળ વ્યાકુળ થયો. તેની આગળ તે સૌંદર્યના એક માનવી અવતાર, આરસની એક પુતળી જેવી ઉભી રહી. તેને અલાઉદ્દીન પાદશાહ પાસે મોકલી દેવાનો તેનો મનસૂબો છે તે તેને કહી સંભળાવ્યો, અને દિલ્હીમાં જઇ પાદશાહના ઝનાનખાનામાં મુખ્ય રાણીની મિસાલે રહેવા જવાની તૈયારી કરવાને તેણે કહ્યું. કૌળારાણી માઠામાં માઠા સમાચાર સાંભળવાને તૈયાર જ હતી, તેથી આ વાત જાણતાં જરા તે ગભરાઇ નહિ, પણ ડોકું હલાવીને પોતાના ઓરડામાં ચાલી ગઇ. થોડા દહાડા પછી શેહેરમાં એક મોટી ધામધૂમની સાથે સવારી નીકળી ત્યારે જ પાટણ શેહેરના લોકોએ જાણ્યું કે ગૂજરાતની રાણી, અતિ રૂપાળી કૌળાદેવી, મ્લેચ્છ પાદશાહનો મેહેલ શણગારવા જાયછે. લોકો તે સવારી જોવાને કોઇ બાહાર આવ્યા નહિ. સઘળા ઘણા મોટા શોકમાં પડ્યા. કૌળારાણીનું અંતઃકરણ લોકોની પ્રીતિ જોઇને ભરાઇ આવ્યું, અને પોતાની જન્મભૂમિ હવે છોડવાનો વખત આવ્યો એ દુઃખથી તેના મન ઉપર એવી તો અસર થઇ કે તે ઘણા જોરથી રડી, અને નીચે પ્રમાણે તેણે વિલાપ કીધો.

## લલિત છંદ.

કરણ રાજ તું, ક્યાંહરે ગયો, નગર છોડીને શીદ રે રહ્યો;
કરમ ફૂટિયું, પ્રાણ જાય રે; સુખ સદા ગયું હાય હાયરે.
તુજ વિના હવે, અન્ન ના ગમે; મન તણી મહા વેદના દમે;
દરદ તાહરૂં, ના ખમાય રે; સુખ સદા ગયું હાય હાયરે.
કરમની કથા, જાય ના કથી; દુઃખ સમુદ્રનો પાર તો નથી;
ફિકર ચિત્તમાં, ના સમાય રે; સુખ સદા ગયું હાય હાયરે.
કનકદેવલી, ક્યાંહ રે હશો; રઝળતી મૂકી, ક્યાં હવે જશો;
ધીરજ છાતિમાં, ના રખાય રે; સુખ સદા ગયું, હાય હાયરે.

રજપૂતો તમે, ન્યાત જાત રે; સકળ સ્નેહિઓ, માત ભ્રાત રે;
વિરહ તે તણો કેમ થાય રે? સુખ સદા ગયું હાય હાય રે.
પરમ પ્રિય જે, બાપ તેમણે; કસર ના કિધી, મૂજ કારણે;
વચન મીઠડાં, ના ભુલાય રે; સુખ સદા ગયું હાય હાય રે.
ગૂર્જર દેશ રે, જન્મભૂમિ તુ; અવતરી જહાં, પાપણી જ હું;
અધમ લોકને હાથ જાય રે; સુખ સદા ગયું હાય હાય રે.
ધરમ મૂકિને, મ્લેચ્છ થાઉં છું; કુળવિચાર સૌ છોડી જાઉછું;
તુરકડા વચે, ના વસાય રે; સુખ સદા ગયું હાય હાય રે.
ઘરધણી મુઓ, દીકરી ગઇ; નગર છોડિઉં, ભ્રષ્ટ તો થઇ;
અખુટ પાપ તે, ના કપાય રે; સુખ સદા ગયું, હાય હાય રે.
અખિલ વિશ્વમાં તુંજ જે ધણી; અકળ ઇશ જે, છે દયા ધણી;
તુજ કૃપા થકી, શાંતિ થાય રે; સુખ સદા ગયું હાય હાય રે.

---

## પ્રકરણ ૧૧ મું.

સૃષ્ટિમાંનાં ઘણાં રમણિક સ્થળો જ્યાં અપ્સરાઓ પણ રમવા આવે, તથા સ્વર્ગવાસીઓને પણ વાસો કરવો ગમે, એવા એક રળિયામણા સ્થળમાં એક કિલ્લો બાંધેલો હતો, અને તેની નીચે એક સુંદર નાનું શેહેર વસેલું હતુ. એ શેહેરની ચોતરફ ઊંચા ઊંચા પહાડોનો કોટ થઇ રહેલો હતો; અને તેમાંનાં ઘરો વચલા પોલાણમાં ચઢતાં ઉતરતાં ઘણાં જ ખુબસુરત હારબંધ બાંધેલાં હતાં. આ શેહેરનું પહાડોને લીધે પરમેશ્વર તરફથી રક્ષણ થયલું હતુ, તોપણ તેનો વધારે બચાવ કરવા સારૂ તેની આસપાસ ફરતો ઘણો મજબૂત પથ્થરનો કોટ હતો, અને તેની સાથે વળી એક ઊંચી ટેકરી જેની નીચે સઘળું શહેર આવી રહ્યું હતુ, તે ઉપર એક કિલ્લો બાંધેલો હતો. એ શેહેરનું નામ બાગલાણ હતું, અને તે દેવગઢના રાજા રામદેવના તાબામાં હતુ. કિલ્લો ઘણો મજબૂત તથા શોભીતો હતો, અને તેમાં રેહેવાને સારૂ ઘણો વગ હતો. વળી તેની આસપાસની જગા પણ એવી શોભાયમાન હતી કે તેનું યથાસ્થિત વર્ણન કોઇ મોટા કવિની કલ્પના શક્તિથી પણ થઇ શકે નહિ. ચોતરફ ઊંચા ઊંચા પહાડો હતા અને તેઓ સૂર્યોદય અથવા સૂર્યાસ્ત થતી વખતે એવા તો મનોહર લાગતા

કે તે જોવાને જેટલો શ્રમ તથા પૈસો ખરચ કરીએ તેટલો સફળો વળી જાય. તેઓના ઉપર પુષ્કળ ઝાડી હતી, અને સાગ, આંબા, વગેરે ઝાડો નાટકશાળાની બેઠકની પેઠે એક ઉપર એક ઉગેલાં હતાં તે જોઇને આંખને આનંદ તથા સંતોષ ઉપજતો હતો. એ ઝાડીઓમાં વાઘ, રીંછ વગેરે રાની પશુઓ નિરંકુશ અમલ ચલાવતાં હતાં, અને તેઓના રાજ્યપદ વિષે તકરાર લેનાર માણસ ત્યાં કવચિતજ આવતુ હતુ. નાનાં મોટાં પક્ષીઓ ઘણા મધુર નાદથી તે સ્થળને ગજાવી મુકતાં, અને તેઓનાં સુંદર રંગબેરંગી પીછાંનો ઝળકાટ તડકામાં પડતો તે જોઇને ઇશ્વરની લીલાથી મન વિસ્મિત થયા વિના રેહેતુ જ નહિ. વળી ઠેકાણે ઠેકાણે નાની નાની નદીઓ વેહેતી હતી, અને જ્યારે તેઓ ઊંચી જગાએથી ઉતરતી, અને પથરાઓ ઉપર અથડાતી, નાના છોડવા તથા ફુલોને છુંદતી, તથા પહાડોના ઘસારાથી પડેલા નાના કાંકરાઓમાં રમતી આગળ ચાલતી, ત્યારે તેમની સ્થિતિ જોઇને આપણને આપણી બાલ્યાવસ્થા યાદ આવ્યા વિના રેહેતી નહિ. બીજી કેટલીએક નદીઓ ઊંચા ટેકરાઓ ઉપરથી નીચે પડતી તેના મોટા ધોધવાથી ગર્જના થઈ રહેતી, તેના ઉપર ફીણના જે ગોટા આવતા, અને તેના ઉપર જ્યારે સૂર્યનાં કિરણ પડતાં ત્યારે તેઓનું વક્રીભવન થઇને તેઓમાંના સાત જુદા જુદા રંગો છૂટા પડીને ઈંદ્રના ધનુષ્ય જેવો આકાર ત્યાં થતો તે ઘણો જ આશ્ચર્યકારક લાગતો હતો. એવા ધોધવાઓ નીચે પડીને આગળ વેહેતા, કેટલાએક નીચે પડી ત્યાં એકઠા થઈ રેહેતા, એટલે ત્યાં નીતર્યું કાચ જેવું તળાવ બનતુ, અને કેટલીએક નદીઓના જુસ્સાથી જમીન ઘસાઇને ત્યાં મોટી મોટી ખાઇઓ થતી, અને તેમાથી તેઓ વિજળીને વેગે દોડતી. જ્યારે ચોમાસામાં અષાડ મહિનામાં વાંદળાંથી ઘોર ઘટા થઇ રહેતી, તથા વિજળીના ચમકારા અને મેઘગર્જનાના કડાકા થતા ત્યારે તે જગાનો દેખાવ ખરેખરો દબદબા ભરેલો તથા ભયાનક થઇ રહેતો હતો. વાદળાં તો જાણે આપણા પગ નીચે ગોટાને ગોટા અથવા ધૂમરની પેઠે પથરાયલાં દેખાતાં હતાં, અને તેઓ પીગળીને પાણીનાં ટીપાં થઈ નીચે પડતાં તે આપણને લાગતુંજ નહિ. વિજળી ઝાડ અથવા ટેકરીઓની ટોચથી ખેંચાઇ આવીને પડતી તે વખતે પથ્થરોના ફાટવાથી તથા ઝાડોના પડવાથી મોટા મોટા અવાજ થતા હતા, વળી ગર્જનાના શબ્દ પણ એક પહાડ ઉપર અથડાઇ બીજા ઉપર પડતા, અને ત્યાંથી અથડાઇ ત્રીજાને લાગતા, અને એવી રીતે થયાથી ગડગડાટના કડાકાને કડાકા કેટલીએક

વાર સુધી પોહોંચ્યાંજ કરતા. વરસાદ પણ ત્યાં એટલો બધો વરસતો કે તેનો ખ્યાલ મેદાનમાં વસનારાઓથી થઇ સકે નહિ. એ સઘળું પાણી એકઠું થઈ નદીઓમાં વહેતુ તેથી તે સઘળાં ઝરણો ભરપૂર થઇ જતાં હતાં. ઉનાળાના સખત તાપથી ઝાડો બળી ગયલાં હોય, પથ્થરો તપી ગયેલા હોય, તથા પહાડો જેવા ખાવા ધાતા હોય એમ દેખાતા હોય, ત્યાં સઘળે લીલુંકુંજાર થઇ રેહેતું. ઝાડો ઉપર આકાશમાંથી વૃષ્ટિરૂપી અમૃત પડતું, તેથી તેઓ સજીવન થઇ પાછાં પ્રફુલ્લિત થઈ શોભાયમાન દેખાતાં, તથા પાણીનો પુષ્કળ મારો હોવાથી સઘળે થંડક થડક થઇ રહેતી, તથા શીતળ વાયુમાં અગણિત ફુલોની સુગંધ ધસડાઇ આવતી. 'ડુંગર દૂરથી રળિયામણા' એ જે કેહેવત છે તે તે વખતે ખોટી પડતી, અને તેઓ આઘેના કરતાં પાસેથી વધારે રળિયામણા દેખાતા હતા. એવી જગાએ જે કિલ્લો હતો તેમાં છેક અંદરના ઓરડામાં બે જણાં બેઠાં બેઠાં વાત કરતાં હતાં.

એ બે જણમાંથી એક પુરૂષ તથા એક સ્ત્રી હતી. પુરૂષ હતો તેની ઉમર ચાળીશ વર્ષની લગભગ હતી, પણ તેટલા કાળની અસર સાધારણ માણસના શરીર ઉપર જોવામાં આવેછે તે કરતાં તેની ઉપર વધારે દેખાતી હતી. કોઇપણ તનદુરસ્ત માણસની જુવાની ચાળીશ વર્ષે જતી રેહેતી નથી. અને કેટલાએક દેશમા તો તે વખતે માણસ ભરજુવાનીમાં ગણાયછે. પણ તે પુરૂષનાં વર્ષ વધારે ઝડપથી દોડયાં હતાં, તથા કાળચક્રનો ઘસારો તેના ઉપર વધારે થયો હતો. તેનું શરીર ૫૦ અથવા ૫૫ વર્ષની ઉમરના માણસના જેવું દેખાતુ હતુ. ઘણી ચિંતાથી તેના ગાલ બેસી ગયલા હતા, તથા સર્વાંગે નિમાળા સફેદ થઇ ગયા હતા; તોપણ તેની આંખમાંથી જુસ્સો હજી મરી ગયલો નહતો, અને તેના બન્ને ડોળા અગરજો ઊંડા પેઠેલા હતા તોપણ તેઓમાં હજુ શરાતનનું તેજ હતુ. તેની શિકલ ઉપરથી હજી જણાતુ હતુ કે તેનામાંથી તેનો અવિચારી હઠીલો સ્વભાવ ગયલો નહતો. તેનો સઘળો દેખાવ માન આપવા યોગ્ય હતો, અને તેણે કોઈ વેળા સારા દહાડા જોયા હોય એમ તેને જોતાં જ જણાતુ હતું.

એ માણુસ કોણ હતો તે વાંચનારાઓએ જાણ્યું તો હશે. તેને છેલ્લીવાર મળ્યાને આજે લાંગાં નવ વર્ષ થયાં હતાં તોપણ ઉપલા ટુંક્ર વર્ણનથી તે ઓળખાઇ આવ્યો હશે. તે આપણો મિત્ર કરણ વાઘેલો ગૂજરાતનો છેલ્લો રજપૂત રાજા હતો. જે દહાડે **પાટણની** પડોશમાં ર-

જપૂત સૈન્ય કપાઇ ગયું, જે દહાડે મ્લેચ્છ લોકો જય પામી આખા ગૂજરાતનું રાજ્ય લઇ બેઠા, જે દહાડે માધવનું વેર તૃપ્ત થયું, અને જે દહાડે ગૂજરાતના શૂરા સામંતો અણહિલપુરને છેલ્લા રામરામ કરી ઘોડા દોડાવી મૂકી દેશ છોડી ચાલ્યા ગયા, તે દહાડે કરણ મરણતોલ ઘાયલ થયો, અને તેને ઓળખીને હરપાળ તેને સાંઢણી ઉપર બેસાડીને ગૂજરાતની સરહદપાર લઇ જવાને નીકળ્યો, એ સઘળું આપણે કહી ગયા છીએ. જ્યારે કરણ બાગલાણ શેહેર આગળ આવ્યો ત્યારે તે થાકથી તથા ઘાથી એવો અશક્ત થઇ ગયો હતો કે તેનું આવર્દા પૂરૂં થવા આવ્યું છે એમ જાણી હરપાળે તેને તે શેહેરમાં રાખ્યો, અને તેની એવી અવસ્થાના સમાચાર રામદેવને દેવગઢમાં કેહેવડાવ્યા. નિર્બળને આશ્રય આપવો એ રજપૂતનો તથા તે વખતના રાજાઓનો મુખ્ય ગુણ હતો; અને અગરજો તેને દિલ્હીના પાદશાહનો ઘણો ધાક હતો, અને તેને આશ્રય આપ્યાથી અલફખાંને ઘણો ક્રોધ ચઢશે એમ તે નક્કી જાણતો હતો, તોપણ આવી વખતે દૈવકોપથી દુર્દશામાં આવી પડેલા, તેના કરતાં સઘળી વાતે શ્રેષ્ઠ, એવા ગૂજરાતના રાજાને મરવાને નિરાંતની જગા આપવાની તેનાથી ના કેહેવાઈ નહિ. ત્યાં રેહેવાની રજા મળી એટલે તેને તે કિલ્લામાં રાખ્યો, અને જે વૈદ્યો મળી આવ્યા તેઓના ઉપચાર કરવામાં આવ્યા. પણ ઘા ઘણા કારી વાગેલા, તથા તેના મનમાં મહાભારત તોફાન ચાલતું, તે સાથે આ સઘળા બનાવથી તેની નિદ્રા અથવા આરામનો પણ નાશ થયો હતો, તેથી અગરજો મોત તો અટક્યું તોપણ પીડા ઘણી જ વાર પોહોંચી, અને વૈદ્યોના ઉપાય તેના ઘા ઉપર કેટલીએક વાર સુધી તો બિલકુલ ચાલ્યા જ નહિ. જ્યારે તે શરીરની તથા મનની પીડાથી ટળવળતો તથા બરાડા બરાડ પાડતો હતો, જ્યારે તે મહા વ્યથામાંથી છૂટવાને સારૂ ક્ષણેક્ષણે મૃત્યુની પ્રાર્થના કરતો હતો, તે વખતે પરમેશ્વરે તેની સામું જોયું. તેનું આટલું કષ્ટ જોઇને પરમ દયાળુ ઇશ્વરને કરૂણા આવી. તેના દુઃખરૂપી અરણ્યમાં સુખનો પાણીનો ઝરો દેખાયો. તેની અવસ્થાના અંધકારમાં શાન્તિનું કિરણ પ્રકાશ્યું. તેની દુર્દશાની તપેલી ભોય ઉપર દિલાસારૂપી ઓસનાં ટીપાં પડ્યાં; અને આફતનો શેતાન તેને ઉપદ્રવ કરતો હતો તેમાંથી તેનું રક્ષણ કરવાને બે ફિરસ્તા જાણે આકાશમાંથી ઉતર્યા.

જ્યારે કૈળારાણીએ મેહેલને આગ લગાડી ત્યારે તેની બે નાની

દીકરીઓ કનકદેવી તથા દેવળદેવીને તેણે એક ચાકરને સોંપી પોતાના બાપ પાસે ઝાલાવાડમાં મોકલી હતી. રસ્તામાં તે ચાકરને ખબર મળી કે કરણ રાજા હજી જીવે છે, તથા તે બાગલાણમાં રહેલો છે, તે સાંભળીને તેણે તેનો રસ્તો બદલ્યો, અને તેના મહાભારત દુ:ખમાં તેની પુત્રીઓના મેળાપથી તેને જે સુખ થશે તે ઉપર વિચાર કરીને, તથા છોકરીઓ ઉપર માના બાપ કરતા પોતાના બાપનો વધારે હક્ક છે એમ જાણીને તેઓને તેની પાસે લઇ જવાને નીકળ્યો. રસ્તામાં ઘણીએક અડચણો ભોગવીને તથા ઘણાંએક સંકટોનું નિવારણ કરીને અંતે તે બાગલાણના કિલ્લા પાસે સહી સલામત પોહોંચ્યો, અને કરણ રાજાની બે બાથમાં તેની કુમળી વયની બે દીકરીઓ ભરાઇ. આવી વખતે આવી અવસ્થામાં બાપ તથા દીકરીઓનો મેળાપ થયો તે વખતે તે દુર્ભાગ્ય રાજાને જે બેહદ આનંદ થયો તેનુ વર્ણન થઈ સકતુ નથી. મોટી છોકરી આઠ વર્ષની હતી તે ઘરમાં સઘળું સ્ત્રીનું કામકાજ કરતી, અને તેની સભાળથી તથા તેની ઘરબાબતની સઘળી ગોઠવણથી કરણ રાજાના ઘા ધીમે ધીમે રૂઝાવા લાગ્યા, અને તે કેટલીક વાર પછી બિલકુલ સારો થયો. માણસના સુખને વાસ્તે બઇરિાં કેટલાં અગત્યનાં થઈ પડે છે તે જ્યાં તેમની ખોટ હોય ત્યાં જ જાણવામાં આવે છે. તેઓનો ઉપાયોગ ઘણા લોકો બરોબર સમજતા નથી, તથા તેઓની કિમ્મત જોઇએ તેટલી તેઓ કરતા નથી. માણસ અને બઇરીના ગુણોમાં પરમેશ્વરે મોટો તફાવત રાખેલો છે. અગર જો કેટલાએક માણસોમાં બઇરાંના ગુણો અને કેટલીક સ્ત્રીઓમાં માણસના ગુણો હોય છે, તોપણ તેઓ સાધારણ નિયમથી ઉલટા છે. સામાન્ય નિયમ તો એવો છે કે પુરૂષોમાં કામકાજ કરવાના અને એવા બીજા સખત ગુણો હોય છે; અને સ્ત્રીઓમાં સહન કરવાના અને નરમ ગુણો માલમ પડે છે. દયા, મનની કોમળતા, ધૈર્ય, વગેરે બીજાને સુખી કરવાને જરૂરના ગુણો ઘણું કરીને સ્ત્રીવર્ગમાં વધારે હોય છે. એ જ કારણને લીધે તેઓ ઘર ચલાવવાને તથા પોતાના ધણીને સુખ ઉપજાવવાને વધારે લાયક છે. જ્યારે માણસ કોઇ આફતમાં આવી પડે છે ત્યારે તેને બઇરી સિવાય બીજું કોઇ શાંત કરી સકતુ નથી. જ્યારે તેના મનમાં ગુસ્સો ચઢી જાય છે ત્યારે તેની મનોવૃત્તિઓને નરમ પાડવાને તેને જ ઇશ્વરે સર્જેલી છે; પણ વિશેષે કરીને જ્યારે તેના ઉપર મંદવાડ આવી પડે છે, જ્યારે

તેની એક નાના બાળકની પેઠે બરદાસ્ત લેવી પડે છે, જ્યારે તેનો સ્વભાવ એવો ચીઢિયો થઇ જાય છે કે તેનો બોલ બીજા કોઈ સાંખી સકતા નથી, તે જ વખતે બઇરીનું ખરેખરૂં કામ પડે છે; તે જ વખતે તેની ખરી કીમત થાય છે; અને તે જ વખતે તેનું દુઃખ મટાડવાને પરમેશ્વરે તેને મોકલી હોય એમ પુરૂષને લાગે છે. તેની ચાકરી કરવાની રીતથી જ અર્ધું દરદ ઓછું થાય છે. તેના મધુર શબ્દો રામબાણ ઓસડ જેવા થઇ પડે છે, અને તેના નરમ હાથ શરીર ઉપર ફરે છે એટલે જ ઘણી ઠંડક થાય છે; માણસને તેની જીંદગીના હરેક ભાગમાં સ્ત્રીથી સુખ મળે છે. નાનપણમાં તેને માની ઘણી જ જરૂર હોય છે, બલકે તેના આવર્દાનો આધાર ઘણું કરીને તેની મા અથવા એવી બીજી કોઈ સ્ત્રી હોય છે. મોટપણે તેની પત્નીવડે તે સસારરૂપી સાગરમાં વધારે ચેહેનથી સફર કરી સકે છે, અને જો કમનસીબથી તેની સ્ત્રી તેના પેહેલા મરણ પામે તો કેટલુંક સ્ત્રીનું કામ તેની છોકરી ચલાવી સકે છે. કરણ રાજાને પણ તેજ પ્રમાણે થયું કનકદેવીનું સઘળુ લક્ષ પોતાના બાપને આરામ કરવા તરફ તથા તેની પીડા જેમ બને તેમ ઓછી કરવા તરફ હતુ, અને તેમ કરવા સારૂ તેની ઉમર પ્રમાણે તેનાથી જેટલો બની સક્યો તેટલો તેણે શ્રમ કીધો, અને પરમેશ્વરની કૃપાથી તે સઘળો સફળ થયો. નાની છોકરી જે દેવળદેવી હતી તે, તે વખતે માત્ર ચાર વર્ષની હતી, તથા તેનાથી પોતાની બેહેનના જેવું કામ થઈ સકતું નહતુ, તોપણ તેના બાળપણના જુદા જુદા ખેલથી, તેના કાલા કાલા બોલથી, તથા ખરા દીલથી પોતાના બાપને ખૂશ કરવાને તે જે પ્રયત્ન કરતી હતી તેથી કરણ રાજાને અર્ધો આરામ થયો. એ બે છોકરીઓ તેના બાપને ખરેખરાં રત્નો હતાં, અને અગરજો તેણે દુનિયામાં સઘળુ ખોયું હતું તોપણ તે મોટો ખજાનો તેને નસીબે રહી ગયો હતો. તેઓ તેના ઘા ઉપર થંડા મલમના જેવી હતી. જેમ ભુખ્યાને અન્ન, જેમ તરસ્યાને પાણી, જેમ દરદીને ઔષધ, તેમ કરણ રાજાને એ બે છોકરીઓ હતી. જેમ જેમ સઘળી દુનિયાએ તેનો વધારે ત્યાગ કીધો, તેમ તેમ તેઓએ તેને પ્રેમની જાળમાં વધારે સાંકળી લીધો. જ્યારે બીજા લોકો તેને આડી આંખે જોવા લાગ્યા તે વખતે તેઓ પ્રીતિથી ભરપૂર નેત્રથી તેને નિહાળતી હતી. જ્યારે તેના ખોટા મિત્રો લીલાવનના સૂડાની પેઠે ઉડી ગયા ત્યારે ઇશ્વરે તેને શુદ્ધ પ્રેમવાળી પુત્રી મેળવી આપી, અને

જ્યારે તેના ચાકરો, સિપાઈઓ, વગેરે કામ કરનારા જતા રહ્યા ત્યારે તેને બાહુતીએણુ નહિ પણ ખરા હેતવાળી મદદ કરનાર પુત્રી આવી મળી.

એ પ્રમાણે કરણનું સુખ માત્ર પાંચ વર્ષ સુધી પોહોંચ્યું. પરમેશ્વરની ગતિ અકળ છે, તથા તેનાં કામોનાં કારણો શોધી કઢાય એવાં નથી. આટલું બધું સંકટ ભોગવ્યા પછી કરણ રાજાને જે થોડું સુખ મળ્યું તે તેને ઘણી મુદ્દત સુધી અથવા તેના જીવતાં સૂધી પોહોંચશે એવી આશા રાખવામાં આવે, અને ઇશ્વર મરતાને વધારે મારશે નહિ એવી કલ્પના થાય; પણ એ આશા તથા કલ્પના ઘણીવાર ખોટી પડે છે. માણસ ઉપર જ્યારે દુ:ખ આવી પડે છે ત્યારે ઘણું કરીને સામટું જ આવી પડે છે, અને એ સઘળી આફતોમાં જે માણસ પોતાનું ધૈર્ય છોડતો નથી, તથા પરમેશ્વર ઉપરનો જેનો દૃઢ વિશ્વાસ, જરાપણ ડગતો નથી તે માણસ ખરેખરો ધર્મી, તથા તે જ ખરેખરો ઇશ્વરનો ભક્ત જાણવો. માણસના વિશ્વાસની તથા ભક્તિની એ પ્રમાણે પરમેશ્વર પરીક્ષા લે છે તેમાંથી ઘણા જ થોડા પસાર થાય છે. હમણા તો કરણ રાજાનો વારો આવ્યો, અને જે વખતે તેનાં આગલાં દુ:ખોના ઘા પૂરેપૂરા હજુ રૂઝયા નહતા, તથા જે વખતે સુખનો જરા સ્વાદ ચાખવા માંડયો હતો, તે વખતે તેને એક બીજો કારી જખમ લાગ્યો. મોતના દૂત તેના એકાંત કિલ્લા ઉપર ઉતર્યા, અને એક ઝપાટો મારી તેની વાહાલી છોકરી કનકદેવી જે હમણાં તેર વર્ષની થઈ હતી, જે તેનાં સઘળાં સુખનું મૂળ હતું, જે તેની નિર્બળ અવસ્થાનો આધાર હતો, તેને ઘસડી ગયા. આ અકસ્માત્ આવી પડેલા દૈવકોપથી કરણને જે મહાવ્યથા થઇ તેનું વર્ણન કરવાની કાંઈ જરૂર નથી. તે યથાસ્થિત થઈ સકે પણ નહિ; ને થાય તોપણ તેથી વાંચનારાઓને સંતાપ માત્ર ઉપજે, તેથી તે ઉપર પડદો ઢાંકી દઇ બીજા ચાર વર્ષ કૂદી જઇને ઈ૦ સ૦ ૧૩૦૬ ના વર્ષના અષાડ મહીનામાં કરણ તથા તેની નાની છોકરી દેવળદેવી એક ઓરડામાં એકઠાં બેઠા હતાં તે વખતનો દેખાવ બતાવવાને પ્રયત્ન કરીએ.

દેવળદેવી તે વખતે તેર વર્ષની ઉમરની હતી, અને તેનું રૂપ કોઇ રંભા અથવા અપ્સરાને લજવે એવુ હતુ. તેની ચામડીનો રંગ એવો તો ગોર હતો, તથા તેમાં તેના લોહીના રાતા રંગનો એવો તો આભાસ પડતો હતો કે તેને જોઈ કોઇ ગુલાબનું ફુલ પણ પોતાનુ માથું નીચું

નમાવે. તેની સાથે તેની ચામડી એવી પાતળી તથા પારદર્શક હતી કે તેમાંથી તેની લોહીની નસો દેખાતી હતી. તેનું કદ તેની ઉમર પ્રમાણે જેટલું જોઇએ તે કરતાં કાંઇક મોટું હતું. તેના અવયવોનો ઘાટ એવો સુંદર તથા નાજુક હતો કે તેને પરમેશ્વરે પોતાને જ હાથે ઘડી હોય એમ કહી સકાય. તેની ચાલ હંસના જેવી, તથા તેના બોલવામાં મધના જેવી મિઠાશ હતી. તેના બાપને સુખી કરવાને તથા તેની ફિકરો કાઢી નાખવાને તે જ્યારે ગાતી ત્યારે તેના શબ્દો મોહનમંત્રની પેઠે સઘળાને મોહિત કરતા, તથા જેમ ઑર્ફ્યુસની વીણાના મધુર નાદથી મોહ પામી જંગલમાંનાં પશુ પક્ષીઓ પોતપોતાનો સ્વાભાવિક વૈરભાવ એક બાજૂપર મૂકી તેની આસપાસ આવી વીંટળાતાં, તેમ દેવળદેવીનો મધુર કંઠ સાંભળવા જાણે પવન પણ સ્થિર રહેતો, તથા તેનાં પાળેલાં હરણાદિ બીજાં પશુઓ તથા પક્ષીઓ તેના નાદથી આકર્ષાઇ તેની પાસે દોડતાં આવતાં. જ્યારે તે પોતાની વાડીમાં ફરતી, ત્યારે જાણે પોતાના અનુપમ રૂપથી બધાંને ભુરકી નાંખ્યાં ના હોય, તેમ તે વાડીનાં જન જનાવરો તેની પાછળ દોડતાં, અને તેના વિના તેઓને જરાપણ ચાલતું નહતું. તે તેની મા કૌળારાણીના જેવી જ અથવા તે કરતાં પણ અધિક રૂપાળી નીકળશે એ કહેવું કંઇ મુશ્કેલ નહતું. આ ઇશ્વરની કારીગરીનો સંપૂર્ણ નમૂનો જોઇને કોને સાનંદાશ્ચર્ય લાગ્યા વિના રહે?

વળી તેની ઉમર તેર વર્ષની! એ વયમાં જ એક જાતનો મોહ રહેલો છે. આપણા અને આપણા જેવા બીજા ઉષ્ણ દેશોમાં તેરમું વર્ષ બાલ્યાવસ્થા તથા યુવાવસ્થાની મર્યાદા ગણાય છે. એ વખતે શરીરે આરોગ્ય અને સુખમાં ઉછરેલી છોકરીઓમાં ઘણા અગત્યના ફેરફાર થાયછે. મોંઢાં ભરાવ થાય છે તથા તેના ઉપર તાજું લોહી આવેલું માલમ પડે છે. વળી તે ઉપર પેહેલાં જે બાળપણનું સ્વચ્છંદપણું હતું તે જતુ રહીને તે ગંભીર વિચારવંત દેખાય છે. આંખનો દેખાવ પણ તેજ પ્રમાણે બદલાઇ જાય છે. બાંહ્ય તથા છાતી પોહોળાં થાય છે; તથા શરીરના બીજા અવયવોમાં પણ તેવો જ વધારો થાય છે. શરીરનું કદ મોટું થાય છે, અને તેનું યથાસ્થિત પોષણ થવાને લોહીનો પણ ઉમેરો થાય છે. જેવો શરીરનો ફેરફાર થાય છે તેવો જ મનનો પણ થયા વિના રેહેતો નથી. તેર વર્ષની ઉમર! એ ઠેકાણે ઉભી રહીને છોકરીઓ બાળા જ્યારે ભૂતકાળપર નજર

કરે છે ત્યારે તેને નિ શ્વાસ મુકવાનાં કેટલાં બધાં કારણો જડી આવે છે? તેનું બાળપણ પાણીના રેલાની પેઠે વહી ગયું તે ફરીને પાછું આવવાનું નહિ, અને તેની સાથે બાલ્યાવસ્થામાં ભોગવવાનાં સુખો તે પણ ચાલ્યાં ગયાં. જે નિશ્ચિત મનથી તે રસ્તામાં રમતી, જે ખૂશીમાં તેના દહાડા જતા, જે ભવિષ્યને વાસ્તે તેના મનમાં બેપરવાઇ હતી, જે આનંદ તેને વર્તમાન વખતને વાસ્તે લાગતો, જે ખુલ્લા મનથી સઘળા નાના અથવા મોટાની સાથે તે વાતચીત વગેરેનો પહેવાર ચલાવતી, જે ભોળા સ્વભાવથી તે ઘરના માણસનો તેમજ પારકાનો ઠોક જીવને ઘણો ક્લેશ કીધા વિના સહન કરતી, જે મનના ઘણા સ્થિતિસ્થાપકત્વથી તે શોકનો ઝટ ત્યાગ કરી પાછી આનંદમાં આવતી, જે વેર રહિત મનથી તેની સાથે લડનારાઓને ટુંકી મુદ્દતમાં ક્ષમા કરતી, જે શુદ્ધ અંત:કરણને લીધે બીજાઓના દુષ્ટ વિચારો તે પારખી સકતી નહિ, તથા જે નિર્દોષપણાથી તે પાપ શું તે જ ઓળખતી નહિ, અને પાપરહિત મન હોવાથી મનમાં જે સુખ તથા શાંતિ રહેતી તે સઘળું હાય! હવે સદાકાળને માટે વહી ગયું. બાલ્યાવસ્થામાં આનંદ માનતી છોકરીના મનમાં શોક ઉત્પન્ન કરવા આ ભૂતકાળનું દર્શન જ બસ છે, છતાં તે શોકમાં વધારો કરવા બીજી ઘણીએક બાબતો એકઠી મળે છે. જ્યારે તે ભવિષ્ય ઉપર નજર કરે છે ત્યારે તે શું જુએ છે? અત્યાર સુધી તો તે સંસારરૂપી ઘરની આગળની વાડીમાં જ રમતી હતી; પણ તેરમે વર્ષે તો તે તેના દરવાજામાં પેઠી, અને તે ઘરમાં શું હશે એ વાતના સંશયથી જ તેની શાંતિ ક્ષીણ થાય છે. હવે સંસારમાં પડવાનો વખત આવ્યો. આગળ નજર કરે છે તો સઘળું ધૂમ્મસ પથરાયલું દેખાય છે, તેમાંથી તેનાથી કાંઇ દેખાતું નથી, માટે કલ્પના શક્તિવડે સઘળું સારામાં સારૂં પોતાને માટે નિર્માણ થયું હોય એમ તે દેખે છે. પણ બીજાઓની અવસ્થા જોઇ તેની સ્વપ્નવત્ કલ્પનાઓ, સૂર્યપ્રકાશથી ધૂમ્મસ જેમ વેરાઇ જાય છે તેમ એક પળમાં ખસી જાય છે. ભવસાગર તેને સઘળો તરવો છે એ વિચારથી જ તે ત્રાસ પામે છે, તથા આગળ શા શાં સુખો તથા દુ:ખો આવી પડશે એ વિષેના અંધકારમાં અથડાય છે. પણ પરમેશ્વરની કૃપાથી એ સઘળા વિચારો તથા ચિંતાને ડૂબાડી દેનાર એક નવો મનોવિકાર તે વયે તેની છાતીમાં જન્મ પામે છે. એ મનોવિકાર તે પ્રીતિ છે. તે સઘળામાં ઊંચી પદવી ધરાવે છે. તેની અસર ઘણીજ આશ્ચર્યકારક છે, તથા તેના

અદ્ભુત પ્રભાવથી પુરૂષ અથવા સ્ત્રી જે કામો કરી સકે છે, તે ખરેખરાં ચમત્કારી છે. જ્યારે તે વિકારનો જન્મ થાય છે, ત્યારે આખા શરીરમાં અજાયબ જેવો ફેરફાર થઇ જાયછે. અંતઃકરણમાં પ્રીતિનું એક અખૂટ ઝરણ ફૂટવા માડે છે. તેના પાણીને વહેવા તથા અંતે ખાલી થવા કોઇપણ સ્થળ જોઇએ, તે સ્થળ જ્યારે તેને મળતું નથી, ત્યારે તેના હૈયામાં શૂન્યાવકાશ જેવું લાગેછે. જગત્ સઘળું સ્મશાન જેવું દેખાયછે. મન પોતાના જેવા કોઇ બીજાને સોબતી કરવાને આણીગમ તેણીગમ ફાંફા મારેછે, અને જ્યાંસુધી તેવું કાંઇ મળતું નથી ત્યાંસુધી તેને જરાપણ સુખ કે શાંતિ થતી નથી. તેનું શરીર દિનપરદિન ક્ષીણ થતું જાયછે. તેના અંત.કરણમાનો અગ્નિ અપાર બુદ્ધિવંત પરમેશ્વરે ઘણા ડહાપણ ભરલા હેતુથી સળગાવેલો છે. એ પવિત્ર વિકાર પરમેશ્વરને વહાલો છે, અને જેમ તે વધારે સ્વચ્છ હોયછે તથા તેમાં બીજા કનિષ્ટ વિકારોનો મિશ્ર જેમ ઓછો હોયછે, તેમ તે વિકાર પરમેશ્વર ઉપરની સર્વોત્કૃષ્ટ પ્રીતિને મળતો આવેછે તે જ્યારે સ્વચ્છ હોયછે ત્યારે અગ્નિની પેઠે શરીરના અંતરાત્માને અગારી નાખી શુદ્ધ કરેછે, તથા મનની દુષ્ટ વૃત્તિઓને નરમ પાડી તેઓનો સમૂળો નાશ કરેછે. આવી વખતે પુરૂષ અથવા સ્ત્રીનું આખું શરીર પ્રેમથી ભરપૂર હોયછે, અને તે ઉભરાઇ જઈ તેની આસપાસનાં માણસો, પશુઓ, પક્ષીઓ, જીવજંતુઓ, અને ઝાડ તથા ફુલો ઉપર તેનું અમૃતરૂપી પાણી ઢોળાય છે. તે કોઇ વેળા ગમે તેવી પ્રતિકૂળ સ્થિતિ છતાં પણ નિરાશ થતુ નથી; તેનામા આશા તો અમર જ રહેછે. ગમે તેટલી વિપત્તિમાં પણ તેની ધીરજ ઓછી થતી નથી; તે હમેશાં આગળ સારા ઉપર જ નજર રાખી હરેક તેરેહનાં કષ્ટ ધૈર્યથી વેઠેછે. પ્રેમપરિત આંખ કાંઇ પણ નઠારૂં દેખતી નથી. તેની આગળ હમેશાં તડકો જ હોયછે, કોઇ દહાડો વાદળાં તો થતા જ નથી. તેનો ઇચ્છેલો સોબતી, તેની જીંદગીની મુસાફરીમાં જોડે આવનારો સાથી, તેની આંખે સંપૂર્ણ જ દેખાય છે. મજનૂનની આંખે લયલી કેવી ખુબસૂરત દેખાતી હતી! બીજાઓને તે ગમે તેવી કુરૂપ લાગે તેની તેને કાંઇ ફિકર નહતી. એ વિકારને વશ થઇ ઘણીક સ્ત્રીઓએ અસાધારણ કામો કીધાં છે, તથા જે હિમ્મત બીજે કોઈ પણ વખતે તેનામા નજરે પડે નહિ તેવી હિમ્મત તેઓએ આ વિકારના આવેશમા બતાવેલી છે.

જગતના ઇતિહાસ ઉપરથી માલમ પડેછે કે જે લોકોમાં સ્ત્રી પુરૂષ

બાલ્યાવસ્થામાં લગ્ન કરતાં નથી, જેઓમાં કન્યા ગાય ઢોરની પેઠે જેને આપે તેના હાથમાં જતી નથી, જેઓમાં સ્ત્રી પુરૂષનો લગ્ન જેવો પવિત્ર સબંધ સામાન્ય માલની ખરીદીની પેઠે માલ વેચનાર તથા ખરીદદારની વચ્ચે થતો નથી, જેઓમાં લગ્નની છૂટે નહિ એવી ગાંઠ બન્ને પક્ષની રીતભાત, ગુણ, સ્વભાવ, વગેરે ઉપર કાંઈપણ લક્ષ ન આપતાં બાંધવામાં આવતી નથી, પણ જેઓમા સ્ત્રી પુરૂષો કેટલીક મુદ્દતસુધી એક બીજાનો સ્વભાવ તથા યોગ્યતા જુએછે, તથા જેઓમાં બન્નેની રાજીખૂશીથી તથા બંનેનાં માબાપની કબૂલતથી લગ્ન કરવામા આવેછે, તેઓમા કોઈક વખતે એવું બનેછે કે કોઇ ગરીબ સ્થિતિનો જુવાન કોઇ શ્રીમત અથવા તેનાથી ચઢતી સ્થિતિની કન્યા સાથે પ્રીતિ બાધેછે; પણ એટલું તો ખરૂં કે જ્યાંસુધી તેની અવસ્થા ગરીબ રહે ત્યાંસુધી તે કન્યાનો પ્યાર તેના ઉપર ગમે તેટલો હોય તોપણ તેની સાથે પરણવાની જરાપણ ઉમેદ તેને હોતી નથી. તે કન્યાનાં માબાપ એવા ગરીબ માણસની સાથે તેને ડહાપણ ભરેલા વિચારથી, અથવા તો અહંકારના બળથી, પરણાવતાં નથી; તેમ પેલો પુરૂષ પણ તેવી અવસ્થામાં તેને પરણીને પોતાની સાથે તેને દરિદ્રતાના દુઃખમાં નાખવાને ચાહાતો નથી. તે કુમારિકા ઉપર તેને એટલી બધી પ્રીતિ હોયછે કે પોતાના સ્વાર્થને તથા તુરતના સુખને એક બાજૂપર મૂકી તે તેને એવો દિલાસો આપેછે કે હુ જાતે ઘણો શ્રમ કરી કોઇ ઊંચી જાતનો ધંધો શિખીશ, અને જયારે હું મારા પોતાના બુદ્ધિબળે કરીને આ દુનિયામા પંકાઈશ, અને દ્રવ્ય મેળવીશ, ત્યારે જ હું તારા બાપ પાસે તને વરવાની રજા માગીશ. એવો શુભ પ્રસંગ આવતાં વર્ષોના વર્ષો વહી જાય તો પણ તેમા શી ચિંતા? તે મધ્ય રાત્રે દીવા આગળ બેસી અભ્યાસમાં જ તલ્લીન થયો હોય, તે વેળા તેની પ્રાણપ્રિયાનું ચિત્ર તેની આંખ આગળ જ પ્રકટ થાયછે, અને જ્યારે તે અભ્યાસના શ્રમથી, પૈસાની તંગીથી, તથા બીજી ઘણી મુસીબતોથી કંટાળી જઇ ધારેલું કામ મૂકી દેવાનું મન કરેછે, એટલે તે પ્રેમમય મૂર્તિ તેને ઠપકો દેતી હોય તેમ તેની સામું જુએછે, તથા 'ધીરજ,' 'ધીરજ,' એવા મીઠા શબ્દ બોલેછે તેને જે જે અડચણો નડે તે બીજા લોકોને ગમે તેવી વિકટ તથા દુસ્તર લાગે, તોપણ તેના અંતઃકરણના સિંહાસન ઉપર બિરાજેલી દેવીની આરાધનાથી તથા કામના મત્ર વડે તે સઘળી ફૂંક મારવાથી ઉડી જાયછે. સઘળા કામોમાં તે દેવી તેની પીઠ થાબડે છે, અને એવીરીતે નિરંતર ઉત્તેજન મળ્યા કરવાને

લીધે હાથમાં લીધેલું કામ પાર પડયા વિના રેહેતુ નથી. એટલા વખતમાં જો તે બાળા દૃઢ મન રાખી પોતાના વચનનો ટેક રાખે તો કોઇ વખતે તે બન્નેનો સંબંધ થાય છે, પણ જો તે ચળ થઇને પોતાના એક વેળા માન્ય કરેલા પ્રિયને ભૂલી જાય તો એવી અનિત્ય પ્રીતિવાળી સ્ત્રીને પરણવામાં પરિણામે કાંઇ સુખ ન થાત, એમ સમજીને તેને પોતાના મનમાથી બિલકુલ વિસારી મૂકે છે, અને જે સારી અવસ્થા તથા મોટું પદ તેને પ્રાપ્ત થયું તે સઘળું પ્રીતિને લીધેજ થયું એમ માનીને સંતોષ રાખીને રહે છે.

આવી સ્વર્ગીય પ્રીતિથી ઘણાંનાં લગ્ન થયાં છે, અને થાય છે, પણ એ ઉત્કૃષ્ટ વૃત્તી સઘળા લોકોના સમજવામાં તો કયાંથી જ આવે ? આવી દૃઢ પ્રીતિ આ દુનિયામાં ખરેખરી હોઇ સકે એ વાતનો ખ્યાલ જેને અનુભવ નથી તેનાથી થવો મુસ્કેલ જ છે. જે દેશમાં સ્ત્રી પુરૂષોનાં બાળપણથી લગ્ન થવાને લીધે તેઓમાં પ્રીતિ કરતાં ભક્તિનો ભાવ વધારે પ્રબળ હોય છે; જ્યાં પૂજ્ય તથા પૂજક વચ્ચેની જ પ્રીતિ તે બન્નેની વચમાં હોય છે; જ્યાં લગ્નનો મુખ્ય ઉદ્દેશ પાર પાડવો, વંશની વૃદ્ધિ કરવી, ઘરનો તમામ ધંધો ઉપાડી લેવો, અને છોકરાંને મોટાં કરવાં, એ સિવાય સ્ત્રીનો બીજો ઉત્તમ ઉપયોગ લોકો જાણુતા નથી; જ્યાં સ્ત્રીના મૃત્યુથી પૈસા સંબંધેજ ખરાબ થયા તથા ઘર ઉખડી ગયું એટલાજ દુઃખને સારૂ તેનો ધણી માથાં કુટી રડે છે; જ્યાં વહુના મરણ પછી થોડાજ દહાડામાં બીજી સ્ત્રી પરણવા તરફ તેનો સ્વામિ મન દોડાવે છે; ત્યાં આ શુદ્ધ, પવિત્ર, તથા મનને વિંટાળનાર, અને જીંદગીની સાથે મળી જનાર, ઉચ્ચ વિકારને લોકો શી રીતે ઓળખે? બાળકપણુમાં પરણ્યા એટલે જે વખતે સ્ત્રી પુરૂષના સંબંધનો આરંભ થાય છે, તે વખતે આ પવિત્ર વિકારનો તો તેઓને લેશ માત્ર અનુભવ પણ થયો ના હોય એટલે તે વિકારનો તેમને ખપ પણ શો પડે? સૃષ્ટિનો એવો નિયમ છે કે કોઇ પણ વસ્તુની જ્યારે ખોટ જણાય ત્યારે જ તે વસ્તુની કિંમત જાણુવામાં આવે છે; પણ બાળપણુમાં પરણેલા છોકરા તથા છોકરીઓના હૃદયમાં શુદ્ધ, તથા પરિપક્વ વિકાર ઉત્પન્ન થવાનો વખતજ આવતો નથી. તે વખત આવ્યા પેહેલાં જ કૃત્રીમ પ્રેમ તેઓના અંતઃકરણમાં પ્રવેશ કરે છે, તેથી પરિપક્વ તથા સ્વાભાવિક પ્રેમની ખૂબી તેઓના જાણુવામાં આવે નહિ એમાં શું આશ્ચર્ય ? જેઓ આ અપૂર્ણ પ્રીતિને જ માત્ર અનુભવે છે, તેમને એ ઉચી જાતના પ્યારની ખૂબી કેમ સમજાય ? વળી જેમનાં

નાનપણમાં લગ્ન થાય છે તેમને એ પ્યારનો ઉપભોગ કરવાનો પ્રસંગ જ મળતો નથી, તથા તે પ્યારનો ઉભરો ખાલી કરવામાં જ જે આતુરતા તથા હોંસ ઉત્પન્ન થાય છે તે તેમને થતી નથી. પરણવું અને પટેલાઇ તે તો કેહેવત પ્રમાણે કોને ના ગમે? પણ જ્યાં બાળકપણમાં લગ્ન થાય છે, ત્યા તે પવિત્ર સંબંધથી ઉત્પન્ન થતા અનેક લાભનો આપણે નાશ કરીએ છીએ. બાલ્યાવસ્થામાં સારો વિદ્યાભ્યાસ કરી નામ કરવું, કોઇ સારો ધંધો શોધી કાઢી કુટુંબના ગુજરાનનાં સાધન આગળથી તૈયાર કરી રાખવાં, તથા જરૂર પડે તો પોતાની પસંદ કીધેલી કન્યાની સ્થિતિ બરોબર આવી પહોંચવું, તથા તેને ખૂશ કરવાને મોટાં મોટા કામો કરવાં, એ સઘળી પ્રેરણાઓ નાનપણથી પરણેલાઓને હોતીજ નથી. જ્યાં પ્રીતિ ફકત શરીરની ઇંદ્રિયોની સાથેજ સંબધ રાખે છે, ત્યાં તેનું કાર્ય શરીરના બહારના ભાગ સાથે માત્ર હોય છે. રૂપ એ તેનો મુખ્ય ઉત્તેજક છે. તેને મનના ગુણોની બિલકુલ દરકાર હોતી નથી. ખરેખરી પ્રીતિની અસર એ પ્રમાણેની નથી. જ્યારે આત્માને આત્માનો સંયોગ થાય છે, જ્યારે ગુણો તથા સ્વભાવ એકેકમાં ભળી જાય છે, જ્યારે તે ઐક્યતાથી ઉત્પન્ન થયલી પ્રીતિ ઉપર ઇંદ્રિયોની સત્તા ચાલતી નથી, જ્યારે તે ઉત્કૃષ્ટ પ્યારમા આ સસારનો કાંઈ ભાગ હોતો નથી, અને જ્યારે તે સ્વાર્થ રહિત બિલકુલ હોય છે, ત્યારે જ તે વાસ્તવિક પ્રીતિ જાણવી. જેનામાં એવી પ્રીતિ વ્યાપેલી હોય છે, તે બહારના રૂપને તથા બહારની અવસ્થાને જોતાંજ નથી. જેમ તે અબળાનુ અશક્તપણુ વધારે તેમ તેનું રક્ષણ કરવાની તથા તેને સુખ આપવાની તેની આતુરતા વધારે હોય છે. જેમતેની દરિદ્રતા વધારે તેમ તે અવસ્થામાથી તેને છોડાવવાની તથા તેને પોતાના સુખમા ભાગીદાર કરવાની હોંસ વધારે થાય છે. જેમ એ પ્રીતિ તૃપ્ત થતાં વાર લાગે છે તેમ તે વધારે દૃઢ થતી જાય છે. અને કદાપિ આ પૃથ્વી ઉપર તે ટુંકી મુદ્દત સુધી ભોગવાય તોપણ પરલોકમા તે નિઃસ્વાર્થ પ્રીતિનું અનુસંધાન થશે એવી તે ખરા દિલથી આશા રાખે છે. અરે! આ નિષ્કામ પ્રીતિ સઘળાના જાણવામા તથા અનુભવમાં આવે તો જગત્માં કેવો સારો ફેરફાર થઈ જાય! સંસારમા અનેક પ્રકારના દુખો માણસના ઉપર આવી પડે છે તેમાં એ પ્રીતિ એક સુખ ઉપજાવનાર છે, દુખના દરિયામાં એ એક કદીલિયુ છે, તથા ડુબતા માણસને તે એક દોરડા જેવી છે. માણસના સુખને અર્થે એ સ્વચ્છ પવિત્ર પ્યાર તેનામા મૂકેલો છે, તેનો

સારે રસ્તે ઉપયોગ માત્ર કરવો જોઇએ. અશક્ત, આંધળા, લૂલા, તથા દુનિયામાં નકામા જેવા છોકરા ઉપર તેની માનો કેટલો બધો પ્યાર હોયછે? જેમ તે છોકરાનું પરાધીનપણું વધારે, તેમ તે પ્યાર મજબૂત હોય છે. એ પ્યારમાં કાંઇ સ્વાર્થ તો હોતો જ નથી. તે શુદ્ધ પ્રીતિનું એક નિર્મળ ઝરણુ છે. એ વૃદ્ધ વરવહુની પ્રીતિ પણ કંઇક તેના જેવી હોયછે, તેમાં વિષય વાસનાનો મિશ્ર હોતો જ નથી. સમાન વયના તથા સરખી અવસ્થાના બે પુરૂષોની સાચી મિત્રાચારી પણ એજ પ્રકારની હોયછે. તેઓના આત્માનો સંયોગ થયલો હોયછે; તેમાં સ્વાર્થરૂપી નબળું બંધન જોવામાં આવતું નથી. જેમ કચરાને ધોઇ સાફ કરીને તેમાંથી સોનાનાં રજકણો કાઢવામાં આવે છે, જેમ મરડિયા કાંકરા જેવી વસ્તુને ઘસીને તેના ઘણા સ્વચ્છ પાણીદાર હીરા બનાવવામાં આવે છે, તેમ સ્વાર્થી પ્રીતિમાથી સ્વાર્થરૂપી કચરો કાઢી નાખી, તેને નિર્મળ કરી, તેનો અતિ વિસ્તાર કરવો, એટલે પછી જે પ્રીતિ બને તે જ આપણે સઘળાઓએ પરમેશ્વર ઉપર રાખવી.

દેવળદેવી તેર વર્ષની હમણાં થઇ હતી, અને તેના હૃદયમાં પ્રેમ વિકાર ઉત્પન્ન થયો હતો. એ નવી વૃત્તિ પેદા થવાથી ઉપર જે સઘળા ફેરફાર કહ્યા તે તેનામાં થયા હતા. આવી એકાંત જગામાં ને રેહેતી હતી તેથી તેના બાપ, ચાકર, તથા ગામના કેટલાએક માણસો સિવાય બીજા કોઇ પુરૂષ તેના જોવામાં આવતા નહતા. તેના બાપની આવી અવસ્થા હોવાને લીધે તેને સ્વયંવર મંડપમાં કોઇ મનગમતા પુરૂષના ગળામાં વરમાળ ઘાલવાનો સમય આવશે એવો સંભવ નહતો, તથા કોઈ યોગ્ય વર તેને વરવાને તેના બાપને કેહેણ મોકલશે એમ પણ લાગતું નહતુ. એ વિચારથી તે ઘણી જ ઉદાસ રહેતી, અને જો પરમેશ્વરે તેના ઉપર દયા લાવીને એ વિષે કાંઇપણ આશા બનાવી તેને સુખી કરવાનો પ્રસંગ આપ્યો ન હોત તો તેનો ધીમે ધીમે ક્ષય થાત. એક સુશોભિત ઝાડ તેના પૂર બહારમાં માંહેથી કીડાના કોતરવાથી એકદમ તૂટી પડે છે તેમ તે કોઈ હડાડે કામરૂપી કીડાથી ખવાઈ જાત, અને કોઈના કળ્યામાં ના આવે એવા કારણથી તેનો અકાળ મૃત્યુથી અંત આવત. પણ એમ થવાનું સર્જીત નહતું. દેવળદેવીની જીંદગીમાં તો ઘણાએક ફેરફાર થવાના હતા તેથી એક ખુણામાં તે પડી રહે એવું ઇશ્વરે નિર્માણ કીધું નહતુ.

તે વખતે એવું બન્યું કે બાગલાણથી આસરે દશ કોશ ઉપર એક

વાઘ અને વાઘણે રાડ પાડી. તેઓએ આસપાસનાં ગામોનાં ઢોર એટલાં નો મારી નાખ્યાં, તથા લોકોમા એટલો તો ત્રાસ પાડયો, કે તેને મારવાને ગામેગામથી લોકો એકઠા થયા; પણ તે એવાં વિક્રાળ, જોરાવર તથા ચપળ હતાં કે તેમને મારવામા કેટલાએક લોકોના પ્રાણ ગયા તોપણ તેમાંથી એક પણ મુવું નહિ. એ વાઘોની વાત દેવગઢના રાજાને કાને પડી, તેથી તેણે પોતાના બે છોકરા ભીમદેવ તથા શંકળદેવને તેમને મારવાને તથા લોકોને નુકસાન થતુ બચાવાને મોકલ્યા. ભીમદેવની ઉમર આશરે ૨૫ વર્ષની હતી, અને બાહાદુરીમાં તે રજપૂતના નામને એબ લગાડે એવો ન હતો. બીજો શકળદેવ હતો તે રૂપમાં તથા શૂરાતનમાં ઇંદ્રના જેવો હતો, અને તેના ગુણો તથા સ્વભાવ ઊંચી જાતના રજપૂતને શોભા આપે એવા હતા. તે હજુ પરણેલો નહતો, અને તેના ચિત્તને આકર્ષણ કરે એવી કોઈ સુંદરી તેના જોવામાં હજુ આવી નહતી. તેઓ બંને હાથી ઉપર સવાર થઈ બાણ, ભાલા વગેરે શસ્ત્ર સજી કેટલાંક માણસો સાથે લઈ નિકળ્યા; અને બે દહાડે બાગલાણની પડોસમાં તેઓએ મુકામ કીધો. કરણરાજાને પણ શિકારનો ઘણો શોખ હતો, તથા એવાં કામોમા પડયાથી તેના દુઃખમાં થોડી વાર ઘટારો થશે એમ જાણીને તેઓએ તેને સંદેશો મોકલ્યો, અને પોતાની સાથે આવવાની તેને વિનંતી કીધી. કરણરાજાએ પણ કાંઇ કામ જડે તો તેમાં પડી કાળ નિર્ગમન કરવાનો ઠરાવ કીધો હતો, તથા જે કામોમાં શૂરાતન દેખાડવાનો પ્રસંગ આવે તે કામો ઉપર તેને ઘણો શોખ હતો, તેથી શિકારમાં જવાને તેણે કબૂલ કીધું તેણે હજુ સુધી દેવળદેવીને વીહીલી મૂકી નહતી, તેથી તેને એકલી રાખીને જતાં તેનું મન માન્યું નહિ. તેણે દેવળદેવીને પોતાની સાથે લીધી, અને હથિયાર બાંધીને ને ભીમદેવ તથા શકળદેવને જઇને મળ્યો. પછી તેઓ સઘળા જે જંગલમા પેલા વાઘો હતા ત્યા ગયા; અને એક માંડવો તૈયાર કરાવીને તે ઉપર દેવળદેવી તથા કેટલાંએક માણસોને રાખી કરણ તથા દેવગઢના બે રાજપુત્રો જંગલમાં આગળ ચાલ્યા. ગામના કેટલાએક લોકોએ ઘાડી ઝાડી તથા કોતરો આગળ જઇ મોટા અવાજ કીધા, અને વાઘને ભય પમાડીને બહાર કાટવાને ઘણીએક તરેહના પ્રયત્નો કીધા. એટલામાં એક કીકિયારી કરી વાઘ એક છલંગ મારી બહાર નિકળ્યો, અને એક રંગના સપાટાથી ગામના એક માણસને મરતોલ કરી ભોંય

ઉપર પાડ્યો, એટલે બધા જીવ લઇને નાઠા. તેઓમાંથી એકની ગરદન પકડી તેને પણ મારી નીચે પાડ્યો, તે વખતે કરણે એક તીર માર્યું; પણ તેની ચપળતાને લીધે જ્યાં તાકીને માર્યું હતું ત્યાં ન વાગતાં તેને પુંઠી આગળ જખમ લાગ્યો. વાઘે ખીજવાઇને દોડ કીધી તે વખત તે ત્રણ રજપૂતો સિવાય સઘળા નાસવા લાગ્યા. વાઘે આવી ભીમદેવના હાથી ઉપર તલપ મારી, અને જો તે જ ક્ષણે શંકળદેવે એક તીર મારી વાઘને પાછો પાડ્યો ન હોત તો તે હાથીનો નિશ્ચય કાળ આવત, અને ભીમદેવની શી દશા થાત એ કહેવાય નહિ. પણ શંકળદેવના તીરનો ઘા તેના કલેજામાં વાગ્યો તેથી તે પડ્યો. તે જ વખતે ભીમદેવે નીચે ઉતરીને તેના મ્હોંમાં એક ભાલો માર્યો, તેની સાથે લોહીનો ધોધવો તેના મ્હોંમાંથી નીકળ્યો, અને એક ભયંકર ચીસ પાડી તે જોરાવર વાઘ, તે વનના પશુઓનો રાજા, તે પ્રાણઘાતક પશુ, તે અગણિત હીંસા કરનારૂં જાનવર મુડદું થઈ ચતુપાટ પડ્યું. પણ તેની મરતી વખતની ચીસથી આખું રાન ગાજી રહ્યું, અને તેનો અવાજ એક ભાગમાં તેની માદા પડેલી હતી ત્યાં સંભળાયો. પોતાના સ્વામીનો કોઇએ પ્રાણ લીધો તેનું વેર લેવાને ક્રોધના આવેશથી તેણે છલંગ મારી, અને વિજળીને વેગે દોડતી આવી. તેને મારવાને કોઇને વખત મળ્યો નહિ એટલામાં તો તે માંડવા સાથે અથડાઇ, અને તેના ધણીને મારનાર માંડવા ઉપરના માણસો હશે એમ ધારી તેના એક ટેકાને તે વળગી. વાઘમાં જોર અતિશય હોય છે અગર જો કે તે ઝાડ ઉપર ચઢી સકતો નથી, તોપણ કોઇ નબળા પાતળા ઝાડને તેના ઘણા જ સામર્થ્યવડે તે તોડી પાડી સકે છે. આ વખતે વાઘણે તે માંડવાના એક ટેકાને એટલા જોરથી આચકો માર્યો કે તે આખો માંડવો એક મોટા અવાજ સાથે નીચે કકડી પડ્યો. તે ઉપર જે માણસો હતાં તેઓમાથી કેટલાક જીવ લઇને નાઠાં, કેટલાએકના શરીર આટલે ઉંચેથી પડવાથી એવાં તો બેહેર મારી ગયાં કે તેઓથી તુરત ઉઠાયું જ નહિ, અને બાકીનાં ભયથી એવાં બેભાન થઇ ગયા કે તેઓને શું બન્યું તેની કંઇ ખબર રહી નહિ. વાઘણે પોતાના પંજાવડે એક બે માણસોને સખત જખમી કીધા, અને દેવળદેવી બેહોશ જેવી પડી હતી તે ઉપર તલપ મારવાની તૈયારી કીધી. પણ જ્યારે આ પૃથ્વી ઉપરની અપ્સરા, આ નિર્દોષ છોકરી, આ કરણ રાજાના જીવનો આધાર, જીંદગી અને

મોતની હદ ઉપર આવી પડી હતી, બલકે જ્યારે તે મૃત્યુના અગાધ કરાડા ઉપર નિમાળાને આધારે લટકેલી હતી, જ્યારે તેને મદદ કરે એવું કોઈ દેખાતુ ન હતુ, તે વખતે પાસેની ઝાડીમાથી એક માણસે આવી તે વાઘણ ઉપર તલવારનો ઘા કીધો, અને જેવી તે પાછી ફરી તેના ઉપર હુમલો કરવાનું કરે છે એટલામાં તેના મ્હોડાની વકાશમાં તેણે ભાલો એવા જોરથી ખોસી ઘાલ્યો કે તે તેના દાંત પાડી નાંખીને તેના તાળવામા ભોકાયો. એ ઘા તેને વાસ્તે બસ હતો. એક મોટી ભયાનક ચીસ પાડી તે તમરી ખાઇ નીચે પડી, અને પડતાંને વાર તેના તલવાર વતી તે માણસે કડકે કડકા કરી નાખ્યા. જોખમનો વખત તો ગયો; મોતનું વાદળું ઘસડાઇ ગયું; ભરદરિયાના ભારે તોફાનમાથી વહાણુ લગભગ ભાંગી પડતુ બચ્યુ; તોપણ આવા અચાનક મોતના ભયથી તેને જે આચકો લાગ્યો હતો, તેની અસર જલદીથી જતી રહી નહિ. દેવળદેવી કેટલીએક વાર બેશુદ્ધ રહી, અને તેને જાગૃત કરવાને ગમે તેટલા ઉપાય કામે લગાડ્યા તો પણ તેથી કંઇ વળ્યું નહિ. કરણ તો પોતાની અતિ વાહાલી છોકરીને આવી અવસ્થામાં જોઇને ઘેલા જેવો થઈ ગયો, અને તેનાથી તો તેને શુદ્ધિમાં આણવાને કાંઈ બન્યું નહિ. શંકળદેવનું સઘળુ તન અને મન એ કામમાં લાગેલું હતુ, અને તેની મેહેનત તથા અગણિત યુક્તિઓને લીધે જ તેને પાછી શુદ્ધિ આવી. જે વખતે દેવળદેવીએ આંખ ઉઘાડી, ત્યારે તેના પ્રાણ બચાવનાર શંકળદેવ ઉપર તેણે પોતાની નજર માંડી. તેટલી નજર જ શંકળદેવના મનનું હરણ કરવાને બસ હતી. તેની આખમાં ઉપકાર તથા પ્રીતિ એ બન્ને એકઠાં મળેલાં હતાં, તેની અસર જલદીથી થઈ ગઇ. ધનવંત્રી તથા લુકમાન હકીમોએ ઔષધનાં જુદાં જુદાં મિશ્રણો કીધાં હશે, તેઓની અસર પણ આવી તત્કાળ થઈ નહિ હોય. એ દૃષ્ટિ પડ્યા પછી શંકળદેવની આખી જીંદગી જ બદલાઇ ગઈ; તે એક નવો જ માણસ થયો; અને નવા નવા વિકારો તેના મનમાં એક પછી એક આવવા લાગ્યા. તે સઘળાની એકઠી થયલી અસર તેનાથી ખમાઈ નહિ, તેથી તે ગભરાટમાં ત્યાંથી નાસી ગયો અને એક ઝાડને ઓથે બેસી સ્વપ્નવત્ અવસ્થામાં કેટલીએક વાર સુધી પડી રહ્યો.

વાઘ તથા વાઘણ મરાયાં, અને દેવળદેવીના હોશ ઠેકાણે આવ્યા, એટલે ત્યાં વધારે વાર રહેવાનું કાંઇ પ્રયોજન રહ્યુ નહિ, તેથી તેઓ

સઘળાઓએ કૂચ કીધી. ગામડાના લોકો ખૂશ થઇને પોતાને ઘેર ગયા. કરણ તથા દેવળદેવી બાગલાણના કિલ્લામાં ગયાં, અને ભીમદેવ તથા શંકળદેવ દેવગઢ તરફ વળ્યા. રસ્તામા દેવળદેવી તથા શંકળદેવનું એક બે વાર સિવાય વધારે મળવું થયુ નહિ, પણ તે એક બે વારમાં તે બન્ને જણની ખાતરી થઇ કે તેઓએ એક એકનુ મન ચોરી લીધું હતુ, તથા તેઓ પોતાનું સુખ તથા શાંતિ તે જંગલમા મુકી આવ્યાં હતાં. પુરૂષ કરતાં સ્ત્રી સ્વભાવે વધારે નરમ હોય છે તેથી જ્યારે સ્ત્રી પુરૂષ વચ્ચે સ્નેહ બંધાય છે ત્યારે તેની અસર સ્ત્રીના મન ઉપર વધારે થાય છે. સ્ત્રીના અંતઃકરણ ઉપર તે વધારે અમલ ચલાવે છે, સ્ત્રીને જે કાર્ય ઈશ્વરે સોંપેલું છે તેમાં પ્રીતિનો ઘણો ખપ પડે છે; વળી તે ઘરમાં એકાંતમાં બેસી રહે છે તેથી તેને એ બાબતના જ વિચાર કર્યા કરવાને ઘણો વખત મળે છે, તે કારણોને લીધે સ્ત્રીની છાતીમાં પ્રીતિ વધારે સજડ મૂળ ઘાલી રેહે છે. એથી ઉલટું પુરૂષ વધારે કઠણ છાતીનો હોય છે, તેનામાં લોભ દુનિયામા વખાણવવાની તથા પ્રતિષ્ઠા વધારવાની વૃત્તિ, વધારે જોરાવર હોય છે, તથા દુનિયા સબંધી તેને ઘણાં કામકાજ કરવાના હોય છે, તેથી તેના અંતઃકરણ ઉપર કામની સત્તા તેટલી બળવાન થઈ સકતી નથી. એ જ કારણથી આ દેશમા સ્ત્રીઓ પોતાના સ્વામિ પ્રત્યેનો અતિઘણો પ્યાર બતાવવાને તેની પાછળ સતી થતી હતી; એજ કારણથી આ દેશની ઊંચી જ્ઞાતિની સ્ત્રીઓને તેમની આખી જીંદગીમાં એક કરતાં વધારે પુરૂષ સાથે પરણવાનો પ્રતિબંધ કીધો છે; અને એ જ કારણથી સ્ત્રી પુરૂષની પ્રીતિ તુટવાથી સ્ત્રીને વધારે દુઃખ થાય છે, અને કેટલીએક વાર તો તેનો દેહ પણ પીડાઇપીડાઇને તે પાડેછે. પુરૂષને એ પ્રમાણે કવચિત જ થાયછે કોઈ પણ દેશમાં પુરૂષે પોતાની સ્ત્રીને માટે પોતાનો દેહ અર્પણ કીધો હોય એવું આપણા જાણ્યામા નથી. કોઈ દેશમા એક સ્ત્રીના મરણ પછી બીજી સ્ત્રી પરણવાનો પુરૂષને પ્રતિબંધ હોય તે પણ આપણે જાણતા નથી, તથા સ્ત્રીના મરણના દુઃખથી તેનો ધણી પણ તેની પાછળ મરી ગયો એવુ આપણે કવચિત જ સાંભળ્યું હશે.

દેવળદેવીના અંતઃકરણમા જે પ્રીતિ બંધાઇ હતી તે ઘણી જોરાવર હતી, તેની આ પેહેલી જ પ્રીતિ હતી, અને જે વખતે તેના પ્યારનું ઝરણ ઉભરાવવા લાગ્યુ તે જ વખતે તેને ઝીલી લેવાને યોગ્ય એવુ બીજું અંતઃકરણ તેને સુભાગ્યે જડયું. વળી તેની પ્રીતિમા ઉપકાર પણ ભળેલો હતો તેથી

તેની સત્તા વધારે બળવાન થઇ હતી. દુનિયામાં માત્ર ઉપકારથી જ પ્રીતિ ઘણીવાર બંધાયછે, અને તે ઉપકારની સત્તા એટલી જોરાવર છે કે તેની નીચે આવી પડેલાંસ્ત્રી પુરૂષો વય તથા અવસ્થાપર વિચાર નહિ કરતાં લગ્નની પવિત્ર ગાંઠથી સંધાય છે. દેવળદેવીના મનમાં શ્રીકળદેવ જેવા જુવાન અને રૂપાળા પુરૂષને જોવાથી, તથા તેના પ્રાણ બચાવનારનો ઉપકાર વાળવાના હેતુથી, જે પ્રીતિ ઉત્પન્ન થઈ તે ઘણી દૃઢ હતી એ કેવળ સ્વાભાવિક જ હતું.

શ્રાવણ મહિનો આવ્યો. જગાએ જગાએ નાના છોડવાઓ વરસાદના પડવાથી ઉગી નિકળ્યા. જમીન ઉપર ઘાસની ખૂબસૂરત શેતરંજી પથરાઈ ગઇ વાડીઓમાં શાક તરકારીના વેલાઓ રોપવામા આવ્યા. ફુલો પણ સારાં સારાં ખૂશબોદાર ઉગ્યા. ખેતરો ઘાસ પડેલાં તથા કેટલાંએકમાં અનાજના નાના છોડો ઉગેલા દેખાતાં હતાં. ખેડુત લોકો પણ કામમા ફરતા હતા; તથા તેઓના બળદ લીલો ચારો ચરી તાજા થયલા સાંજરે ઘણુણુ ઘણુણુ અવાજ કરતા પાછા આવતા હતા. ભેંસો ઘણી મગ્ન દેખાતી હતી, અને કાદવ તથા પાણીના ખાબોચિયાંમા આખો દહાડો આળોટયાં કરતી હતી. નદી નાળાં ભરપૂર થઈ ગયાં હતા, અને રસ્તાઓ કીચડથી એવા ચીકણા થઇ ગયા હતા કે ગાડાં જઇ સકતાં નહતા. મુસાફરો ઘોડા અથવા બળદ ઉપર બેસીને જતા હતા. શેહેરમાં રસ્તાઓ પણ કાદવ તથા પાણીથી તેવા જ ગંદા તથા દુર્ગંધવાળા થઇ ગયા હતા; અને લોકો તેપર વગર જોડે, ધાબળ અથવા કામળાના ઘુગટા ઓઢીને ફરતા હતા. વરસાદનું જોર નરમ પડી ગયું હતું. આ મહિનામાં વખતે વખતે વાદળા થઇ આવતાં, પણ વરસાદ ઝરમર ઝરમર જ આવતો.

એવા મહિનામાં એક દિવસે સાંજના દેવળદેવી પોતાની વાડીમાં સુંદર સુવાસદાર ફુલોના વેલાથી ઢંકાયલા એક માંડવામા ઉદાસ વૃત્તિમાં પગ લાંબા કરી, તથા પોતાના શરીરનું કાંઇ ભાન ન રાખતા અઢેલીને પડેલી હતી. તેનું આખુ શરીર કામથી વ્યાપેલું હતુ: તેની હરેક નસમાં કામથી મિશ્ર થયલું લોહી વેહેતું હતું; તેની આંખ કામવિકારથી ઘુમરાયલી હતી; અને તેના સઘળા વિચાર તે જ વિષય ઉપર દોડતા હતા. વાડીમા મંદમંદ શીતળ વાયુ વાતો હતો તેથી કામનો અગ્નિ થડો પડવાને બદલે ઉલટો વધારે જોરથી બળતો હતો. નાના પ્રકારનાં ફુલોની સુગંધ પવનની લેહેરોની સાથે ઘસડાઇ આવતી તેથી ઉલટો મદમાં વધારો થતો, તથા ઇંદ્રિયસુખના

ઉપભોગને માટે વધારે ઉલટ થતી હતી. આકાશમાં વાદળીઓ ઘણા વેગથી દોડતી તેની સામા દેવળદેવી જોયાં કરતી, અને તે તેના પ્રિય શકળદેવની તરફથી કાંઈ સંદેશો લાવે છે એવી મનગમતી કલ્પના કરતી, અથવા તે પોતાનાં પ્રિય બીજા વાદળાને મળવાને ઘણી આતુર છે એમ મનમાં લાવતી. અરે ! જો તેને વાદળાના જેવી ગતિ અથવા પક્ષીઓના જેવી પાંખ હોત તો તે તુરત ઉડીને તેના પ્રાણપ્રિયને મળત. જેની આંખમાં કમળો થયો હોય તે સઘળું જ પીળું દેખે, તેમ જેની આંખમાં કામનો વિષય ભરાયો તે સઘળાંને કામાતુર દેખે છે. કેતકીનાં ફુલોની આસપાસ ભમરા ઉડયાં જ કરતા, અને તેમાથી મધ ચુસ્યાં કરતા. ખરે, એ ભમરા જેવું કોઈ ભોગી નથી. તે પોતાની પ્રિયાની આસપાસ ફરતાં કદી થાકતા નથી, તથા તેની મીઠાશ ચાખતાં કદી ધરાતા નથી. પણ દેવળદેવી બીચારી કેવી અભાગણી કે તેનો પ્રિય દૂર પડેલો, અને તેનાં દર્શન સરખાં પણ દુર્લભ. તેનું અધરામૃત ઉભરાઈ જતુ, પણ તેનું પાન કરવાને પાસે કોઇ નહતુ. અરે કેતકી ! તમે પણ દેવળદેવી કરતા અતિ ઘણી ભાગ્યવાન છો. આંબાના ઝાડોની આસપાસ જે વેલા વિંટાયલા હતા તે કેવા ચુડ ભેરવીને તે વૃક્ષની અડોઅડ રહેલા હતા ? રખેને કોઈ તેને વછોડી નાખે. પણ દેવળદેવી કેવી દુર્ભાગ્ય કે તેને આવુ આલિગન આપવાને કોઈ ન હતુ. વેલા અને સ્ત્રી એ બન્નેને કાંઈ પણ આશ્રયની જરૂર છે. તે ન હોય તો તેઓ બન્ને કરમાઇને મરી જાય. વેલાઓને તો એવો આશ્રય તુરત મળેછે, અને તેને ચુડ ભેરવીને તેઓ રહે અને વધે છે, અને ઘણીએક વાર તો તે આશ્રયથી જ તેઓનું પોષણ થાય છે. સ્ત્રીને પણ આવો આશ્રય મળે તો ખરો, પણ ઘણી વાર તેને મન ગમતો તે મળતો નથી, અથવા તેથી તેનું બરાબર પોષણ થતુ નથી. મોરો પોતાનાં રંગ બેરંગી શોભાયમાન પીંછાં વિસ્તારીને કળા કરીને નાચતા હતા. તેને તે વખતની મઝાથી આનંદ ઉપજતો હતો, અને તેની ખૂશીમાં ભાગ લેનાર ઢેલો, તેના જેવી રૂપાળી તો નહિ પણ જેવી તેવી, ત્યાં ફરતી હતી. જ્યારે ઢેલ સરખી કુરૂપ માદાને આવો રૂપાળો નર મળે, અને તેઓ શ્રાવણ સરખા રમણિક માસમાં મઝા કરે ત્યારે દેવળદેવી કેવી પાપણી કે તેનું અનુપમ રૂપ છતાં પણ તેની સાથે ગેલ કરવાને તથા તે ઋતુનું સુખ ભોગવવાને કોઇ ન હતુ. પક્ષીઓ પણ આનંદથી એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર નાના પ્રકારના મીઠા સ્વર કાઢીને ઉડતાં હતાં, અને તેમના મધુર નાદથી આખી વાડી

ગાજી રહી હતી. તેઓની ખૂશીને કાંઇ હદ ન હતી; બિચારી દૈવળદેવી એકલી પોતાના વહાલાના વિયોગથી મહા પીડામાં દેખાતી હતી, અને પક્ષીઓની અવસ્થા ઉપર અદેખાઇ લાવી, ઉત્તમ માનવી દેહ ત્યાગ કરી પક્ષીઓનો દેહ ધારણ કરવાને તે પરમેશ્વર પાસે માગતી હતી. તેની પાળેલી હરણી તેની પાસે આવી, અને હમેશના ધારા પ્રમાણે તે તેના ઉપર હાથ ફેરવશે, અથવા બીજી ઘણી રીતે લાડ લડાવશે, એવી આશા રાખી ત્યાં ઉભી રહી,-પણ તેની આશા સફળ થઇ નહિ. તે બિચારી તેની સદાની સોબતી પાસે ઉભી જ રહી, પણ તેના ઉપર એક પ્રેમ-દૃષ્ટિ પડી નહિ. તે બીચારી શું જાણે કે તેના પાલકની સઘળી પ્રીતિ એક ઠેકાણે એકઠી થઇ ત્યાં જ બંધ થયલી હતી, તેમાંથી તેના ઉપર તે શી રીતે નિકળે? અંતે તેનું નિરાશ, ગરીબડું મ્હોડું જોઇને દેવળદેવીને દયા આવી, અને તેના ઉપર હાથ ફેરવી તે બોલી: “અરે! તુ પણ મારા જેવી જ અભાગણી છે. તને પણ કોઇ નર નથી, અને તે કોઇ દહાડો મળશે એવો તું જ્યાં સુધી મારી પાસે રહેશે ત્યાં સુધી સભવ પણ નથી. માટે હુ તને થોડા દહાડામાં છોડી મુકીશ, તુ જંગલમાં છુટી ફરજે, અને તારી જાતના નર સાથે જેટલું અને જેવું સુખ ભોગવાય તે ભોગવજે. પણ હજી મારા કરતાં તું વધારે સારી છે. તું મારી સાથે ગેલ કરે છે, અને મારી પ્રીતિથી સંતોષ માનીને સદા આનદમાં રહે છે. પણ મારી સાથે પ્રીતિ કરનાર કોઇ જ નથી, અને મને કોઇ લાડ લડાવનાર મળવાનો પણ નથી.” એટલામાં વાદળાં ચઢી આવ્યાં, અને સઘળે ઘોર ઘટા થઇ રહી. ઝરમર ઝરમર વરસાદ આવવા લાગ્યો. ફુલોએ પોતાના મ્હોડાં આકાશમાથી અમૃત પડતુ હતુ તે ઝીલવાને ઉઘાડયાં. પક્ષીઓ જે ઉડતાં તથા ગેલ કરતાં હતાં તેઓ ઝાડોમાં ભરાઈ ગયાં. મોર વધારે કળા કરી તથા વધારે આનંદ પામી નાચવા લાગ્યા. હરણી પણ ખૂશીના આવેશથી તેની પાસેથી કુદતી કુદતી નાસી ગઇ. તે સ્થળે તો દેવળદેવી અને વરસાદ એ બે જણા જ એકલાં રહી ગયાં. શુ આ વરસાદના પાણીથી તેના મનની આગ હોલવાય? કદી નહિ. જેમ બળતા ઉપર થોડુ થોડુ પાણી પડયાથી તે વધારે જાગૃત તથા પ્રદિપ્ત થાય છે, તેમ દેવળદેવીના અંત:કરણમાનો તાપ વૃષ્ટિ પડવાથી વધારે જુસ્સાથી બળવા લાગ્યો. આસપાસની ઝાડીઓમાથી કોયલ મીઠા શબ્દ કાઢતી હતી, અને સઘળાં

પક્ષીઓને તે છેલ્લા રામરામ કરતી હતી. પપૈયા પીઉ પીઉ કરી દેવળ-દેવીને શંકળદેવનું સ્મરણ કરાવતા, તથા તેની છાતીમાં ઘા મારતા હતા. દેડકાઓ પણ ખાબોચિયાંમાંથી તેઓના બેસુરા અને કઠોર નાદ સંભળાવતા હતા. સઘળે ઠેકાણે આનંદ આનંદ થઈ રહ્યો હતો. પણ કામથી પીડિત સ્ત્રીને આવા રળિયામણા દહાડામાં સ્વામી વિના શી રીતે સંતોષ થાય? તેના મનની આગ કેમ હોલવાય? અરે કવિઓ, તમે કામદેવનાં બાણ ફુલનાં બનેલાં કલ્પો છો પણ એ જુઠું છે. કદાપિ તે ફુલોનાં બનેલાં હશે, તોપણ તેઓમાં ઘણા તીક્ષ્ણ કાંટાઓ છે, તેથી જ્યારે તેઓ અંતઃકરણને લાગે છે ત્યારે તે કાંટાઓ ભોંકાઇ જાય છે, અને તેના ઘા રૂઝાવા ઘણા કઠણ થઇ પડે છે. દેવળદેવીની છેક આવી અવસ્થા થઈ હતી. એ દુઃખની વખતે સમાન વયની સખીઓ આગળ દિલનો ખુલાસો કીધાથી જે શાંતિ થાય છે તેમ કરવાને પણ દેવળદેવીને કોઈ નહતું. આ વખતે તેની મા હોત તો પણ સારૂં તેની તીક્ષ્ણ દૃષ્ટિ તેના અંતઃકરણમાં ઠેઠ સુધી પોંહોંચત; અને તેનો ગુપ્ત ભેદ જાણી તેનું દુઃખ મટાડવાને તે કાંઇ ઉપાય કરત. તેની મોટી બેન પણ મરી ગઈ હતી. તે હોત તોપણ તેની આગળ તે તેના મનનો ઉભરો ખાલી કરત, અને તેનો ઇલાજ કદાપિ તેનાથી થાત નહિ તોપણ એ વિષેની વાતો કરવાથી જ તેના મનને કાંઇક સંતોષ ઉપજત. તેને બીજી કોઇ સખીઓ પણ નહતી, એટલે તે હમેશાં સુઝાયાં કરતી. આવે વખતે તે પોતાનું દુઃખ તેની એક દાસીને કેહેત, પણ તે તો ઘરડી થઇ ગઇ હતી, અને તેનું દિલ હવે જુવાન સ્ત્રીના કામ વિષયમા કેમ લાગે? વળી એ બાબતમાં જુવાન તથા વૃદ્ધ સ્ત્રીઓના વિચાર મળતા આવે જ નહિ. તેઓને એ વાતમાં સમાનભાવ થતો જ નથી; અને તે કેમ થાય? ધગધગતા અંગારા અને બરફનો સંયોગ શી રીતે થાય? એ સામસામી દિશાનાં બળો એક બીજાનું કાર્ય તોડી નાખે છે એવો સૃષ્ટિનો નિયમ છે, ત્યારે આવી વખતે દેવળદેવીને તેની વૃદ્ધ દાસી કાંઈ કામ લાગી નહિ. તેનો બાપ એકલો રહ્યો, પણ તે તો બિલકુલ નકામો, તે એ વાતમાં શું સમજે? અને સમજે તોપણ તેની આગળ કાંઇ કહેવાય પણ નહિ, અને કેહેવાય તોપણ તેની જરાપણ કદર તે જાણે નહિ, અને ઉલટું કામ બગડે. એ વિષેના વિચાર દેવળદેવીને થતા, તેની સાથે તેને વારેવારે બીજો પણ એક સંશય

પડ્યાં કરતો. જેવી હું શંકળદેવને વાસ્તે પ્રીતિથી પીડાઊં છું; તેવો પીડાતો હશે કે નહિ ? આ મારો પ્યાર એક તરફી હશે કે અન્યોન્ય હશે ? હું જ્યારે પરમેશ્વરની પેઠે તેનું નિરંતર સ્મરણ કર્યા કરૂં છું, ત્યારે તે કદાચ બીજા કામોમા પડી મને લગાર યાદ પણ કરતો નહિ હોય; કદાચ તેનું મન કોઇ બીજી સ્ત્રીએ હરણ કીધુ હશે; કદાચ તેનું અંતઃકરણ પ્રીતિથી વિરક્ત હોય; કદાચ તેને મારૂં રૂપ તથા ગુણ ગમતાં નહિ હોય. જો એમ હોય, (અરે પરમેશ્વર, એમ ન હોય તો કેવું સારૂ ! ) તો આ બધી કેવળ વ્યર્થ પીડા હું ભોગવું છું. પણ એમ હોય તો નહિ. એવો વિચાર કરવામાં જ હું પાપ કરૂં છું. મારૂં અંતઃકરણ માંહેથી સાક્ષી પુરે છે, મારા મનમા સ્વાભાવિક રીતે પ્રેરણા થાય છે કે એમ નથી. પ્રીતિ અન્યોન્ય છે, તે પણ મારે વાસ્તે વલખાં મારે છે; તે પણ કામની મહાવ્યથામાં પડેલો છે; તેને પણ મારી પેઠે અન્ન ભાવતુ નથી; તેના અંતઃકરણમાં પણ મારી છબી જડાઇ ગઇ છે. હવે તેનો અને મારો મેળાપ એકવાર પરમેશ્વર કરાવે તો કેવું સારૂ ! હું ફરીથી તેને છોડું નહિ; હું તેની આગળ મારો સઘળો ઉભરો કાઢુ; અને મારા તરફ તેની વૃત્તિ કેવી છે તે સેહેજ જાણી લઊં.

એવી રીતે દેવળદેવી વિચાર કરતી હતી તે વખતે પાસેના ખેતરમાંથી આવતો મોરલીનો નાદ તેણે સાંભળ્યો. મોરલીનો સ્વર હમેશાં ઘણો મીઠો લાગે છે તેમા વિશેષે કરીને જ્યારે ચોમાસાના દહાડામાં વરસાદ અધરાયલો હોય તે વખતે તેના મધુર સ્વરથી જીવને ઘણો જ આનંદ ઉપજે છે. જેમ શ્રીકૃષ્ણની મોરલીના મોહ ઉત્પન્ન કરનારા નાદથી વ્રજની તમામ ગોપીઓ ગાંડી ઘેલી જેવી થઇ જઇ તેઓની શુદ્ધબુદ્ધ ભૂલી જતી, તેમ આવે વખતે તે વાંસળીનો શબ્દ દેવળદેવીને કાને પડયો કે તુરત તે આકુળ વ્યાકુળ થઇ ગઇ. કામની પીડા વધારે જોરથી લાગવા માંડી, તથા તેના મનનો જુસ્સો ઘણો વધી ગયો. પણ આ ક્ષોભમાથી તે સ્વસ્થ થાય છે, એટલામા વાડીના કોટ ઉપરથી કોઇ પુરૂષે ભુસકો માર્યો, અને એક ક્ષણમા દેવળદેવીની સન્મુખ તેનો પ્રિય શંકળદેવ, ખરેખરો; અસ્થિ, માંસ અને ચર્મવાળો ખુદ જાતે આવી ઉભો રહ્યો. આમ અકસ્માત્ મેળાપ થઇ જશે એવી દેવળદેવીને બિલકુલ આશા ન હતી, તેથી આશ્ચર્યને લીધે તે મુર્છાગત થઇ ભોંય ઉપર પડી. શંકળદેવ પોતાની પ્રાણસમાન વહાલીને આવી અવસ્થામાં જોઇને ઘણો ગભરાયો, પણ ધીરજ રાખી તેને જાગૃત

કરવા અનેક ઉપાયો કરવા લાગ્યો. થોડીવારમાં તેને શુદ્ધિ પાછી આવી, અને તે બન્ને પ્રેમીજનની આંખો મળી. તેમના તે વખતના સુખનું કોણ વર્ણન કરી સકે ? ફકીર, સંન્યાસી, સાધુ, વગેરે બીજા આ દુનિયાનો તિરસ્કાર કરનારા જેઓ જગત્‌માં હમેશાં નઠારૂં જ જોયાં કરે છે, તથા જેઓ માણસની સ્થિતિમાં દુઃખ સિવાય બીજું કાંઇ જોતા જ નથી, તેઓએ જાણવું જોઇએ કે આ દુનિયામાં ઘણુંખરૂં નઠારૂં દેખાય છે એ વાત ખરી, તોપણ તેમાં ઘણે ભાગે સારૂં પણ છે; અને અગરજો, જગત્‌માં માણસો ઉપર અગણિત દુઃખો આવી પડે છે તોપણ તેમાં કેટલાએક સુખના પ્રસંગ પણ છે. તેમાં મુખ્ય, પવિત્ર પ્રીતિના બંધનથી બંધાયલાં સ્ત્રી પુરૂષનો સમાગમ એ એક છે. આ બે શરીરે જુદા પણ એકજ મનવાળા, શંકળદેવ તથા દેવળદેવી એકઠાં મળ્યાં તો ખરાં, તોપણ તેઓએ એક બીજાને જે કાંઇ કેહેવાનું ધાર્યુંહતું તે તેમનાથી કેહેવાયું તો નહિ, એટલુંજ નહિપણ કેટલીએકવાર સુધી તે બેમાંથી કોઇના મ્હોમાંથી એક શબ્દ સરખો પણ નિકળી સક્યો નહિ. તેઓ બે મુગા જ ઉભાં રહ્યા એમ કહીએ તો તે ખોટૂં કેહેવાય, કેમકે અગરજો તેઓ અવાચક ઉભા રહ્યા હતા, તોપણ તેઓની આખ પોતાની જુદી જ ભાષામાં વાતચિત કરવા મંડી પડી હતી મ્હોંની વાચા કરતા આંખની ગૂઢ ભાષામા વધારે અર્થ રહેલો હોય છે, તેની અસર વધારે લાગે છે; તથા તે વધારે ટુંકી મુદ્દતમાં મનના સઘળા વિચાર સમજાવી સકે છે. શબ્દથી ન થઇ સકે તેટલી આખની ઇશારતથી તેઓએ એક બીજાને ખાતરી કરી આપી કે તેઓની પ્રીતિ અન્યોન્ય હતી; તેઓ બન્નેના હૃદયમાં સરખા જ વિચાર ચાલતા હતા; તથા તેઓ બન્ને સુખને અથવા દુઃખને વાસ્તે પોતાનાં નસીબ મેળવવાને રાજી હતા. પણ તેઓનું અંતઃકરણ ઉભરાઇ જતું હતું, તે ઉભરો બહાર કાઢવો જરૂરનો હતો, અને તે કામ મ્હોંથી જ સારી રીતે થઈ સકે એમ હતું. પેહેલું શંકળદેવે બોલવુ શરૂ કીધું, અને ત્યારપછી દેવળદેવી હિમ્મત પકડીને બોલી. તેઓ બન્નેની વચ્ચે શી વાતચીત થઈ તે આ ઠેકાણે લખવાની જરૂર નથી. પ્યારની અસરથી માણસ ઘણું વાચાળ થાયછે, અને તેવી વખતે માણસ જેવી રીતે તથા જેટલું બોલી સકેછે તેવી રીતે તથા તેટલું બીજી કોઇ વખતે બોલી સકતુ નથી. માટે તે વખતે જે વાત તેઓની વચ્ચે થઈ તેની કલ્પના વાંચનારાઓએ કરી લેવી. તેઓનો પ્યાર સાધારણ લોકોના પ્યાર કરતા જુદી જ તરેહનો હતો;

તેમાં વિષયવાસનાનો જેમ અને તેમ થોડો ભેગ હતો; તેની અસર આ લોકની પ્રીતિ કરતાં પરલોકની પ્રીતિને વધારે મળતી હતી. તેમની પ્રીતિ આવી સ્વચ્છ તથા પવિત્ર હોવાને લીધે જ શંકળદેવને કેવળદેવીના શરીરને માટે એટલી તો મર્યાદા રહી હતી કે તેને તે આ દુનિયાની નહિ પણ સ્વર્ગની ગણતો, અને તેવી જ રીતે તેની સામે માન પૂર્વક તે ઉભો રહ્યો હતો. તેના સદ્ગુણોને માટે શંકળદેવનો અભિપ્રાય એટલો ઊંચો હતો કે તેને વિષે મનમાં કુવિચારનો પડછાયો પણ પડવા દેવો અને નરકના ઊંડામાં ઊંડા ખાડામાં તુરત પડવું એ બે બરોબર છે એમ તે જાણતો, અને તેથી જ તેની પવિત્રતા જરાપણ મલિન ન થાય એ વિષે તેના મનમાં એટલી તો ફિકર હતી કે તેના નિર્મળ નામને લેશમાત્ર પણ કલંક લાગે તે કરતાં તેના જેવા લાખો માણસોનો નાશ થાય તે વધારે સારૂં એવો તેનો દૃઢ સંકલ્પ હતો. વળી આવી નિરાશ્રીત અવસ્થામાં આવી પડેલી અબળાને મોહના ફાંદામાં નાખવી, તથા લાલચના રસ્તામાં જાણીજોઇને ફસાવવી, એ પુરૂષ નામ ધારણ કરનારનું લક્ષણ કહેવાય નહિ. એવું જે કરે તે માણસ નહિ પણ પશુ સમજવો. જે પોતાના મન ઉપર એટલી સત્તા રાખી સકતો નથી તે મરદ નથી પણ બાયલો જ છે તેમાં વળી તે ક્ષત્રીય તો ક્યાથી જ કહેવાય? શંકળદેવે પણ પુરૂષ નામને જે યોગ્ય ગણાય તેજ કીધું. છેલ્લી વારે જ્યારે એક મેકથી છુટા પડવાની વખત થઇ ત્યારે તેઓ બન્ને પાસે ઉભાં રહ્યાં અને આકાશ તરફ મ્હોડું કરી તથા એકેકના હાથ પકડી નીચે પ્રમાણે તેઓએ પ્રતિજ્ઞા લીધી.

"હે સૂર્યદેવતા! તારૂં તેજ સર્વત્ર પડેછે, તથા તું માણસોનાં બહારનાં કામો તથા માહેના વિચારો જાણેછે. હે વનના દેવો! તમે આ વાડીમાં આવા રળિયામણા વખતમાં ફરતા હશો, તથા આ અમારો પવિત્ર કોલ થતો જોવાને આવ્યા હશો. વાયુદેવતા! તું પવનની હરેક લેહેરમાં ફરેછે તથા માણસોના હરેક કામને જોયછે. વરૂણદેવતા! તું ઇહાનાં નદી નાળાનું રક્ષણ કરવાને હાજરજ હોઇશ. હે વાયુમાં વસનારા અગણિત ગણો તથા કનિષ્ઠ દેવો! તમે દુનિયા સંબંધીનું સઘળું કામકાજ કરો છો, તથા હે તેત્રીશ કરોડ દેવતાઓ! તમે તમારા દિવ્યચક્ષુઓવડે ગમે ત્યાં હશો તો પણ આ અમારો મેળાપ જોઇ સકતા હશો. અંતે હે સર્વવ્યાપક અને સર્વજ્ઞ પરમેશ્વર! તારા એક મોટા મંદિરમાં અમે પ્રતિજ્ઞા લેઇએ છીએ.

તારા હુકમ સિવાય એક ઘાસનું તણુખલું પણ હાલી સકતુ નથી, તથા તારા જાણ્યા સિવાય કાંઇ પણ કામ થઇ સકતુ નથી. તમે સઘળા દેવોની સમક્ષ અમે બે શંકળદેવ તથા દેવળદેવી પ્રતિજ્ઞા કરીએ છીએ કે જે દૃઢ પ્રીતિ અમારા બેની વચ્ચે બધાઇ છે તેને વધારે દૃઢ કરવાને, પ્રીતિવડે આ દુનિયામાં જે સુખ પ્રાપ્ત થઇ સકે તે ભોગવવાને, પુરૂષ તથા સ્ત્રીના સયોગથી જગત્‌ની વૃદ્ધિ થાયછે તે નિયમ અમલમાં લાવવાને, તથા પ્યારનો ભંડાર ઈશ્વરે અનંત ડહાપણથી અમારા અતઃકરણમાં મૂકેલો છે તેનો યથાયોગ્ય તથા સારે રસ્તે ઉપયોગ કરવાને, અને આ અમારૂં તન, મન, અને ધન આ દુનિયામાં જ્યાંસુધી જીવીએ ત્યાંસુધી મેળવવાને અમે બે જણ આજે પ્રતિજ્ઞા કરીએ છીએ. આજથી અમારૂં એક સ્વરૂપ જાણવું, તથા સુખ અથવા દુ:ખ જે સંસારમાં પડે તે અમારે સમાન ભાગે વેહેંચી લેવું આજથી અમારે અમારા સ્ત્રી પુરૂષના ધર્મ પ્રમાણે વર્તવું, અને જગત્‌માં પોતે સુખી રહી બીજાઓને સુખી કરવાને પ્રયત્ન કરવો. આ અમારા કોલ ઉપર જગકર્ત્તા ઈશ્વર! તુ મોહોર કરજે, તથા હે તેત્રીશ કરોડ દેવતાઓ! તમે સાક્ષી કરજો; એટલે જો એ પવિત્ર કોલથી અમે ફરીએ તો અમે અમારા બાપદાદાના, અમારી જાતના, તથા પ્રાણી માત્રના ધર્મથી ફર્યા એમ જાણવું; ને એ અઘોર પાપને માટે નરકમાં જે મોટામાં મોટી શિક્ષા છે તેને અમે ખરેખરાં પાત્ર થયાં એમાં કાંઇ સંશય નથી. માટે રે અનાથના નાથ, રે દીનદયાળ પ્રભુ, રે જગતનું પ્રતિપાલન્ કરનાર! તુ નીચે જોઇને આ અમારા નવા સંબધને પવિત્ર કર; તુ તેને આશીર્વાદ દે; તેનાં ફળ સુખરૂપ થાય એવું નિર્માણ કર; અને અમારી બન્નેની સઘળી આશા સફળ કર. એ અમારી ખરા અંત:કરણની પ્રાર્થના છે તે તુ અપાર દયાવાન તથા અનત પ્રીતિયુક્ત જગત્‌નો પિતા સાંભળી લઇ માન્ય કરજે.”

એ પ્રમાણે પ્રતિજ્ઞા કીધા પછી તેઓ બન્નેનાં મનને શાંતિ થઇ, અને તેઓનાં અંતઃકરણ ઉપરથી હજારો મણનો બોજો ખસી ગયો હોય એવું ચેહેન થયું. પણ હવે તેઓએ જુદાં પડવું જોઇએ. દેવળદેવીનો જમવાનો વખત થઈ ગયો તેથી તે જો જલદી ઘરમાં ન જાય તો કોઈ માણસ તેડવાને આવે, અને આ સઘળી વાત જણાઈ જાય, માટે હવે જવું જોઇએ. પણ એ કેમ થાય? એ તો કેહેવુંજ ઘણું સેહેલું છે. આવી

અવસ્થામા જુદા તે કેમ પડાય? પ્રિયજન એકઠા મળે ત્યારે એક દહાડો એક પળના જેવો લાગે છે, ત્યારે આ એક કલાકના મેળાપથી તે બન્નેમાંથી કોઈનું મન કેમ તૃપ્ત થાય? પણ હવે તો જવું જોઇએ. અમૃત પીતા કોણ ધરાયું છે? વિયોગ એ ભયંકર શબ્દ છે. આ દુનિયા એટલી તો અનિશ્ચિત છે, સઘળાં પાછળ મોત એવુ તો ભમ્યા કરે છે, તથા માણસોના ધારેલાં કામોને અટકાવવાને તથા તેઓની વાહાલામાં વાહાલી આશાઓનો ભંગ કરવાને એટલા બધા બનાવ બને છે કે ટૂંકી મુદ્દત સુધી જુદા પડવામાં પણ ઘણીવાર નિરંતર જુદા પડવાનું થાય છે. કદાચ દેવળદેવી તથા શંકળદેવનો મેળાપ આ છેલ્લો જ થાય એ ભયથી તેઓને ઘણો શોક ઉત્પન્ન થયો. પણ અંતે લાચાર! પરમેશ્વર ઉપર તથા પોતાના ભાગ્ય ઉપર ભરોસો રાખી બન્ને છુટા પડયા તેઓ ફરી પાછા મળશે કે નહિ તે આગળની વાત ઉપરથી જણાશે.

ચેહેન તથા નિશ્ચિંતપણામાં દહાડા જતાં વાર લાગતી નથી, તેમ દેવળદેવીને થયુ. તેના પ્રાણપ્રિયની સાથે મેળાપ થયો તે જાણે ગઇ કાલેજ થયો હોય એમ તેને લાગતુ હતું, એટલામાં એક દહાડો દેવગઢથી એક ભાટ તથા રાજગોર બાગલાણના કિલ્લામાં આવ્યા. કરણ રાજાએ તેઓનો ઘણો સત્કાર કીધો, અને તેઓને આવવાનું કારણ પુછ્યું. ભાટે કેટલીએક ભાટાઇ કીધા પછી દેવગીરીના રાજ્યનો વિસ્તાર, તેની દોલત વગેરે વૈભવનાં ઘણા વિસ્તારે વખાણ કીધા. અને પછી શંકળદેવને યુધિષ્ઠિર, અર્જુન, વિક્રમ, ભોજ, આદિ ઘણાએક નામાંકિત, સદ્ગુણી, તથા પરાક્રમી રાજાઓની ઉપમા આપી, અને વાઘના શિકારના દહાડાથી તે વાડીના મેળાપના દહાડા સુધી જે જે બન્યું હતુ તે વર્ણવ્યું, દેવગઢના રાજા સાથે સબંધ કરવાથી જે જે લાભ થશે તે સઘળા કહી સંભળાવ્યા, અને છેલ્લે શંકળદેવને વાસ્તે દેવળદેવીની માગણી કીધી.

કરણ રાજાને આ ભાટની વાત સાભળીને ઘણો ક્રોધ ચઢયો. તેના મ્હો ઉપર લોહી ચઢી આવ્યું, અને તે રીસે ભરાઇને બોલ્યો: "અરે ભાટજી, જો કે હું મારૂં સઘળું રાજ્ય ખોઈ બેઠો છું, મારી પરમપ્રિય-સ્ત્રીને બળાત્કારે દિલ્હીના મ્લેચ્છ પાદશાહ પાસે ઘસડી ગયા છે, હુ નિર્ધન, અશક્ત, તથા રામદેવના આશ્રયમાં આવી રહ્યો છું, તોપણ હું

હજી તમો ધારો છો એટલો અધમ થયો નથી. હજી મારામાંથી રજપૂતનું લોહી ગયલું નથી. હજી મારો ક્ષત્રીનો ટેક કાયમ છે, માટે તમારા કહેવા પ્રમાણે હું કદી કરનાર નથી. શું વાઘેલા રજપૂતે પોતાની કન્યા એક મરેઠા સાથે પરણાવવી? શું હંસણીને કાગડાના ટોળામાં ભેળવવી? શું ગાયને ગધેડામાં સામેલ કરવી? એમ કદી થનાર નથી તમારો રાજા ગમે તેવો મોટો હશે, તમારૂં રાજ્ય ગમે તેટલું બળવાન, ધનવાન તથા વિસ્તીર્ણ હશે, તથા શંકળદેવમાં સઘળા દેવતાના ગુણો એકઠા થયા હશે, તોપણ તે મરેઠો, તે રજપૂતની કન્યા વરવાને યોગ્ય નથી. મારા પડતા દહાડામાં સઘળા મારૂં અપમાન કરે છે; હવે છેલ્લો વારો રામદેવનો આવ્યો. તેણે પણ હવે કાંઈ કસર રાખી નહિ. હજી મારામા સામર્થ્યછે, હું જીવતું છું, અને જ્યાંસુધી આ દેહમાં પ્રાણ છે ત્યાંસુધી મારા નામને, મારા કુળને, તથા મારી જાતને કદી કલંક લગાડવા દઈશ નહિ. આ ઊંચા કુળની કન્યા નીચ કુળના વરને પરણાવું? મારા ઉપર આથી વધારે આફત આવી પડે, મને કાપીને કટકા કરે, તોપણ હું એમ થવા દઊં નહિ. અમારા લોકો પુત્રીના જન્મથી ઘણો શોક કરે છે તે વાજબી છે. તેઓ પોતાની આબરૂને ડાઘ ન પડવા દેવાને કુમળા બાળકની હત્યા કરે છે તેમા તેઓનો કાંઈ વાક નથી. મરેઠા જોડે રાજ્યકન્યાનાં લગ્ન કરવાં? આકાશ તુટી પડે, પૃથ્વી રસાતાળ જાય, તોપણ હું તેમ થવા નહિ દઊં. માટે તમારા રાજાને કેહેજો કે તમે મારૂં ઘણું જ અપમાન કીધું છે; તમારી આશા કદી સફળ થવાની નથી; તથા તમારૂં બોલવું કદી પ્રમાણ થવાનું નથી. શંકળદેવ તથા દેવળદેવીએ ગુપ્ત રીતે લગ્ન કીધાં હશે તે રદ છે. દેવળદેવીનો મારી રજા સિવાય કાંઈપણ પ્રતિજ્ઞા કરવાને અખતિયાર નથી. તે હજી નાદાન છે તેથી તેનું કીધેલું મંજૂર થાય નહિ; માટે મારી સાફ ના છે. તમે ઘણું કરશો તો મને આ જગાએથી કાઢી મુકશો; પણ તેથી હું બીહીતો નથી. ચોખંડ પૃથ્વી પડીછે તેમાં ગમે તે એક ખુણામા પડી રહી મારૂં આવર્દા પૂરૂં કરીશ; પછી મારા મુઆ પછી જે કરવું હોય તે કરજો." એટલું કહી તેણે ભાટ તથા રાજ્યગોરને વદાય કીધા.

---

# પ્રકરણ ૧૯ મું.

"અરે ભગવાન, તું કીડીનો કુંજર, તથા તરણાનો મેરૂ કરી સકે છે, તારી ગતિનો પાર કોઇ પામી સકતું નથી." એ પ્રમાણે દિલ્હીના શરિયામ રસ્તા ઉપર એક મોટા મેહેલ આગળ કોઇ હિંદુ નામે બિહારી-લાલ ઘોડા ઉપર બેસીને આવ્યો તે તે મેહેલ જોઇને બોલ્યો. તે બિચારો મહાસંકટમાં આવી પડ્યો હતો, અને તેમાંથી છુટવાનો ઉપાય કરવાને તે ત્યાં આવ્યો હતો. સઘળા કાફ્ર હિંદુઓ મુસલાન ધર્મ ન માને તો શરે પ્રમાણે તેઓની પાસેથી જઝીઓ કર લેવામાં આવતો હતો. એ કર આપવામાં જેઓ હરકત કરતા, અથવા કાંઇ દગો કરી તે જેટલો જોઇએ તે કરતાં ઓછો આપતા, તેઓને ભારેમાં ભારે દેહાંતદંડની શિક્ષા કરવામાં આવતી હતી. બિહારીલાલે ઘરમાંનું એક માણસ છુપાવી ઓછો જઝીઓ આપ્યો એવું તેના ઉપર તોહમ્મત આવ્યું હતું; અને અગરજો તે બિલકુલ પાયા વગરનું હતું, અગરજો તે નિરપરાધી હતો, તથા એ સઘળું કામ જઝીઆના ઉઘરાતદારની દુશ્મનીને લીધે ઉઠયું હતું, તોપણ જે રાજ્યમાં હિંદુઓ ઉપર દ્વેષ, જ્યાં ઈનસાફનો કાંટો પૈસાવડે ગમે તેણી ગમ નમે, અને જ્યાં સરકારને જે વાતથી નુકસાન થાય એવી વાતમાં ન્યાયાધીશો રૈયતની વિરૂદ્ધમાં ફેસલો કરે એ નિશ્ચય, ત્યાં બિહારીલાલ પોતે નિર્દોષ છતાં પોતાના જાનમાલની મોટી ધાસ્તીમા રહે એમાં કાંઇ આશ્ચર્ય નહતુ. ધાસ્તી તો શું પણ તેના મનમાં નક્કી હતું કે જો આ પ્રસંગે ઘટતા ઉપાય કરવામાં આવશે નહિ તો વધારે દહાડા જીવવાની આશા જ રાખવી નહિ. પણ પરમેશ્વરની મેહેરબાનીથી એવા અન્યાયી જુલમી રાજ્યમાં શિક્ષામાંથી બચવાનો એક મોટો ઉપાય હોય છે, અને જ્યાં સુધી તે ઉપાય કરવો આપણા અખતિયારમાં હોય છે ત્યાં સુધી જીંદગી સલામત છે એમ કહી સકાય છે. એ ઉપાય પૈસા છે. 'જર ચાહેસો કર,' એ કેહેવત કેટલીએક વાતોમાં ખરી પડે છે. જરવાળો માણુસ ખરા અથવા ખોટા ગુનાહમાંથી એ સાધનથી બચી શકે છે, એટલુંજ નહિ પણ તે ગુનોહ કોઇ બીજા ઉપર ઢોળી સકે છે. એવે ઠેકાણે જેઓ ગરીબ એટલે અશક્તિમાન, સાધન રહિત, હોય તેઓની ખરેખરી કમબખ્તી થાય છે. તેઓ પોતાના ઉપરના ખરા અથવા ખોટા અપરાધની શિક્ષા ભોગવે છે એટલુંજ નહિ

પણ બીજા શ્રીમંત લોકોના અપરાધની સજા ઘણી વખતે તેઓને ખમવી પડે છે. તેઓનો બેલી તો પરમેશ્વર જ છે; અને તેઓ જીવતા રહે એ જ આ જગતના, તથા તેમના દેશના, પાદશાહનો મોટો પાડ એમ તેઓએ માનવું જોઇએ. બિહારીલાલ મોટો વ્યાપારી હતો, અને તેણે થોડાએક વર્ષમા ઘણું દ્રવ્ય મેળવ્યું હતું; પણ રાજ્યના જુલમને લીધે તેનાથી તે દ્રવ્યનો ઉપભોગ થઇ સકતો નહતો. સરકારના માણસોની ગીધ જેવી નજર તેના ઉપર ન પડે માટે તે એક ખુણામાં એક નાના સરખા ઘરમાં રહેતો હતો. ખાવા જેટલો પૈસો બહાર રાખી તેણે પોતાની સઘળી દોલત ભોંયમાં દાટી મુકી હતી; અને એવાં નઠારાં લુગડાં પહેરીને તે ફરતો તથા ઘરમાં એવો થોડો ખરચ રાખતો હતો કે તેની પાસે પૈસો છે એવો શક કોઇને ઘણી જ મુસ્કેલીથી આવે. પણ પૈસાની બાબતમાં જુલમી સરકારની ઘ્રાણેંદ્રિય ઘણી જ તીક્ષ્ણ હોય છે. જેમ કેટલાએક શિકારી કુતરા ભોંયમાં દર કરી ભરાયલા સસલાને સુંઘવાથી બહારથી પારખે છે, જેમ મુડદાંની વાસ ગીધ તથા સમડીને ઘણે દૂરથી લાગે છે, તથા જેમ મંકોડા સાકરની પીમળ ગમે ત્યાંથી ઓળખી કાઢે છે, તેમ તેના દાટેલા ધનની ગંધ સરકારના નાકમાં પહોંચી. હરેક માણસને કોઇપણ શત્રુ હોય છે, અને વળી જો તેની અવસ્થા સારી હોય તો કેટલાએક તેની અદેખાઇ કરનાર હોય છે. તેઓને પોતાનું વેર લેવાને, અથવા અદેખાઇનો તાપ હોલવવાને, બીજો કાંઇ ઉપાય જડતો નથી, ત્યારે તેની પાસે અખુટ દોલત છે એવી સરકારમાં ખબર આપે છે. પછી તે ખબર ખરી હોય કે ખોટી તોપણ તેના ઘર ઉપર બીજે દહાડે પેહેરો આવવાનો, તેના માલની જપ્તિ થવાની, તે કોઇ અન્યાયને માટે સરકારમાં ઘસડાવવાનો, તોહમ્મત તેના ઉપર સાબિત થવાનું, સજા કરતી વેળા જાણીજોઇને ભાંજગડ કરવા કેટલાએક પડવાના, તેની પાસે વધારે દોલત છે એજ તેનો મોટો દોષ એમ તેની ખાતરી થવાની, તથા અંતે તેની દોલતનો અર્ધો ભાગ અથવા વખતે તેથી પણ વધારે ઘણીએક રકજક તથા તકરાર પછી તેને આપવો પડવાનો, એમાં કાંઇ સંશય જેવું નથી. આવા ખાનગી દુશ્મનો તથા અદેખા લોકો એ કામને વાસ્તે જાણે બસ ન હોય તેમ સરકારના તરફથી ગુપ્ત જાસૂસો પણ શેહેરમા ફર્યા કરતા હતા. તેઓ દિલ્હીના હરેક ભાગની, હરેક મોહલ્લાની, તથા હરેક ઘરની બાતમી રાખતા હતા, અને કોઇપણ શિકાર તેઓને મળ્યો એટલે

તુરત તેના ઉપર પંઝા લાંબા કરી તેઓ તલપ મારતા હતા. એવે વખતે જે માણસ તે જાસૂસને રાજી રાખવાને તથા તેનું ગજવું ભરવાને આનાકાની કરે તેની ખરેખરી કમબખ્તી જાણવી. તે હોલામાથી બચવા જતાં ચુલામાં પડે છે, તેને બકરી કાઢતાં ઊંટ પેસે છે; અને આખરે તેને સરકાર તથા જાસૂસ એ બન્નેને ટાઢા પાડવા પડે છે. બિહારીલાલની દોલતની વાસ સરકારને પડી હતી, અને તે ખબર કરનાર જઝીઆનો ઉધરાતદાર હતો. પોતાની સાવચટ ઉપર ભરોસો રાખી, તથા એવા લોકોનો જુલમ અટકાવવાના હેતુથી, તેણે ઉઘરાતદારને ખૂશ કીધો નહિ, અને તેનું પરિણામ એ થયું કે થોડા દહાડામાં તેના ઘર ઉપર જપ્તી બેઠી; તેનાં બઇરી છોકરાને એક ઓરડામાં ગોંધ્યા, તથા તેને ગુનેહગારની પેઠે બાંધીને સરકારમા લઈ ગયા. તે દહાડે તો તે હાજરજામિન આપીને છુટયો; પણ હવે શુ થશે એ વાતની તેના મનમા ઘણી જ ચિંતા રહી. તેને પોતાની જાતને વાસ્તે એટલી બધી ફિકર હતી એમ કાંઈ નહતું. પોતાનો વહાલો પૈસો જે તેણે ઘણે શ્રમે, ઘણાં સકટ ભોગવીને, તથા મોટાં જોખમ માથે લઇને મેળવ્યો હતો તે સઘળો એક પળમા ઉડી જશે, અને તેનાં બઇરાને માથે પણ મહાભારત દુ:ખ આવી પડશે, અને તેના આવા કામને લીધે તેઓને પણ સજા થશે એ વિચારથી તેના અંતઃકરણને તીક્ષ્ણ બાણ વાગતાં હતાં. જેમ ખ્રિસ્તી ધર્મ પ્રમાણે બાવા આદમના કીધેલા ગુનાહને માટે પરમેશ્વરે કીધેલી શિક્ષા આપણે સઘળાં માણસો ભોગવીએ છીએ, જે પ્રમાણે મા બાપના રોગ છોકરાને વખતે ઉતરે છે, તથા જે પ્રમાણે માબાપનાં કીધેલાં કામોનાં ફળ દુનિયામાં વખતે છોકરાંને ચાખવાં પડે છે, તે પ્રમાણે અન્યાયી, જુલમી, તથા આપ અખતિયારી રાજાના હાથ નીચે માબાપના ગુનાહની સજા છોકરાને ભોગવવી પડે છે એટલુંજ નહિ, પણ તેઓનાં છોકરાં તથા નિકટના સંબંધીઓને પણ તેમાં વખતે શામેલ કરવામા આવે છે. એવી બારીક હાલતમાં બિહારીલાલ આવી પડયો હતો. વાઘ જેવાના સપાટામાંથી પણ કોઇવાર બચાય, પણ સરકારની એવી ચુગલમાંથી સહી સલામત છુટવુ એ તો ઇશ્વરી ચમત્કાર જાણવો. કરોળિયાની જાળમા કોઈ માખી સપડાય છે ત્યારે તે કેટલીએક વાર સુધી તરફડિયા મારે છે, તેમાથી જો પાંખ અથવા પગ તુટતાં પણ બાહાર નિકળાય તો તેનું મોટું ભાગ્ય જાણવું, નહિ તો કરોળિયો આધે બેસીને તેના પછાડા તાકીને

જાયાં જ કરતો હોય છે, અને જ્યારે તેનો ભક્ષ થાઈને નરમ પડે છે એટલે તે ધીમે ધીમે આવી તેની જીંદગીનો અંત આણે છે. તે પ્રમાણે બિહારીલાલ બીચારો સરકારની મહાજાળમાં ફસાયો હતો, અને તેમાંથી હવે નિકળવાને પછાડા મારતો હતો. તેની ચુક માત્ર એટલી જ હતી કે તેણે જમાનો, દેશની હાલત, તથા રાજનીતિ બરોબર તપાસી નહિ. સાચવટ તથા પ્રમાણિકપણા ઉપર ભરોસો રાખી, તથા તેને ખડકના જેવાં અચળ સમજીને તેઓને અઢેલીને તે ઉભો રહ્યો. પણ તે એટલું સમજ્યો નહિ કે સાચવટ તથા પ્રમાણિકપણું આ દુષ્ટ જગતમાં ઘણે પ્રસંગે માણસને દુનિયા તરફના નુકસાનથી બચાવી સકતાં નથી, તથા આ તોફાની ભવસાગરમાં તે ખડકો કેટલીએકવાર ખસી જાય છે, અને તેઓના ઉપર વિશ્વાસ રાખી તેને વળગી રેહેનારા માણસ ઉછળતાં મોજામાં ઘસડાઈ જાય છે. જો સાચવટ તથા પ્રમાણિકપણા ઉપર પાકો ભરોસો રાખવો હોય તો દુનિયા તરફની ખરાબીથી કદી પણ બીહીવું નહિ. તેમણે નક્કી મનમાં સમજવુ કે આ બે અમુલ્ય ગુણ પકડી રાખ્યાથી દુનિયામાં કદાચ તેમના ઉપર ગમે તેટલી આફત પડે, તેમની પાયમાલી થઇ જાય, અથવા વખતે જાનની પણ ખુઆરી થાય, તોપણ આ પ્રપચી દુનિયાનો ત્યાગ કીધા પછી પરલોકમાં સર્વ શક્તિમાન તથા સઘળા સારા કામોનો તથા સઘળા શ્રેષ્ઠ ગુણોનો બદલો આપનાર પરમેશ્વરની તરફથી અક્ષય સુખની પ્રાપ્તિ થયા વિના રેહેશે નહિ, એ વાત ઉપર નજર રાખીને, તથા એ ગુણો સારા જ છે માટે હમણા તેઓથી ગમે તેવાં માઠાં પરિણામ નિપજે તેની દરકાર ન કરતાં તે ગુણો પાળવા જ એમ તેમણે મનમાં નક્કી રાખવું. એ સદ્ગુણોને લીધે દુનિયામાં પણ ઘણા લાભ થાય છે. પણ તે લાભ ઉપર એટલો વિશ્વાસ રાખવો નહિ. જે માણસ આ જગતમા ફાયદાને માટે જ સદાચરણે વર્તે છે તેનો ટેકો ઘણો નબળો છે. સદ્ગુણી માણસો ઉપર ઘણી વિપત્તીઓ આવી પડે છે; તેઓને પણ જગતમાં સામાન્ય નિયમો લાગુ પડે છે, તથા તેઓને પણ હમેશાં લાભ જ થાય એમ બનતું નથી, ત્યારે સાચવટ અને પ્રમાણિકપણે ચાલનાર એવી આશા રાખે કે એ પ્રમાણે વર્તવાથી પરમેશ્વર તેના ઉપર મેહેરબાન થઇ તેને હમેશા સુખી રાખશે, તેની ઉમેદ હમેશાં બર લાવ્યાં કરશે, તથા તેને માથે કોઇ દહાડો પણ આફત આવી પડશે નહિ, તો તે ઘણો નાઉમેદ તથા નિરાશ થઈ જાય છે;

અને તેનું પરિણામ એ થાય છે કે તેના મનમાં બેમાંથી એક વાતની શંકા ઉત્પન્ન થાય છે. એક તો એ કે પરમેશ્વર ઇનિસાફી નથી; તે આંધળો થઇ બેઠો છે, તથા સારા નઠારા માણસોમાં કાંઇ ભેદ ગણતો નથી માટે તેના ઉપર પ્રીતિ રાખવાથી, તેના ઉપર દૃઢ વિશ્વાસ રાખવાથી, તથા સારાં કામોના બદલાની તેની તરફથી આશા રાખવાથી કાંઇ ફળ નથી; અથવા તેને એવી ખાતરી થાય છે કે સારાં નઠારાં કામોમાં કાંઈ ભેદ નથી. નઠારાં કામનો નઠારો અને સારાં કામનો સારો બદલો મળશે એ ખોટું છે, એ એક જુઠી લાલચ અસલના વખતના ડાહ્યા લોકોએ આપેલી છે, તથા નઠારાં કામો કરતાં લોકોને અટકાવવાને વ્યર્થ ધમકી બતાવેલી છે. જે મૂર્ખના મનમાં એ પ્રમાણે શંકા ઉત્પન્ન થાયછે તેમાં ખરેખરો તેનો વાક છે, પરમેશ્વરનો નથી. અગરજો જગત્‌ના નિયમ એવા બનાવેલા છે કે સદ્‌ગુણીને ઘણીવાર લાભ થાયછે, તોપણ તેઓનાં સારાં કામોનો બદલો આ લોકમાં મળે એવો પરમેશ્વરનો હેતુ નથી. માટે પરલોકમાં સારાં ફળ ભોગવવાની ઉમેદથી જ તથા સદ્‌ગુણનો બદલો સદ્‌ગુણ જ છે એમ જાણી જે લોકોને સદ્‌ગુણે આચરવું હોય તેઓએ દુનિયા તરફના લાભ ઉપર નજર રાખવી નહિ. જો દેશની સ્થિતિ એવી હોય કે સાચવટ રાખ્યાથી જાનમાલને નુકશાન પોહોંચે તો તે દેશ છોડીને જતા રેહેવું, અથવા ત્યાં રહી સાચવટને આપણો દેહ, માલમતા, અથવા આપણી વાહાલામાં વાહાલી વસ્તુઓ જરૂર પડે તો અર્પણ કરવી, પણ સાચવટ કદી છોડવી નહિ એવી નીતિ છે. શુ બકરી પોતાના નિર્દોષપણા ઉપર વિશ્વાસ રાખી ઉભી રહે તો વાઘ તેને માર્યા વિના રહેશે? શું ચકલી પોતાની ગરીબાઇ તથા નિરપરાધીપણા ઉપર ભરોસો રાખી નિશ્ચિત બેસે તો સકરો તેને તલપ મારી લઈ નહિ જાય? એ તો સૃષ્ટિના નિયમ પ્રમાણે થશે જ. બિહારીલાલને એ વાતનું જ્ઞાન નહતું, અથવા તે વખતે તે ભુલી ગયો હતો. હવે જ્યારે તે આવી આફતમાં આવી પડયો. ત્યારે કેટલાએક દુનિયાદારીમાં ડાહ્યા તથા વખત પ્રમાણે ચાલનારા તેના મિત્રો તેને આવી મળ્યા, અને તેને કેહેવા લાગ્યા, 'હવે બાળો તમારી સાચવટ. આવડા મોટા થયા તોપણ બરોબર અક્કલ આવી નહિ. ભાઇ! જેવો દેશ તેવો વેશ રાખવો, અને સમય પ્રમાણે વર્તવું. તે દહાડે જો અમારી સલાહ પ્રમાણે પેલા ચંડાળ ઉઘરાતદારનું મ્હોં પુર્યું હોત તો આ દહાડો કદી આવત નહિ. પણ તે દહાડે તો સાચવટ ઉપર ગયા! હવે તમારી સાચવટ કેમ મદદ કરી સકતી

નથી ? જો તે ક્યારે માન્યું હોત તો થોડે પતત. હવે પૈસા પણુ વધારે ખરચવા પડશે, અને તેમ કીધા પછી પણ કામ સિદ્ધ થશે એવી પાકી આશા નથી. સાચવટ ! જો સાચવટ રાખવી હોય તો દુનિયામાં શામાટે રહો છો ? વેરાગી અથવા સંન્યાસી થઈ જાઓ. પછી તમારૂં ડાહાપણ ચલાવજો.' આ બધા કોઇક બિચારા નિર્બળ મનના બિહારીલાલે સાંભળી લીધા; અને ઘણું પસ્તાઇને તેઓની સલાહ માથે ચટાવી કેટલાક પૈસા સાથે રાખીને ઉપર કહ્યા પ્રમાણે તે એક મેહેલ આગળ ઉભો રહી આ પ્રકરણને મથાળે જે શબ્દો લખ્યા છે તે બોલ્યો.

જ્યારે અલફખાંએ પાટણ શેહેર લીધું, ત્યારે તેના સાંભળવામાં આવ્યું કે ખંભાતમાં ઘણા દ્રવ્યવાન વ્યાપારીઓ છે. તે ઉપરથી લુંટની આશાથી સઘળું લશ્કર તે શેહેર ઉપર ચઢયું. ત્યાં જઇ તે શેહેર લીધું તથા ત્યાંના તમામ ધનવાન લોકોનાં ઘરો લુંટી લીધાં. એ લૂટમાં અલફખાંએ એક ખૂબસૂરત ગુલામને પકડયો. તે એક વ્યાપારીના તાબામાં હતો, અને તેને ખોજો કરીને તેના ઝનાનખાનાની ચોકી કરવા ઉપર રાખ્યો હતો. જ્યારે તે ખંભાતમાં હતો ત્યારે તે ખોજો કાફૂર એ નામથી ઓળખાતો હતો,' અને તેનામાં રૂપ સિવાય બીજા ઘણા ગુણો હતા. પોતાનો સ્વાર્થ સાધવાને તથા દુનિયામાં મોટી પદવી મેળવવાને જે જે ગુણો જરૂરના છે તે સઘળા તેનામાં હતા. તેનામાં કેટલાએક સારા તેમ કેટલાએક નઠારા પણ ગુણો હતા. જે જે કામોની સાથે તેના સ્વાર્થને સબંધ ન હોય તે તે કામોમા તે સારા ગુણો વાપરતો, અને તે વખતે તેનામાં દુર્ગુણ એકપણ હોય એમ કોઇને લાગતું નહિ, પણ જ્યારે તેની મતલબ પાર પાડવાની હોય, જ્યારે પોતાનો સ્વાર્થ સાધવા કાંઇપણ કામ કરવાનું હોય, અથવા પોતાને કાંઇ ફાયદો થતો હોય, ત્યારે ગમે તેવું દુષ્ટ કામ હોય તોપણ તે કરતાં જરાપણ આચકો ખાતો નહિ. એ પ્રમાણે તે એ જાતનો માણુસ હતો. જ્યાં સુધી તે ગુલામગીરીમાં રહ્યો ત્યાં સુધી એ સઘળા ગુણો વાપરવાને તેને પ્રસંગ આવ્યો નહિ; પણ તેનું ભાગ્ય ખુલવાનું તેથી તે મુસલમાન લશ્કરના હાથમાં પડયો, અને તે દેખીતો ખૂબસૂરત હતો તેથી જો તેને પાદશાહ પાસે નજર દાખલ મોકલવામાં આવે તો તે ઘણો ખુશ થાય એમ જાણી તેને દિલ્હી મોકલવાનો અલફખાંએ ઠરાવ કીધો. તેને કૌળાદેવી સાથે અલાઉદ્દીન પાસે મોકલ્યો. ત્યાં તે પાદશાહને ઘણો પસંદ પડયો. છેક હલકી પદવી ઉપરથી ચટતાં

ચઢતાં આ વખને તે અલાઉદ્દીનનો માનીતો થઇ પડયો હતો. આપણા દેશી રાજ્ય દરબારમાં જે ખટપટ, કાવતરાં, તથા દગા ફટકા ચાલેછે, તે સઘળામાં તે ઘણો કુશળ હતો, અને તેણે પોતાની તદબીર તથા ચતુરાઇથી રાજાના મન ઉપર એટલી તો સત્તા મેળવી હતી કે રાજા તેને વશ થઇ ગયો હતો. તે જ જાણે પાદશાહ હતો, અને સઘળા મોટા અમીર ઉમરાવોને આ ખોજા કાફૂરને માન આપવું પડતુ હતુ તેથી તેઓને ઘણું જ માઠું લાગતુ હતુ, તથા તેઓ તેની ઘણી અદેખાઇ કરતા હતા. દૂરભાવે સઘળા તેને 'હજાર દીનારી' કેહેતા હતા, કેમકે અસલ તેને હજાર દીનાર આપીને વેચાતો લીધો હતો. તેનું ચલણ એટલું તો હતુ કે કેટલાંએક કામ તે પોતે પાદશાહને પૂછ્યા સિવાય પણ કરતો, અને આટલી તેની ચઢતી કળાથી તેના મનમા એટલો લોભ ઉત્પન્ન થયો હતો કે પાદશાહના મુઆ પછી પોતે તખ્ત ઉપર બેસવા સારૂ ઉમેદ રાખતો હતો. બલકે તે પોતાના સ્વાર્થે આગળ એટલો આંધળો થઇ ગયો હતો કે જેણે તેના ઉપર આટલા બધા ઉપકાર કીધા હતા, તથા જેણે તેને ધુળમાથી ઉઠાવી લઇને એક મેહેલમા બેસાડયો હતો, તેની જ તરફ અપકાર કરી તેના જીવતાં પણ પોતે તખ્તનશીન થવાને નિરંતર ઉદ્યોગ કર્યાં કરતો હતો. એ ખોજા કાફૂર હજાર દીનારીના મેહેલ આગળ બિહારીલાલ ઉભો હતો, અને તેને દ્રવ્ય આપી સંતોષીને આવી પડેલી આફતમાંથી બચવાની તે ઉમેદ રાખતો હતો.

ઘોડા ઉપરથી ઉતરીને દરવાજામાં બિહારીલાલ પેસવા જાય છે એટલે દરવાને તેને રોકયો, અને એક હડસેલો મારી તેને ફેંકી દેવાની તૈયારીમા હતો એટલામાં તેણે તેનો જુસ્સો સોનેવતી નરમ પાડયો. આગળ જતા ઘણા સિપાઇઓ તેને વિંટલાઈ વળ્યા તેઓ સઘળાને તેણે સોનાના પ્રસાદથી સંતોષ્યા. પછી કેટલાએક મેહેતાઓને પણ પાનસોપારી મળ્યાં. એટલું સોનું જ્યારે વપરાયું ત્યારે તેને બેસવાની જગા મળી, અને એક સિપાઇએ માહેના ઓરડામાં કાફૂર એક દર્વેશ સાથે વાત કરતો હતો ત્યાં જઈ બિહારીલાલ આવ્યાની વાત જાહેર કીધી. કાફૂરનું નાક પણ પૈસા સુંઘી સુંઘીને ઘણું તિવ્ર થયલું હતુ, તેથી તેણે બિહારીલાલના પૈસાની ગંધ પારખી, અને દર્વેશને થોડીવાર સબૂર કરવાનુ કહી તે બાહાર આવ્યો. બિહારીલાલને આગળથી ભણાવી મૂકયો હતો તે પ્રમાણે કાફૂરને જોતાં જ તેણે

પાઘડી માથા ઉપરથી ફેંકી દીધી, અને લાંબો થઈ પગે લાગીને રડી પડયો. પણ રૂદનના શબ્દથી પિગળે એવું કાફૂરનું અંત:કરણ કોમળ નહતું. તેના હૈયા ઉપર તો જુદી જ રીતે અસર થતી હતી, અને જ્યારે સોનાનો ખણખણાટ તેને કાને પડતો ત્યારે જ તે ઇંદ્રિયદ્વારે તેના હૃદયપર અસર થતી. જ્યારે રડવાથી તેનું કામ થવાને બદલે ઉલટો કાફૂર ગુસ્સે થયો ત્યારે તેણે પોતાની પાસે જે એકસો સોનાની અશરફીની કોથળી હતી તે તેની આગળ ખાલી કીધી, અને 'મારો જે અપરાધ થયો હોય તે ક્ષમા કરો,' એટલું જ તે બોલી સકયો. કાફૂરે તે અશરફીના ઢગલા તરફ જોયું, પણ તેને તે ઘણો નાનો લાગ્યો તેથી તે ઉપર પગની ઠેસ મારી તેને વેરી નાખી, ક્રોધથી બોલ્યે: "કાફર, ચંડાળ, હરામખોરી કરી કરોડો રૂપિયા મેળવ્યા છે, અને નાના છોકરાને સમજાવવા આવ્યો હોય તેમ આટલી અશરફી મૂકીને પોક મૂકે છે. હુ કાંઈ કરી સકતો નથી. પાદશાહ પાસે સઘળું કામ ગયલું છે. જો અપરાધ સાબિત થશે તો મોત સિવાય બીજી કાંઈ શિક્ષા નથી." બિહારીલાલે ઘણા કાલાવાલા કીધા, પણ શબ્દથી કાંઇ પણ કામ થતું નથી એમ જોઇને તેણે તેવી જ એક બીજી થેલી ખાલી કીધી; પણ સઘળું વ્યર્થ ગયું કાફૂર તો તેના નામ પ્રમાણે ખરેખરો કાફર હતો. આવા રૂપની સાથે તેનામાં આવું દુષ્ટ અંત:કરણ હશે એમ કોઇના ધાર્યામાં આવે નહિ. તે તો ઈંદ્રાવાણીનું ફળ. તેથી જ્યારે બિહારીલાલે એવી પાંચ કોથળી ઠાલવી ત્યારે જ તેનો ચેહેરો નરમ પડેલો દેખાયો, અને ત્યારે જ તેણે બિહારીલાલને વચન આપ્યું કે હવે તારા માથાના એક વાળને પણ નુકસાન પોહોચશે નહિ. બિહારીલાલ ત્યાર પછી ઘણો હરખાતો હરખાતો બાહાર ગયો, અને કાફૂર પણ ખૂશ થઇ, ચાકરને તે થેલીઓને ખજાનામા મૂકવાનો હુકમ કરી, દર્વેશ પાસે ગયો. દર્વેશે આ સઘળું બન્યું તે છાનામાના જોઈ લીધું, અને પૈસાને વાસ્તે એક કાફર હિંદુ ઉપર દયા કીધી, જરની ખાતરે પાક મઝહબનું એક ફરમાન તોડી જઝીઓ કર માફ કીધો, એ જોઇને કાફૂર ઉપર તેને ઘણો ગુસ્સો ચઢયો.

કાફૂરને આવતો જોઇ તે ક્રોધથી બોલ્યો: "યા અલ્લા! યા કરીમ! શું જમાનો બારીક આવ્યો છે. દીન તો સઘળો ડુબી ગયો. અને જર અંત:કરણમાં અલ્લા મીઆના તખ્ત ઉપર બેઠું છે. તુ કોણ અને કેવા હતો

તે તને યાદ નથી ? અલ્લાતાલાએ રેહેમ લાવી તને ખાકમાથી ઊંચકી લઇ આટલો મોટા મરતબો આપ્યો તે આટલા સારૂ ? ઇસ્તુગફરૂલ્લાહ ? કાફર હિંદુને માફી ? કુરાને શરીફમા શું કહ્યું છે ? કાફર લોકો જેઓ મૂર્ત્તિપૂજકો છે, જેઓ નાપાક શેતાનનો ધર્મ પાળે છે, તેઓને તો જોર જુલમથી આપણો પાક, હઝરત પેગંબર સાહેબને જબ્બઇલ ફિરસ્તાએ આપેલો દીન પળાવવો. એ કાફર લોકોને માફી ? તેઓ તો સુંનત કરાવે નહિ તો તલવારથી તેઓનાં માથાં કાપી નાખવાં. બિસમિલ્લાહ ? એ લોકો દુનિયામાં વસીને શું કરે છે ? ફક્ત દોજખનો ખાડો ભરે છે. તેઓને આવી રીતે માફી ? તાલે અલ્લાહ ! હજી કયામતનો દહાડો તો દૂર છે.”

કાફૂર દર્વેશનો ગુસ્સો જોઇને ઘણો બીધો, અને તે જાતે ઘણો અજ્ઞાન અને તેને લીધે ઘણો વેહેમી હતો તેથી જો દર્વેશ શાપ દેશે તો પોતે પાયમાલ થઈ જશે એ ધાકથી તે થરથર કંપવા લાગ્યો, અને ગભરાટમા બોલી ઉઠયો: “દર્વેશ સાહેબ, ગુનોહ માફ કરો. પાદશાહ પણ એજ પ્રમાણે કરે છે, અને પૈસાની બાબતમાં તે હિંદુ તથા મુસલમાન ધર્મમાં કાંઈ તફાવત ગણાતો નથી.”

કાફૂરના આ બોલ સાંભળીને દર્વેશને પગથી તે માથા સુધી ઝાળ ચઢી. તેનું લોહી ઉકળી આવ્યું, અને તેના ક્રોધના અગ્નિમાં જાણે તેલ હોમાયું. તે બોલ્યો: “અરે નાપાક મુઝી ! પાદશાહ એ પ્રમાણે કરેછે માટે તે શું વાજબી થયું ? જ્યારે તમે સઘળા એમ જ કરો છો ત્યારે અજબ છે કે આસમાન તુટી પડતુ નથી ? અજબ છે કે આપણે સઘળા મરકીના સપાટામાં ઘસડાઇ જતા નથી ! અજબ છે કે આપણે ધરતીમાં ગરક થઇ જતા નથી ! એ કાફર લોકોના દીન (થુ તેઓના મ્હોં ઉપર) અને આપણા દીનનો મુકાબલો કરવો ? તેઓમાં શું ફરક નથી ? અરે ! આસમાન જમીન જેટલો તફાવત અરે અંધારા અજવાળા જેટલું અંતર. અરે ! શેતાન અને ફિરસ્તા જેટલી જુદાઇ. અલહમદુલિલ્લાહ ! આ લોકોના માથાં જ ફરી ગયાં છે ને ! તેઓ ખુદાને પણ ઓળખતા નથી ! તેઓ ખરો અને ખોટો દીન પારખી સકતા નથી ! તોબા ! તોબા ! સઘળા ધર્મો દુનિયામાં મનાય છે તેમાં મૂર્ત્તિપૂજા સૌથી નાપાક છે. આખી જહાનમાં એક ખુદાને માનનાર તથા સર્જેલી વસ્તુને નહિ પૂજનાર એવા તો ફક્ત ત્રણ ધર્મના જ લોક છે. એક યહુદી, બીજા ઇસાનો મત માનનારા, અને

ત્રીજા આપણે મુસલમાન છીએ. હવે એ ત્રણમાં કોનો દીન સાચો તે હું તને બતાવું છું. આરબ લોકો તથા યહુદી લોકો એ ઇબ્રાહીમના વંશના છે. એક ઇસ્માએલના અને બીજા એસહાકના છોકરા. વળી પેગંબર સાહેબે યહુદી લોકોનું તોરેત કબૂલ રાખ્યું છે, અને આદમ, નુહ, મુસા, વગેરેનો પેગંબરી દાવો મંજૂર ગણેલો છે. આદમની બેવફાદારીથી દુનિયાની ખરાબી થઇ; માણસને મેહેનત કરવી પડે છે; રોગો શરીરને વળગ્યા; બીજાં દુઃખો આદમ જાત ઉપર આવી પડ્યાં; અને મોતની સજા જગતમાં પરમેશ્વરે ચલાવી; માટે એવા આદમનો પેગંબરી હક રહ્યા નથી. જુનાં ફરમાનો ઘણાં જ થોડાં મનાય છે, અને મુસાના કાયદા તે વખતના યહુદી લોકોને જ વાસ્તે ઠરાવેલા હતા. તેઓના તોરેતમાં લખેલું છે કે, આખરે એક પેગંબર જન્મશે તે આ દુનિયાને જીતશે, તે પ્રમાણે હજરત મુહમ્મદનો જન્મ થયો. પણ આંધળા યહુદી લોકોએ તકરાર ઉઠાવી કે, આરબ લોકો ઇસ્માઇલના છોકરા, અને ઇસ્માઇલ બિયાબીનની લોંડીના પેટનો તેથી તોરેતમાં લખેલો પેગંબર હજરત મુહમ્મદ નથી. આપણામાં અને તેઓમાં એટલો જ વાંધો છે. વળી મરિયમના છોકરા ઇસાનો ધર્મ કાંઇક સાચો છે; શાથી કે ઇસા પણ પેગંબર હતા; અને જ્યારે હજરત મુહમ્મદ બોરાક ઉપર બેસીને સાતમા આસમાન સુધી જઇ આવ્યા ત્યારે ઇસાની તેણે મુલાકાત લીધી હતી. પણ મુહમ્મદ (શુક્ર તેના નામ ઉપર!) સૌથી છેલ્લા આવ્યા માટે તે સૌથી મોટા પેગંબર, અને તેનો દીન સૌથી સાચો, એમાં કોઇથી ના કહી શકાશે નહિ. મૂર્તિપૂજકોમાં સઘળાથી ઉંચા પારસી લોકો છે. તેઓ આતશપરસ્ત છે તથા તેઓ અગરજે ખુદાની પાક નજરમાં ઘણા ગુનેહેગાર છે, તોપણ તેઓ હિંદુઓ કરતાં ઘણા સારા છે. સૌથી નાપાકબુતપરસ્ત હિંદુ લોકો છે; તથા એવા દોજખી ધર્મવાળાઓ ઉપર મેહેર રાખવી નહિ. પેહેલાં તો એ કાફર હિંદુ લોકો એક ખુદાને માનતા નથી. તેઓના દેવ તેત્રીશ કરોડ છે. કેવા આંધળા અને ઇમાનના છુટેલા! આસમાનના હીરાની પેઠે જડેલાં અગણિત બિંદુઓ જેને આપણે તારા કહીએ છીએ, જે શીતળ ચંદ્ર રાતની વખતે પૃથ્વીને અજવાળું આપે છે, તથા વનસ્પતિને ઉગવામાં મદદ કરે છે, જે તેજસ્વી આગનો ગોળો દુનિયાને અજવાળું તથા ગરમી પોહોંચાડે છે, તથા સઘળા ચૈતન્યવાળા પદાર્થોનો જીવનનો આધાર છે, જે અનિયમિત ઋતુઓ વખતે વખતે આવી

પૃથ્વીના લોકોને ત્રાસ પમાડે છે, તથા લોકો ઉપર કોઈ પ્રકારની મોટી આફત આવી પડશે એવી ચેતવણી અજ્ઞાની લોકોને આપે છે, તે તથા એવા બીજા ચમત્કારી આકાશના પદાર્થોથી તે એક રેતીના દાણા અથવા એક ઘાસના તણખલા સુધી સઘળા નાના મોટા પદાર્થોને માટે એક જ સરખા નિયમો હોય છે, અને એક નાના પરમાણુથી તે કરોડો યોજનને અંતરે જે અસખ્યાત ગોળાઓ અવકાશમાં ગબડે છે તેઓ સુધી સઘળે એકત્વપણું જોવામાં આવે છે, તે ઉપરથી તે સઘળાનો કર્તા એકજ છે એવું સેહેજ અનુમાન થઈ સકે છે. જેમ પદાર્થો નાશવંત છે તેમ **પરમેશ્વર** નાશવંત નથી એ વાત પણ તુરત અક્કલમાં ઉતરેછે. નાશ એટલે અવસ્થાંતર, એટલે પરમાણુની સ્થિતિમાં ફેરફાર થઈ તેઓનું બધારણ તુટી તેઓનું વિખરાઈ જવું. માટે જેમાં પરમાણુ છે તે જ નાશ પામે છે. એટલે **પરમેશ્વર** જે નાશવંત નથી તેમાં પરમાણુ નથી, અથવા તે પદાર્થ નથી. હવે જ્યારે તે પ્રાકૃતિક નથી, ત્યારે તેમા પ્રકૃતિના ગુણ નથી, અને રૂપ નથી ત્યારે તેને મર્યાદા નથી, અને મર્યાદા નથી ત્યારે તે અપાર સર્વવ્યાપક છે. એ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે **પરમેશ્વર** એક તથા આત્મિક એટલે નિરાકાર છે, અને તે સર્વ વ્યાપક છે."

કાફર—દર્વેશ સાહેબ માફ કરો તો બોલું; પણ હિંદુ લોકોમાં એક વેદ નામની કિતાબ છે તેમાં લખ્યુ છે કે **પરમેશ્વર** એક તથા નિરાકાર છે.

દર્વેશ.—જુઠું. જે વાત પેગંબરને ખુદાની તરફથી ફિરસ્તાએ કહેલી તે જાણવાને એ કાફર લોકોના દીલમાં ખુદાઈ રોશની હોય એમ માનવામાં આવતુ નથી; અને અગરજો એ વાત તેઓની વેદની કિતાબમાં લખેલી છે તો તેઓ શામાટે માનતા નથી? એટલા જ ઉપરથી જણાય છે કે વેદમાં એ પ્રમાણેનું નથી. કદાચ હોય તોપણ શા કામનું? આપણી કુરાને શરીફમા સાફ એ વાત લખેલી છે, ત્યારે એવી એવી વેદ જેવી કિતાબોની શી જરૂર છે? તેઓ જલદીથી બળી જાય, અથવા ફના થઇ જાય તો સારૂં. જ્યારે આરબ લોકો આસમાનના તારા વગેરેને પૂજેતા હતા, જ્યારે યહૂદી લોકો મૂસાના કાયદાને એક કોરે મૂકી, તથા દાઉદનાં પવિત્ર ગીત અને સુલેમાનનાં દાનાઇનાં વચનની અવગણના કરી ચાલતા હતા, જ્યારે ઈસા પેગંબરના મતવાળા ઈસા તથા **મરિયમ** બીબીનાં સોનાનાં પુતળાં બનાવી દેવળમાં રાખતા, અને ઘણાએક સાધુઓ તથા શહિદોની કબરો તથા

હાડકાંને ખુદાઇ માન આપતા હતા, તે વખતે હઝરત મુહમ્મદ સાહેબે, 'લાઇલાહાઇલ્લુલ્લાહ મુહમ્મદુર રસૂલુલ્લાહ' (એક પરમેશ્વર સિવાય બીજો પરમેશ્વર નથી, અને મુહમ્મદ પરમેશ્વરનો પેગંબર છે.) એ મત ચલાવ્યો.

કાફુર.—શુકર અલ્લા! શુકર અલ્લા! અને હઝરત સાહેબના નામને પણ શુકર.

દર્વેશ-(પોતાની દાઢી ઉપર હાથ ફેરવીને) આમીન! આમીન! આમીન! વળી હિંદુ લોકો પોતાના મુએલા તથા જીવતા માણસોને ઇશ્વરના જેવા માને છે. તેઓના રામ, કૃષ્ણ વગેરે બીજા દેવો પાછલા જમાનામા આદમીઓ હતા; પણ તેઓએ જીવતા મોટા મોટાં પરાક્રમ કીધેલાં તેથી મુઆ પછી માનવી રૂપે ઇશ્વર હતા એમ મનાવવા લાગ્યું. એ કેવી મૂર્ખાઇ! ખુદાની તલવાર, અને કાફરોને કતલ કરનાર ખાલિદ, મિસરનો જીતનાર અમરૂ, આપણા ખલીફાઓ અબૂબેક્ર, ઉમર, અલી, ઇત્યાદી; તેઓના વિક્રમ તથા ભોજના જેવા, આપણા હાતેમતાઈ તથા હારૂન્-ઉર્-રશીદ એ સઘળાને આપણે જરાપણ પૂજતા નથી. વળી તેઓ હેવાનને પણ પૂજે છે. ગાય, હાથી, વાંદરાં, વગેરે ઘણાં જાનવરોને તેઓ પરમેશ્વર સરખા માનેછે, અને સાપ તથા નોળિયાને પણ કેટલેક દહાડે પૂજે છે. એવા કાફર પાપી લોકો દુનિયાની સપાટી ઉપર કોઇપણ વસતા નહિ હશે. જેમ સાડમ અને ગામરા શેહેરો ઉપર તેઓના રેહેવાસીઓના મહા પાપને લીધે ખુદાએ આતશ તથા ગંધકનો વરસાદ વરસાવ્યો, તથા તેઓને પાયમાલ કરી નાખ્યા, તેમ આ આખો મુલક કોઈદહાડો ધરતીમાં ગરક થઇ જશે, અથવા તે ઉપર દરિયો ફરી વળશે. હેવાનને ખુદાઇમાન આપવું! એ આંધળા લોકોની આગળ તો કુરાન કે તલવાર. તેઓ અલહમદુલિલ્લાનો ધર્મ માને, નહિ તો તલવારની ધારથી તેઓના આત્માને જલદીથી દોજખમાં મોકલી દેવા. ઇસ્તગફરૂલ્લાહ.

બચ્ચા કાફૂર હજી બસ થયુ નથી. તેઓ જીવવાળા થઇ નિર્જીવ વસ્તુઓને માને છે; સૂરજ, ચંદ્ર, તારાને પૂજેછે; ભોંયની પૂજા કરે છે; નદી પાહાડ વગેરેને માન આપેછે, અને દુનિયામાં જે જે ચમત્કારી વસ્તુઓ અથવા દેખાવ જોવામાં આવે છે તેઓને તેઓ ઇશ્વર જેટલું માન આપે છે. ત્યારે પેદા કરનાર અને પેદા થયલી વસ્તુઓમાં તફાવત શો? એટલું એ આધળા લોકોના સમજવામાં આવતુ નથી. આદમ જાતને ખુદાએ સૌથી ઊંચી બનાવી છે; તેઓને બીજા સઘળાઓ કરતાં વધારે સાધન

આપેલાં છે; તેઓને સૃષ્ટિનું ધણીપણું આપેલું છે; તથા તેઓના સુખ અને રક્ષણને માટે દુનિયા માહેલા બીજા પદાર્થો ઉત્પન્ન કીધેલા છે; માટે આદમ જાત સૌથી શ્રેષ્ઠ છે. તે છતા પણ એ લોકો પોતાને સઘળાથી હલકા માને છે, અને તેથી તેઓ તેઓના કિર્તારની ઈચ્છાથી ઊલટા ચાલે છે. પરમેશ્વર જલદીથી તેઓનાં અંતઃકરણનું અધારૂં દૂર કરે, અને સાચી વાત સમજવાને તે કિર્તાર તેઓને રોશની આપે.

કાફૂર.—આમીન ! આમીન !

દર્વેશ.—પણ આખી જહાનમાથી એ અધારૂં દૂર કરવાને ખુદાએ હઝરત પેગંબર સાહેબને જન્મ આપ્યો, કુરાને શરીફના ફકરા આપી હરેક રમઝાન મહીનામાં મક્કાની પાસેની હીરાની ગુફામા પેગંબર સાહેબની પાસે જબ્રઇલ ફિરસ્તાને મોકલ્યો. કાબાના રખેવાળ તથા તેના પક્ષનાં માણસોને હરાવ્યાં, આખા મદીના અને મક્કા શેહેરમાં અને પાછળથી તમામ અરબસ્તાનમાં નબી સાહેબના મોત પેહેલા આપણો દીન ફેલાયો; ત્યારબાદ આપણા ખલીફાઓના હુકમથી ઇરાન, તથા રૂમ, શામના પાદશાહોના મુલક આપણા શૂરા સરદારોએ સર કીધા; અને એ પ્રમાણે ધીમેધીમે આપણો તથા આપણા પાક દીનનો અમલ ઘણું કરીને આખા જહાનમાં પથરાયો. એ સઘળું ખુદાની મેહેરબાનીથી થયું. માટે આપણે ગમે તે ઉપાયથી એ કાફર હિંદુઓના મન ઉપર જે ખોટા વેહેમોનો પડદો વળેલો છે તે ફાડી નાખવો જોઇએ.

વળી પરમેશ્વર નિરાકાર છે તેથી તે અવ્યક્ત છે, માટે તે કેવો છે તેની લોકોને કલ્પના આવી સકતી નથી, તે ઉપરથી જ્યારે લોકોને બંદગી કરવી હોય, તેની પૂજા કરવી હોય, અથવા તેને ખૂશ કરવાને કાંઈ અર્પણ કરવુ હોય, ત્યારે કોને કરવું એ તેઓ સમજતા નથી. ત્યારે પરમેશ્વરના પ્રતિનિધી તરીકે તેઓ માટી, લાકડા, અથવા ધાતુની, માણસના અગવા મનસ્વી આકારની મૂર્તિઓ બનાવે છે, અને ઇશ્વર સર્વવ્યાપક છે માટે મૂર્તિઓમા પણ હોવો જ જોઇએ એમ સમજીને તેઓને પરમેશ્વરની માફક માન આપે છે. એ પ્રમાણે કરવાનું સઘળી આદમ જાતનું સ્વાભાવિક વળણ હોય છે, અને તેઓને ગમે તેવો પાક ધર્મ બતાવ્યો હોય તોપણ પરમેશ્વરની માનસિક પૂજા કરવાને બદલે તેને ઠેકાણે કોઇ દશ્યમાન પદાર્થને ગોઠવીને તેની પૂજા કરે છે, જ્યારે યહૂદી લોકો મિસરથી નાસીને પોતાના

દેશ તરફ જતા હતા ત્યારે વારેવારે તેઓ મૂર્તિઓ બનાવીને તેને પૂજતા, અને એમ કરવામા મોટુ પાપ છે એમ સમજાવવાને મૂસા પેગંબરને ઘણી મુસ્કેલી પડી હતી. છેલ્લીવારે સીનાઇ પર્વત ઉપર ખુદાએ તેને એક પથ્થર આપ્યો. તેના ઉપર દશ આજ્ઞા કોતરેલી હતી. તેમા સાફ હુકમ કીધેલો હતો કે મૂર્તિપૂજા કરવી નહિ. એ પૂજાની મોટામા મોટી ખરાબી એટલી જ છે કે એવી પૂજા કરનારા ધીમે ધીમે મૂર્તિને પરમેશ્વર સમજે છે; અને ધણીને ન માનતા ગુમાસ્તાને શેઠનુ માન આપે છે એવી રીતનું લોકોનું વળણ છે તે ઉપરથી આપણા હઝરત પેગંબર સાહેબે મૂર્તિ પૂજવાની સાફ મના કીધેલી છે, એટલું જ નહિ પણ તેની પોતાની, ખુદાની, અથવા કોઇપણ મોટા પાક આદમીની તસ્વીર પાડવી નહિ, અથવા મસજિદોમાં પુતળા કોતરવાં નહિ, અથવા ચિત્ર રાખવા નહિ, એવુ ફરમાવ્યું છે.

કાફૂર—સુબહાનઅલ્લાહ ! કેવી પેગંબર સાહેબની દાનાઇ. જો એ પ્રમાણેની મનાઇ કીધી નહોત તો આપણે પણ બીજા કાફર લોકોની પેઠે બૂતપરસ્ત હોત. "લાઈલાહાઇલ્લુલ્લાહમુહમ્મદુરસૂલલ્લાહ" દર્વેશ સાહેબ, હુ સારી પેઠે જાણું છું કે એ હિંદુ ઘણા નાપાક, પાપી, કાફર લોકો છે. તેઓની પાસે જોર જુલમથી પણ આપણો સાચો તથા પાકદીન મનાવવો જોઇએ, અને જો શેતાનના સમજાવ્યાથી તેઓ આપણી વાત સાંભળે નહિ તો તેઓ સઘળાને કતલ કરવા, અથવા જરાપણ તેઓના ઉપર દયા કરવી નહિ. પણ દર્વેશ સાહેબ, એ પ્રમાણે રાજાઓથી ચલાતુ નથી, અને આગલા ખલીફાઓએ પણ એ પ્રમાણે કીધુ નથી. આપણી શરેમા એક ઠેકાણે લખ્યુ છે કે કાફર લોકો જેટલો કર આપી સકે તેટલો કર તેઓની પાસેથી લેવો; નહિ આપે તો તેઓની બિલકુલ નસલ કાઢવી. વળી આપણા દીનમા દાના લોકોએ ઇસલામ ધર્મ માનનારાઓને ફરમાવ્યું છે કે તેઓને કાપી નાખવા, અથવા તેઓને આપણા ધર્મમા લાવવા, એવું હજરત પેગંબર સાહેબે ખુદે કહ્યુ છે, પણ ત્યાર પછી ઇમાગ હનીફે એવું ફરમાવ્યું છે કે મોતને બદલે તેઓના ઉપર જઝીઓ, અથવા જેટલો ખમાય એટલો બીજો કોઇ કર બેસાડવો, અને તે લોકોને નકામા કતલ કરવાની તેણે સાફ મના કીધી છે. તેનો ફરમાન એવો છે કે તેઓની પાસેથી જેમ બને તેમ જઝીઓ, એટલે માથા દીઠ વેરો, અને ખિરાજ એટલે ખંડણી લેવી, અને તે વસૂલ કરવામાં એટલી સખ્તી વાપરવી કે તે

સજા મોતની લગભગ થઇ રહે. વળી જે હિંદુ હમણા ઇહાં આવી ગયો તેણે કાંઇ કસૂર કીધી નથી. તેણે જઝીઓ બરાબર આપેલો છે. તેના ઉપર જે તોહમ્મત મુકયું છે તે ખોટું છે. તેનો અપરાધ આટલો જ છે કે તેની પાસે દોલત ઘણી છે. જઝીઆ ઉઘરાતદારની દાનત તેની પાસેથી પૈસા કઢાવવાની હતી, પણ જ્યારે તેને માગેલા પૈસા આપ્યા નહિ, ત્યારે તેણે આ ખોટી ફરિયાદ કીધી. હું સારી પેઠે જાણતો હતો કે તે વગર પાયાની છે, તોપણ એવો શિકાર ફરીને કયાં મળવાનો છે એમ જાણી, તથા એવા નાપાક કાફર પાસે દોલત રહે તે નઠારે માર્ગે વપરાય માટે એની પાસેથી પાચસેં અશરફી મેં કઢાવી છે, તેમાથી અર્ધી તમને આપવાને મેં ધાર્યું છે, તે મેહેરબાની કરી લેશો, અને ખુદાને પસંદ પડે એવે સારે રસ્તે આપ વાપરશો.

અઢીસેં અશરફી પોતાને મળવાની છે એ સાંભળીને દર્વેશને ઘણો આનંદ થયો અને તેની આખમાં સોનાનું તેજ તે જ વખતે આવી ગયું. તે બોલ્યો: "શાબાશ, બચ્ચા શાબાશ! તેં કીધું છે તે ઘણું જ વાજબી છે, એવું હમેશા કર્યાં કરજે, અને જે મળે તેમાથી થોડો ભાગ ખેરાત કરજે; અને થોડો ભાગ અમારા જેવા દર્વેશોને ખુદાના કામમાં વાપરવાને આપજે. જો એવી તારી દાનત રહેશે તો તે પરવરદેગાર તારા ઉપર વધારે રાજી થશે, અને આથી પણ મોટો મરતબો તને આપશે"

કાફૂર—આમીન! એ સઘળું તમારા આશીર્વાદથી થશે. પણ આથી વધારે મરતબો બીજો કોઈ નથી. ફક્ત એક છે તે તો—

દર્વેશ.—તારી મતલબ હું સમજ્યો, અને તે ખુદા જલદીથી બર લાવે. હવે ચુપ. ભીંતને પણ કાન હોય છે, માટે હવે એ વાત બંધ કર." એટલું કહી આંખની ઇશારત કરી, દર્વેશ અઢીસેં અશરફી બાંધીને, તથા કાફૂરને અંતઃકરણથી આશીર્વાદ દઇને ચાલ્યો ગયો, અને કાફૂર પણ દરબારમાં જવાને તૈયારી કરવા લાગ્યો.

હવે બિહારીલાલ મોતના સપાટામાંથી તથા એથી વધારે બીજી મોટી આફતોમાથી બચી ગયો તેથી તેના હૈયામાં હર્ષ માય નહિ. તે રસ્તામાં જેવો હવામાં ચાલતો હતો. પણ જ્યારે તે દિલ્હીના મોટા ચોગાનમાં આવ્યો, ત્યારે એક ભયંકર દેખાવ તેની નજરે પડયો. આ વખતે

મોગલ લોકો હિંદુસ્તાન ઉપર હમેશાં હુમલો કરયાં કરતા હતા, તથા રાજ્યને નિરંતર ઉપદ્રવ કરતા હતા. ઐબકખાં કરીને એક મોગલનો સરદાર, હજાર, બળવાન સવાર તથા એથી વધારે બીજા માણસો લઇને હિંદુસ્તાન ઉપર આવ્યો, અને મુલતાન શેહેર ઉજડ કરીને સિવાલિક પહાડો આગળ છાવણી નાખીને પડયો. એ લોકો ઉપર પાદશાહી લસ્કરે હુમલો કીધો, અને ઘણાંએક માણસોને કાપી નાખી તેઓને હરાવ્યા; જેઓ જીવતાં રહ્યાં તેઓ જંગલમાં તરસ તથા ઉના પવનથી મરણ પામ્યાં, અને તેઓના લશ્કરનાં ત્રણ હજાર માણસો કેદ પકડાયાં તે સિવાય એક પણ આદમી જીવતો રહ્યો નહિ. ઐબકખાં અને એ ત્રણ ચાર હજાર કેદીઓને દિલ્હીમાં લઇ આવ્યા; અને તેઓ સઘળાને એકદમ મારી નાખવાને ત્યાં તૈયારી થઇ રહી હતી. પોતાના માણસોની શી દશા થાય છે તે જોવાને ઐબકખાંને એક પ્રસિધ્ધ ઠેકાણે બાંધીને બેસાડેલો હતો. સઘળા મોગલ લોકોનાં બઇરાં છોકરાં જે પકડાયાં હતાં તેઓને જુદે જુદે શેહેર મોકલીને બજારમાં હરરાજ કરી ગુલામ દાખલ વેચી નાખ્યાં હતાં; અને તેઓના મરદોને ઘણી દુષ્ટ રીતે મારી નાખવાને પાદશાહનો હુકમ થયો હતો. તે ત્રણ હજાર માણસોની ત્રીશ ત્રીશની સો ટુકડી કીધી, અને તે ટુકડીઓને આઘે આઘે રાખી; પછી ત્યા સો ગાડાં આણ્યા, તથા સો જોરાવર હાથીઓને લાવી તેઓને દારૂ પાઇને ઘણા જ મસ્ત કીધા. પછી સો જલ્લાદોએ આવીને તેઓએ એક એક ટુકડી તથા એકેક હાથી લઇ લીધો, અને એકેક માણસને હાથીના પગતળે છુંદાવી નાખી બધાંને મારી નાખ્યા. એ પ્રમાણે થોડાએક વખતમાં ત્રણ હજાર ઇશ્વરના પેદા કીધેલા માણસોના પ્રાણ આ રાક્ષસી દુષ્ટ ચંડાળ પાદશાહે લેવડાવ્યા. ત્રણ હજાર માણસને આવી ક્રૂર રીતે મારી નાખ્યા એ વિચાર કીધાથી જ શરીરમાનું સઘળું લોહી ઠરી જાય એ સ્વાભાવિક છે. ગાંડા મસ્ત થયલા સો હાથીઓને આવી રમત મળી તેથી મગન થઇ તેઓ વખતે વખતે બરાડા પાડતા હતા તે અવાજે, જે બિચારા કેદીઓ તેના મોટા તથા ભારે પગના દબાણથી કચડાઈ જતા હતા તેઓનું કષ્ટ તથા તેઓની તે વખતની ચીસાચીસ, જેઓનો મરવાનો વારો આવ્યો નહતો તેઓના ચિંતાથી તથા ભયથી લોહી ઉડી ગયલાં મ્હોડાં, તેઓનો નિરાશ દેખાવ, તથા બેબ્હાકળી આંખો, કેટલાએક નબળા મનના મોગલોની આવા દુષ્ટ મોતના ધાકથી થયલી દયામણી શિકલ, તથા

પોતાનો દેશ, બઈરી, છોકરાં, સગાં વાહાલાં, એ સઘળાં યાદ આવ્યાથી તેઓની આંખોમાથી વહેતી આસુની ધાર, તથા પોતાના મન ઉપર અખતિયાર ન રહેવાથી કેટલાકનું હુસકાં ભરીને રડવું, એ સઘળાની કલ્પના માત્ર કરો, પછી કોણ એવો વજ્ર હૈયાનો હશે કે તેને દયા આવ્યા વિના રહેશે ? અને કોના નિમાળા ઉભા નહિ થાય ? પણ આટલી બધી ક્રૂરતા એ નિર્દય પાદશાહને બસ લાગી નહિ. થોડેક દૂર કેટલાએક કસાઇઓ બેઠેલા હતા, તેઓ મરી ગયલા મોગલોની ખોપરીઓ કાપીને કાઢી લેતા હતા, અને તેઓને ગાડામાં ભરતા હતા. આ તમાશો જોઇને બિહારીલાલને ઘણો કમકમાટ ઉપજ્યો. તો પણ એ ખોપરીઓને શું કરે છે એ જાણવાની આતુરતાથી તે સઘળાં ગાડાં ભરાયા પછી તેઓની પાછળ તે ગયો. એ સઘળાં ગાડાં દિલ્હીના બુદાયન દરવાજા આગળ ખાલી કીધાં, અને ત્રણ હજાર ખોપરીઓને એક ઉપર એક ગોઠવીને તેઓનો એક ઊંચો સ્તંભ બનાવ્યો.

એ ભયકર કામ પૂરૂં થયું એટલે લોકોનું એક મોટું ટોળું તે રસ્તે આવ્યું. તેમા એ મોગલનો સરદાર ઐબકખાં ઘોડા ઉપર બેઠેલો હતો. તેના હાથ બાધેલા હતા, તથા પગે ઘણી ભારે બેડીઓ જડેલી હતી. એ લોકોના ટોળામાં બિહારીલાલ પણ શામેલ થયો, અને તેઓ સઘળા નદીને કીનારે ગયા. ત્યાં પોંહોચ્યા પછી તમાશગીર લોકો જમુનાને કાંઠે હારબંધ ઉભા રહ્યા, અને ઐબકખાંને એક હોડીમાં બેસાડયો, અને તેમાં પાદશાહનાં માણસો બેઠાં. ઐબકખાંની ઉમર આસરે પાંતરીશ વર્ષની હતી, અને તેનું શરીર પણ ઘણું જોરાવર હતું. પણ હમણા તો તેની સઘળી ઉમેદ ભાગી ગઇ હતી, તેનું લસ્કર હારી ગયું હતું; તેને મહા સંકટ વેઠવું પડયું હતું; તેનાં ઘણાંએક માણસો ભુખ તરસથી માર્યાં ગયાં હતાં; તે દુશ્મનના હાથમાં પકડાયો હતો; તેને દિલ્હીમા ઘણા અપમાન સાથે લાવ્યા હતા, તેણે તેની નજરે પોતાના જાતભાઇઓને, પોતાના જુના તથા નિમકહલાલ સિપાઇઓને આવા દુષ્ટ મોતે મરતા જોયા હતા; પોતાને પણ મરવાની સજા થયલી હતી; અને હમણા મોત તેની પાસે આવી ઉભું રહેલું હતું, એ સઘળાં કારણોથી તે છેક નખાઇ ગયલો માલમ પડતો હતો. તે મરવાથી જરા પણ બીહીતો નહતો, પણ પોતાની તથા પોતાના લસ્કરની આ દશા થઈ તેથી માવરાઉન્નહર, એટલે સ્વતંત્ર તાતાર દેશના પાદશાહ અમીર દાઉદખાથી અમીર બેગ તથા આજ તાશના મૃત્યુનુ વેર લેવાયું નહિ, એ વાતથી

તેને ઘણું જ દુ:ખ થતું હતું. પણ હવે તે શું કરે? લાચાર. હોડી પવનના જોરથી જમુના નદીમાં આગળ ચાલી, અને જ્યારે તે વચ્ચોવચ આવી, ત્યારે તેને અટકાવીને ત્રણ ચાર માણસોએ ઐબકખાને ઊંચકીને નદીનાં ઉછળતાં મોજામાં ફેકી દીધો. તે બીચારાના હાથ બાંધેલા, પગે બેડી, એટલે, તેનાથી તરી તો ક્યાંથી સકાય? તે પછાડા પણ મારી શક્યો નહિ. પોતાના અંગબળ વડે તે એક વાર ઊંચો આવ્યો, અને આ દુનિયા ઉપર છેલ્લી નજર કરી સવળાને રામરામ કરી લીધા; પણ તુરત તે નીચે ગયો, અને તેના ઉપરતું પાણી થોડી વાર સુધી હાલ્યા પછી પાછું સ્થિર થઈ ગયું. એ પ્રમાણે આ કમનસીબ સરદાર મરણ પામ્યો. જમુના નદીનું પાણી તેની કબર થઈ. અને કાલિંદીનું કાળુ નીર તેની લાશ ઉપર ફરી વળ્યું. તેણે મરતી વખત એક પણ ચીસ પાડી નહિ, પણ ચુપકીથી તેનો આત્મા તેના ક્ષણ ભંગુર દેહનો ત્યાગ કરી ચાલ્યો. તમાશગીર લોકોના મન ઉપર આ ભયકર મોત જોઇને કાંઈ પણ અસર થઈ નહિ. અગર જો તેઓ એવા રાક્ષસ નહતા કે તેઓ આ તમાશો જોઇને ખૂશીની બૂમ પાડે, તોપણ કસાઇને બકરૂ કપાંતુ જોવામાં જેટલી બેપરવાઇ હોયછે તેટલી જ બેપરવાઈ તેઓને હતી. પણ એમાં તેઓનો કાંઈ વાક નહતો. જેને જે જોવાની ટેવ પડી જાયછે તે જોવાથી તેના મનપર કાંઇ પણ અસર થતી નથી. તે વખતમાં દિલ્હીમાં એવા તમાશા વારેવારે જોવામાં આવતા હતા, તેથી તેઓની દયાની વૃત્તિ બેહેર મારી ગઇ હતી, અને ભયાનક દેખાવો જોવામાં માણસના મનને જે કમકમાટ તથા આચકો લાગે છે તે માહાવરાથી બિલકુલ જતો રહ્યો હતો. સરકારનાં માણસો પોતપોતાને કામે લાગ્યાં, તથા લોકો અને તેમાં બિહારીલાલ પણ ઘેર ગયા.

આવી રીતે સખ્તી કીધાથી રાજ્યમાં ફાયદો થતો હશે એમ કોઇના મનમાં આવે તો તેની મોટી ભૂલ છે. દુનિયામાં જોર જુલમથી તથા સખ્તીથી લાભને બદલે હાની થાયછે. મોગલ લોકોએ અલાઉદ્દીન પાદશાહના વખતમાં ઘણીએક વાર હિંદુસ્થાન ઉપર ચઢાઈ કીધી; સઘળી વાર તેઓ હાર્યા; એક કરતા વધારે વાર તેઓ પકડાયા; તેઓના ઉપર ઘણીએક રીતે જુલમ કરવામાં આવ્યો; તેઓનાં બઈરી છોકરાંને વેચાવી નાખ્યાં; તથા તેઓને પણ નિર્દય રીતે મારી નાખ્યા; આ વખતે પણ આવી રીતે તેઓની દુર્દશા થઇ. હવે કોઇના મનમાં આવશે કે તેઓ ફરીથી રાજ્યને ઉપદ્રવ

કરશે નહિ, પણ જે વખતે ઉપર લખેલો બનાવ બનતો હતો તે વખતે બાલબંદ કરી એક બીજા મોગલ સરદારે દેશ ઉપર હુમલો કીધો હતો, અને તેની સામે પાદશાહે એક બીજું લશ્કર મોકલ્યું હતું.

જ્યારે બિહારીલાલ પોતાને ઘેર જતો હતો ત્યારે કાફૂર સ્વારી સાથે પાદશાહી દરબારમાં જતો હતો. કાફૂર હમણા રાજ્યમાં સૌથી શ્રેષ્ઠ હતો. તે બાદશાહનો એવો તો મુછનો બાલ હતો, તથા તેના મન ઉપર તેણે એટલી બધી સત્તા મેળવી હતી કે તે ચાહે તે કરી સકતો હતો. તેણે મોટામાં મોટી પદવી મેળવી હતી, પણ તે છતાં તે સુખી નહતો. રાજાની જે પ્રીતિ તેણે સંપાદન કીધી હતી તે કાયમ રાખવાને, તથા પાદશાહના સ્વછંદી અને ચળ સ્વભાવને લીધે તેને જે નિરંતર ચિંતા થયાં કરતી હતી, તથા અમીર ઉમરાવોને આવા નીચ ગુલામ, આવા આજ કાલના ચઢેલા શખ્સને પાદશાહ જેટલું માન આપવું પડતુ હતુ, તેથી તેના ઉપર જે કંટાળો, ક્રોધ તથા અદેખાઈ આવતી હતી, અને તેને લીધે તેઓ તેની ઊંચી પદવી ઉપરથી તેને ઢાળી પાડવાને તથા તેનો અંત આણવાને પણ હજારો યુક્તિઓ કર્યાં કરતા હતા, તેને અટકાવવાને તેને હમેશાં ચોકસી રાખવી પડતી, એથી જે તેના સુખમાં ઘટાડો થતો હતો તે એક કોરે મુકીએ તોપણ તેને અસુખ થવાને બીજાં બે મોટાં કારણો હતાં. એક તો એ કે તેના લોભની તથા અસંતોષની વૃત્તિ ઘણી પ્રબળ થઈ ગઈ હતી. આટલી બધી વાર સુધી તેનાં ધારેલાં કામો તથા રાખેલી આશા સફળ થયાં કીધી તેથી ઈચ્છાનું જોર ઘટવાને બદલે ઉલટું વધ્યું. તેના અંતઃકરણમાં લોભનો કીડો મોટો થયો, અને તેનું કલેજું કોતરી ખાવા લાગ્યો. તેને હવે પાદશાહ થવાનો લોભ થયો, અને તેની નજર હવે તે નિશાન ઉપર જયાં કરતી હતી. પણ પાદશાહ થતા પેહેલાં તેણે પ્રસિદ્ધ થવું જોઇએ; તેણે કોઈ પ્રકારે નામ મેળવવું જોઇએ; તેણે કોઇ પણ પરાક્રમ કરી લોકોમાં ઘણું માન મેળવવું જોઇએ; અને આવા અજ્ઞાન લોકોમાં શૂરાતન દેખાડવાથી જ તથા બહાદૂરીનાં કામો કીધાથી જ પ્રસિદ્ધ થવાય, નામ મેળવાય, તથા પ્રતિષ્ઠા સંપાદન થાય. અત્યાર સુધી તેણે કાંઇ બાહાદુરીનાં કામ કીધાં ન હતાં, તેણે આ મોટો મરતબો ફક્ત નરમાશથી તથા કાવતરાં કરી મેળવ્યો હતો. તેનું કુળ આવું નીચું હતુ, તેની અવસ્થા કનિષ્ઠમાં કનિષ્ઠ ગુલામગીરીની હતી, તે પોતાનું રૂપ સુધારવાને હમેશાં ઉપાયો કર્યાં કરતો હતો; તેણે ઝનાનખાનામાં તેની જીંદગીનો

કેટલોએક ભાગ કાઢયો હતો, તથા તે ખોજો હતો તે ઉપરથી તેના શૂરાતન વિષે લોકોના મનમાં મોટો શક હતો, અને જ્યાંસુધી તે શક કાયમ રહે ત્યાંસુધી તેની ધારેલી મતલબ પાર પાડવામાં મોટી હરકત પડે એમ સમજીને તેણે પોતાનું ખરૂં સ્વરૂપ લોકોને દેખાડવાનો, પોતાની સ્વાભાવિક હિમ્મત તથા બાહાદૂરી પ્રકટ કરવાનો, તથા પોતાના નામ ઉપરનો આ કલંક ધોઈ નાખવાનો ઠરાવ કીધો હતો. ઈતિહાસ ઉપરથી માલમ પડેછે કે ખોજાઓ પુરૂષના લક્ષણ રહિત હોયછે તોપણ તેઓમાં હમેશાં નામર્દાઇ હોયછે, અથવા તેઓ નાહિમ્મત હોયછે એમ કાંઇ હોતું નથી. નારસીસ અને બીજા કેટલાએક ઝનાનખાનાના રખેવાળોએ મોટાં શૂરાં કામો કીધેલાં છે, તેઓમાં બાહાદૂરીની કાંઈ કસર નહતી. તે જ પ્રમાણે કાફૂરને હતુ. માટે તેનામાં જે જવાહિર હતુ તે દુનિયાને દેખાડી આપવાને કોઈ પણ લડાઇ ઉપર ચઢવાનો તેણે નિશ્ચય કીધો.

એ પ્રમાણે વિચાર કરતો કરતો કાફૂર પાદશાહી મેહેલમાં ગયો, અને પાદશાહ કયાં છે એ વાતની તેણે તજવીજ કીધી. તે વખતે અલાઉદ્દીન ઝનાનખાનામાં બેઠેલો હતો, પણ કાફૂરને બેગમોને જોવાને તથા તેઓની સાથે વાતચિત કરવાને કાંઇ હરકત નહતી, તેથી તે પણ ઝનાનખાનામાં ગયો. તે જઇને જુએછે તો અલાઉદ્દીન ભોજન કરવાને બેઠો હતો. તેની આગળ મેજ ઉપર નાના પ્રકારના દારૂના સીસા પડેલા હતા, તથા પ્યાલાંઓ વારાફરતી ભરાતાં હતાં. તેની પાસે તેની કૌળારાણી બેઠેલી હતી, અને તેઓ બન્ને અતિ આનંદમાં વાતચિત કરતાં હતાં, તથા રાતા ચળકતા પ્રવાહીઓનો ઘણી છૂટથી ઉપયોગ કરતાં હતાં. કૌળારાણીને આપણે છેલ્લી જોઇ તે કરતાં હમણા કાંઇ બદલાઇ નહતી. ઉલટી રજપૂતાણીનો પેહેરવેશ બદલી તેણે હમણા પઠાણની બઇરીનો પોશાક પેહેર્યો હતો, તથા ઘણા ઉમદા અને કિમતી જવાહિરો પેહેરેલાં હતાં, તેથી તે વધારે ખૂબસૂરત દેખાતી હતી, તથા તેનું હુરીના જેવું રૂપ વધારે પ્રકાશી નીકળતુ હતું. ગૂજરાત છોડતી વખતે તેને જે દુઃખ ઉપજયું હતુ તે ધીમે ધીમે ઘસાઈ ગયું હતું. દુઃખનું ઓસડ જે દહાડા તેણે તેના મન ઉપર મોટો ફેરફાર કર્યો હતો, અને ટેવ જે માણસને હરેક સ્થિતિ સાથે અનુકૂળ કરી આપેછે તેણે હવે તેની મદદે આવીને તેને તેની આ નવી અવસ્થાની સાથે સમાધાન કરાવ્યું હતું. એટલા ઉપરથી કોઇએ એમ ધારવું ન જોઇએ કે

તેનું આગલું દુઃખ ખોટું હતું, તથા તેણે જે વિલાપ કીધો તે ઢોંગ હતો. માણસને માથે જ્યારે દુઃખ પડે છે ત્યારે ખરેખરી દિલગીરી થાય છે, પણ પરમેશ્વરે દુઃખી માણસ ઉપર દયા લાવી તેનું મન એવું તો સ્થિતિસ્થાપક કીધેલું છે કે થોડી મુદ્દત સુધી ઘણામાં ઘણો સંતાપ ભોગવી કેટલીએક વાર પછી આશાની સહાયતાથી તે પોતાની અસલ સ્થિતિ ઉપર આવી જાયછે. જો પરમ દયાળુ ઇશ્વરે એમ કીધું ન હોત, જો માણસનું દુઃખ વખત જવાથી નરમ પડતું નહોત, તો તે ખરેખરો દુઃખી અભાગિયો થઇ પડત, તેનું આખું આવર્દા દિલગીરીમાંજ જાત, અને તેથી દુનિયાનો ઘણી મુદ્દત ઉપર અંત આવ્યો હોત. અગર જો કેટલાએકનું મન એવું જડ હોયછે કે તેમાં દિલગીરી જડમૂળ ઘાલીને વસે છે, તથા તેથી તેઓ દેહ ત્યાગ કરે છે, તોપણ એવા થોડા છે. તેઓ જગતના નિયમની બહાર છે. કૌળાદેવી તેવી નહતી, માટે તેને ઠપકો દેવો એ અયોગ્ય ગણાય. કાફૂરે કેટલીએક વાત કીધા પછી ખંડિયા રાજાઓનો વિષય કાઢયો, અને દેવગઢનો રાજા રામદેવ પોતાના સામર્થ્ય ઉપર ભરોંસો રાખીને આજ ત્રણ વર્ષ થયાં ખંડણી આપતો નથી એ આપણું મોટું અપમાન થાય છે, માટે તેને ભારે સજા થવી જોઇએ. તેના ઉપર એક મોટું લશ્કર મોકલવું જોઇએ, અને જો આપની રજા હોય તો હું તે લશ્કર લઇને જલદીથી તેને ઠેકાણે લાવી તેની પાસેથી ચઢેલી ખંડણી વસૂલ કરી લાવું, એટલુંજ નહિ પણ ત્યાંની અગણિત લક્ષ્મી ઘસડી લાવી આપની સેવામાં રજૂ કરૂં. એ કામ કરવાથી બે ફળ થશે. એક તો આપણી દોલતમાં તથા સત્તામાં વધારો થશે, આપણી બહાદૂરી પ્રકટ થશે, અને આપણા નામનો ત્રાસ હિંદુસ્તાનમાં ફેલાશે. લોકો જોશે કે આપણે હજુ લડાઇથી થાકી ગયા નથી; આપણી પાસે લશ્કર, દ્રવ્ય, તથા લડવાનાં બીજાં સાધનોની હજી કાંઇ ખોટ નથી; તથા આપણે હજી આપણી મેળવેલી સત્તા વધારવાને તથા કાયમ રાખવાને અને બળવાખોરોને ભારે સજાએ પોંહોચાડવાને સમર્થ છીએ. બીજું ફળ મારી જાતને થશે. ઇહાંના અમીર લોકો મને ધિક્કારે છે, હું ખોજો છું તેથી તેઓ એમ સમજે છે કે હું સ્ત્રીઓનાં કામ કરવાનેજ માત્ર લાયક છું, અને મારામા કાંઈ શૂરાતન નથી. તેઓને મારે ખાતરી કરી આપવી છે કે અગર જો પરમેશ્વરે મને નીચ કુળમાં જન્મ આપ્યો છે, મારી પાસે ગુલામગીરી કરાવી છે, મારામાંથી પુરૂષાર્થ લેવડાવી લીધું છે, મને અબળાઓનું રક્ષણ કરવાનું કામ સોપ્યું છે,

તોપણ તે પરવરદિગારે જોઇએ તેટલી હિમ્મત તથા બાહાદૂરી મને બક્ષેલી છે, અને જેમ હું દરબારનું કામ હોશિયારીથી કરી સકુંછું તેમ લડાઇ ઉપર લશ્કર પણ લઈ જઈ શકું છું; માટે જહાંપનાહ, આપના ગુલામની અરજ કબૂલ રાખી એક મોટું લશ્કર તૈયાર કરાવવું જોઇએ અને તેની સરદારી મને આપીને મને દેવગઢ ઉપર મોકલવો જોઇએ.

કાફૂરનું આ બોલવું સાંભળીને પાદશાહને ઘણી ખૂશી થઇ, અને તેના માનીતા કાફૂરની કોઇ પણ નજીવી અરજ તે કદી નામંજૂર કરતો નહતો તે આવી મોટી તથા તેને ગમતી વાત શી રીતે નાપસંદ કરે? વળી દેવગઢ ઉપર ચઢાઇ કરવાથી કાફૂરે બતાવ્યા તે પ્રમાણેના ઘણા લાભ ન થાય તોપણ એકલી નકામી, વગર જરૂરની લડાઇ હોરવાનો પણ તેને ઘણો શોખ હતો; લડાઇનું નામ સાંભળીને તે જાગૃત થઇ જતો; તેની નસોમાં લોહી વધારે જુસ્સાથી વેહેતું; તથા તેમાં ઝંપલાવી પડવાને તે તુરત તૈયાર થઇ જતો. તેને લડાઇમાં જાતે જવાની મરજી થઇ, પણ કાફૂરના કાલાવાલા ઉપરથી તેણે તે વિચાર છોડી દીધો અને તેને મોકલવાનું કબૂલ કીધું.

કૌળાદેવીએ જ્યારે આ વાત સાંભળી, અને દેવગઢ તથા રામદેવનાં નામ તેને કાને પડ્યાં, ત્યારે તેનું આગલું સઘળું દુઃખ યાદ આવ્યું, અને તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તેનો આગલો ધણી કરણ બાગલાણમાં છે એવી તેને ખબર હતી; તેની મોટી છોકરી કનકદેવી મરી ગઇ તે પણ તે જાણતી હતી; અને તેની નાની છોકરી દેવળદેવી તેના બાપની પાસે છે એમ તેને માલમ હતું. પાદશાહની પાસે રહેવામાં પોતાને ઘણી તરેહનું સુખ હતું તોપણ તેને વખતે ઘણું એકાંતપણું લાગતું, અને ઘણી વાર ઉદાસ રેહેતી. બાઇડીને છોકરાં પોતાની પાસે રાખવાં ઘણાં ગમે છે, તે પ્રમાણે કૌળાદેવીને પોતાની મોટી થયેલી, તેર વર્ષની છોકરીને બોલાવવાનું ઘણું મન હતું. માની છોકરાં ઉપર ઘણી પ્રીતિ હોય છે, તેની સાથે તેઓ એવું સમજે છે કે છોકરાં ઉપર માના જેટલું બાપનું હેત હોતું નથી, અને તેઓના ઉપર બાપના કરતાં માનો વધારે હક્ક હોય છે. દેવળદેવીને વાસ્તે તેને જે પ્યાર હતો તેથી તે એવી તો આંધળી થઇ ગઈ કે તેને બોલાવવાથી તેના ભર્તાર કરણને જે દુઃખ થશે, તથા તેને દીકરીના જવાથી, નિરાધાર થઈ જવાથી, અને ઘણી મુદ્દતની બાપ અને છોકરીની વચ્ચે મજબૂત બંધાયલી પ્રીતિ તુટવાથી જે સંતાપ થશે તે સઘળું આ

વખતે તે ભુલી ગઇ. તેણે અલાઉદ્દીનને વિનંતી કીધી કે જ્યારે કાફૂર દેવગઢ સુધી જાય છે ત્યારે બાગલાણમાં મારી તેર વર્ષની એક દેવળદેવી નામની છોકરી છે તેને લઇ આવવાનો કાફૂરને હુકમ આપવો જોઇએ. અલાઉદ્દીનને આ અરજ ઘણી માકુલ જણાઇ નહિ, તોપણ પોતાની વાહાલી રાણીને ખૂશ કરવાને તેણે કાફૂરને દેવળદેવીને લાવવાનો હુકમ કીધો. કાફૂરે એ હુકમ માથે ચઢાવ્યો, અને તેને ન લાવું તો મારૂં માથું આપવું એવું વચન આપ્યું.

બીજે દહાડે એક મોટું દરબાર ભરી ત્યાં પાદશાહે પોતાને હાથે કાફૂરને મોટો શિરપાવ તથા ખિલઅત આપ્યાં, અને હવે પછી તેને નાયબ મલેક કાફૂર કેહેવો, તથા સઘળા અમીર ઉમરાઓએ તેને પોતાના જેટલુંજ માન આપવું એવો હુકમ કીધો. પછી એક મોટું લશ્કર તૈયાર કરાવ્યું, અને થોડા દહાડામાં દિલ્હીમાં પાદશાહની રૂબરૂ એક લાખ સવાર આવી ઉભા રહ્યા. એ લશ્કરની સરદારી નાયબ મલેક કાફૂરને સોંપી, અને તેના હાથ નીચે ખાજા હાજી નામના એક ઘણા સદ્‌ગુણી માણસને નિમ્યો. તે લશ્કર દિલ્હીથી ઇ૦ સ૦ ૧૩૦૫ માં દક્ષણ દેશ જીતવાને નિકળ્યું. આ મોટા સૈન્યની સાથે ઘણાએક નામાંકિત અમીરો હતા; તથા તેને મદદ આપવાને માળવાના સૂબા અયનુલ્‌મુલ્ક મુલતાનીને હુકમ થયો હતો, તથા ગૂજરાતના સૂબા અલફ્‌ખાને પણ લશ્કર લઇ મલેક કાફૂર જોડે એકઠા થવાનું લખ્યું હતુ. કાફૂરે પાદશાહની છેલ્લી રજા લીધી, અને તેના જવાથી તથા લડાઇના સપાટામાં તે કદાચ મરણ પામે એ વિચારથી પાદશાહે ઘણી દિલગીરી બતાવી. આ વખતે પણ દેવળદેવીને લાવવાનું તેણે યાદ દેવડાવ્યું, અને જો તેને નહિ લાવે તો મારા ક્રોધને લીધે મારાથી જે થઇ જશે તેનો હું જવાબદાર નથી એમ કહી સંભળાવ્યું.

---

## પ્રકરણ ૧૩ મું.

જુવાન પુરૂષ અથવા સ્ત્રી જે પેહેલીજ વાર પ્રીતિ બાંધે છે તેમાં અટકાવ થવાથી તેને જે દુઃખ ઉપજે છે તે સૌથી આકરૂં છે. એમ થવાથી તેનું હૈયું જેવું ફાટી જાય છે; તેના શરીરમાં અવ્યવસ્થા થઈ જાય છે

અને દુનિયા સ્મશાન જેવી ઉદાસ લાગે છે. તેને કાંઇ કામ ધંધો સુઝતો નથી; અને જો તે જગાનો ફેરફાર કરી અથવા બીજી કોઇ પણ રીતે તે બાબતના સઘળા વિચારો ખસેડી નાખે નહિ તો તેની ખરાબી થઇ જાય છે. જ્યાં પ્રીતિમાં થોડી મુદ્દત સુધી પોંહોંચે એવો જ અટકાવ થયો હોય, જ્યાં નિરાશાના અંધકારમાં આશાનું કાંઇ પણ ઝાંખું કિરણ આવતું હોય ત્યાં તો ધીરજ રાખી સકાય છે, તથા વખતે તેથી વધારે કાંઇ અસાધારણ પ્રયત્ન પણ થઇ સકે છે; પણ જ્યાં આશાનું ટોંકણું ફેવાયું ત્યાં સુખનું ટોંકણું ફેવાયું એમ સમજવું. ઘણાએક પુરૂષો જ્યારે એવી અવસ્થામાં આવી પડે છે ત્યારે દેશાટન કરે છે, અને ત્યાંના નવા નવા પદાર્થો જોવાથી, નવાં નવાં કામોમાં પડવાથી, તથા વખતે કોઇ નવી સુંદરીના સમાગમમાં થતા સુખથી આગલું દુઃખ નિવારણ કરી સકે છે. પણ સ્ત્રીઓને એ પ્રમાણે થવું કઠણ પડે છે. તેઓનું અંતઃકરણ વધારે નરમ હોય છે, તથા તેઓનાં હૈયાં ઉપર મીણની પેઠે પ્યારની છાપ વધારે મજબૂત બેસી જાય છે તે જલદીથી ભુસાઇ જતી નથી; તેઓને બીજા દેશોમાં અથવા બીજાં શેહેરોમાં ફરવા જવાનું ઘણી વખતે બની આવતું નથી; તથા નવી વાત ગ્રહણ કરી જુની વાત વિસારી નાખવાને કવચિત જ પ્રસંગ આવે છે; તેઓ મુઝાયાં કરે છે, તેઓ ઝુર્યા કરે છે, તેઓ જો નાજુક પ્રકૃતીનાં હોય ત્યારે તો તેમનાં શરીરમાં રોગ પ્રવેશ કરે છે અને ક્ષય રોગથી તેઓનો અંત આવે છે. એ પ્રમાણે કાંઇ હમેશાં જ બનતું નથી, તોપણ પ્રીતિમાં આશાભંગ થવાથી પુરૂષો કરતાં તેમને વધારે દુઃખ થાય છે.

કરણે શંકળદેવનું માગું પાછું વાળ્યું ત્યારથી દેવળદેવીના સુખનો સૂર્ય અસ્ત પામ્યો. આશાને લીધે જે ઉમંગ તેને થયલો તે જતો રહ્યો. તેના મ્હોં ઉપર ઉદાસીનું વાદળું ફરી વળ્યું; તેનું શરીર ગળવા લાગ્યું; તથા ધીમો નાશકારક તાવ તેના શરીરમાં દાખલ થયો. તેનું ખૂબસુરત સહતું બંધ પડી ગયું; તેના રાગમાંથી સઘળી મીઠાશ ઉડી ગઇ; તેની વાણીની મધુરતા જતી રહી; અને જે ખુલ્લા દિલથી તથા ઉલ્લાસથી તે ચાલતી તે ચાલ હવે બિલકુલ બદલાઈ ગઈ. આ સઘળા ફેરફાર જોઇને કરણને પણ ઘણી દિલગીરી થઈ. પૈસા, બ્હાલ અને બીજા ઘણાએક ઉપાયોથી તેની અસલ સ્થિતિ પાછી લાવવાને તેણે ઘણાં ફાંફાં માર્યાં; પણ જેનું

માથું દુખે તેના પેટ ઉપર ઓસડ ચોપડવાથી શો ફાયદો ? જેના કલેજામાં ઘા લાગેલો તેને બાહારના ઉપાય શી રીતે કામ લાગે ? જ્યાંસુધી તેના અંતઃકરણમાંનો કીડો જીવતો રેહે ત્યાંસુધી જે જે ઉપાય કરે તે સર્વે વ્યર્થ જાય જ.

એવી ઉદાસ વૃત્તિમાં આવી પડેલી પુત્રીની સાથે કરણ રાજા એક દહાડો બેઠો હતો, તથા તેની દિલગીરી કાઢી નાખવાને તેને શિખામણ દેતો હતો, એવામાં એક મુસલમાન અમીર કેટલાંએક માણસ લઈને બાગલાણના કિલ્લામાં આવ્યો. અકસ્માત આવો માણસ આવી રીતે તેના એકાંત રેહેવાના ઠેકાણામાં આવ્યો. તે જોઈને કરણ રાજાને મોટું આશ્ચર્ય લાગ્યું, તથા તેના જીવને મોટી ફ્રાળ પડી. એ નવતરા આવનારથી કાંઈ માઠાંજ પરિણામ નીવડશે એવી તેને સ્વાભાવિક પ્રેરણા થઈ આવી, અને હવે શી વધારે ખરાબી થશે એ વિચારથી તેણે એક મોટો નિશાસો મુક્યો. તેને સઘળી ફિકર પોતાની પુત્રીને વાસ્તે હતી. એ અમુલ્ય રત્નને કોઈ લુંટારો લઈ જશે એ તેને મોટી દેહેશત હતી. પોતાને વાસ્તે તેને જરા પણ ધાસ્તી નહતી. તેના ઉપર તો દુઃખના એવા અને એટલા ઢગલા આવી પડ્યા હતા કે એ કરતાં વધારે દુઃખ તેની કલ્પનામાં પણ આવતું નહતું. લૂંટાયલાને ભય શેનો ? તેણે સર્વસ્વ ખોયું હતું; હવે જવાનું કાંઈ બાકી રહ્યું નહતું. કાંઈ પણ પુછપરછ કર્યા વિના તે અમીર કરણની રેહેવાની જગા આગળ આવ્યો. ઘોડા ઉપરથી તે ઉતરી પડયો; પોતાનાં માણસોને કિલ્લાના જુદા જુદા ભાગમાં રેહેવાને મોકલી દીધાં; ઘોડા સઘળા ઘોડશાળામાં બધાવી દીધા; અને પોતે એકલો રજપૂતની આબરૂ તથા મોટા મન ઉપર વિશ્વાસ રાખી ઘરમાં પેઠો. કરણે તેને અંદરના ઓરડામાં આવવાની રજા આપી; પોતાની છોકરીને એક બીજા ઓરડામાં મોકલી દીધી; અને તે અમીરનું સન્માન કરી ઉભા થઈને તેને બેસવાની જગા આપી. મુસલમાન લોકો ઘણું કરીને બોલવામાં ઘણા હોશિયાર તથા વાચાળ હોય છે, તેઓની બોલીમાં એક જાતની નર્માશ તથા મિઠાશ હોય છે, તેઓ ઘણી નમ્રતાથી તથા લાયકીથી બોલે છે, તેથી તે અમીરને પોતાની ધારેલી વાત એકદમ કાઢવામાં કાંઈ મુસ્કેલી પડી નહિ, અને તે વાત તેણે એવી ચતુરાઈથી ચલાવી કે કરણ તેના દુઃખથી ઘણો ચીંટિયો થઈ ગયો હતો તોપણ

તેણે તેની વાત અથથી ઇતિ સુધી ધીરજથી સાંભળી લીધી. તે બોલ્યો: "હું સઘળી જહાંનનો પાદશાહ અલાઉદ્દીન જેનું તખ્ત દિલ્હી શેહેરમાં છે તેના દરબારનો અમીર છું. દેવગઢનો રામદેવ રાજા ત્રણ વર્ષ થયાં ખંડણી આપતો નથી, તથા દક્ષિણના બીજા રાજાઓ પાદશાહને નામના જ માત્ર તાબે હોય એમ વર્તે છે તેઓના ઉપર સત્તા કાયમ બેસાડવાને પાદશાહે એક મોટું લશ્કર મોકલ્યું છે. તેની મતલબ આખો દક્ષણ દેશ જીતવાની છે. અમારૂં લશ્કર કેવું બળવાન હોય છે તથા તે કેવાં કેવાં કામો કરી સકે છે તે તો હવે તમારી આગળ કેહેવાની જરૂર નથી. તેનાં પરાક્રમનો વિસ્તાર કરવાને હું ચાહતો નથી, કેમકે તેમ કીધાથી તમારૂ દુઃખ તાજું થઇ આવે. એ લશ્કરની સખ્યા અગણિત છે. તેમાં માત્ર એક લાખ સવાર છે; તેનો સરદાર નાયબ મલેક કાફૂર છે; તે ઘણો આગ્રહી, શૂરો, તથા લડાઇના કામમાં પ્રવીણ છે. તેની સાથે બીજા ઘણા બુઝર્ગ, દાના, તથા લડાઇના કામમાં ઘણા માહિતગાર એવા અમીર લોકો મસલતદાર છે. તેઓની છાવણી હાલમાં ખાનદેશમા સુલતાનપુરમાં છે. ત્યાંથી કાંઇ સંદેશો કેહેવાને મલેક નાયબ કાફૂરે પાદશાહ અલાઉદ્દીનના હુકમથી મને મોકલ્યો છે. તે સંદેશો શો છે તે હુ તમને જણાવુ છું. તમને ખબર તો હશે કે તમારી રાણી કૌળાદેવી હાલમાં પાદશાહના ઝનાનખાનામાં મુખ્ય દરજ્જો ભોગવે છે. તે પટરાણી થઇ પડી છે; તેની સત્તા પાદશાહ ઉપર ઘણી છે; અને પાદશાહ તેને કાંઇ વાતની ના કહી સકતો નથી. એ કૌળારાણીને બે દીકરીઓ હતી તેમાંથી એક મરી ગઇ છે, અને બીજી તેર વર્ષની જેનું નામ દેવળદેવી છે તે તમારી સાથે રહે છે. તેની માને તેના વિના જરાપણ ગમતુ નથી. તે બેનો ઘણાં વર્ષ થયાં વિયોગ થયો છે, તેથી તેને મળવાને સુલતાના ઘણાં આતુર છે. અલબતાં તમારા કરતાં તેનો છોકરી ઉપર વધારે હક્ક છે, તેને પોતાની છોકરી ઉપર એટલો તો હજી પ્યાર છે કે તેના વિના તેની તબિયતમાં બિગાડ થશે; વળી તે છોકરી ઇહા છે તે કરતા પાદશાહની પાસે મોટા દરબારમાં સુલતાના સાહેબની સાથે રહેશે તો વધારે સુખી થશે. બેગમ સાહેબે પાદશાહ આગળ દેવળદેવીને તેડાવવાની ઘણી જ ખાહેશ દેખાડી છે. પાદશાહે તેની અરજ મંજૂર કીધી છે અને તે પ્રમાણે મલેક કાફૂરને એવો હુકમ કીધો છે કે જો તે દેવળદેવીને જીવતી દિલ્હી નહિ લાવે તો તેનું માથું કાપી નાખવામાં

આવશે. એ પ્રમાણે પાદશાહે સખ્ત હુકમ કીધો છે. માટે તમારો તે છોકરી આપ્યા વિના છુટકો નથી; માટે જો તમે તમારી દીકરીનું સુખ ચહાતા હો તો આનાકાની કીધા વગર મને આપી દો. હમણા તેની ઉમર એટલી છે કે તેને માની સંભાળની ઘણી જ જરૂર છે. તેને પણ હમણા માની ખોટ લાગતી હશે તે ત્યાં જવાથી પૂરી પડશે, હમણા તે અંધારામાં એક ખુણામાં સંતાઈ રહી છે તેને અજવાળામાં લાવી તેનું સુંદર ચિત્તાકર્ષક રૂપ જગતમાં પ્રસિદ્ધ કરવું જ જોઇએ. હમણા તે અમુલ્ય પાણીદાર રત્ન અગાધ અંધારા મહા સાગરના ઊંડા કોતરમાં પડી રહ્યું છે તેને કોઇ ચોકસીને આપી કોઇ વીંટીમાં જડવું જ જોઇએ. હમણા તે એક ખુબસુરત ખુશબોદાર ફુલ જંગલમાં ઉગેલું છે, અને તેની સુગંધ નકામી વેરાઈ જાય છે તેને બદલે કોઈ માળીને ત્યાં લાવી કોઈ ગોટાની વચ્ચોવચ મુકવું જ જોઇએ. તમે તેને ઇહાં રાખીને શું કરશો? તેની આ વયે નિરંતર તમને જ જોયા કર્યાથી તેને સંતોષ કેમ થાય? તમારા જેટલી વૃદ્ધ ઉમરનો માણસ તે તેનો યોગ્ય સોબતી શી રીતે થઈ સકે? જ્યાં સુધી દેવળદેવી તમારી પાસે છે ત્યાં સુધી તે ટોળામાથી જુદી પડેલી હરણી જેવી છે; પાણીમાંથી બાહાર કાઢેલી માછલીના જેવી છે, જો તમે તેને પાણીમાં પાછી નહિ મુકી દો તો તે ટળવળીને મરી જશે. તમે એક પતગને દીવા પાસેથી આઘું કીધું છે તે ત્યાં રેહેશે ત્યાં સુધી તેને સુખ શાતા કેમ વળશે? તમે વાડીમાંથી એક ફુલનો રોપો મારવાડના રેતીનાં રણમાં રોપ્યો છે તે ત્યાં પાણી વિના કેમ ઉછરશે? વાડીના ફુલોમાં રમનારી પોપટીને તમે ત્યાંથી ખસેડીને ઘરમાં મુકી છે ત્યાં તેને ખુલ્લા તડકામાં ઉડવાને બદલે ભોંય ઉપર ચાલવાનું મળે તેથી તે કેમ રાજી થશે? માટે મારા કહ્યા પ્રમાણે કરો. જો તમે એમ કરશો તો તમને પણ ઘણો ફાયદો થશે; તમને કદાપિ એ શરતથી તમારૂં રાજ્ય પાછું મળશે; તમને ખંડણી તો બીજા રાજાઓની પેઠે આપવી પડશે તોપણ તમે રાજા કેહેવાશો; તમારૂં ગયલું સુખ સઘળુ પાછું મળશે; પાદશાહ તમારા ઉપર ઘણી મેહેરબાની રાખશે; અને આવી દુર્બળ કંગાળ અવસ્થામાં રેહેવાને બદલે તમે સઘળી વાતે પેહેલાંના જેવા સુખી થશો. આવો વખત ફરીથી આવવાનો નથી; એક તેર વર્ષની બાળકીના બદલામાં લાખો રૂપિયા તમને મળે છે; થોડુંએક નુકસાન વેઠયાથી બેશુમાર લાભ થાય છે; માટે એ વાત

ઉપર પાકો વિચાર કરીને જવાબ દેજો. ઉતાવળ કરવાનું કાંઇ કામ નથી. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે ત્યારે મ્હોં ધોવા જશો મા. તમે રાજવંશી છો: તમે કેટલાંએક વર્ષ સુધી એક મોટા દેશ ઉપર રાજ્ય ચલાવ્યું છે, માટે તમને વધારે કહેવાની જરૂર નથી. હું તમારી તરફથી નકારની તો આશા રાખતો જ નથી; પણ જો કદાચ તમારા દુર્ભાગ્યને લીધે, તથા પડતા દહાડામાં માણસની અક્કલ ઊંધી થઇ જાય છે તેને લીધે જો તમે ના કહેશો તો થોડે અંતરે એક મોટું સૈન્ય તૈયાર છે તે ઇહાં આવી બળાત્કારે તે છોકરીને પકડી જશે. પછી તમારૂં કાંઇ ચાલવાનું નથી અને તેમાં તમારી શોભા પણ રેહેશે નહિ."

આટલી વાત સાંભળતાં સાંભળતાંજ કરણને વારે વારે ક્રોધનો આવેશ તો આવતો હતો, પણ તેણે અત્યાર સુધી તેના મન ઉપર અંકુશ રાખ્યો હતો. હવે જ્યારે તેનો બોલવાનો વારો આવ્યો ત્યારે તેનું મન તેને વશ રહ્યું નહિ. તેણે ગુસ્સાથી જવાબ દીધો–"અગર જો આસમાન તુટી પડે, અગર ધરતી રસાતાળ જાય, અગર પાદશાહ પોતે તથા તેથી પણ વધારે ખુદ પરમેશ્વર મારી પાસેથી એ છોકરી માગવા આવે તોપણ હું તેને ખૂશીથી તો કદી આપું નહિ. હું હમણા એવી અવસ્થામાં છું કે મને કોઇ માણસનો ડર રહ્યો નથી. મેં મારૂં સઘળું સર્વસ્વ ખોયું છે. હવે મારી પાસે જવાનું બાકી રહ્યું નથી. મારા ઉપર સઘળી જાતની આફત પડી ચુકી છે. હવે વધારે અથવા એથી મોટી આફત બીજી છેજ નહિ. તેથી હું તમારા પાદશાહથી, તમારા મલેક કાફૂરથી તથા તેના અગણિત લસ્કરથી જરા પણ બીહીતો નથી. હજુ રજપૂતો એટલા અધમ થઇ ગયા નથી; હજુ તેઓમાં આબરૂનો છેક નાશ થઇ ગયો નથી; હજુ તેઓમાંથી જાતનો તથા કુળનો અહંકાર એટલો ગયો નથી કે તેઓ પોતાનું રક્ષણ, પોતાનો લાભ, પોતાનું સુખ, પોતાની દીકરી પારકાને આપીને માગે. ના, ના, એવો દહાડો હજુ આવ્યો નથી, અને આવતાં ઘણી વાર છે. છોકરીને મ્લેચ્છ પાદશાહને આપું? તેને દુષ્ટ ચડાળ લોકોને સોંપુ? તેને તેના બાપના કટ્ટા શત્રુને, તેના બાપનું વગર કારણે રાજ્ય હરણ કરનારને, તેને આવી દુર્દશામાં લાવનારને ત્યાં મોકલું? એમ કદી થનાર નથી. જ્યાં લગી આ ઘટમાં પ્રાણ છે, જ્યાં સુધી આ શરીરમાં રૂધીર વહે છે, જ્યાં સુધી તલવાર પકડવાને આ હાથ સલામત છે, ત્યાં

સુધી હું, એ છોકરીને મારા હાથમાંથી જવા દેવાનો નથી. તેને લેતાં પેહેલાં તેના રક્ષણને અર્થે મારો પ્રાણ અર્પણ કરવાને તૈયાર છું. મારા મોત પછી તેનું જે થાય તે ખરૂં, પણ શું કરણને વાસ્તે જગતમા એમ કહેવાશે કે તેણે જીવતાં પોતાના સ્વાર્થને સારૂ પોતાની છોકરી વેચી ? કદી નહિ. હું તેને મારે હાથે કાપી નાખીશ; એ કુમળું ફુલ અપવિત્ર તથા અધમ હાથમાં જાય તે કરતાં હું તેને તોડી નાખીશ; એ પાણીદાર અમુલ્ય મોતી કોઇ નીચના શરીરને શણગારે તે કરતાં હું તેને ભાંગી ચુરેચુરા કરી નાખીશ. એ વાતની અમને રજપૂતને કાંઇ શરમ નથી. તેથી અમારી કાંઈ અપ્રતિષ્ઠા થવાની નથી. તે તો અમારો અસલથી ચાલ્યો આવેલો સંપ્રદાય જ છે. અમે તો અમારા કુળની લાજ રાખવાને તથા હલકા માણસને અમારી કન્યા આપવી ન પડે માટે છોકરીઓને જન્મતા જ દૂધપીતી કરીએ છીએ. મેં તેને જીવતી રાખી, મોટી થવા દીધી. એ જ મેં ભુલ કીધી. પણ હજી શું ગયું છે ? એક તલવારના ઘાથી ધારેલું કામ બની આવશે એક ઘાથી મારી, મારા કુળની, મારી જાતની, મારા દેશની આબરૂ રેહેશે. એક ઘાથી તમારા પાદશાહની ઉમેદ અફળ થશે. અને એક ઘાથી મારી છોકરી અપવિત્ર થતી બચશે. અરે ચંડાળ, દુષ્ટ, પાપણી કાળાદેવી, હવે તને રાણી શા માટે કહું ? અરે ! મેં તને કેટલું સુખ દીધું છે ? મેં તને કેટલાં લાડ લડાવ્યાં છે ? મેં તારો મ્હોંમાથી પડતો બોલ ઝીલ્યો છે; મેં તને પટરાણી બનાવી હતી તે સઘળાનો બદલો તુ આજ બહુ સારો લેવા નિકળી છે ! તને એજ યોગ્ય છે ! અરે ! તું તારા ધણી, તારી છોકરી, માબાપ, સગાં વાહાલાં ન્યાત જાત, દેશ, એ સઘળુ છોડીને ધર્મથી ભ્રષ્ટ થઇ, એક મ્લેચ્છ પાદશાહના ઝનાનખાનામા માહેલ છે, તુ જીવતાં ધરે, બીજાને વરી, તેં એક ભવમાં બે ભવ કીધા, તુ હમણા એક દુષ્ટ અધર્મી પુરૂષની બાથમાં પૈસાને લોભે ભરાઇ છે, અને સઘળી જાતનાં સુખ ભોગવે છે, તેની હું અદેખાઈ કરતો નથી; પણ તુ મારી જરાપણ દયા રાખતી નથી, તું મારી અવસ્થા જોતી નથી, તું મારા અથાગ દુઃખ ઉપર કાંઇપણ નજર કરતી નથી; તુ કેવી સ્વાર્થી કે તને આટલાં બધાં સુખ છતા છોકરીનું પણ સુખ જોઇએ છીએ, અને હું સઘળી રીતે પાયમાલ થઇ ગયલો, હું આ મઠમાં સાધુની પેઠે દુનિયાનો તથા સુખનો ત્યાગ કરી બેઠેલો, હું એક છોકરી ઉપર મારા થોડા સુખને વાસ્તે આધાર રાખી રહેલો, તેટલું પણ સુખ

તું મારી પાસેથી લઇ લેવા માગે છે? અરે ભુંડી! તારી છોકરી આવવાથી તારા સુખમાં તો તેથી ઘણો જ થોડો વધારો થવાનો છે, પણ હું તો તેના વિના ટળવળીને રઝળી રખડીને મરણ પામીશ. તે સઘળું પાપ તારે માથે. અરે દુષ્ટ, તુ દુખિયાને વધારે દુખિયો કરવા ચાહે છે, તે તને કોઇ દહાડો સુખ થવાનું નથી. તું પણ મારી પેઠે દુ:ખી જ થશે. હમણા તો તારા સુખના મધ્યાન્હનો સૂર્ય છે, પણ કોઈ વખત પણ સાંજ પડશે, કોઇ વખત પણ તે અસ્ત થશે, અને પછી ઘોર અધારૂં થઈ જશે. પણ હું મિથ્યા શોક શા માટે કરૂં છું? અને આ સંદેશો લાવનારને શા માટે ખોટી કરૂં છું? તમે અમીર સાહેબ, જઇને તમારા સરદારને કહો કે જ્યાં સુધી હું જીવતો છુ ત્યા સુધી દેવળદેવીને કદી આપનાર નથી. તમારાથી જે થાય તે સુખેથી કરી લેવું."

પેલા અમીરે જોયું કે તેની સાથે વધારે વાત કરવામાં કાંઈ ફળ નથી, અને તે એવો ગુસ્સા ઉપર ચઢી ગયો છે, તથા એવો હઠીલા સ્વભાવનો દેખાય છે કે નરમ ઉપાયથી માનવાનો નથી તેથી તે વધારે બોલ્યા સિવાય ઉઠી ગયો, અને તેણે જતી વખતે કરણને એટલું જ કહ્યું, "હજી વખત છે, કબૂલ કરવું હોય તો હજી કરો. હું જઇને આ પ્રમાણે સઘળી હકીકત નાયબ મલેક કાફૂરને જાહેર કરીશ. તે બધું લશ્કર લઇને તમારા ઉપર ચઢી આવશે, અને બળાત્કારે દેવળદેવીને લઈ જશે, અને હમણા તેને રાજી ખૂશીથી આપવાથી જે લાભ થશે તે તે વખતે થવાનો નથી. માટે પછી પસ્તાશો તેથી વિચાર કરો." કરણ રાજાએ કાંઇ જ જવાબ દીધો નહિ તે ઉપરથી જણાયું કે હજી તે કબૂલ કરતો નથી, તથા પોતાની હઠીલાઇ મુકતો નથી તેથી તે અમીર ત્યાથી ચાલ્યો ગયો અને કરણનો જવાબ સુલતાનપુર જઈ મલેક કાફૂરને કહ્યો.

આ જવાબ સાંભળીને કાફૂર ઘણો ગુસ્સે થયો, અને બે ત્રણ દહાડા પછી બીજો માણસ પાછો કરણની પાસે તેણે મોકલ્યો; તે પણ તે જ જવાબ લઇને પાછો આવ્યો. પાદશાહનો હુકમ થયલો એટલે દેવળદેવીને લાવવી તો જોઇએ. અલાઉદ્દીને તેને બે ત્રણ વાર ટોકી ટોકીને કહ્યું હતુ. તેણે તેને લાવવાનું વચન આપ્યું હતુ, તથા જો તે હાથમાં નહિ આવે તો કૌળારાણી કોપાયમાન થશે, અને તેની સત્તા પાદશાહ ઉપર એટલી તો છે કે તેના કેહેવાથી તે પણ ક્રોધાયમાન થશે, અને તે જ્યારે રોશે ભરાયો

ત્યારે આપણું માથું સલામત રેહેશે નહિ એવી કાફૂરને પક્કી ખાતરી હતી. પણ એ કામ કાફૂરને એટલું તો હલકું લાગ્યું કે પોતે બાગલાણ ઉપર સઘળા લશ્કર સાથે જઈ ત્યાં વખત ખોવો એ તેને જરૂરનું લાગ્યું નહિ. દક્ષણ દેશ જીતી ત્યાંથી અગણિત દોલત લૂંટી લાવવી, તેમાંથી કેટલો એક ભાગ સિપાઈઓને, સરદારોને, તથા તેની સાથે આવેલા અમીરોને વેહેંચી આપવો અને બાકી રહેલો વહેણો ભાગ કોઈ દહાડો તખ્ત મેળવવાને કામ આવે માટે પોતાને સારૂ રાખવો એ તેની મુખ્ય મતલબ હતી. તે ઉપર જ તેની નજર હતી. ત્યારે આવા હલકા કામમાં ગુંથાવાથી શું ફળ? તે કામ બીજાઓ પણ કરી સકે માટે તેણે જાતે શા માટે તસ્દી લેવી જોઈએ? એવો વિચાર કરી તેણે ગૂજરાતના સૂબા અલફખાંને લખી મોકલ્યું કે, તમારે એક મોટું લશ્કર લઈ અમારી છાવણીમાં જેમ બને તેમ જલદીથી આવી મળવું. વળી તમારે બાગલાણને રસ્તે આવવું, અને ત્યાં કરણ રેહે છે તેની પાસેથી ગમે તે ઉપાયથી અને જરૂર પડે તો લડાઈ કરીને પણ તેની છોકરી દેવળદેવીને જીવતી પકડી ઘણી આબરૂની સાથે અમારી પાસે લાવવી. જો એ છોકરી તમારે હાથ આવશે નહિ, જો તે તમારા હાથમાંથી છટકી જશે, અથવા તમે તેને જવા દેશો તો પાદશાહની તમારા ઉપર ઘણી જ ઇતરાજી થશે, અને તમારે પછી તમારો જીવ ખોવાની જ તૈયારી રાખવી. એ પ્રમાણે અલફખાં ઉપર પાટણ ખત મોકલીને મલેક કાફૂરે સુલતાનપુરથી પોતાની છાવણી ઉઠાવી.

આણીગમ કરણ રાજા પણ ઊંડા વિચારમાં પડ્યો. હવે શું કરવું તે તેને સુઝ્યું નહિ. છોકરી આપવાની ના કહી તેથી મ્લેચ્છ લશ્કરનો સરદાર ગુસ્સે થશે એમાં કાંઈ શક ન હતો. સાંભળ્યા પ્રમાણે અલાઉદ્દીન ઘણો ક્રુરસ્વભાવનો હતો. તે કદી પોતાનો હુકમ ફેરવતો નહિ. તેના કહેવા પ્રમાણે જો કામ ન થાય તો તે એટલો કોપાયમાન થતો કે જે શખ્સની તે ગફલત થઈ હોય તે પછી અમીર હોય કે ફકીર હોય તોપણ તેને પોતાના જાન ઉપરથી ફારગતી અપાવતો માટે તેનો હુકમ અમલમાં લાવ્યા વગર કોઈથી પણ ચાલતું નહિ. થોડી મુદતમાં સઘળું લશ્કર આ કિલ્લા ઉપર તુટી પડશે ત્યારે શું કરવું? લડાઈ તો શી રીતે કરાશે? માણસો નથી, પૈસા નથી, તથા બીજી સામગ્રી પણ નથી. અરે પરમેશ્વર! તું મારા રંક ઉપર દયા લાવીને જો. શું મારે અંતે દેવળદેવીને આપી દેવી

પડશે? અરે એ વિચારથી જ મારી કાયા થરથર ધ્રુજે છે, તથા મારા મનમાં ઉકળાટ થઈ આવે છે. પણ હવે આળસુ બેસી રેહેવાનો વખત નથી. હવે કાન ફફડાવીને જાગૃત થવું જોઇએ. હવે પ્રારબ્ધ ઉપર બેસી રેહેવામાં મૂર્ખાઇ છે. જો હું મેહેનત કરીશ તો પરમેશ્વર મને મદદ કરશે; જો હું આળસુની પેઠે નસીબ ઉપર બેસી નહિ રહેતાં કાંઇ પ્રયત્ન કરીશ તો દેવતાઓ એક કુમળી અબળાની વાહારે ધાશે. જો હું યથાસામર્થ્ય કાંઇ ઉપાય કરીશ તો કોઈ પણ આ બિચારી નિર્દોષ પશુને વાઘના પંજામાંથી છોડવશે. માટે આળસ તું જા; નસીબ તું દૂર બેસ; અને મારી વાહાલી ઢાલ તરવાર તથા ધનુષ્ય બાણ તમે મારી પાસે આવો. તમારૂં કામ હવે પડયું છે, માટે તમે મારા સંકટમાંથી મને ઉગારો, અને મારી પરમ પ્રિય દીકરીનું સુખ મને કાયમ રખાવો. હજી ગૂજરાતમાં ઘણાએક શૂરા સામંતો અંગીઠીમાંના અંગારાની પેઠે રાખમાં દબાઇ રહેલા હશે; હજી ઘણાએક બાહાદુર રજપૂતો દુશ્મનોનું લોહી પીવાને તરસ્યા હશે. હજી ગૂજરાતમાં કેટલાએક લોકોનાં મનમાં મુસલમાનો ઉપર વેર લેવાનું હશે. હવે વખત આવ્યો છે. શું તેઓ એવા નિમકહરામ થઇ ગયા હશે કે આ વખતે તેઓના જુના દુઃખમાં પડેલા રાજાની મદદે નહિ આવે? શું તેઓના મનમાંથી શરમ તથા આબરૂ એટલી જતી રહી હશે કે પોતાના દેશનો બચાવ નહિ કરે? શું તેઓને પોતાના દેશ ઉપરથી એટલી બધી પ્રીતિ ઉઠી ગઈ હશે કે તેઓ નામરદ હીચકારાની પેઠે પારકા દુષ્ટ મ્લેચ્છ લોકોનો જુલમ મુગા મુગા ખમ્યાં કરશે? શું આવી વખતે તે ચંડાળ લોકો ઉપર વેર લેવાને મારી સાથે શામેલ થશે નહિ? હું ધારૂં છું કે હજી એવો વખત આવ્યો નથી; હજી છેક લોકોમાંથી પાણી ગયું નથી; માટે મારા ઉપર જે આફત આવી પડી છે તેની તેઓને ખબર કરવી, તથા આવી વખતે મારી મદદ કરવાને સઘળા રજપૂતોને વિનંતી કરવી.

એ પ્રમાણે વિચાર કરી કરણ રાજાએ કેટલાએક લોકોને પત્ર લખ્યા, અને ગૂજરાતમાં સઘળે ઠેકાણે જાસૂસો મોકલ્યા. થોડા દહાડા ગયા એટલે હથિયારબંધ રજપૂતો બાગલાણમાં આવવા લાગ્યા. કેટલાએક સામંતો પોતાના વર્ગના માણસોને સાથે લઇને આવ્યા, અને એ પ્રમાણે એક મહિનામાં પાંચ હજાર માણસ એકઠાં થયાં. ધન્ય છે એ રજપૂતોને!

શાબાશ છે બીજા લડવા આવેલા લોકોને ! આ લડાઇમાં જીતવાની ઘણી જ થોડી આશા હતી; હારવાનો સંભવ ઘણો જ હતો; મોત તેઓના મ્હોં સામું તાકયાં કરતું હતું; એવું છતાં પણ આ બાહાદૂર લોકો પોતાના જીવની આશા મુકીને મોતને મળવા સારૂ પોતાનાં ઘરબાર, બઇરી છોકરાં વગેરેને મુકીને પોતાના જુના રાજાને મદદ કરવા આવ્યા ! કરણ હમણા કાંઇ રાજા નહતો, તેની તરફથી તેઓને કોઈ રીતનો ભય કિંવા લાભ નહતો, તે કાંઇ તેઓને પગાર આપવાનો નહતો, તેની તરફથી તેઓને કાંઇ પણ પ્રકારની આશા ન હતી, તેની પાસે તેઓને કશી વાતે નુકસાન પોહોંચાડવાની શક્તિ નહતી, તે છતાં તેઓ શા માટે આવ્યા ? ફક્ત રાજા ઉપર પ્રીતિ, ફક્ત પોતાના દેશનું અભિમાન, અને ફક્ત પોતાના દેશીને સહાય થવાની ઉત્તમ વૃત્તિ. અરે ! એ સઘળું હમણા આપણા દેશમાંથી જતુ રહ્યું છે! અને તે જવાથીજ આપણા લોકો આજ પરતંત્ર થયા છે.

પાંચ હજાર લસ્કર આટલી ટુંકી મુદ્દતમાં એકઠું થશે એવું કરણના સ્વપ્નમાં પણ નહતુ. પણ જ્યારે તેણે એ સઘળા લડવાની હોંસેથી ભરપૂર તથા તેની ઉપર આવી પ્રીતિ રાખનારા માણસોને આવેલા જોયા ત્યારે તેના હૈયામાં હર્ષ માયો નહિ, તેનામાં લડાઇનો જુસ્સો પાછો આવ્યો અને તે પાછો રાત દહાડો લડાઈની તૈયારી કરવા મંડી ગયો. કિલ્લામાં જે કાંઇ ભાગેલું તુટેલું હતુ તે તુરત સમરાવી દીધું. જંગલમાંથી ભાથાના ભારે ભારા મગાવ્યા, તીરોની અણી કાઢવાને સઘળા લુહારોની દુકાનમાં ભઠ્ઠી તથા હથોડા ધમધોકાર ચાલવા માંડ્યા, ખાનદેશથી વણજારાઓને બોલાવી બાગલાણના રેહેવાસી તથા સઘળા સિપાઇઓ તથા તેઓની સાથે આવેલાં સઘળાં માણસોને લાંબા વખત સુધી ચાલે એટલું અનાજ ભરાવવા માંડ્યું, અને બાકીનું વખતે વખતે પૂરૂં પાડવાને તેઓની સાથે બંદોબસ્ત કીધો. આ વખતે કરણે પોતાનો હઠીલો સ્વભાવ જરા મુકી દીધો તથા એકલા પોતાના મત પ્રમાણે જ ચાલવું એ જે તેની નુકસાન કારક ટેવ હતી તે હાલ છોડી દીધી. સઘળાં કામમાં તે પોતાના સામંતોની સલાહ લેવા લાગ્યો, અને ગમે તેવો હલકો સિપાઇ હોય તોપણ તેને બોલવાની તેણે રજા આપી, અને તેનો અભિપ્રાય ખોટો હોય તો કરણ તેને તકરારથી ખાતરી કરી આપતો અને જો ખરો હોય તો તેનો સ્વીકાર કરી

તે પ્રમાણે ચાલતો. જો આવી વર્તણુક તેણે પેહેલાં રાખી હોત તો તેનું રાજ્ય કદાપિ જાત નહિ. અથવા જાત તો ઘણી મુદ્દતે તથા શ્રમ કરાવીને તથા દુસ્મનોની ઘણી ખરાબી થયા પછી જાત. પણ માણસ ઘણું કરીને અનુભવથી ડાહ્યું થાયછે. તે ઠોકરો ખાઇને જ શિખેછે. પેહેલ વેહેલાં જ વિચાર કરી સાચે રસ્તે ચાલનારા તથા ખરી રીતે કામ કરનારા થોડા જ હોયછે. તોપણ હમણા કરણે જે ડાહાપણ વાપર્યું. તથા જે યોગ્ય રીતે સઘળું કામ કીધું, તેનાં ફળ કેટલીએક વારસુધી સારાં નિપજ્યાં, અને તેની અસર બીજાં જુદાંજ કારણો જે તેના હાથમાં બિલકુલ નહતાં તેઓથી જ તુટી.

જ્યારે કરણ આવી રીતે લડાઇ કરવાની તૈયારીમાં પડેલો હતો તે વખતે આપણે જરા પાટણ તરફ નજર કરીએ. નવ વર્ષ થયાં તે શેહેર મુસલમાનોના હાથમાં આવેલું હતું. તેટલી ટુંકી મુદતમાં પણ તેમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. દિલ્હીથી જે જુદા જુદા સુબાઓ ત્યાં મોકલવામાં આવ્યા હતા તેઓ પાદશાહની નજરથી દુર પડેલા તેથી ઘણો જ જુલમ લોકો ઉપર કરતા હતા. તેઓને તેમની નોકરી કેટલી મુદત પોંહોંચશે એ વાતનો જ નિશ્ચય નહતો. નોકરીમાંથી કાઢી મુક્યા પછી ઘણુ કરીને તેઓની પાસેથી એવો તો ભારે દંડ પાદશાહ લેતો કે જો તેઓ એકલા પોતાના પગાર ઉપર જ રેહે તો ચાકરી કીધા પછી પ્રમાણિકપણે મેળવેલી સઘળી દોલત તેઓની ઘસડાઇ જાય. તેઓ જુલમ કરી, રૈયત પાસેથી લાખો રૂપિયા ખાઇ જાયછે એવો પાદશાહના મનનો સિદ્ધાંત હતો તેમાં જો કોઇ વાજબી રીતે ચાલે તોપણ તે લુચ્ચો ગણાય, અને તેની અવસ્થા પણ લુચ્ચાના જેવી જ થાય ત્યારે પ્રમાણીકપણે કોણ ચાલે? પાદશાહના આ દૃઢ વિચારનું પરિણામ એટલું જ થયું કે દેશની આમદાની સરકારને ઓછી થઇ, રૈયત પાસેથી ઘણા જ વધારે પૈસા લેવામાં આવ્યા, અને તે પૈસા સુબાના ખાનગી ખજાનોમાં ભરાયા જમીન ઉપર મહેસુલ વધારી દીધુ. અને ખેડુતો ભુખે મરવા લાગ્યા, તથા તેઓના ઉપર, ઘણો જ જુલમ ગુજરવા લાગ્યો. વેપારની વસ્તુઓ ઉપર જકાત પેહેલાં કરતા ચોગણી થઇ તેથી વ્યાપાર પણ તુટવા લાગ્યો. વ્યાપારીઓને ઘણું નુકસાન પોંહોંચ્યું, અને શેહેરમાંથી દોલતનો ઘણો ઘટારો થયો. સેહેજ અન્યાયને માટે સારા સારા આબરૂદાર લોકોને પકડી મંગાવી તેઓને એટલી તો દેહેશત આપવામા આવતી, તથા વખતે તેઓના

શરીરને ભયંકર યંત્રો વડે એટલું તો દુઃખ દેવામાં આવતું કે તેઓ આવી અવસ્થામાંથી છુટવાને માંગે તેટલું અથવા ઘણામાં ઘણું આપી સકાય તેટલું દ્રવ્ય આપીને મુગે મ્હોંએ ઘેર જતા. જે લોકોએ પૈસો મેળવી સંગ્રહ કીધો એવો તેઓના ઉપર શક આવે, અથવા જેઓ પોતાની આબરૂને ઘણી પ્યારી ગણે છે એવી એ લોકમાં વાત ચાલે કે તેઓના ઉપર જુઠાં તોહોમ્મત મુકીને તેઓની ઘણી ગેર આબરૂ કરવામાં આવતી, અને જ્યારે તેઓ સૂબાનું ગજવું ભરી આપતા ત્યારે જ તેઓનો છુટકો થતો. બીજી ઘણીએક જાતના પેહેલાં સાંભળવામાં ન આવેલા કરો લોકો ઉપર બેસાડયા; તેઓમાં જઝીયાથી, તેને ઉઘરાવવાની ક્રૂર તથા સખત રીતથી, અને ઉઘરાતદારની લુચ્ચાઇ તથા જુલમથી લોકો ત્રાહ્ય ત્રાહ્ય કરવા લાગ્યા. પ્રજાની મિલકત તથા જીંદગી જરાપણ સલામત નહતાં. તેઓનો વીમો લાખો રૂપીઆના 'પ્રીમિઅમે' પણ કોઈ ઉતારે નહિ જે દહાડો જાય તે ગનીમત, જે પૈસા સલામત રહ્યા, જે જીવતા સુધી તેની પાસે રહ્યા તે જ તેના, અને રાત્રે સુઇને બીજે દહાડે સહીસલામત ઉઠે ત્યારે જ એક દહાડો જીવ્યા એમ કેહેવાય. એ પ્રમાણેનો જુલમ ચાલી રહેલો હતો. રજપૂતોના રાજ્યમાં બઇરાંઓને ફરવા હરવાની છુટ હતી તે સઘળી જતી રહી. જે બઇરી ખુલ્લી રીતે રસ્તામાં ફરે તેને મુસલમાન લોકો તે ગમે તેવી આબરૂદાર હોય તોપણ કસબણ સમજતા હતા, અને તેનું ઘણું અપમાન કરતા હતા, તેથી બીચારાં બઇરાનું સુખ તો પૂરૂં થયું; તેઓ સઘળે ઠેકાણે કેદીની પેઠે ગોંધાયા; આબરૂદાર લોકોના ઘરમાં જનાનખાનાનો હોજલ પડદો પળાવવા લાગ્યો; અને એ પ્રમાણે થવાથી બઇરાંની રીતભાતમા તથા ચાલ ચલણમાં પણ માઠો ફેરફાર થવા લાગ્યો. ગરીબ લોકનાં બઇરાં જેને જાતે રળવાની ફિકર હતી, તથા જેને બાહાર ફર્યાહર્યા વિના ચાલે નહિ એવું હતુ, તેઓ જ માત્ર ઘણી લાચારીથી બાહાર ખુલ્લાં નિકળતા. તે બિચારાંને પણ ઘણી દેહેશત રેહેતી, અને તેઓમાથી કદાપિ કોઇ દેખાવડું હોય તો તેની ખરેખરી કમબખ્તી જ જાણવી. તે બાપડીની તો ડગલે ડગલે ફજેતી ધર્મને પણ એ જ પ્રમાણે ધક્કો લાગ્યો. તેનું પણ એ જ પ્રમાણે અપમાન થવા લાગ્યું. સવારના પોહોરમાં જ્યારે મસજિદોમાંથી મુલ્લા બાંગ પોકારે ત્યારે કોઇ પણ દેવસ્થાનમાં ઘટ, શંખ, વગેરે બીજાં વાજીત્રો વગાડવાની ઘણી સખ્ત

મનાઇ કરવામાં આવી હતી. મસજિદ આગળ કોઇ પણ હિંદુઓ વાજીત્ર વગાડે તો તેને ભારે શિક્ષા થતી હતી. મુસલમાન લોકોને ધર્મ સંબંધી કોઇ પણ કામમાં ભોગ જોગે કોઇ હિંદુ હરકત કરે તો તેણે તો પોતાના જીવની આશા છોડી જ દેવી. એથી ઉલટું, હિંદુઓના ધર્મ સંબંધી સઘળા કામોમા હરકત કરવાની હરેક મુસલમાનને રજા હતી. રજા સ્પષ્ટ તો આપેલી નહિ, પણ તેવી હરકત કરનારને કાંઇ પણ સજા થતી નહિ. એટલે તેમ કરવાની રજા મળેલી હોય તેના જેવું જ હતુ હિંદુઓથી ખુલ્લી રીતે કોઈ પણ ક્રિયા થઇ સકતી નહિ, કેમકે છેક સૂબાથી તે એક હલકા મુસલમાન ઝાડુ કાઢનાર-સુધી સઘળાને ખાતરી હતી કે હિંદુઓના ધર્મ પાખડી, શેતાનનો બનાવેલો, તથા જેમ બને તેમ જલદીથી જડમૂળથી ઉખેડી નાખવા જેવો છે એવા ધર્મને હરકત કરવામા, તથા જોર જુલમથી હિંદુના મ્હોમાં થુકીને તથા બિસમિલ્લા બોલાવીને તેને મુસલમાન કરવામાં મોટો સવાબ છે એમ તેઓ માનતા. રોજ રોજ કેટલાએક હિંદુઓ પૈસાની તથા આબરૂની લાલચથી મુસલમાન થતા. કેટલાએક તો લોકો ઉપર જુલમ કરી સકાશે એવા વિચારથી તથા રાજ્ય કરનારના વર્ગમા ભળી જવાથી મોટો અધિકાર મળશે, તથા હિંદુ તરીકે તેમના ઉપર જે જુલમ ગુજરતા હતા તે બધામાંથી છુટા થવાશે એ મતલબથી જ પોતાનો ધર્મ છોડીને દીન મહમ્મદનું નામ ધારણ કરતા હતા. કેટલાએક બીચારાને તો મુસલમાનો પકડીને બળાત્કારે વટાળતા, અને કેટલાએકને તો લાલચ આપી બિસમિલ્લા બોલાવતા; પછી તેઓ ભીખ માગીને ખાતા; અને મસજિદોમાં સુઇ રહેતા.

હિંદુઓના દેવની તથા દેવસ્થાનોની અને તેઓની સાથે તેઓના પૂજારાઓ તથા બ્રાહ્મણોની પણ તેવી જ દુર્દશા થઇ. દેવસ્થાનોના અગના ઘણાએક હક્કો સૂબાએ છીનવી લીધા, પૂજારાઓને પૂજા-બદલ જે મળતુ તે બંધ કીધુ, બ્રાહ્મણોને જે હક તથા વર્ષાસન આગલા હિંદુ રાજાઓએ કરી આપ્યા હતાં તેઓમાનાં ઘણાં ખરાં અટકાવ્યાં, દેવોને સઘળે ઠેકાણે અપમાન થવા લાગ્યું, કેટલેએક ઠેકાણેથી તેઓનાં દેહેરામાથી તેઓને કાઢી ફેંકી દીધા, તેઓનાં દેવાલય ઉપરનો હજારો વર્ષનો ભોગવટો રદ કીધો. ઘણાંએક દેહેરાઓ ભાંગી નાખી તથા કેટલાએકમાં થોડો ઘણો ફેરફાર કરી તેઓની મસજિદો બનાવી; અને જ્યાં ઘંટનો અવાજ તથા શખનાદ સંભળાતો હતો ત્યા મુલ્લાં બાંગ પોકારવા લાગ્યા. બીજે કેટલેક ઠેકાણે

ખાનગી લોકોનાં ઘરો તોડી પાડીને ત્યાં મસજિદો બાંધી. શેહેરની વચ્ચોવચ એક ઘણુજ શોભાયમાન તથા મોટું પકાયલું મેહાદેવનું દેવસ્થાન હતું તે અલફખાએ તોડાવી પાડીને ત્યાં જુમા મસજિદ બંધાવી. તે ઘણીજ મોટી તથા રોનકદાર હતી. તે ધોળા સંગેમરમરની બાંધેલી હતી; તથા તેમાં સ્તભો એટલા બધા હતા કે તેઓને ગણવામા ભુલ પડ્યા વિના રેહે જ નહિ. એ મસજિદ તુટેલી ભાંગેલી હજી પણ છે. એ ઠેકાણે અલફખા તથા મોટા મોટા અધિકારીઓ નિમાજ પઢવાને આવતા હતા.

એ પ્રમાણે આરંભમાં જ મુસલમાન લોકોએ હિદુઓ ઉપર જુલમ કીધો. જૈનમાર્ગી તથા શૈવમાર્ગી એ બન્ને પોતાનું આઘ વેર ભુલી જઇને એકઠા થઇ બન્નેના ધર્મની આવી ખરાબી જોઇને અફસોસ કરવા લાગ્યા જુલમની ફરિયાદ તો કોને કરે? દિલ્હી તો ઘણું વેગળુ પડયું ત્યા જઈ શી રીતે કરાય? માટે જ્યારે તેઓને ફરિયાદ કરવાની જગા રહી નહિ ત્યારે હરેક જુલમને પ્રસંગે પેહેલાં તો તેઓ હુલ્લડ ઉઠાવવા લાગ્યા. પણ મુસલમાનોનું લશ્કર પાસે જ હતુ તે તેઓના ઉપર તુટી પડતુ, અને જરાપણ દયા રાખ્યા વિના તેઓને ઘાસની પેઠે વાઢી નાખતુ આખરે તેઓનુ કંઇ વળતુ નહિ. મફતના હજારો માર્યા જતા, અને એ પ્રમાણે સામે થવાથી જુલમ તો વધતો જતો, તેથી તેઓ ધીમે ધીમે બકરા જેવા થઇને બેઠા. તેઓનો જુસ્સો નરમ પડી ગયો, તેઓનું શૂરાતન નબળુ પડવા લાગ્યું; અને તેઓની તલવાર તથા બીજાં લડાઇના શસ્ત્રો કટાવા લાગ્યાં, બીચારા હિંદુઓ ભાજીખાઉ જેવા થઈ ગયા. લડવાને બદલે બડબડવાનું કામ વધારે ચાલ્યું. જેમ જેમ તલવાર કટાતી ગઈ તેમ તેમ જીભ વધારે તેજ થતી ગઇ, અને ગુલામગીરી તથા જુલમ ઘણા દહાડા મુગા મુગા સહન કરવાથી જુઠું બોલવાની ટેવ, ઢોંગ, લુચ્ચાઇ, હલકાઈ, નબળાઇ, આળસ વગેરે ઘણાએક દુર્ગુણો એ લોકોમા આવ્યા. પરદેશી જુલમી રાજ્યમાં રહેવાથી એ સઘળા દુર્ગુણો આવ્યા વિના રહેતા જ નથી તે પ્રમાણે હિદુઓને થયું, અને તેઓનાં મનપર એટલા તો જોરથી ચોહોંટયા કે તેઓની અસર આજ પાંચશેં વર્ષ થવા આવ્યા તોપણ છેક ગઇ નથી.

મલેક કાફૂરનો હુકમ અલફખાને પોહોંચતા તેણે લડાઇની તૈયારી કરવા માંડી, અને થોડી મુદ્દતમાં તેણે દશ હજાર માણુસ એકઠાં કીધાં. એટલું લશ્કર લઇને તે પાટણ શેહેરથી નિકળ્યો. કારણ રાજા જ્યારે નવ

વર્ષ ઉપર એવા જ કામને સારૂ પાટણ શેહેરમાંથી છેલ્લીવારે ગયો ત્યારે લોકોને જેવો ઉમંગ હતો તથા તેના વિજયને વાસ્તે જેવી આતુરતા લોકોએ બતાવી હતી તેવુ આ વખતે કાંઈ જ જોવામાં આવ્યું નહિ. રસ્તામાં લશ્કરના માણસો સિવાય બીજું કોઈ નહતુ, કોઇએ તેઓને આશીર્વાદ દીધો નહિ, તથા કોઇએ પરમેશ્વર પાસે તેઓનો જય પણ માગ્યો નહિ. લોકો ઘણા દિલગીરીમાં હતા, અને અંતઃકરણમાં એવું ચાહતા હતા કે એ સઘળું લશ્કર ધુળધાણી મળી જાય તો સારૂં. તેઓ માધવ રાજાને રોજ રોજ સંભાર્યા કરતા હતા. અને તેને લીધે તેઓની કરણ ઉપર એટલી તો પ્રીતિ વધી ગઈ હતી કે તેની પ્યારી કુંવરી મુસલમાનોને હાથ ન જાય, તથા કરણની અને તેની મદદે ગયલા રજપૂતોની અને તમામ હિંદુ લોકોની આબરૂ રહે એમ ઇચ્છતા હતા. પણ તેઓને આશા ઘણી થોડી હતી; તેઓ અલાઉદ્દીન પાદશાહનો સ્વભાવ સારી પેઠે જાણતા હતા, તેઓને ખબર હતી કે જે વાત પાદશાહ મન ઉપર લેતો તે વાત તે પાર પાડ્યા વિના રેહેતો જ નહિ; તેઓને માલમ હતુ કે મુસલમાનોનું સામર્થ્ય ઘણું હોવાથી જો આ લશ્કરથી ધારેલું કામ બનશે નહિ તો બીજું લશ્કર મોકલશે અને કરણની પાસે તો થોડાં માણસો હતા, તેથી તેઓ જો કપાઈ ગયા તો તેઓની જગાએ બીજાં આવવાના નથી, તથા તેની આવી પડતી હાલતમાં તથા તેના શત્રુઓની આવી ચઢતી અવસ્થામા કોઈ રાજા રાણા પણ તેને મદદ કરવાના નથી તેથી નિરાશ થઇને તેઓ પરમેશ્વર ઉપર ભરોસો રાખીને શુ થાય છે તે જાણવાની રાહા જોઈ બેશી રહ્યા.

એક મહીનામાં અલફખા પોતાના લશ્કર સહિત બાગલાણ જવાના બે પાહાડો વચ્ચેના એક સાકડા રસ્તા આગળ આવ્યો. આગળ આપણે કહેલું છે કે બાગલાણની ચોતરફ મોટા ઊંચા પાહાડો હતા, અને તે શેહેરમાં જવાના ચાર દિશાએ ચાર રસ્તા હતા. એ રસ્તાઓ બે ઊંચા પાહાડની વચ્ચે થઇને હતા, અને તેઓ એવા તો સાકડા હતા કે તેમાથી ચાર પાચ માણસો અને કેટલેક ઠેકાણે ઘણામા ઘણાં દશ માણસો સાથે એક હારમાં ચાલી સકે. એ પ્રમાણે હોવાથી તેઓનો બચાવ કરવો એ સેહેલું કામ હતુ. એવે ઠેકાણે થોડા બહાદૂર માણસો ઉભાં રહે તો તેમનાથી દશ ગણાં માણસોને આવતાં તેઓ રોકી સકે. વળી પાહાડોની ટોચ ઉપરથી બીજાં માણસો નીચેના લશ્કર ઉપર પુષ્કળ માર ચલાવી સકે અને નીચેના

લોકો ઉપલાઓને ઘણું નુકસાન કરી સકે નહિ. એ જ પ્રમાણે થરમૉપિલી આગળ થોડા જ ચુનાની લોકોએ અસંખ્ય ઈરાનીઓને રોકયા, અને એ જ પ્રમાણે હમણા ત્રણસેં રજપૂત સિપાઈઓએ પણ **અલફ્ખાંનું** તમામ લશ્કર અટકાવ્યું.

કરણે પાહાડોમાં થઈને **બાગલાણ**માં આવવાના સઘળા રસ્તા સાચવવા માણસો રાખ્યાં, અને એ પ્રમાણે નાકાબંધી કરી પોતે થોડાએક માણસો સાથે રાખી પહાડોનાં મથાળા ઉપર ફર્યા કીધું. જ્યારે તેને ખબર પડી કે ફલાણે નાકે દુશ્મન આવ્યા ત્યારે તે રસ્તાની બે બાજૂ ઉપરના બે પાહાડોની ટોચ ઉપર પોતાના માણસોને રાખી ઉભો રહેતો. લડાઈને વાસ્તે સઘળી ગોઠવણ કીધી, તથા જુદા જુદા સામંતોએ શાં શાં કામ કરવા, લડાઈનો શી રીતે પ્રારંભ કરવો, શી રીતે તેને ચલાવવી, કોણે કોને મદદ આપવી, વગેરે ઘણોએક બંદોબસ્ત કીધો. **અલફ્ખાએ** થોડેક દૂર છાવણી નાખી એક જાસૂસ કરણની પાસે મોકલ્યો, અને તેને કહેવડાવ્યું કે "તમારે તમારી છોકરી જલદીથી અમારે સ્વાધીન કરી દેવી, એટલે અમે તમને કાંઈપણ ઉપદ્રવ કીધા સિવાય પાછા ફરીશું, અને તેમ કીધાથી અમારા માણસનો, પૈસાનો, તથા વખતનો જે બચાવ થશે તેનો બદલો અપાવવાને અમે અમારા મુખ્ય સરદાર નાયબ મલેક કાફૂરને તમારે વાસ્તે ભલામણ કરીશું. તે આ વાત પાદશાહને જણાવશે એટલે તમને મોટો ફાયદો થયા વિના રેહેશે નહિ માટે જો તમને તમારો તથા તમારા માણસોનો જીવ વહાલો હોય, જો તમારે આ નિષ્ફળ પ્રયત્ન કરવામા પૈસા નકામા નાખી ન દેવા હોય, અને તમારે જો સુખેથી રેહેવું હોય તો અમારા કેહેવા પ્રમાણે તરત અમલ કરો. તમે અમથાં મોતનાં ફાકાં મારોછો. તમે શુ એમ ધારોછો કે તમારા મુઠીમાં સમાય એટલા માણસથી અમારૂં લશ્કર જીતાવવાનું છે? શુ એક મોટી જોરાવર નદીનું પૂર હાથે વતી અટકાવી સકાશે? આસમાન તુટી પડશે તેને પગે વતી ઝીલી લઈ પોતાનાં બચ્ચાનું રક્ષણ કરવાની મતલબથી ટીટોડી ઊંચા પગ રાખી સુએછે તેના જેવી બેવકૂફી તમારામાં છે. એમ હોવું જોઈએ તો નહિ, માટે ડાહ્યા થાઓ; વિચાર કરો; અને કોઈ બેઅક્કલ, વિચાર વગરના માણસની શિખામણ ઉપરથી તમે આ મુડદાંઓ એકઠાં કરી મોત માગી લોછો, બળતી આગમાં ઝંપલાવાનું કરો છો, તથા કાળને વગર બોલાવે મળવા જાઓછો એ કામ એક કોરે મુકો. જો તમે લડવા લાયક

શત્રુ હોત તો તમારી સાથે હાથ મેળવવા અમે જરાપણ આચકો ખાત નહિ. પણ તમારી આવી હાલતમાં તમારી સાથે લડતાં અમને શરમ લાગેછે, અમને ધિક્કાર આવેછે, અમને તમારી ઉપર દયા આવેછે. વળી તમને જીતવામાં આબરૂ શી ? સિંહે એક ઉંદર માર્યો એમાં કાંઇ સિંહની પ્રતિષ્ઠા વધતી નથી, માત્ર ઉંદરનો જીવ જાયછે. એક પેહેલવાને એક નાના બાળકને માર્યું તેમાં પેહેલવાનની શોભા શી ? માટે આ લડાઇનો ઢોંગ મુકીદો, એવી છોકરાંની રમતથી અમે ડરવાના નથી. અમારા કહ્યા પ્રમાણે દેવળદેવીને આપીદો. મોડા કે વેહેલાં એમ કીધા વિના તો છુટકો નથી ત્યારે ભુંડીને વાવતા મા. જે કર્યા વિના ચાલેજ નહિ તે તુરત કરવામાં ઘણો લાભ છે માટે તમારો શો જવાબ છે તે જલદીથી કહો ”

કરણ બોલ્યો: “અમે રજપૂત મોતથી બીહીતા નથી. અમે મરવાનેજ આવેલા છીએ, તે જીવતા પાછા ઘેર જવાના નથી. અમે તમને, તમારા પાદશાહને, તમારા લશ્કરને ધિ.કારીએ છીએ. અમને સહાય કરનાર પરમેશ્વર છે. અમે એક તેને ભરોસે તથા સત્યને આધારે લડીએછીએ. પછી જો હારીશું તો અમારાથી જેટલું બન્યું તેટલું કીધું એટલો જ અમને સંતોષ થશે. માટે જ્યાં સુધી અમે જીવતા છીએ ત્યા સુધી દેવળદેવીને અમે કદી તમારે સ્વાધીન કરનાર નથી. કદી નહિ, કદી નહિ, કદી નહિ. જો લેવી હોય તો આવીને લઇ જાઓ. એટલો જ મારો જવાબ છે તે જેણે તમને મોકલ્યા હોય તેને પોહોંચાડજો.”

જાસૂસે જઇને અલફખાને કરણનો જવાબ સંભળાવ્યો તે ઉપરથી અલફખાને ઘણો જ ક્રોધ ચઢયો, અને તેણે એકદમ કૂચ કરી આ જુકી હિમ્મતવાળા ઘેલા રજપૂતડાઓને મારીને હાકી મુકવાનો લશ્કરને હુકમ કીધો. મુસલમાન સિપાઇઓ સેહેજ જીત મળશે એવો પુરો ભરોસો રાખી તથા કોઈ ક્ષુદ્ર પ્રાણીને પગતળે છુંદી નાખવુ હોય એટલી બેપરવાઇ રાખીને આગળ ચાલ્યા. પણ જ્યારે તેઓએ રજપૂતો પાસે નાકું છોડાવવાને પ્રયત્ન કીધો ત્યારે તેઓને તેઓની ભૂલ માલમ પડી, દુશ્મન કાંઇ ધિ કારવા લાયક નહતા. પાસે આવતાં જ રજપૂતોએ એવો તો તાકીને તેઓના ઉપર બાણનો માર ચલાવ્યો કે મુસલમાન સિપાઈઓની હાર તુટી, તેઓ આશ્ચર્ય પામી ઉભા રહ્યા, અને આગળ જવાની તેઓમાં હિમ્મત રહી નહિ. અલફખાએ તેઓની હિમ્મત જાગૃત કરવાને ઘણી મેહેનત કીધી, તથા તેઓને

ઘણા સમજાવ્યા. પણ આ પેહેલાજ સપાટાથી તેઓમાં એવી તો દેહેશત ભરાઇ ગઇ, તથા આટલા થોડાં માણસોની હિમ્મત જોઇને તેઓ એવા તો વિસ્મીત થયા કે તેઓ થોડી વાર સુધી જડ ભરતની પેઠે ઉભા જ રહ્યા, અને પછી એકાએક તેઓએ પીઠ ફેરવી નાસવા માંડયું. અલફખાં ઘણો ગુસ્સે થયો, પણ લાચાર, તે શુ કરે? તોપણ તેઓ થોડેક સુધી નાઠા પછી તેણે તેઓને અટકાવ્યા. તે દહાડો તો જવા દીધો, પણ બીજે દહાડે પાછી ચઢાઇ કીધી. આ વખતે પાહાડ નીચેનાં માણસોએ આગલા દહાડાની પેઠે બાણની વૃષ્ટિ કીધી, પણ તેથી મુસલમાનો ઉપર ઘણી અસર થઈ નહિ તેઓ આગળ વધ્યા જ ગયા. રજપૂતોને પાછા હઠવું પડયું. અને જેમ જેમ તેઓ પછાળ હઠતા ગયા તેમ તેમ મુસલમાનો આગળ વધતા ગયા. જ્યારે તેઓ સાંકડી નાળમાં ફસાઇ ગયા ત્યારે રજપૂતોએ અટકીપડવા માંડયું, અને ઉપરથી કરણના માણસોએ તીરનો માર નીચે ચલાવ્યો. મુસલમાનોએ આવું ધાર્યું નહતું તેઓના ઉપર બે તરફથી હુમલો એકી વખતે થયો. જો ઉપરના શત્રુ સામે પોતાનો બચાવ કરવા જાય તો નીચેનાં માણસો તેઓને ભાલેવતી વીંધી નાખે, અને એથી ઉલટું કરવા જાય તો ઉપરથી તીરનો વરસાદ વરસે. એ પ્રમાણે થવાથી મુસલમાન સિપાઇઓ ઘણા અકળાઇ ગયા. તેઓની એકેક હારમાં પાંચ કરતાં વધારે માણસો રહી સકે એટલી જગા નહિ હોવાને લીધે તેઓનું કાંઇ જોર ચાલ્યું નહિ. તેઓમાથી ઉપરાઉપરી માણસો મરવા લાગ્યાં, અને આગળ કાંઈ થાગ લાગશે નહિ એવું વિચારીને તેઓ વેરાઈ ગયાં, તેઓમાં ભંગાણ પડ્યું; તથા છુટક છુટક સઘળાં નાસવા લાગ્યાં. આવી અવસ્થામાં રજપૂતોએ એક ધસારો કરી દુસ્મનના ઘણાએકને કાપી નાખ્યા, અને પછા પોતાને નાકે જઈ ઉભા રહ્યા. જો કરણ રાજાએ દોડ કીધી હોત તો તેની મોટી મૂર્ખાઇ થાત, કેમકે તે મેદાનમાં પડત, અને તેના દુસ્મન પાછા ફરીને તેને સપડાવત તો તેની ખરાબી થયાવિના રેહેત નહિ પણ આ વખતે પેહેલાંના જેટલી તેણે બહાદુરી તો બતાવી પણ તેની સાથે ડાહાપણ વધારે વાપર્યું. જો એટલું ડાહાપણ તે વખતે વાપર્યું હોત, જો હમણાની પેઠે તે બીજા અનુભવી તથા પ્રવીણ શૂરા સામંતોની સલાહ પ્રમાણે ત્યારે ચાલ્યો હોત તો તેને આ દહાડો આવત નહિ. આ વખતે તેના ડાહાપણનું ફળ એ થયું કે મુસલમાન લશ્કરનું કાંઈ ચાલ્યુ નહિ તેઓ રોજ રોજ તેના ઉપર

હુમલો કરતા, પણ હરેક વખતે હાર ખાધા વિના તેઓ પાછા જતા નહિ. મુસલમાન સિપાઇઓ ઘણા ગભરાયા તથા ચિઢવાયા. તેઓનો સરદાર પણ ઘણો ગુસ્સે થયો, અને જય પામ્યા સિવાય ત્યાંથી જવું નહિ એવો તેણે પક્કો ઠરાવ કીધો. પણ તેનાં માણસો ઘણાં મરાયાં, બાકી રહેલાં નિરાશ તથા નાહિમ્મત થઇ ગયાં, અને બીજા સિપાઇઓ એકઠા કરવાને તેણે જે મેહેનત કીધી તે હજી સુધી પાર પડી નહિ. તેને ઘણી જ શરમ લાગી, તથા આટલાં થોડાં માણસને તેનાથી હાંકી કઢાતાં નથી એ વાત જો મલેક કાફૂર અથવા પાદશાહ જાણશે તો તેની કેવી ફજેતી થશે, તથા આગળ જે જે પરાક્રમો કરી તેણે કીર્તિ મેળવી હતી, તે સઘળી આ સેહેજ વાતમાં ડુબી જશે, એવી ચિંતા થવા લાગી. તેણે ઘણાં ફાંફાં માર્યાં, તેણે લસ્કર ઉપાડી છાનામાના બીજા રસ્તાઓમાંથી જવાનું કીધું, પણ જ્યાં જ્યાં તે ગયો ત્યાં ત્યાં તેની સામે તૈયાર થયલા રજપૂતો લડવાને નિકળ્યા, અને કરણ પણ પોતાના માણસોની સાથે બહુરૂપી અથવા ભૂત હોય તે પ્રમાણે રસ્તાને મથાળે માલમ પડ્યો. એ પ્રમાણે બે મહીના સુધી કરણ રાજાએ ઘણા ડાહાપણથી તથા બાહદુરીથી લડાઇ ચલાવી, અને અલફખાંએ ગમે તેટલા પ્રયત્ન કીધા તોપણ તેને કોઇપણ રસ્તે બાગલાણ આવવા દીધો નહિ. મુસલમાન સિપાઈઓ થાકી ગયા, અને તેઓનાં ઘણાંએક માણસો માર્યાં ગયાં હતાં તેથી અલફખાંએ ઠરાવ કીધો કે જ્યાંસુધી નવા બોલાવેલા સિપાઇઓ આવી પોહોંચે ત્યાંસુધી લડાઈનું કામ બંધ રાખી એક ઠેકાણે છાવણી નાખીને રેહેવું. એ ઠરાવથી કરણને પણ મોટો ફાયદો થયો. તે પણ લડી લડીને કાયર થઈ ગયો હતો; તેને ઘણાએક જખમ વાગ્યા હતા, તથા લડાઇના થાક તથા ફિકર ચિંતાથી તેનુ મન બેબાકળુ થઈ ગયું હતું. તેને આરામ લેવાની ઘણી જ જરૂર હતી. તેનાં માણસો અસલ પાંચ હજાર હતાં તે મરતાં તથા ઘાયલ થતાં માત્ર બે હજાર રહી ગયાં હતાં. તેઓ પણ ઘણાં અશક્ત થઇ ગયાં હતાં, માટે જે થોડો વિરામ મળ્યો તેથી બન્ને તરફનાં માણસોને ફાયદો થયો. હવે કરણ રાજાએ પોતાની અવસ્થા ઉપર વિચાર કરવા માંડ્યો અને આગળ પાછળની તમામ હકીકત જોતાં તેના મનમાં ઘણી ઉદાસી ઉપજી થઇ. જે બે હજાર માણસ રહી ગયાં તેમાં ઘટારો થયાં કરવાનો, વધારાની તો તેને કદી આશા ન હતી; એથી ઉલટું તેને ખબર હતી કે મુસલમાનોના

લસ્કરમાં જલદીથી વધારો થવાનો હતો, અને જ્યારે તેઓની મદદે નવા સિપાઇઓ આવશે ત્યારે પોતાનાં થોડાં રહી ગયલાં માણસો તેની સાથે લડી સકશે નહિ એવી તેને ખાતરી હતી. અંતે તેઓ બાગલાણનો કિલ્લો સર કરવાના, અને અંતે તેઓ બળાત્કારે દેવળદેવીને લઇ જવાના એ પણ નિશ્ચય હતુ. લડવાથી માત્ર દહાડા નિકળે છે; બીજો કાંઇ ફાયદો નથી. તેના હાથ નિચેના સામંતો પણ એ વાત સારી પેઠે જાણતા હતા, અને હલકા સિપાઇઓને પણ મરવા સિવાય બીજી કાંઈ આશા નહતી, અને મરવાની સાથે પણ જે કામને વાસ્તે મુસલમાન લોકો આવેલા છે તે સિદ્ધ કીધાવિના તેઓ પાછા જવાના નથી એવી તેમના મનની ખાતરી હતી.

હવે કરણે શું કરવુ? લડી લડીને પોતાનાં માણસોના નકામા જીવ ખોવડાવવા; પોતે પોતાને હાથે મરવું કે લડાઇનો અત આવે; અથવા પોતાની પુત્રી દેવળદેવી જે આ લડાઈનું સઘળું કારણ હતું તેને મારી નાંખવી કે પછી લડાઈ આગળ ચલાવવાની મતલબ રહે નહિ. એ ત્રણે રસ્તા ભયંકર હતા. લડવાથી કાંઈ ફળ નહતુ. તેમા માત્ર માણસો તરફનું નુકસાન થયાં કરતુ. પોતાને હાથે તો કેમ મરાય? એ વાત પણ કરણને ગમી નહિ. આપઘાત કરવામાં ઘણું પાપ છે એમ તે જાણતો હતો: આપઘાત કરવાથી નરક કુડમાં પડાય એમ તેણે સાભળ્યું હતું; તથા આપઘાતથી લોકોમાં અપકીર્તિ થાય એ નક્કી હતુ. વળી જે નર જીવે તેને સઘળું મળે; મુઆ પછી સઘળી આશા છોડવાની છે; માટે આપઘાત તો કરવો નહિ. હવે દેવળદેવીને મારી નાખ્યા સિવાય બીજો કોઇ ઉપાય રહ્યો નહિ. એ કામ ઘણું દુષ્ટ, ભયંકર, અસ્વાભાવિક તથા ચંડાળને લાયક, તોપણ તેવું કામ કરવાને રજપૂતોને થોડીજ ફિકર હોય છે. તેઓના તો આબરૂ વિષે ઘણાજ વિલક્ષણ વિચાર હોય છે, જે વાતમાં તેઓએ આબરૂ માની લીધી તે વાતમાં ગમે તેવું ક્રૂર કામ કરવું પડે તોપણ તેઓ જરાપણ આચકો ખાતા નથી. વળી તેના વિચાર પ્રમાણે સ્ત્રીજાતીને આબરૂ સૌથી વધારે પ્યારી હોવી જોઇએ, અને તેઓના ભાટ ચારણના રાસા તથા દંતકથા ઉપરથી જણાયછે કે, ઘણાંક બઇરાંએ આબરૂનું પ્રતિપાલન કરવાને જ પોતાનો વાહાલો પ્રાણ અર્પણ કરેલો છે. માટે આવી વખતે દેવળદેવીએ પણ મુસલમાનોના હાથમાં પડવા કરતાં

પોતાને હાથે પોતાનો પ્રાણ કાઢવો જોઇએ, અને જ્યારે તે પોતાની મેળે તેમ કરતી નથી ત્યારે કોઇએ તેને વાસ્તે તે કામ કરી આપવું જોઇએ.

એ પ્રમાણે એક રાત્રે કરણ પોતાના મનમાં વિચાર કરતો હતો. ઘરમાં સઘળાં ચુપાચુપ સુઈ ગયલાં હતાં. એક દીવો માત્ર ઝાંખો ઝાંખો બળ્યા કરતો હતો, અને મધ્યરાત્રને સમયે તેનો સુવાનો ઓરડો જાણે ખાવા ધાતો હોય એવો દેખાતો હતો. એવે વખતે વિચાર કરતાં કરતાં એટલો તો તે જુસ્સા ઉપર ચઢી ગયો, તથા તેને એટલું તો શૂર ચઢી આવ્યું કે પથારી ઉપરથી એક છલગ મારી તે કુદી પડયો, અને પોતાની તલવાર ખેંચી જે ખાટલા ઉપર દેવળદેવી સુતેલી હતી ત્યાં જઇને ઉભો રહ્યો. દેવળદેવી ભર નિદ્રામાં સુતેલી હતી. તેના સુંદર કેશ છુટા વખેરાઈ ગયલા ગમે તેમ પડેલા હતા. તેની ચળકતી આંખો ઉપર પોપચાં અડધાં બિડાયલાં હતાં તે રાત્રે જેમ કમળના ફુલની પાંખડીઓ બંધ થાય છે તેના જેવી દેખાતી હતી. તેના ઓઠ જરા જરા આઘા રહેલા હતા તેમાથી તેનો ખુશબોદાર શ્વાસ નિકળતો હતો, અને એક ખીલેલા ગુલાબની પેઠે તેઓ મંદમંદ હસતા હોય એમ દેખાતા હતા. તેનું આખુ શરીર નિદ્રાને વશ થઈ બેભાન પડયું હતું, અને તેનું સુંદર વદન નિર્દોષપણાને લીધે આનંદમાં દેખાતું હતુ. તે સ્વર્ગથી ઉતરી આવેલી અપ્સરાના જેવી લાગતી હતી, તેને માત્ર જોવાથી જ ગમે તેવા ખુની માણસનું પણ ખુન ઉતરી જાય. આવા પરલોકના પ્રાણીને ઉપદ્રવ સરખો પણ થાય નહિ તો પછી તેને મારવાને કયા દુષ્ટ ચંડાળનો હાથ ઉપડે ? વળી આ ઠેકાણે તો તેનો બાપ જ ખુની હતો. તે બન્નેની વચ્ચે સહવાસથી ઘણો જ ગાઢો પ્યાર બંધાયલો હતો. તેથી જ્યારે કરણે તેની ઊંઘતી દીકરીનું મ્હોં જોયું એટલે તુરત તેના હાથમાથી તલવાર નીચે પડી ગઈ, અને તે ત્યાં સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. અરે, હું કેવો રાક્ષસ ! હું કેવો રાની પશુ કે આવું નિર્દય કામ કરવા તૈયાર થયો હતો. અરે પરમેશ્વર ! તેં ઠીક વખતે મને રોકયો, નહિ તો આજ હું મારી આ તલવાર મારી છોકરીના અંત:કરણમાં ખોસત. શિવ ! શિવ ! શિવ ! રે ભગવાન ! હું આ શું કરતો હતો ? શું હું મારે હાથે મારૂં વાવેલું કુમળું ઝાડ કાપી નાખતો હતો ? શું હું મારે હાથે મારી જીંદગીનો આધાર તોડી નાખતો હતો ? તે કરતાં તેને શંકળદેવને પરણાવવામાં શી હરકત છે ? તેને તેની સાથે પરણવું

બહુ ગમે છે; તે શંકળદેવને વાસ્તે હરઘડી હિજરાયાં કરે છે; તેણે શંકળદેવના વિયોગથી પોતાની સઘળી કાયા ગાળી નાખી છે. ત્યારે જો હું તેને દેવગઢ પરણાવું તો લડાઇ પતી જાય. દેવગટનો રાજા તેનું રક્ષણ કરવાને સમર્થ છે. અને તેને તો જુદા કારણને સારૂ અલાઉદ્દીનના લશ્કર સાથે યુધ્ધ કરવું જ છે. માટે તેની સાથે એ છોકરીનું લગ્ન કરવું. તેની જાત હલકી તો છે ખરી, તે મરેઠો છે માટે તેની પદવી રજપૂતના જેટલી તો નથી તોપણ તેઓ યાદવ છે; અને આવી લાચારીને વખતે કુળ જોવામાં કાંઇ ફાયદો નથી ઉલટું નુકસાન છે. માટે શંકળદેવ તથા દેવળદેવીએ જે ખાનગી લગનની પ્રતિજ્ઞા કીધી છે તે મારે મંજુર છે. એ ઠરાવથી તેને શાંતિ થઈ, અને તેના મનનું તોફાન નરમ પડી તેને ઊંઘ આવી.

આ વાત બન્યા પછી થોડેક દહાડે કરણની છાવણીમાં એવી ખુમ ચાલી કે દેવગઢ તરફથી એક લશ્કર આવેછે. તે કોનું હશે એ ન જાણવાથી કરણના સિપાઈઓમાં ઘણો ગભરાટ થયો, અને તેઓના મનમાં એવો સંદેહ ઉપજ્યો કે જે લશ્કરની મુસલમાન લોકો રાહ જોયછે તે એજ હશે, તેથી તેઓ સઘળા તેને અટકાવવાને તૈયાર થઈ ગયા. અલફખાંએ એવું ધાર્યું કે મને જતાં વાર લાગી તેથી મલેક કાફૂરે મને આ મદદ મોકલી હશે તેથી તેનાં માણસો ઘણાં ખુશી થયાં, અને આ નવા આવનારાઓને આદરમાન આપવાને તેઓ સઘળા તતપર થઈ રહ્યા. જ્યારે તે લશ્કર થોડું પાસે આવ્યું ત્યારે એવું માલમ પડયું કે, એ તો ભીમદેવ થોડાંએક માણસો લઇને આવેછે, પણ તેની આવવાની શી મતલબ હશે તે કોઇના જાણ્યામાં આવ્યું નહિ. અલફખાંને હવે નક્કી થયું કે જેઓ આવેછે તેઓ તેના મદદગાર નથી પણ ઉલટા શત્રુ છે માટે તેઓને અટકાવી પાછા વાળવા જોઇએ, અને તે કારણસર તેણે પોતાના થોડાં માણસો આગળ મોકલ્યાં. કરણ પણ ઘણા સંદેહમાં પડયો. ભીમદેવની લશ્કર લઇને આવવાની શી મતલબ હશે? શું તેનો વિચાર દેવળદેવીને બળાત્કારે લઇ જવાનો હશે? જો એમ હશે તો પેહેલાથી જ હું તેને મારી ખુશી બતાવીશ, પછી તે શામાટે જોર કરશે? શુ તેનો વિચાર ફરીથી દેવળદેવીનું માગું કરવાનો હશે? એમ હોય (હોય તો કેવું સારૂં!) તો હું તેના ઉપર જાણે મોટો ઉપકાર કરતો હોઊં એવું દેખાડી કેટલીએક શરતે તેની વાત કબુલ કરીશ. તે અલફખાંને મદદ કરવાને તો આવ્યો નહિ જ હશે.

તેને અને અલાઉદ્દીન પાદશાહને તો કટ્ટુ વેર છે. પણ હવે તે આવશે ત્યારે સઘળી વાત જલદીથી જણાઇ આવશે.

ભીમદેવે પોતાની સામે લડવાને મુસલમાનોનું એક લશ્કર આવેછે એમ જાણીને, તથા લડાઈ કરી વખત ખોવાની તેની ખુશી ન હતી તેથી પોતાનો રસ્તો બદલ્યો, અને એક અજાણે માર્ગેથી પોતાનું લશ્કર લઇ જઈ જલદીથી કરણની છાવણીમાં જઈ પોહોંચ્યો. મુસલમાન લોકોની ટુકડી ઘણે આગળ ગઈ, પણ ભીમદેવનાં માણસોને કાંઇ દીઠાં નહિ. આસપાસનાં ગામના લોકોએ ખોટી ખબર આપી તેઓને આણીગમ તેણીગમ ઘણા રઝળાવ્યા, અને પછી તેઓ જ્યારે કટ્ટી ઝાડીમાં સપડાઇ ગયા. ત્યારે તેઓના ઉપર ગામડિયા તથા પહાડી લોક તુટી પડ્યા. આવે વખતે થોડાએક મુસલમાન લોકો શુ કરે? તેઓને નાસવાનો કાંઈ રસ્તો જડે નહિ, ચોતરફથી ઘેરાઇ ગયા તેથી તેઓ નિરાશ થઇ મારીને મરવું એવો નિશ્ચય કરી લડવાને ઉભા રહ્યા. પણ શેરને માથે સવાશેર. અજાણે ઠેકાણે ઝાડી અને પહાડોની વચ્ચોવચ્ચ આવી ગયલા અને દુશ્મન એક પણ જણાય નહિ, પણ તેઓનાં તીરનો વરસાદ માથા ઉપર વરસ્યાં જ કરે, તેથી એક બે દહાડામાં તેઓ સઘળા માર્યા ગયા, અને તેઓમાંથી એક પણ પોતાના સોબતીઓને ખબર કરવાને અલફખાંની પાસે જઇ સક્યો નહિ.

ભીમદેવનું કરણે ઘણું સન્માન કીધું તથા તેને પરોણો જાણી પોતાની પાસે રાખ્યો. રસ્તાની મુસાફરીથી જે થાક લાગ્યો હતો તે ઉતર્યા પછી ભીમદેવે દેવળદેવીની વાત કાઢી, અને કરણને સમજાવીને કહ્યું કે "શંકળદેવ તથા દેવળદેવીની વચ્ચે અસાધારણ પ્યાર બધાયલો છે. શંકળદેવ દેવળદેવી વિના ક્ષય રોગમાં પડ્યો છે, અને તેને જો તે નહિ મળશે તો તેનું નક્કી મૃત્યુ થશે. દેવળદેવીને પણ તેજ પ્રમાણે તેને વાસ્તે લાગતું હશે. હવે તેઓને પરણાવવામાં તમારી તરફથી શી હરકત છે? કુળની. બીજી કાંઇ નથી. પણ તમે મારા અભિપ્રાય પ્રમાણે એવા મૂર્ખ નહિ હો કે એવી જીજ વાતને વાસ્તે તમારી છોકરીના સુખનો નાશ કરશો, તથા તમને થના લાભ મુકી દેશો. કુળની વાત ઘણી જ નજીવી છે. જેવા તમે રજપૂત તેવા અમે યાદવ છીએ. માટે એ લગ્ન કરવામાં તમને કાંઈ કલંક લાગવાનું નથી; પણ ફાયદા કેટલા થશે એનો તો વિચાર કરો. આ સઘળી લડાઈ દેવળદેવીને વાસ્તે છે. જો અલફખાંને ખબર થશે

કે જે રાજકન્યા લેવા આવ્યા છીએ તે તો બીજાના હાથમાં જઈ ચુકી તે, તે તુરત છાવણી ઉપાડી અમારી સાથે લડવાને આવશે, પછી અમે છીએ અને તેઓ છે. વળી અમે તમને માણસની તથા પૈસાની મદદ કરીશું, એટલે જ્યાં સુધી મારાથી દેવળદેવીને લઇને દેવગઢ પોહોંચાશે નહિ ત્યાંસુધી આપણો બચાવ કરી સકીશુ. માટે મારી વાત કબુલ કરો."

કરણને એ સઘળું સાંભળવાની આશા જ હતી, તથા તેને શો જવાબ દેવો એ પણ તેણે આગળથી નક્કી કરી રાખેલો જ હતો. તોપણ તે બાહારથી ઘણો દિલગીર જણાયો, અને થોડીવાર સુધી જવાબ દેવામાં આનાકાની કીધી. પણ જ્યારે તેના ભીમદેવે ઘણા કાલાવાલા કીધા, ત્યારે તે બોલ્યો: "તમે કહો છો તે સઘળું ખરૂં છે. તમારા ભાઇ સાથે મારી દીકરીનું લગ્ન કીધાથી તમે ફાયદા બતાવો છો તે મને થાય તો ખરા, પણ કુળની વાત ઉપરથી જ મારૂં મન આચકો ખાઈ જાય છે. હલકા કુળમાં છોકરીનાં લગ્ન કરવાં એમાં અમે ઘણામાં ઘણી ગેર આબરૂ માનીએ છીએ. પણ જો શંકળદેવને નહિ પરણાવું તો તે મ્લેચ્છ તુરકડાઓના હાથમાં પડશે એ પણ વિચારવું જોઇએ. તમને અમે હલકા ગણીએ છીએ, તોપણ તમે મુસલમાનો કરતાં લાખ કરોડ દરજ્જે સારાછો; માટે એમાંથી તમારી સાથે સબંધ કરવો વધારે સારો છે એમ સમજી તમારી વાત કબુલ કરૂંછું. પણ તમારાથી એ દેવળદેવીને ઇહાંથી શી રીતે લઈ જવાશે? અલફખાંની મદદે એક મોટું લશ્કર એક બે દહાડામાં આવનાર છે, તે આવે તેની અગાઉ તમારે ઇહાંથી જવું જોઇએ. હું પણ તમારી સાથે આવીશ, અને તમારી લડાઇમાં શામેલ થઇ મારાથી બનશે એટલી મદદ કરીશ. માટે હવે ઉતાવળથી દેવળદેવીને લઇને આપણે સઘળાએ કોઈ આડે અવળે રસ્તે બહાર નિકળી જવું જોઇએ. દેવગઢ પહોચ્યા એટલે પાર પડ્યા."

---

# પ્રકરણ ૧૪ મું.

કરણ રાજાની છાવણીમાં **ભી**મદેવ આવ્યો, અને તેને અટકાવવાને મોકલેલાં માણસોનું શું થયું એ વાતની કાંઇ ખબર પડી નહિ, ત્યારે **અલ**-ફખાને ઘણી ચિંતા થઇ. તેણે પોતાના સિપાઇઓના શા અહવાલ થયા એ વાતનો નિશ્ચય કરવાને ઘણાંએક માણસોને મોકલ્યાં, પણ તેઓની ખબર હાથ લાગી નહિ. ચાર પાંચ દહાડા વહી ગયા, પણ કોઈ રીતના સમાચાર મળ્યા નહિ. તેની પાસેનુ લશ્કર બે મહીના લગી લડવાથી તથા આ માણસોના ગુમ થવાથી ઘણું જ ઓછું થઇ ગયું. તેઓને પોતાનું કામ સેહેલથી કરી લેવાની જે આશા હતી તે નિષ્ફળ ગઈ તેથી તેઓ ઘણા નાહિમ્મત થઇ ગયા, અને **અલ**ફખા ઉપર સઘળા બડબડવા લાગ્યા. એથી ઉલટું, કરણના લશ્કરમાં **ભી**મદેવના આવવાથી વધારો થયો. તેઓને આવી વખતે મદદ આવી મળી એ જાણે ઇશ્વરની તરફથી મોટી કૃપાનું ચિહ્ન મળી આવ્યું હોય એમ જાણીને તેઓ ઘણા ખુશી થયા, અને તેઓની લડવાની હોંસ વધારે જાગૃત થઇ. હવે **ભી**મદેવ દેવળદેવીને જલદીથી લઇ જશે એટલે લડાઇનું કારણ બંધ થશે એમ જાણી તેઓ ઘણા ઉમંગમાં આવ્યા.

આ વખતે **અલ**ફખાંની અવસ્થા કોઇ હલકામાં હલકો સિપાઈ પણ અદેખાઇ ન કરે એવી થઇ હતી, તથા તેના મનમાં જે ફિકર તથા ઉદાસી ઉત્પન્ન થઇ તે એવી હાલતમાં જે માણસ પડેલો હોય તેજ જાણે. તેણે આટલી ઉમરમાં મોટી મોટી લડાઇઓ કરીને જે કીર્તિ મેળવી હતી તે આવી હલકી લડાઇમાં સઘળી એકદમ ધોવાઈ જવા બેઠી. એક સપાટામાં આખું ગૂજરાત જીતી લેવાથી તેણે જે નામ મેળવ્યું હતુ તે ઉપર પાણી ફરી વળવાનો વખત આવ્યો. પાદશાહનો સંબંધી હોવાને લીધે તથા પોતાનાં મોટાં પરાક્રમને લીધે જે તેણે મોટામાં મોટી પદવી સંપાદન કીધી હતી તે પદવી ઉપરથી આવી ધૂળ ગજાની વાતને વાસ્તે ગબડી પડવાનો પ્રસંગ આવ્યો; અને જો દેવળદેવીને **ભી**મદેવ દેવગઢ લઈ જશે, જો તે **શંક**-ળદેવની સાથે પરણશે, જો તેમ થવાથી તે કદી હાથ આવશે નહિ, અથવા તેને પકડવામાં ઘણી ઢીલ થશે, જો તેથી કૌળારાણી કોપાયમાન થશે, અને ને પોતાની સત્તા પાદશાહ ઉપર ચલાવશે, તો પાદશાહનો સ્વભાવ એવો હતો કે તેનો આવો નિકટનો સંબંધ છતાં, તેની મોટી પદવી છતાં, તથા

તેની આગલી ચાકરી ઉપર નજર રાખતાં છતાં તેની જીંદગી તથા માલમોલકત તથા કુટુંબ કબીલો સલામત રેહેશે નહિ એ વાતની તેને પક્કી ખાતરી હતી. એ સઘળા વિચારથી અલફખાં શોકાતુર થઇને બેઠો હતો એમાં કાંઈ આશ્ચર્ય નહતું. હવે એક વાતપર સઘળી આશા રહી હતી, તેની આબરૂ તથા જીંદગી એક દોરા ઉપર ટંગાયલી હતી. જો છેલ્લી વારે પાસો સવળો પડે તો સઘળી રમત મન માનતી રીતે પાછી ઠેકાણે આવે. જો પરમેશ્વર તેના ઉપર આ વખતે રહેમ કરે તો જ તે જીવતો રહે. તેણે બીજા સિપાઇઓ એકઠા કરવાને જે માણસો મોકલ્યાં હતાં તેઓ હજી પાછાં આવ્યાં ન હતાં. નવા સિપાઇઓ જલદીથી આવી પોહોંચશે એવી તે ઘડીએ ઘડીએ આશા રાખતો હતો, અને એ મદદ જેમ બને તેમ તાકીદથી આવે તેને માટે તે ખુદાતાલાની રોજ બંદગી કરતો હતો. કેટલાંક કાર્યનાં કારણો ઇશ્વરે માણસોથી ગુપ્ત રાખ્યાં છે. ઇશ્વરે અલફખાની પ્રાર્થના સાભળવી તથા મંજુર કરવી, મુસલમાનોનું જોર વધારવું, તથા હિંદુઓને છુંદવા એ તેમાંનું એક કાર્ય હતુ. તેનો આ હેતુ કોઈ ડાહ્યા જ કારણથી નિર્માણ થવો જોઇએ. અલફખાંની જીંદગી તથા કીર્તિ સલામત રહેવાની, શંકળદેવને વાસ્તે દેવળદેવી સર્જીત નહિ હોવાની, દેવળદેવીના ઉપર પણ કેટલીએક આફત આવી પડવાની, તે પણ તેની માની પેઠે મ્લેચ્છ લોકોના હાથમાં જવાની, અને તેનું અતે અકાળ તથા દુઃખદાયક મૃત્યુ થવાનું, કરણ તેના મનમા જે વિચાર કરતો હતો કે મારા ઉપર હવે વધારે દુઃખ પડી સકવાનું નથી તે વિચાર ખોટો પડવાનો, તેની આફતનો ઘડો હજી ભરાયો નહતો તે છલાછલ ભરાવાનો, તેની વહાલી છોકરી તેના હાથમાંથી જવાની, તે મ્લેચ્છ વરને વરવાની, તથા તેને રઝળી રખડીને મરવાનું એ સઘળુ નિર્માણ થયલું તેથી જ એક સાંજરે ક્ષિતિજમાં ધુળના ગોટેગોટા જણાયા, અને થોડા કલાકમાં અલફખાંની છાવણીમાં હિમ્મત તથા હોસથી ભરેલા પાંચ હજાર તાજા લડવૈયા આવીને ભળ્યા. તે વખતે અલફખાને જે બેહદ આનંદ થયો તેનું વર્ણન કરી સકાતુ નથી. આખા લશ્કરમાં જયજયકારની બૂમ ચાલી, અને તેઓએ એક મોટી ફતેહ મેળવી હોય તેટલી ખૂશી તથા આવેશ સઘળા મુસલમાન સિપાઇઓમાં પેદા થયો.

આ નવાં માણસો આવ્યાં એટલે તાકીદથી તથા ધમધોકાર કામ ચલાવવું એવો અલફખાંએ નિશ્ચય કીધો. તેણે લડવાની સઘળી તદબીર મનમાં

ગોઠવી, તથા બીજે દહાડે તેને અમલમાં લાવવાનો સઘળા લશ્કરી અમલદારોને હુકમ આપ્યો. તેણે પેહેલું કામ એ કીધું કે બાગલાણમાંથી નિકળવાના પહાડના જે જે રસ્તા હતા તે સઘળા બંધ કરવાને થોડાં થોડાં માણસો મોકલ્યાં, અને લશ્કરનો મોટો ભાગ પોતાની સાથે લઇને તે કરણના લશ્કર સાથે લડવા ચાલ્યો.

કરણ રાજા ઘણા આનંદમાં પોતાની છાવણીમાં ફરતો હતો. મુસલમાનોનું લશ્કર એક ઠેકાણે પડી રહેલું હતું તેનું કારણ તેઓનું કમ જોર હતું એમ તે સારી પેઠે જાણતો હતો. પોતાના તથા ભીમદેવનાં માણસો એકઠાં મળવાથી દેવળદેવી સહીસલામત દેવગઢ પોહોચશે એવી તેની ખાતરી થઇ હતી. લડાઇ પૂરી થશે, અને દુશ્મનોની ઉમેદ નિષ્ફળ જશે એ વિચારથી તે ઘણો ખુશ થતો હતો, અને અગરજો એક હલકા કુળના મરેઠા સાથે પોતાની છોકરીને પરણાવવી પડે છે એ વાત યાદ આવ્યાથી તેને ઘણો સંતાપ થતો હતો તોપણ પરદેશી મ્લેચ્છ કરતા તે ઘણો સારો એટલાથી જ તેના મનનું સમાધાન થતું હતું તેનાં માણસો પણ તેટલા જ ઉમંગમાં હતાં તેઓ લડાઇયો છેક કંટાળી ગયા હતા, અને અગર જો તેઓ રજપૂત હોવાને લીધે તથા આબરૂ વિષે તેઓના ઘણા ઉંચા વિચાર હોવાને લીધે કરણને મુકીને તેઓથી જતા તો ન રેહેવાયું, તોપણ આબરૂની સાથે પાછા ઘેર જવાનો હવે વખત આવ્યો તેથી તેઓ ઘણા આનંદમાં હતા. કૂચ કરવાની તૈયારી થઇ; છાવણી ઉપાડવાનો હુકમ મળ્યો; સઘળા સિપાઇઓએ પોતપોતાનો સામાન તૈયાર કીધો. દેવળદેવી પોતાનાં કીમતી વસ્ત્ર તથા શણગાર સજી ઘોડા ઉપર સવાર થઇ. કરણ અને ભીમદેવ પણ તેજ પ્રમાણે લડવાનો સામાન સાથે લઇને લશ્કરની જોડે ચાલ્યા; પણ તેઓ થોડેક દૂર ગયા એટલે એક જાસુસ દોડતો દોડતો તેઓની પાસે આવ્યો, અને શ્વાસ ખાધાવિના કરણ તથા ભીમદેવને સમાચાર કહ્યા કે "અલફખાના લશ્કરમા બીજાં નવાં પાચ હજાર માણસો હમણા જ ઉમેરાયાં છે, તેણે સઘળા નાકાં ઘેરી લીધા છે, તથા આપની સાથે લડવાને તે પોતે આવે છે."

"અરે પાપી ! આવી ખબર ક્યાથી લાવ્યો ?" એ અક્ષર જાસુસની ખબર સાભળતા જ કરણના મ્હોંમાથી નિકળી ગયા. આખું લશ્કર ત્યાં સ્થિર થઇ ઉભું રહ્યું. સઘળાનાં શરીર ઉપરથી લોહી ઉડી ગયું. કરણ અને ભીમદેવ તો

મૂઢની પેઠે ઉભા થઇ રહી એક બીજાની તરફ એકી નજરે જોવા લાગ્યા. દેવળદેવી ઘોડા ઉપરથી બેહોશ થઇને પડી જાત, પણ એક સિપાઇએ તેને પકડી લીધી. તે તો ઘેલી જેવી જ થઇ ગઈ. સઘળાઓને એક વિજળીનો આચકો લાગ્યો હોય તેમ તેઓ સ્થિર થઇ ગયા. કોઇએ તેમના ઉપર સ્તંભન મંત્ર અજમાવ્યું હોય તે પ્રમાણે તેઓ સઘળા પથ્થરના પુતળાંની પેઠે જડ જેવા ઉભા રહ્યા. લશ્કર સઘળું ચુપાચુપ થઈ ગયું. કોઈ બોલે પણ નહિ, અને ચાલે પણ નહિ. આવી અવસ્થામાં આવી પડવાનુ કારણ કાંઇ તેઓની નામરદાઇ હતુ એવું કદી કોઇએ એક ક્ષણવાર પણ મનમા આણવું નહિ. રજપૂત સિપાઇઓ લડાઈથી કદી બીહીતા નથી; લડવામાં તેઓ ઘણી ખૂશી માને છે; લડવુ એ તેમનો ધર્મ સમજે છે; લડાઇમાં મરવાથી દેવલોક પ્રાપ્ત થાય છે, તથા અપ્સરાઓ તેમને વરે છે એવો તેમનો મત છે; લડાઇ એ એક જાતની રમત છે એમ માનવાની તેઓને નાનપણથી ટેવ હોય છે; એથી ઉલટું, લડાઇથી બીહીવામાં તેઓ ઘણી નામોશી ગણે છે, લડતાં પાછા ફરવામાં તેઓ મોટી ગેર આબરૂ માને છે, માટે આ વખતે તેઓ સ્થિર થઇને ઉભા રહ્યા તેનું કારણ લડવાની બીહીક સિવાય કાંઇ જુદુંજ હતુ. તેઓ તો આ બનાવથી મૂઢ જેવા થઈ ગયા હતા. જે ઉમેદ તેઓએ બાંધી હતી તે સઘળી બિલોરી કાચની પેઠે ફુટી ગઈ; જે વસ્તુ તેઓના હાથમાં આવી ચુકેલી માનતા હતા તે છટકી ગઇ; તથા જે કામ પાર પડવાની તૈયારી ઉપર આવેલું હતું તે સઘળું ઊંધું થઇ ગયું. એ બધુ એકીવારે વગર ધાર્યે બન્યુ તેથી તેઓનાં મનને આચકો લાગ્યો હતો.

કરણે ત્યાં જ પોતાના લશ્કરને અટકવાનો હુકમ કીધો, અને હવે શું કરવું તે વિષે વિચાર કરવાને પોતે, ભીમદેવ તથા બીજા વૃદ્ધ તથા અનુભવી સામતો એક ઠેકાણે મળ્યા. નવા આવેલા સિપાઇઓ તથા તેઓના આવવાને લીધે નવી હિમ્મત પકડેલા મુસલમાનોની સાથે, લડાઇથી થાકેલા તથા નાહિમ્મત થઈ ગયેલા, હોંસ વિનાના રજપૂતો-વડે લડવું એ કામ તેઓને જોખમ ભરેલું લાગ્યું. વળી જો હાર થાય તો ઘણા એક માણસ કપાઇ જાય, તેની સાથે દેવળદેવી કદાચ દુશ્મનોના હાથમાં પડે એ વિષે ભીમદેવને ઘણી દેહેશત હતી, માટે હમણા લડાઈ કરવાની વિરૂદ્ધ તેણે પોતાનો અભિપ્રાય આપ્યો. બીજા સામતોએ પણ એવી જ સલાહ આપી કે 'લડવામાં કંઇ ફાયદો નથી." હવે શુ કરવું ? બાગલાણના કિલ્લામાં જઇને ભરાઈ બેસવા સિવાય બીજો કાંઇ

ઉપાય નહતો. તેમ કરવામાં ફાયદો એટલો જ કે, જો લડવાનું યોગ્ય લાગે તો કિલ્લામાંથી બાહાર નિકળી પડી સકાય, અને જો હાર થાય તો પાછા કિલ્લામાં જઇ સકાય, અને ફરીથી યુદ્ધ કરવાનું બની આવે. એ પ્રમાણે કરવામાં અગર જો થોડી નામર્દાઈ હતી, અગર જો પાછળ ભરાઇને માર મારવો એ તેઓની નજરમાં કાયર પુરૂષનુ કામ હતું, તોપણ આવી વખતે તેઓની અવસ્થામાં એ જ સારામાં સારો રસ્તો તેઓને જણાયો. મરીને શું કરવુ? 'જે આજે લડીને નાશી જાય તે કાલે લડવાને જીવતા રહે' એ કેહેવત પ્રમાણે ચાલવાનો તેઓએ નિશ્ચય કીધો. પણ કિલ્લામા ભરાઈ રેહેવામાં એક મોટો ગેરફાયદો હતો. બાગલાણ ગામ કાંઇ મોટું નહતુ; ત્યાંના વેપારીઓ મોટા તથા દ્રવ્યવાન નહુતા; તેની આસપાસ કાઇ ઘણાં ગામો નહતાં; પાસેનાં ખેતરોમા અનાજ પુષ્કળ પાકતુ નહતું, લોકો જે અનાજ વાપરતા હતા તે આઘેથી આવતુ હતું; શેહેરમાં ખાનગી લોકો પાસે કાંઇ અન્નનો ઘણો સંગ્રહ નહતો; તથા દુકાનોમાં માલ જોઇએ તેટલો નહતો. જો શેહેરના લોકોમા ઉમેરો ન થાય તો આસરે બે ત્રણ મહીના સુધી ચાલે એટલું અનાજ હતું, પણ જ્યારે લશ્કરનો પડાવ શેહેરમા થાય ત્યારે એક મહીનો પણ પહોચે એટલો માલ નિકળવો મુસ્કેલ પડે. માટે જે કરવું તે એક મહીનાની મુદ્દતમાં કરી લેવું અને મુસલમાનોને મારી હઠાવવા અથવા તેઓને કાયર કરી થકવીને પાછા કાઢવા; પણ જો એ બેમાથી એક પણ કામ તેટલી ટુંકી મુદ્દતમાં બની ન સકે તો પછી શી અવસ્થા? જો મુસલમાનો જય મેળવીને કિલ્લો સર કરે, અથવા કિલ્લા આગળ ધીરજથી પડી રહે અને શેહેરમાં અનાજ આવતું બંધ કરે, અને તેથી ભુખમરાને લીધે આપણને શરણ થવાની જરૂર પડે, ત્યારે કેમ કરવું? નાસવાનો રસ્તો કદાચ રહે નહિ; પણ સઘળી હકીકત ઉપર વિચાર કરતાં તેઓ સઘળાએ જલદીથી પાછા ફરી કિલ્લામાં જવાનો એકમતે ઠરાવ કીધો.

ઉપર પ્રમાણે હુકમ થતા જ સઘળું લશ્કર ભારે દિલગીરીની સાથે પાછું ફર્યું અને યમના રાજ્ય તરફ જતો હોય તેવી મનોવૃત્તિ રાખીને તથા જીવવાની સઘળી આશા છોડી દઇને અને બઈરી છોકરાં તથા બીજાં સબંધીઓને વિસારી દઇને તેઓ આગળ ચાલ્યા. સઘળા વિચારમા તથા ફિકરમાં ગરક થઇ ચુપાચુપ ચાલતા હતા. પાછળ અલફખાનું લશ્કર ઘણા ઉમંગમાં તથા જય મેળવવાનો પક્કો ભરોસો રાખી કુચ કરતુ હતું. તેઓને

પણ અનાજની તાણ હતી, પણ તેઓએ અનાજ પૂરૂં પાડવાને વેપારીઓ જોડે બંદોબસ્ત કીધો હતો, સઘળા નાકા તેઓના હાથમા આવ્યાં એટલે તેઓની છાવણીમાં વણજારને આવવાની કાંઇ હરકત રહી નહતી. તેની સાથે વળી તેના રસ્તામાં તથા તેની આસપાસ જે જે ગામો આવતાં ત્યાં જઇ સઘળું અનાજ લુંટી લાવતા તે તેઓને મુસાફરીમા કામ લાગતું હતુ. વળી તેણે સઘળા ગામોના લોકોને સમજાવીને શેહેર તરફ હાંકી મુકયા, અને તે લોકોને પણ અનાજ ગયા પછી જીવવાનો કશો આધાર રહ્યો નહિ તેથી તેઓ પણ પોતાનાં બઇરાં છોકરાં તથા સાથે લઇ જવાય એવી માલમતા જોડે રાખી બાગલાણ તરફ જવાને નિકળ્યા, અને કરણ કિલ્લામા પહોચ્યો નહિ એટલામાં તો તેઓ શેહેરમાં દાખલ થઇ ગયા એ પ્રમાણે તે શેહેર લશ્કર સિવાયના માણસોથી ખિચોખીચ ભરાઇ ગયું પછી એક બે દહાડામાં કરણના લશ્કરે શેહેરમાં પડાવ નાખ્યો, અને કિલ્લાનો તથા શેહેરનો બચાવ કરવાને સઘળી તૈયારી કરવા માંડી. લુહારની દુકાનો જાગૃત થઈ ગઈ; ભાલાઓ, તીરના ભાલુડાં, બખતર વગેરે હુમલો તથા બચાવ કરવાનાં શસ્રો તૈયાર થવા માડયાં; તથા શેહેરમાંના જુવાન પુરૂષોએ પણ જરૂર પડે તો લડવાને વાસ્તે સામગ્રી કરવા માડી

એ પ્રમાણે ચાર પાંચ દહાડા વિત્યા એટલે અલફખાનું લશ્કર પણ શેહેરના કોટ આગળ થોડે દૂર છાવણી નાખીને પડ્યુ, અને દુશ્મનોના મારથી પોતાનો બચાવ કરવાને પાકાં કામ બાધવાનો તેમણે આરંભ કીધો. તેઓ ધીરજ રાખી લાબી મુદ્દત સુધી છાવણી નાખીને ત્યા જ રહેવાના હોય એવી રીતે તેઓએ પાકા કામ બાધવા માડ્યાં; તથા બીજી રીતનો બંદોબસ્ત કરી દીધો, તે ઉપરથી એવુ જણાયું કે તેઓને કંઈ ઉતાવળ નહતી; જે કામને સારૂ તેઓ ત્યાં આવ્યા હતા તે કામ પાર પડ્યા વિના ત્યાંથી એક તસુ પણ પાછા ન ખસવાનો તેઓનો દૃઢ નિશ્ચય માલમ પડતો હતો. તેઓ હુમલો કરવાને આગળ ધસતા નહતા; માત્ર શત્રુઓથી પોતાનો બચાવ કરતા હતા. અલફખાનો ઇરાદો લડાઇ કરી માણસો તરફનું નુકસાન વેઠવાનો નહતો. તે સારી પેઠે જાણતો હતો કે શેહેરમાથી થોડા દહાડામાં અનાજ ખુટી જશે, એટલે માહોમાહે લુંટ ચાલશે, અને છેલ્લી વારે વગર શરતે તાબે થવાની તેઓને જરૂર પડશે, માટે તેની મુખ્ય મતલબ શેહેરમાનું અનાજ ખુટાડવાની હતી, અને તેથી તેણે સઘળાં નાકા બંધ

કીધા, અને શેહેરમાં એક દાણો પણ અનાજ જઇ ન સકે એવો બંદોબસ્ત કીધો. એ કીધા પછી ધારેલું કામ વગર મેહેનતે અને વગર લડાઇએ અને કોઈ રીતે નુકશાન ખમ્યા સિવાય કરી લેવાના અવસરને વાસ્ને તે શાંત મન રાખી રાહ જોતો બેઠો.

શેહેરમાં ગયા પછી કરણને માલમ પડયું કે અનાજને વાસ્તે જે ધાસ્તી રાખવામા આવી હતી તે ખરી હતી. અત્યારથી જ અનાજ મોઘું થઈ ગયું, અને થોડા દહાડામાં દુકાનોનો માલ ખપી જશે એમ દેખાયું. આખા શેહેરમાં એ બાબત શોરબકોર થઇ રહ્યો. કરણે પણ જોયું કે જેમ બને તેમ જલદીથી મુસલમાનો પર હુમલો કરવો જોઇએ, અને જો લાગ ફાવે તો તેઓમાંથી નિકળી જવું જોઇએ. એક ઘોર અધારી રાત્રે કલાક બેને સુમારે કરણ પોતાના લશ્કર સુધ્ધાં કિલ્લાની બહાર નિકળ્યો. તે વખતે કંસારીના અવાજ સિવાય સઘળુ ચુપચાપ હતું. વખતે વખતે ઝાડીમાથી કોઈ રાની પશુનો અવાજ સંભળાતો હતો, અથવા આસપાસનાં નદીનાળાં આગળ શિયાળવાં ભુકતાં હતાં, તે શબ્દ કાને પડતો હતો. આકાશમા ચદ્રમા નહિ હતો, અને તારાઓથી જે થોડું અજવાળુ પડતુ હતુ તેમાં ઝાડો તથા ટેકરીઓના ઓળા પડવાથી તેટલો થોડો પ્રકાશ પણ ઝાખો થઈ ગયો હતો. ડગલે ડગલે સિપાઇઓ ઠોકર ખાતા હતા, પણ રસ્તાના જાણનાર ભોમિયા સાથે હતા તેથી આવી અધારી રાત્રે તેઓ ચાલી સકયા. થોડેક આગળ ચાલ્યા એટલે તેઓએ દુશ્મનની છાવણી દીઠી તેને ઓળખવાની નિશાની એટલી જ હતી કે તેની આસપાસ ચોકીદાર લોકોએ મોટાં મોટા તાપણા સળગાવ્યા હતા. તેના અજવાળાને શુમારે તેઓ આગળ ચાલ્યા, અને શત્રુની છાવણી આગળ લગભગ આવી પહોચ્યા. તે વખતે સઘળા મુસલમાનો ભર નિદ્રામાં પડેલા હતા. જે કોઇ જાગતુ હતું તે પણ સુઇ રહેલું હતુ. કરણે પોતાના લશ્કરની ગોઠવણ કીધી, તથા અધારામા કેમ લડવુ એ બાબે સઘળા હુકમ જુદા જુદા સરદારોને આપી દીધા. પછી પેહેલો જે પેહેરેગીર તેઓને મળ્યો તેને તુરત ઠાર માર્યો, પણ તેમ કરવામા એવુ બન્યુ કે તેણે મરતી વખતે મોટી ચીસ પાડી, તેથી પાસેના પેહેરેગીર જાગી ઉઠયા, અને બળતાંના અજવાળા ઉપરથી સાફ માલમ પડયું કે રજપૂતોનુ તમામ લશ્કર તેઓના ઉપર આવી પડયું છે. આ વાત માલમ પડતાજ છાવણીમાં

તેઓએ દોડાદોડ કરી મુકી, અને સઘળે ઠેકાણે શત્રુના આવવાની ખબર પહોંચાડી દીધી. મુસલમાનોમાં ગડબડાટ થઇ ગયો; સિપાહીઓ ઝપાઝપ ઉઠીને હથિયારબંધ થઇ ગયા; અલફખાં તુરત બહાર આવ્યો; અને પોતાના માણસોની વ્યવસ્થા કરવાને તેણે ઘણી મેહેનત લીધી. એટલા વખતમાં રજપૂતોએ જે જે મુસલમાન તેઓના હાથમાં આવ્યા તેઓને કાંઈ પણ દયા લાવ્યા વગર કાપી નાખ્યા. એ પ્રમાણે આખું લશ્કર ચીરીને કરણના માણસો બહાર જઇ સકત પણ અલફખાંએ ઘણા થોડા વખતમાં લશ્કરની ગોઠવણ કીધી, અને દુશ્મનને અટકાવવાને ધીરજથી ઉભો રહ્યો. જો આ વખતે રાત અજવાળી હોત તો કરણ તથા દેવળદેવી સેહેજ શત્રુના સપાટામાંથી બચી જઇ સકત; પણ આ વખતે અંધારાને લીધે તેઓથી ઝડપ થઇ સકી નહિ, અને તેથી દુશ્મનોને સામા થવાનો વખત મળ્યો. મુસલમાનોનાં સેંકડો માણસ આ રાત્રે કપાઈ ગયાં તેથી અલફખાનાં તમામ માણસોને ઘણું શૂર ચઢ્યું. તેઓમા ક્રોધનો આવેશ આવ્યો, અને તેથી તેઓએ એવો ઠરાવ કીધો કે મરતાં સુધી રજપૂતોને કદી રસ્તો આપવો નહિ. જ્યારે કરણનું લશ્કર તેઓની પાસે આવ્યું, ત્યારે તેઓને આદરમાન આપવાને તૈયાર છે એમ જણાવવાને તેઓએ એકી વખતે અને એકે સ્વરે "અલ્લાહુ અકબર"ની જોરથી બૂમ પાડી. તેની સામા રજપુતોએ "હરહર મહાદેવ"નો પોકાર કીધો. તે વખત ઘણો જ ભયંકર હતો. બન્ને લશ્કરના અવાજથી તે સઘળી જગા ગાજી રહી, અને પાસેના ડુંગરોમાંથી તેનો પડઘો પડ્યો. પાછળથી મરતાં અને ઘાયલ થયલાં માણસો રડતાં હતાં, તથા દરદને લીધે ચીસાચીસ પાડતાં હતાં તે આ મોટા અવાજમાં ધીમુ ધીમું સંભળાતુ હતુ અંધારામાં તલવારનો ચળકાટ વિજળીની પેઠે દેખાતો હતો. વળી તે વખતે વાતાવરણમા પણ જાણે એક યુદ્ધ થઇ રહ્યું હતુ ચોદિશાએથી પવનના સપાટા સામસામા અથડાતા તેને લીધે ઝાડોના હાલવાથી પણ ઘણો અવાજ થતો હતો. વનમાં ઝાડની ડાળીઓ ભાંગી પડતી તેના કડાકા સંભળાતા હતા. સુકાં પાતરાં ચોતરફ ઉડતા તેનો પણ ખડખડાટ થઈ રહ્યો હતો; અને ધુળ, પાતરાં, તથા બીજી હલકી વસ્તુઓ વંટોળિયામાં ઘસડાઇને ઉપર જતી હતી તેથી હવા સઘળી કચરાથી ભરાઇ ગયલી હતી. આવી વખતે રાની પશુઓનો શબ્દ તો ડુબીજ ગયો; નગારખાનામાં

તતુડીનો અવાજ ક્યાંથી સંભળાય ? એવી રીતે ત્યાંનો દેખાવ થઇ રહ્યો હતો. ત્યાં વિવેક બુદ્ધિવાળા માણસો, જેઓને ખરૂં ખોટું સમજવાની શક્તિ આપેલી છે, જેઓની વચ્ચે કેટલીક તરેહનો સંબંધ રહેલો છે, તથા જેઓએ એક બીજાને પોતાના ભાઇઓ જેવા ગણવા જોઇએ એવો જગત્કર્તાનો નિયમ છે, એવાં માણસો એક એકનો જીવ લેવાને તૈયાર થયલાં હતાં, તેઓ સઘળામા એક જાતનો શેતાન ભરાયલો હતો, તેઓના મનમાં એક મોટું તોફાન થઇ રહ્યું હતુ, અને સઘળા સારા ગુણો તથા વૃત્તિઓ દબાઇ જઇને તેઓને ઠેકાણે માણસના ઘણામા ઘણા દુષ્ટ તથા નાશકારક વિકારો પ્રબળ થઈ ગયા હતા; તેઓમાથી હમણા માણસપણુ ગયું હતુ; તેઓમાં પ્રેરણાનુ જોર વધી ગયુ હતુ, માણસ અને કનિષ્ટ પ્રાણીઓમા જે અંતર છે તે જતું રહ્યુ હતુ, વિવેકબુદ્ધિ સમાઇ ગઈ હતી; અને તેઓ તે પ્રસગે રાની હિંસક પશુઓના જેવાં થઈ ગયા હતા. જગત્‌નું હિત ચાહનારા લોકો લડાઇને ઘણીજ ધીક્કારે છે એમા કાંઇ આશ્ચર્ય નથી. એક એકનું કલ્યાણ કરવુ એ હેતુથી માણસને પરમેશ્વરે 'નર્માણ કીધાં છે, તથા તેઓને સમુદાય બાધી રહેવાની પ્રેરણા આપી છે તે હેતુ લડાઇથી નિરર્થક થઇ જાય છે. સ્વરક્ષણને માટે જ લડાઇની ખરેખરી અગત્ય છે, તોપણ પોતાના બચાવને માટે લઢવુ પડે એ કાંઇ થોડુ ખેદકારક નથી. સૃષ્ટિમાં ઘણી વાર યુદ્ધ થતાં જોઇએ છીએ તે ઉપરથી સિદ્ધ થાય છે કે માણસનો સ્વભાવ જેવો થવો જોઇએ તેવો થયો નથી. આ લડાઈ પણ ઘણી ગેરવાજબી હતી. એક માણસની છોકરીને બળાત્કારે તેની પાસેથી લઇ લેવી એ ન્યાયથી ઉલટું હતુ, પણ જ્યા "જેની તેગ તેની દેગ" ત્યા ન્યાયાન્યાય કોણ સમજે ? હવે લડાઇ વાજબી અથવા ગેરવાજબી ગમે તેવા કારણથી ઉઠી તે વાતમા કાંઇ સાર નથી, તેના પરિણામો શાં થયા તે તપાસવા લાયક છે.

દરિયામાં ભારે તોફાનની વખતે મોટાં પહાડ જેવા મોજાં અથડાય છે, અથવા આકાશમા જોસવાળા પવનથી ઘસડાતા બે વાદળાં સામસામાં આવી મળે છે, તેમ કરણનું તથા અલફખાંનુ લશ્કર એકેકને ભેટયું. પણ એ ભેટવુ કાંઇ લાડનુ નહતુ· એ તો '**ભી**મભાઈનાં લાડ' જેવું ભેટવું હતુ. છેક પાસે આવી ગયેલા તેથી તીરકામઠાં બિલકુલ નકામાં થઇ પડયા હતા. તેઓ ભાલા, તલવાર અને વખતે ખજર, કટાર, વગેરે ટૂંકાં હથિયારો વડે લડતા હતા. એકએકના ઉપર દયા લાવી પ્રાણ ઉગારવાના

તેઓએ સમ ખાધા હતા. મારવું અને મરવું એ જ વાત મનમાં રાખીને તેઓ લઢતા હતા. "અલ્લાહુ અકબર" એક તરફથી ને "હરહરમહાદેવ" બીજી તરફથી વારેવારે સભળાતાં હતાં. તલવાર, ભાલા, વગેરેનો ખડખડાટ થઇ રહ્યો હતો. સૈંકડો માણસ ઘાસની પેઠે કપાઈ જતાં હતાં. તે કરતાં પણ વધારે માણસો ઘાયલ થઇને પડતાં તેઓ તેમના સોબતીના પગ નીચે છુંદાઈ જતાં હતા, અથવા તેઓને તેમના સાથીઓ બાજૂ તરફ ફેંકી દેતા હતા ત્યાં તેઓ પડયાં પડયાં બરાડા ખરાડ પાડતાં હતાં. એ પ્રમાણે મારામારી તથા કાપાકાપી ત્રણ કલાક સુધી ચાલી, પણ તેટલા વખતમા બેમાંથી કોઇ પાછું હઠયું નહિ સવાર પડવા આવી, રાતનો અમલ ઉતરી ગયો, પૂર્વ દિશાએ અરૂણનો પ્રકાશ દેખાવા લાગ્યો, વાદળાનો રંગ તેણી તરફ ઘણો જ સુંદર રતાશ પડતો થઇ ગયો, તારાઓ એક પછી એક પોતાનું મ્હો છુપાડવા લાગ્યા, અને આસપાસની સઘળી વસ્તુઓ ધીમે ધીમે અંધકારમાથી નિકળવા લાગી થોડીવાર પછી જ્યારે સૂર્ય ઘણા દબદબાથી પૂર્ણ બિંબ સાથે બહાર આવ્યો, ત્યારે એક ભયાનક તથા હૃદયભેદક દેખાવ નજરે પડયો. રણભૂમિમાથી લોહીની નીક વેહેતી હતી; કેટલેક ઠેકાણે લોહીનાં ખાબોચિયા ભરાઇ રહ્યા હતાં; સામસામાં લશ્કર વાઘ અથવા વરૂનાં બે ટોળાંની પેઠે ગુસ્સાથી તથા ક્રૂરપણાથી લડતા હતાં; બન્ને તરફનાં મરી ગયલાં માણસો જુદે જુદે ઠેકાણે તથા જુદી જુદી રીતે જમીનપર પડેલા હતાં; કેટલાએકનાં મ્હોં વકાસેલા હતાં; કેટલાંએકની આંખ ઉઘાડી રહી ગઈ હતી; કેટલાંએકની શિકલ તેઓના મરતી વખતના કષ્ટને લીધે વિક્રાળ થઇ ગયલી હતી; કેટલાએકનાં અવયવો કપાઈ ગયલાં આઘાં પડેલા હતાં; અને કેટલાંએકનાં માથા વગરનાં ધડ રઝળતાં હતાં. તે જ પ્રમાણે ઘાયલ થયલા લોકો ભોંયપર ટળવળતા હતા; તેઓની ચાકરી કરનાર કોઇ નહિ, તથા તેઓને ત્યાં જે જોઇએ તે આપનાર કોઈ મળે નહિ; કોઇ તેના ઘા ઉપર હાથ ફેરવનાર નહિ; કોઇ તેને મીઠા વચન કહી જીવને આરામ આપનાર અથવા દરદમાં દિલાસો આપનાર નહિ; તેના ઘા ઉપર ઓસડ ચોપડનાર અથવા કોઇપણ રીતે તેની વેદના કમી કરનાર મળે નહિ, એટલે બિચારા પોકેપોક મુકી રોતા હતા. આવી દુઃખદાયક અવસ્થામાથી પરમેશ્વર તેઓને જલદીથી આ પાર કે પેલે પાર આણે માટે તે દીનદયાળ પ્રભુની સ્તુતિ કરતા હતા, તથા કેટલાએક આવા દુ.ખમાં પોતાની મા તથા બાપને સંભારતા હતા.

યુદ્ધ કરવામાં શૌર્ય આણવાને બન્ને તરફવાળાઓ વાજીંત્રો વગાડતા હતા. જ્યારે સકળ સંસારમાં આનંદકારક પ્રભાત પડી હતી તે વખતે આ ઠેકાણે શોકના શબ્દ આ પ્રમાણે સંભળાતા હતા. જ્યારે આસપાસની નિર્જીવ વસ્તુઓ રળિયામણી દેખાતી હતી તે વખતે આવો ભયંકર તમાશો તે ઠેકાણે બની રહ્યો હતો; અને જ્યારે પશુ, પક્ષી આદિ બીજાં કનિષ્ટ પ્રાણીઓ ઉમંગભર ઉઠી પોતાનો ખોરાક શોધવાને, અથવા બીજા કાંઇ કામસર, અથવા ફક્ત ગમતને માટે ખૂશીમાં કલ્લોલ કરતાં આણીમેર તેણીમેર ફરતાં તથા ઉડતાં હતાં, તે વખતે માણસ—વિવેકબુદ્ધિવાળાં, ખરૂં ખોટું તથા પાપ પુણ્ય સમજનાર, અમર આત્માવાળાં, સૃષ્ટિમાં સર્વોત્કૃષ્ટ પ્રાણી તથા જગતનું ધણીપણું ચલાવનાર–એવાં માણસો એક એકનો પ્રાણ લેતાં હતાં, તથા પશુતુલ્ય થઈ માણસનું મહત્વ ખોઇ તેના પેદાકરનારનું અપમાન કરતાં હતાં, તથા તેનો એક મોટો અગત્યનો તથા પવિત્ર હુકમ તોડતાં હતાં.

અજવાળું પડતાં જ બન્ને લશ્કરવાળાને પોતપોતાને થયલું નુકસાન માલમ પડયું, અને રજપૂતો મુસલમાનો કરતાં થોડા માર્યા ગયા હતા તોપણ તેઓની અસલ સંખ્યા ઓછી હતી તેથી તેઓને ખોટ વધારે જણાઇ, તથા તેઓ ઘણા ઘટી ગયલા દેખાવા લાગ્યા. દેવળદેવી પણ લશ્કરની સાથે હતી, અને તેને પાછળ રાખેલી હતી. પણ ભીમદેવને તેને વાસ્તે ઘણી ફિકર લાગ્યાં કરતી હતી. એટલામાં અલફખાંએ એક તદબીર કરી રાખી હતી તે અમલમાં આવી. તેણે રાત્રે કેટલાંએક માણસોને આઘાં રાખ્યા હતાં તેઓ હમણા લડવાને આવ્યાં. તેઓને જોઇને રજપૂત સિપાઇઓના પેટમાં ભારે ફાળ પડી. તેઓને લાગ્યું કે જે પ્રમાણે આ માણસો આવ્યાં તે પ્રમાણે થોડી વાર પછી બીજા તાજાં માણસ આવશે, અને એવી રીતે તેઓ કદી થાકવાનાં નથી. એથી ઉલટું તેઓમાં કાંઈ વધારો થશે એવો સંભવ નહતો; પણ ઉલટો તેઓમાંથી ઘટાડો થયાં કરતો હતો; એવું છતાં જ્યારે અલફખાંના લશ્કરને મદદ મળી ત્યારે તેઓ ઘણા ગભરાયા, તેઓએ જીતવાની સઘળી આશા છોડી દીધી, અને તેમને હાર્યા જેવું જણાયું. ભીમદેવને આ વખતે દેવળદેવીને વાસ્તે ચિંતા વધી, અને તેના રક્ષણને માટે તે એટલો અધીરો થઇ ગયો કે તેણે પોતાનો ક્ષત્રી ધર્મ ભુલી જઇને પાછા કિલ્લા તરફ ફરવાને પોતાના માણસોને ફરમાવ્યું. તેઓને પણ એટલુંજ જોઇતું હતું માટે જ્યારે

આવી રીતે તેઓને પોતાના સરદાર તરફથી પાછા ફરવાની આજ્ઞા થઇ એટલે તુરત તેઓ બંદોબસ્તની સાથે પાછા હઠયા, અને શેહેર તરફનો રસ્તો પકડયો. તેઓને જોઇને તમામ રજપૂત લશ્કરે પોતાની પીઠ ફેરવી અને ભીમદેવનાં માણસોની સાથે તેઓ પણ ચાલ્યા. જ્યારે એવો જ જુવાળ બેઠો ત્યારે તેને કોણ અટકાવી સકે? ઘેટાંનાં ટોળાંમાંથી એક ઘેટું જે રસ્તે જાય તે રસ્તે બીજાંઓ પણ ચાલ્યા વિના રહેજ નહિ એવો નિયમ છે, તેજ પ્રમાણે લશ્કરમાં થોડા નામરદ તથા બીહીકણ લોકો નાસવા માંડે એટલે બીજાઓને ચેપ લાગે છે, અને તેઓને પણ તેઓના સોબતીની પેઠે કરવાનું વલણ થઇ આવે છે. કરણનું લશ્કર જલદીથી બાગલાણ તરફ વળ્યું, અને તેઓની પાછળ મુસલમાનોએ દોડ કીધી. રજપૂતો નાસતા ગયા, તથા પાછા ફરી ફરીને દુસ્મનોની સામા લડતા ગયા. એમ કરવામાં તેઓનાં ઘણા માણસો કપાઇ ગયા, અને કિલ્લામાં પેસતાં પેહેલાં એક સાંકડી નાળ હતી તેમાં તેઓ આવ્યા ત્યાંથી મુસલમાનો અટકયા; તેઓ રજપૂતોની પાછળ વધારે આવ્યા નહિ. તેઓ પોતાની છાવણીમાં પાછા ગયા, અને રજપૂતો થાકેલા, અથડાયલા, તથા હાર અને માર ખાધેલા બાગલાણ શેહેરમાં પેઠા. મુસલમાનોએ તેઓને વધારે ઉપદ્રવ કર્યો નહિ, પણ તેઓએ શેહેર તમામ ઘેરી લીધું હતું તેથી કોઈ પણ માણસ તેમાંથી બહાર જઈ સકતું નહિ, તથા કોઈ તેમાં આવી સકતું નહિ. શેહેરમાં અનાજ ન જવા દેવાને ઘણો જ પાકો બંદોબસ્ત રાખ્યો હતો. રજપૂતો શેહેરમાં જઇને ઘણાજ ઉદાસ તથા શોકાતુર થઇને પડી રહ્યા. હવે તેઓને વધારે વાર લડવાની હિમ્મત રહી નહિ. તેઓનો ઉમંગ જતો રહ્યો, તથા તેઓ નિરાશ થઇ ગયા. આ વખતે જો શેહેર ઉપર મુસલમાનો હુમલો કરે તો શું કરવું? લશ્કર તો વધારવું જોઇએ, અને જો બની સકે તો દુસ્મનોના ઉપર આવો બીજો હુમલો પણ કરવો. શેહેરમાં પડી રેહેવાથી અનાજ ખપાવી દેવું, દુકાળને વેહેલો આણવો તથા શત્રુને શરણે જવાનો પ્રસંગ ઉતાવળથી લાવવો, એવી તરેહના બીજા ઘણા ગેરફાયદા હતા. જો લડવાને બહાર જવાય, અને રાતની વખતે છાપો મરાય, તો કદાચ નાસી જવાનો પ્રસંગ મળે, અને એ પ્રમાણે સઘળાં માઠાં પરિણામોનું એકદમ નિવારણ થાય. વળી એ પ્રમાણે કીધાથી દુસ્મનોના ઘણાંએક માણસો માર્યાં જાય.

તથા તેઓ થાકી જઇ લડાઇથી કંટાળીને મુકામ ઉઠાવી ચાલ્યા જાય. એટલા માટે શેહેરના રહેવાસીમાંથી જે જે જુવાન તથા લડવાના સામર્થવાળા હતા તેઓને લસ્કરમાં શામેલ કરવાને કરણે ઘણી મેહેનત કીધી, પણ તેઓમાંના ઘણા જ થોડા લડવાને તૈયાર થયા. તેઓને લડાઇમાં જવાની ટેવ નહતી; તેઓએ રણસંગ્રામ ક્વચિત જ જોયો હતો; તેઓના શેહેર ઉપર તેઓના વખતમાં કોઇએ ચઢાઈ કરી નહતી તેથી તેઓને લડવાનો બિલકુલ મહાવરો નહતો; તેઓનું શૂરાતન પ્રકટ થયલું નહતુ; માટે ઘણાએકે જુઠાં બહાનાં કાઢયાં, કેટલાએક સંતાઈ બેઠા, અને કેટલાએકે તો શરમ મુકી સાફ ના જ કહી. તેઓ સઘળા કરણના ઉપર ગુસ્સે થયેલા હતા; તેઓના શેહેર ઉપર આ આફત આવી પડી તેનું કારણ કરણ છે એમ જાણીને તેઓ રાત દહાડો તેને અંત:કરણથી ગાળ દેતા હતા. શેહેરમાં અનાજની ઘણી જ મોંઘવારી થઇ ગઇ હતી, તથા બિચારા સેકડો ગરીબ લોકો મરી જતા હતા તેઓ કરણ તથા દેવળદેવી ઉપર નિશાસો મુકતા હતા. શેહેરમાંના જે જુવાન લોકો લડવાને તૈયાર થયા હતા તેઓનાં માબાપ તથા બઇરાં છોકરાં પણ કરણને શાપ દેતાં હતાં. જે નવાં માણસો કરણના લસ્કરમાં ઉમેરાયાં તેથી કાંઇ તેમાં ઝાઝો વધારો થયો નહિ માટે ભીમદેવે શેહેરનાં મુખ્ય મુખ્ય માણસોને પોતાની પાસે બોલાવ્યાં, ને તેઓને સમજાવ્યું કે "હાલ જે લડાઇ ચાલે છે તે કરણ રાજા ઉપર નથી, પણ તે તો દેવગઢના રાજા શંખદેવજી, જે તમારા સઘળાના રાજા છે, તેના ઉપર ચાલે છે; કેમકે તમે સઘળા જાણોછો કે લડાઈનું કારણ દેવળદેવી છે, તેને મ્લેચ્છ લોકોને પોતાને વાસ્તે લઇ જવી છે; પણ તે તો આપણા શંકળદેવની સાથે પરણી ચુકી છે, માટે તે તમારી રાણી છે. તમારે તમારી રાણીના બચાવને વાસ્તે લડવાનું છે, તમારે તમારા રાજાની પ્રતિષ્ઠા રાખવાની છે, અને આજે જો તેઓ તમારા રાજાના ઘરની રાણી લઇ જશે તો કાલે તમારા ઘરનાં બઇરાને ઘસડી લઈ જવામાં તેમને શી હરકત પડશે ? માટે તમે તમારા લોકોનું, તમારા દેશનું તથા તમારા રાજાનું જરા અભિમાન રાખો, અને જે હવે પછી તમારી રાણી થવાની છે તેને શત્રુઓના હાથમાં પડતી બચાવો. શું દુનિયામાં એમ કહેવાશે કે દેવગઢના રાજ્યના લોકો એવા હિચકારા હતા કે તેઓએ પોતાની રાણીને પોતાના દેશમાંથી પારકા દેશમાં લઇ જવા દીધી ? એમ થાય તો તે મોટામાં મોટી ગેરઆબરૂ સમજવી. પણ મને આશા છે કે

તમે સઘળા એવા અધમ નથી કે ગેભ થવા દઈ તમારૂં નામ જગતુમાં ડુબાવશો, માટે જાગૃત થઈ જાઓ. આબરૂને વાસ્તે વિચાર રાખો. મરવાની દેહેશત છોડી દઇ બાઇરાં જેવી ચાલ ચાલતાં શરમાઓ, અને દુનિયાની સઘળી વાત આબરૂ આગળ હલકી ગણીને ટાલ તલવાર બાંધીને તૈયાર થઇ જાઓ. કોઇ શા માટે જવાબ દેતુ નથી? તમારામાંથી કોઇને જુસ્સો કેમ આવતો નથી? શું એવો વખત આવ્યો છે કે માણસો જીંદગી ઉપર એટલી બધી પ્રીતિ રાખે કે પોતાના રાજાની તરફથી પણ લડવાની ના કહે? અરે! શરમ છે તમને સઘળાને! ધિક્કાર છે તમને! ધુળ પડી તમારી જીંદગી ઉપર!" એટલું કહી તે ચુપ રહ્યો. તેને એટલો બધો ક્રોધ ચઢી ગયો કે તેનાથી વધારે બોલાયું નહિ.

પણ ભીમદેવનું આ સઘળુ બોલવું પવનમાં ઉડી ગયું. એ તો પથ્થર ઉપર પાણી, તેઓ સઘળા જડ થઇને બેસી રહ્યા. કોઇના ઉપર કંઈ અસર થઇ નહિ, તેઓના મનમાં નક્કી હતુ કે આ કામમા જય મળવાનો નથી, માટે જીંદગી શા માટે નકામી ફેંકી દેવી જોઇએ. પણ જે જીંદગીના ઉપર તેઓને આટલી બધી પ્રીતિ હતી, જે જીંદગીને વાસ્તે તેઓ પોતાની પ્રતિષ્ઠા ખોવા બેઠા હતા, અને જે જીંદગીને વાસ્તે તેઓ પોતાના રાજા આગળ હલકા પડયા, તે જીંદગી ઘણીવાર ટકે એવો સંભવ નહતો. મુસલમાન સિવાય એક બીજો શત્રુ શેહેર ઉપર ચઢી આવ્યો હતો..તે શત્રુ અદૃશ્ય હતો, તેના સપાટામાંથી બચવું મુશ્કેલ હતુ, અને તેના હાથથી મરવામાં કાંઇપણ આબરૂ નહતી. એ શત્રુ દુકાળ હતો. જો તેઓએ ભીમદેવના કહ્યા પ્રમાણે કીધું હોત, જો તેઓ સઘળાએ મળીને મુસલમાનો ઉપર હુમલો કીધો હોત, તો કદાચ આ નવા શત્રુના હાથમાથી તેઓ જીવતા રહેત; તેઓની પ્રતિષ્ઠા કાયમ રહેત; તેઓના રાજાનું કામ થાત; લડાઇનો અંત આવત; અને બીજાં નઠારાં પરિણામોનો અટકાવ થાત. પણ કેહેવત છે કે 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ'. તેઓની મતિ બદલાઇ ગઈ, અને તેથી તેઓમાંના ઘણાંખરાં ઢોર ને પશુની પેઠે મરણ પામ્યા; તેઓના બઇરાં છોકરાંની પણ તેવી જ અવસ્થા થઈ, અને તેઓની માલમિલકત સઘળી ફના ફાતીઆ થઇ ગઇ.

શેહેરમાં અનાજની ખોટ હતી એ ઉપર કહેલું જ છે. જ્યારથી શેહેરમાં લશ્કરનો તથા આસપાસના ગામના લોકોનો જમાવ થયો ત્યારથીજ અનાજ ઘણું મોઘું વેચાવા લાગ્યું, અને પેહેલવેહેલાં તો ગરીબ લોકોનો મરો

થયો. લડાઈ જલદીથી પૂરી થશે, અને અનાજ બહારથી આવી પહોંચશે એ આશાથી લોકો ધીરજ રાખી દુઃખ વઠી બેસી રહ્યા. પણ લડાઇનો પાર આવ્યો જ નહિ, અને દુકાનોનો સઘળો માલ ખપી ગયો. સિપાઇઓ તથા બીજા લોકો બૂમાબૂમ પાડવા લાગ્યા; રસ્તામાં રોજ ઘણા લોકોનાં મુડદાં પડેલાં દેખાતાં હતાં; લોકો છેક નિરાશ થઇ ગયા; અને ભૂખના માર્યા ઘેલા જેવા થઇને લુંટવા નિકળ્યા. એક સવારે શેહેરનો તમામ કચરો એટલે હલકા લોકો હથિયાર લઇ નીકળ્યા, અને બધે ઠેકાણે પથરાઇ જઇને લોકોનાં ઘર ફાડી માંહે પેઠા. તેઓની જોડે લશ્કરના સિપાઇઓ પણ શામેલ થયા, અને દરેક ઘરમાં અનાજનો જે સંગ્રહ હતો તે લઈ ગયા. રસ્તામાં કાપાકાપી ચાલી, લોહી વહ્યું, મુડદાંઓ રસ્તામાં પડ્યાં, અને શોરબકોર સઘળે થઈ રહ્યો. દ્રવ્યવાન લોકોએ ગમે તેટલો અટકાવ કીધો પણ તેમ કરવામાં ઘણાના જીવ ગયા, તોપણ તેઓનું કાંઇ ફાવ્યું નહિ. તેઓના ઘરનું સઘળું અનાજ લુંટાઈ ગયું અને હવે તેઓને ભૂખે મરવાનો દહાડો આવ્યો. પણ થોડા દહાડા વહી ગયા એટલે પેલું લુંટેલું અનાજ થઇ રહ્યું, એટલે પાછા સઘળા સરખા થઈ ગયા. હવે દુકાળ રાક્ષસે પોતાનું ખરેખરૂં રૂપ પ્રકાશ્યું, અને હવે ભૂખનું દરદ સઘળાને સરખુ લાગવા માંડ્યું. આવી વખતે તે બિચારા લોકોની દુર્દશાનું યથાસ્થિત વર્ણન કરવું ઘણું મુશ્કેલ છે. જો બરાબર થઈ સકે તો તેથી દયાવૃત્તિને ઘણો આચકો લાગે, ને શરીરમાંનું સઘળું લોહી ઠરી જાય. રસ્તામાં લોકોના ચેહેરા જોવાથી ચિતળી ચટયા વગર રહેજ નહિ. તે બિચારાં ભૂખે મરી ગયલાં માણસોનાં શરીર લોહી ઉડી જવાથી ધોળાં ફક જેવાં થઈ ગયાં હતાં; તેઓમાંથી માંસ તથા ચરબી પીગળી જવાથી હાડકાં સઘળાં બહાર નીકળી આવ્યાં હતા; તેઓના ચેહેરા ફિક્કા સુકાઈ ગયલા, તથા ખડબચડા થઇ ગયલા હતા; અને તેઓ એવા તો બિહામણા થઈ ગયા હતા કે તેઓમાં અને મલીન ભૂતમાં કાંઈ અંતર રહેલું નહતું. વળી આ ભયંકર ચેહેરા ઉપર તેઓના મનના સઘળા દુષ્ટ વિચારો બહાર નિકળી આવેલા હતા. દ્વેશ, અદેખાઇ, ક્રોધ, મરવા તથા મારવા વિષે બેપરવાઇ, તથા ભૂખ મરાથી જ યમરાજાના દરવાજા આગળ આવી પહોંચેલા લોકોમાં જે જે નઠારા ગુણો પ્રકટ થઈ આવે તે સઘળા તેઓના મ્હોં ઉપર સારૂ માલમ પડતા હતા. સારાંશ કે તેઓના ઉપર ખુદ મોત આવીને બેઠું હતું,

અને જો તે માણસનુ રૂપ ધારણ કરે, તો તેનું સ્વરૂપ આ લોકોના જેવું બરાબર થાય. એ તો આપણે તેના બહારના દેખાવનું વર્ણન કીધું; પણ તેઓના મનમાં જે અવ્યવસ્થા થઈ રહી હતી, ભૂખને લીધે જે તેઓને મહાવેદના થતી હતી, તેનું વર્ણન તો વૈદકશાસ્ત્રમાં જેઓ પ્રવીણ હોય તેઓ જ કરી સકે તથા જેઓને તે વાતનો અનુભવ થાય તેને જ તેની ખબર પડે. રસ્તે ચાલતાં ચાલતા કેટલાંએક તમર ખાઇને પડી જતાં, અને તત્કાળ મરણ પામતાં; અથવા તેઓ એક બે દિવસ સુધી તેવી હાલતમાં રીબાયાં કરતાં. જ્યાં સઘળા ઉપર સરખી જ આપદા આવી પડેલી, ત્યાં એકેક ઉપર દયા પણ કોણ લાવે ? તથા તેનું દુઃખ મટાડવાને કોણ ઉપાય કરે ? માટે તેઓ રસ્તામાં બીજા મુએલા માણસોની સાથે જીવતાં પડી રહેતાં હતાં, કેટલાએકથી તો બહાર નિકળાતુ જ નહતું. તેઓ ભૂખથી એવાં અશક્ત થઈ ગયાં હતાં કે તેનાથી ઉઠાતુ પણ નહતું. તેઓ ઘરમાં સુતાં સુતાં બરાડા બરાડ પાડતાં હતાં. નાનાં નાનાં છોકરાં રસ્તામાં ટળવળતાં હતાં અને પછાડા મારી મારીને મરી જતાં અથવા મરણતોલ થઇને ભોંય ઉપર પડતાં હતાં. છોકરાની મા ઘેલી જેવી આણીગમ તેણીગમ દોડતી, અને કડકો રોટલો જે તેણે છુપાવી રાખ્યો હોય તે પોતાનાં હાડ પિંજર જેવાં સુકાઈ ગયલાં છોકરાને ખવડાવતી, અને તેટલો સુકો રોટલો પણ કોઈ હરામખોર આવે તો તેના હાથમાથી લઈ જાય માટે તે ચોતરફ જોયા કરતી. કેટલીએક બઇરીઓની નજર આગળ તેઓનાં નાનાં નાનાં કુમળાં બાળક તરફડીને મરી જતાં તેને જોઈ તે બેબાકળા ડોળા કરી મ્હોં ઉઘાડું રાખી ઉભી રહેતી. પોતાને ખાવાને મળે નહિ, એટલે દુધ તો ક્યાથી જ આવે ? આથી ધાવણાં છોકરાં પીલાઈ પીલાઇને મરી જતાં હતાં. તેઓના દરદથી તથા ભૂખથી તેઓની માની પણ તેવી જ અવસ્થા થતી હતી. ઘરડાં અશક્ત ડોસાઓ તથા ડોશીઓ પડીપડીને મરતાં હતાં. અને ભરજુવાનીમાં આવેલાં સ્ત્રી પુરૂષો પણ કાળચક્રના સપાટામાં આવી ગયાં હતાં. દુકાળની આગળ બધી જાતનાં, ઉમરનાં, તથા પદવીનાં માણસો સરખાં જ હતાં. મોત ચોતરફ ફરતું હતુ. તેના હાથમાં ઘણું કામ આવી પડયું હતુ. ગરીબ લોકોનાં મુડદાં રસ્તામાં, ગલીમાં, અને ઘરોમા, કોહી જતાં હતાં. તેઓને બાળવા જવાની કોઇનામાં શક્તિ રહી નહતી, તથા જ્યાં સઘળાંને મરવાની ધાસ્તી સરખી જ ત્યાં એક એકને શરમ તથા સંબંધ તો ક્યાંથી જ રહે ?

હવે અનાજ તો થઇ રહ્યું, અને જીવતાં રહેલાં માણસોને કોઈ પણ જાતનો ખોરાક તો જોઇએ, માટે કેટલાએક ઝાડનાં ફળ ખાઇને જીવતાં, કેટલાંએકને ત્યાં ગાય ભેંસ હતી તેઓ દુધ પીને પોતાનાં શરીરને આધાર આપતા, કેટલાંએક ઢોરની પેઠે ઘાસ ખાતાં, કેટલાંએક પાતરાં ખાતાં, વળી બીજાઓ એમાંથી કાંઇ ન મળે ત્યારે ચામડાં કરડતાં, અને વખતે ધૂળને મટોડુ ખાતાં. જે કાંઇ નરમ વસ્તુ ચાવી સકાય તેવી હોય તે સઘળી ભક્ષ કરવામાં આવતી. એ બધાની સાથે પેટનુ ભરતિયુ થવાને માટે પુષ્કળ પાણી લોકો પીતાં હતાં. આવો નઠારી જાતનો, જેથી પોપણ થઇ ન સકે એવો, વખતે શરીરને નુકસાન પહોંચાડે એવો ખોરાક ખાવાને લીધે, તથા મરી ગયલાં માણસોની સડી ગયલી લાશોમાંથી જે દુર્ગંધ તથા પ્રાણઘાતક હવા નિકળતી હતી તેને લીધે શેહેરમાં મરકી ચાલી. લોકોને તાવ, જીવમા ચુંથારો, અને અને સનેપાત થવા લાગ્યો, અને થોડા વખતમાં મોત આવીને આ સઘળા દુ:ખમાંથી તેઓનો છુટકો કરવા લાગ્યું. એ પ્રમાણે તે લોકોના ઉપર દુકાળ અને મરકી એ બે આફતો આવી પડી, અને તેથી મૃત્યુનું કામ ઘણું જ ધમધોકાર ચાલવા માંડયું. જેઓ કદાચ દુકાળના સપાટામાથી બચે તેઓ મરકીના ઝપાટાથી ઘસડાઈ જાય. જ્યારે શેહેરમાં મરકીએ દેખાવ આપ્યો, ત્યારે તો લોકો છેક નિરાશ થઈ ગયાં. તેઓએ જીવવાની સઘળી આશા છોડી દીધી અને મોતને વાસ્તે ઘણી જ બેપરવાઈ દેખાડવા માડી. પછી રસ્તામાં જે મુડદાં પડે તેને કોઇ ઉઠાવે પણ નહિ; ત્યાને ત્યાં તેઓ સડયાં કરે. ઘરોમાં પણ મુડદા પડી રહેતાં. શેહેરમાં કાગડા, ગીધ, અને સમડી ધોળે દિવસે મુડદાંને પીંખી નાખતાં; વખતે કુતરાં, બિલાડા તેઓને ઘસડતાં તથા ફાડી ખાતા; રાત્રે જંગલમાંથી શિયાળવાં તથાં બીજાં હિંસક પશુઓ શેહેરમાં ઉજાણી કરવા આવતાં. ગાય, ઢોર તથા બીજા પાળેલાં જાનવરો ધણી વિના, ખાધા વિના, સંભાળ વિના મરવા લાગ્યા. તેઓએ પણ શેહેરની દુર્ગંધમા વધારો કીધો. માણસો તથા તેની સાથે સંબંધ રાખનારા પ્રાણીઓનો આ પ્રમાણે નાશ થતો હતો, અને માસ ભક્ષક પશુઓના મનને મોટો ઉત્સવ થઈ રહ્યો હતો. દુકાળ તથા મરકીને લીધે જેવો લોકોની શરીરની અવસ્થામાં ફેરફાર થયો તેવો જ તેઓની મનની સ્થિતિમાં પણ ફેરફાર થયો હતો. માણસમાં જે દુષ્ટ તથા નઠારા ગુણો હોય છે તેઓ સઘળા આ વખતે પ્રકટ થયા

તથા સઘળા સારા તથા ઉંચા ગુણો દબાઈ ગયા. માણસોમાંથી માંહોમાંહેની શરમ ઉઠી ગઇ; સગપણનો નાશ થયો; દોસ્તી હોલવાઈ ગઇ; સ્વાર્થ સ્વાર્થ સઘળે ઠેકાણે સઘળાના મનમાં વ્યાપી રહ્યો. માબાપ અને છોકરાંની વચ્ચેનું તથા ધણી ધણિયાણી વચ્ચેનું સઘળુ હેત નાસી ગયું. આ વખતે કોઈ કોઈનુ નહિ. સૌને સૌનું લાગ્યું હતુ. લોકોના મનમાંથી ધર્મનો અંશ જતો રહ્યો; પરમેશ્વરને તેઓ ભુલી ગયા; મોતનો ડર તથા મુએલાં માણસને વાસ્તે માન એ બન્ને જતા રહ્યાં. આ સઘળી આફત જોવાથી તથા મોત તેઓની પાછળ પાછળ ડગલાં ભરતુ હતુ તે વિચારથી ઇશ્વર તરફ મન લઈ જવાને તથા શોકાતુર થઇને શાણપણ તથા ગભીરતા પકડવાને બદલે તેઓ ઉલટા ખૂશી થતા તથા આણીગમ તેણીગમ અતિ આનદમાં ફરતા દેખાતા હતા. તેઓનાં મગજ ભૂખથી ફરી ગયલાં હતાં. આવી અસ્વાભાવિક વર્તણૂક કોઈ બીજા જ કારણને લીધે તેઓએ પકડી હતી. એ ગમે તેમ હોય તોપણ દિવસે અને રાત્રે કેટલાંએક ભૂત જેવાં બીહામણાં માણસોનાં ટોળાં રસ્તામાં મોટે અવાજે તથા ખૂશીથી ગાતાં, વાજીત્રો વગાડતા, તથા ઘણો શોર કરતાં જતાં હતાં. એ પ્રમાણે કરવામાં તેઓની મતલબ કાંઇપણ જણાતી નહતી. તેઓ માત્ર વખત કાઢવાને તથા મોતનો વિચાર દૂર કરવાને ફરતાં હતાં. કેટલાએક માણસો સનેપાતના જોરમા બહાર નિકળીને ફરતાં અથવા દોડતાં હતાં, તેઓ ગાતાં, બૂમ પાડતા અથવા વગર અર્થનું અને વગર મતલબનું બોલતાં, અને છેલ્લી વારે એવા જોરથી ખડખડ હસી પડતાં કે આખો મોહલ્લો ગાજી રહેતો. એ પ્રમાણે શેહેરની અવસ્થા થઈ રહી હતી.

હવે કિલ્લામા જ્યાં કરણ રાજા, ભીમદેવ, દેવળદેવી તથા મુખ્ય સામંતો અને બીજા સરદારો રેહેતા હતા તેઓને વાસ્તે તે કિલ્લાના કોઠારમાં કેટલુંક અનાજ ભરી રાખેલું હતુ તેમાંથી થોડુ થોડું તેઓ વાપરતા, અને એ પ્રમાણે કસર કરી તેઓએ અનાજ અત્યાર સુધી પોહોંચાડ્યું હતુ; અને હજી થોડા દહાડા વધારે ચાલે એટલું બાકી રહેલું હતુ. લોકોને એ જોઇને ઘણી અદેખાઈ આવતી હતી, અને તેઓને વાસ્તે પોતે મરણ પામે, અને જેઓ લડાઈનાં મુખ્ય કારણ તેઓ જીવતાં રહે એ જોઇને તેઓને ક્રોધ આવતો હતો. પણ તેઓને ગૂજરાતના દુર્દશામાં આવી પડેલા દુર્ભાગ્ય કરણ રાજા ઉપર દયા આવતી

હતી, તથા પોતાના રાજાના કુંવર ભીમદેવની તેઓ આબરૂ રાખતા હતા, તેથી તેઓએ કિલ્લા માંહેના લોકોને કશી રીતનો ઉપદ્રવ કીધો નહિ. એ છતાં પણ કેટલાએક ફિતૂરી, હલકા, તથા લુચ્ચા લોકોએ કિલ્લા ઉપર હુમલો કરી તેમાંનું અનાજ લૂંટી લેવાનો એક કરતાં વધારેવાર નિશ્ચય કીધો; પણ તેઓમાંના વિચારવંત, દયાળુ, તથા રાજનૈષ્ટિક લોકોએ તેમને સમજાવ્યા કે એટલું અનાજ લૂંટી લાવ્યાથી શેહેરમાનાં આટલાં બધાં માણસોને કાંઇ વધારેવાર ફાયદો થવાનો નથી, અને કિલ્લામાંના મોટા માણસો જેઓ દુનિયામાં અગત્યના છે તેઓ મરણ પામશે. તે વાત તેઓના મનમાં ઉતરી, તેથી તેઓ પોતાના ધારેલા કામથી બંધ પડયા. પણ તેઓનો ક્રોધ હજુ સુધી શમ્યો નહતો. તેઓની પાસે એક ઉપાય તૈયાર જ હતો. જો તેઓ સઘળા મળી શેહેરના દરવાજા ઉઘાડી નાખી મુસલમાનોને અંદર આવવા દે તો તેઓના દુઃખનુ તુરત નિવારણ થાય. પણ તેમ તેઓએ કીધું નહિ. એ પ્રમાણે દગલબાજી કરવામાં ઘણી ગેર આબરૂ છે એમ તેઓ સારી પેઠે જાણતા હતા. તેમ કરવાથી જે પરિણામો નિપજે તેને વાસ્તે તેઓ ઘણા દિલગીર હતા. તેટલા માટે જ આટલું બધું કષ્ટ તેઓએ સહ્યું; દુકાળ અને મરકી પોતાના શેહેરમાં આવવા દીધી; પોતાના વહાલામાં વહાલાં માણસોને પોતાની નજર આગળ પીલાઇ પીલાઇને આવા ભયંકર મોતે મરતાં જોયાં; તથા પોતાના મોતને વાસ્તે પણ કાંઈ દરકાર રાખી નહિ. તેઓએ તેઓના હાથમાં રહેલો ઉપાય કામે લગાડયો નહિ. તેઓનો આ વિચાર જોઇને આપણુને ખરેખરૂં આશ્ચર્ય લાગવું જોઇએ, અને તેમના પ્રતિષ્ટા જાળવવા વિષેના એવા ઉમદા વિચાર જોઇને આપણે વિસ્મીત થયા વિના રેહેતા નથી. આટલી બધી વાર તેઓએ આવા વિચાર રાખ્યા, પણ હવે તેઓનું મન બદલાયું, અને કેટલાએક હલકા લોકોએ ઠરાવ કીધો કે હવે શેહેરના દરવાજા ઉઘાડા મુકી દેવા, અને આ દૈવકોપનો એકદમ અંત આણવો. વળી આપણે ઈહાં રહીને પણ શુ કરી સકીએ છીએ ? આપણામાં હવે લડવાની કાંઇ શક્તિ રહી નથી. કરણ તથા ભીમદેવનું લશ્કર ઘણું ખરૂ સઘળું મરી પરવાર્યું છે, અને જે કોઇ જીવતા રહ્યા હશે તેઓની અવસ્થા લડવા લાયક રહી નહિ હોય, માટે હવે દરવાજો બંધ રાખ્યાથી ને પડી રહેવાથી વધારે માણસોનો નાશ થાય છે પણ તેથી કાંઈ કામ સિદ્ધ થાય એવો

સંભવ નથી. માત્ર તેથી વખત વધારે મળે છે. પણ એટલા વખતના જુજ ફાયદાને માટે માણસોના અમુલ્ય જાનની ખરાબી થાય એ કાંઇ વાજબી નથી. એ ઉપરથી તેઓએ ઠરાવ કીધો કે એ સઘળી વાત કરણને જઇને કેહેવી, ને તેને કાને નાખીને એ કામ કરવું.

એ વિચાર પ્રમાણે ઘણાએક માણસોએ કિલ્લામા જઈ કરણની આગળ સઘળી હકીકત કહી, અને હવે શેહેરમાં શત્રુઓને આવવા દેવાની રજા માગી. કરણે તેઓનો ઉપકાર માન્યો, અને પોતાને તથા પોતાની પુત્રીને વાસ્તે તેઓ આટલી લાંબી મુદ્દત સુધી મહાભારત દુ:ખ તથા નુકસાન વેઠીને રહ્યા તેને માટે તેઓને ઘણી જ શાબાશી આપી. કરણને તેઓના ઉપર ઘણી દયા આવતી હતી, અને તેઓ કેહે છે તે સઘળી વાત ખરી છે એવી તેના મનમાં ખાતરી થઈ હતી. હવે જીતવાની આશા તો મુદ્દલ રહી જ નહતી. સિપાઇઓ સઘળા આ જગત્ છોડીને જતા રહ્યા હતા, અને જીવતા રહેલા આલોક અને પરલોકની વચ્ચે લટકતા હતા. તેઓ કાંઇ લડવા લાયક રહ્યા નહતા, તેથી હવે કિલ્લામા ભરાઇ રહેવું નિરર્થક છે એમ તેને સાફ જણાયું, અને વધારે માણસોને મરતાં અટકાવવાને માટે તેણે લોકો પાસે એક રાતની મેહેતલ માગી, અને બીજે દહાડે દરવાજા ઉઘાડા મુકવાની તેમને રજા આપી. લોકો તે સાંભળીને સંતોષ પામી ઘેર ગયા, અને બીજા દહાડાની રાહ જોવા લાગ્યા. તેઓ ગયા પછી કરણ ઊંડા વિચારમાં પડ્યો. હવે શું કરવું ? અત્યાર સુધી તેને એવી આશા હતી કે થોડા દહાડામાં કિલ્લામાનું અનાજ ખપી જશે, એટલે પોતે તથા પોતાની છોકરી બન્ને એક પછી એક અથવા સાથે ભૂખથી મરી જશે, એટલે લડાઈ એની મેળે સપૂર્ણ થશે. પણ તેમ થવાનો વખત આવ્યો નહિ. લોકોએ તેટલી ધીરજ રાખી નહિ. હવે એક રાત વચ્ચે રહી તેમાં કાંઈ તેના ધાર્યા પ્રમાણે થવાનું નહતું. માટે હવે શસ્ત્ર વડે બેમાથી એકનો જીવ લીધા સિવાય બીજો કાંઈ ઉપાય રહ્યો નહિ. હવે બેમાથી કોણે મરવુ એ વાતનો વિચાર રહ્યો. દેવળદેવીને મારવાનો આગળ કરણે વિચાર કીધો હતો, તેને કાપી નાખવાને તેણે તલવાર ઉગામી હતી, પણ એ અસ્વાભાવિક કામ કરવા જતાં તેનું મન હઠી ગયું હતું આવી બાળક છોકરીને શી રીતે મારી નખાય ? માટે પોતે જ મરવું એ સારૂં છે; પોતાના જીવવાથી કાંઈ ફળ નહતુ; પોતે ઉમરે પણ પહોંચ્યો હતો; પોતાને સુખના દિવસ પાછા આવશે એવો સંભવ નહતો; તેથી દુ:ખમાં બાકીનાં

વર્ષ કાઢવા કરતાં એકદમ આયુષ્યની દોરી તોડી નાખવી એ સારૂં એમ તેણે નક્કી કીધું. તે રાત્રે બાર વાગતે જ્યારે કિલ્લામા સઘળા ભર ઊંઘમાં હતા ત્યારે લુગડા પેહેરી એક તેજ તલવાર સાથે રાખીને કિલ્લામાથી બહાર નિકળ્યો. તેનો દેખાવ જોવાથી જ તુરત જણાઈ આવે કે તે વખત તે કાઇ ભયકર કામ કરવાને જાય છે. તે પોતાની દીકરીને જગાડીને છેલ્લીવાર મળ્યો પણ નહિ; તોપણ તેને અંત કરણથી આશીર્વાદ દઇને તથા તેની જીંદગી અને પ્રતિષ્ઠાના સંરક્ષણ વાસ્તે પરમેશ્વરની પ્રાર્થના કરી ત્યાથી ચાલી નિકળ્યો. બાહાર મેદાનમા પૂર ચાદરણુ ખીલી રહ્યું હતુ તેમા વચ્ચે વચ્ચે ઝાડો તથા ડુગરોના ઓળા પડ્યા હતા. હવા બિલકુલ સ્થિર હતી, ઝાડોનાં પાદડા લગાર પણ હાલતાં નહતાં. સઘળું ચુપાચુપ હતુ, તેમાં કરણનાં પગલા સાફ સંભળાતાં હતા. તે વખતે વખતે ઈશ્વરનું સ્મરણ કરતો હતો, અને આખી દુનિયાની આ છેલ્લી ભેટ લેતો હતો. થોડી એકવાર સુધી ઊંચી નીચી ભોય પર ચાલ્યા પછી તે એક મોટા મહાદેવના દેહેરા આગળ આવી પોહોચ્યો. તે દેવસ્થાન તે જગોએ ઘણુ નામાંકિત હતુ, અને તે ઘણુ વિસ્તીર્ણ હતુ. તે રાત દહાડો ઉઘાડું હતુ, અને આ વખતે તેમા કે તેની આસપાસ કોઇ પણ માણસ નહતું. કરણ તે દેહેરામાં જઇ જ્યા શિવલિગ હતુ ત્યાં ઉભો રહ્યો. તેણે ત્યા કેટલીકવાર સુધી એક ચિત્તે મહાદેવની સ્તુતિ કીધી, પછી મહાદેવની પૂજા કીધી, અને થોડાક ફુલ પોતાની સાથે લઇ આવ્યો હતો તે તેના ઉપર ચઢાવ્યા. પછી તે ઘણા જુસ્સાથી ઉભો થયો, અને તલવાર મિયાનમાથી કાઢીને પોતાની ડોકે અડકાડી મોટેથી અને જુસ્સાથી બોલ્યો "હે મહાદેવ, હે ભોળાનાથ, હે શકર, હુ કેવી આફતમા આવી પડયો છું તે તુ સારી પેઠે જાણે છે. તેમાથી ઉગરવાનો કાઇ રસ્તો સુઝતો નથી. માટે રે જગત્‌ના પ્રલયકર્તા, આ તારી સમક્ષ હું મારો દેહ ત્યાગ કરૂ છું, નહિ તો બચવાનો માર્ગ બતાવ." એટલું કહી તેણે તલવાર આઘી ખસેડી જોરથી ઉગામીને ડોક ઉપર મારવાની તૈયારી કીધી; પણ તેટલામાં કોઈએ તેનો હાથ પકડયો હોય એમ લાગ્યું. તેની તલવાર ભોય ઉપર પડી ગઇ, અને આકાશવાણી થતી હોય એમ ઘુમટમાથી નીચે પ્રમાણે શબ્દ સભળાયો "અરે કરણ રાજા, તારા દુઃખનો પાર જ નથી, પણ તુ આપઘાત કરીશ મા. જે થાય તે થવા દે, તને કાલે બચવાનો રસ્તો જડશે માટે ધીરજ રાખ." કરણે એ શબ્દ સ્પષ્ટ સાભળ્યા, અને તેનો અર્થ પણ

તે સમજ્યો. મહાદેવની એ વાણી થઇ એવી ખાતરી તેને થઇ તેથી સંતોષ પામ્યો, અને આકાશવાણી ખરી પડશે એવો પૂરો ભરોસો રાખીને તેણે તલવાર મિયાનમાં ઘાલી, મહાદેવને સાષ્ટાંગ દંડવત્ કીધા, અને પાછો કિલ્લા તરફ ગયો.

બીજે દિવસે શેહેરના કેટલાએક લોકોએ કોટ ઉપર ચડીને સલાહનું નિશાન દેખાડયું. તે ઉપરથી અલફખાંએ પોતાની તરફથી કેટલાંએક માણસોને મોકલ્યાં તેમની આગળ શેહેરના લોકોએ પોતાની સઘળી હકીકત કહી. તેઓની કેવી દુર્દશા થઇ હતી તે સઘળું તેઓને દયા ઉપજે એવી રીતે કહી સંભળાવ્યું. તે આખું શેહેર તેઓને સ્વાધીન કરવાને કબૂલ કીધું, પણ એટલી શરત કીધી કે અમારી માલ મિલકતને તમારે છેડવી નહિ. તેઓએ કહ્યું કે અમે મરી રહેલા છીએ; હવે મરતાને મારવામાં કાંઇ આબરૂ તથા મોટાઈ નથી. વળી કરણ રાજા તથા દેવળદેવી તમારા હાથમાં આવશે એટલે તમારૂ ધારેલું કામ પાર પડશે; પછી શેહેરના બિચારા નિરપરાધી લોકોને મારી નાખવામાં તથા તેમની મિલકત લૂટી લેવામા તમને શો ફાયદો છે ? માટે એ વાત તમારા સરદારને કહો, અને જો એ પ્રમાણે કરવાને તમે અભયવચન આપો તો અમે શેહેર તમને આજે સ્વાધીન કરીએ. મુસલમાનોએ એ સઘળી વાત જઇને અલફખાંને કહી, તેથી તે સરદારને ઘણી દયા આવી અને તેઓની અરજ વાજબી, તથા કબૂલ કરવામા કાંઇ નુકસાન થાય એવી નથી એમ જાણીને શેહેરના લોકોને તે કબૂલત કહી સંભળાવી, અને તે દહાડે રાત્રે શેહેરના દરવાજા ઉઘાડા મુકવાનું ઠરાવ્યું. પેહેલી રાત્રે શેહેરના લોકોએ એક દરવાજો ઉઘાડયો, અને મુસલમાન લોકો પાસેજ હતા તેઓ ધસારો કરી માહે પેઠા. શેહેરમાં પેસતાંજ તેઓ કરણ તથા દેવળદેવીને શોધવા લાગ્યા. રસ્તામાં કેટલાએક મરદો તથા બાઇરીઓ તેઓને જોવાને ઉભેલાં હતાં તેઓમાંથી જ કોઇ દેવળદેવી હશે એમ તેઓને વેહેમ જવાથી તેઓ તેમને પકડીને ઘસડવા લાગ્યા અને તેમનું ઘણીએક રીતે અપમાન કરવા લાગ્યા, એ પ્રમાણે તેઓએ ઘણાંએક બાઇરાને કીધું. તે તેઓના ધણીથી તથા બીજા માણસોથી ખંમાયું નહિ, માટે તેઓએ મુસલમાન સિપાઇઓની સાથે પેહેલા તકરાર કીધી: પણ તે તકરારથી કાંઇ જ ફાયદો થયો નહિ, ત્યારે તેઓએ વળગાઝુમી કીધી, અને તેમ કરવામાં આખરે મારામારી ઉપર આવી ગયા. મુસલમાનોને આટલી મુદ્દત સુધી શેહેર

આગળ પડી રહેવું પડયું, તથા તેઓમાંના ઘણુખરા માર્યા ગયા, તેથી તેઓ શેહેરના લોકો ઉપર ઘણા ગુસ્સે હતા. તેમાં વળી જ્યારે આ લડાઇ કરવાનો પ્રસંગ આવ્યો, ત્યારે તેઓએ આટલા દિવસનું એકઠું થયલું વેર એકદમ તેઓના ઉપર કાઢવાનો નિશ્ચય કીધો. ત્યાં તલવારો નિકળી; અને કેટલાએક જેઓ દુકાળ તથા મરકીના સપાટામાંથી બચ્યા હતા તેઓ આ લડાઇમાં માર્યા ગયા. જ્યારે આ ગડબડાટ શેહેરના મુખ્ય બજારમાં થઇ, તે વખતે કેટલાએક અટકચાળા તથા લૂંટવાની ઉમેદ રાખનારા મુસલમાનોએ એક દુકાન સળગાવી મુકી. એ આગ લાગવાથી સઘળા મુસલમાન સિપાઇઓ ઘણા ખુશ થયા. તેઓને એટલુંજ જોઈતુ હતુ. જ્યારથી અલફખાંએ શેહેરના લોકોની જીંદગી તથા માલમિલકત બચાવવાને અભયવચન આપ્યું, ત્યારથી તે સિપાઇઓ ના ઉમેદ થઈ ગયા હતા. તેઓને લૂંટ મેળવવાની આશા હતી, અને તે પૂરી પડશે એવી આખર સુધી તેઓને ખાતરી હતી, પણ છેલ્લી વારે તે આશા ભંગ થઇ ગઇ એ જોઇને તેઓ ઘણા ખીજવાયા હતા. પણ જ્યારે આગ લાગી, અને તે હવે પથરાઇને આખા શેહેરમાં ફેલાશે ત્યારે લોકોનાં ઘરમા ભરાવાને તથા તેમાની દોલત લઇ લેવાને કાંઇ હરકત પડશે નહિ એ ધારણાથી તેઓએ આગ હોલવવાની કાંઈ મેહેનત કીધી નહિ. બલકે શેહેરનાં બે ત્રણ ભાગમાં થોડાએકે જઇને નાનાં નાનાં ઘરો સળગાવી મુક્યાં. રાતનો વખત, પવન નિકળેલો, કોઈ હોલવનાર મળે નહિ, શેહેરમાં થોડાંજ માણસો રહી ગયલાં અને તેઓ એવાં અશક્ત કે તેઓથી કાંઈ કામ બની સકે નહિ, તેથી આગ ઘણા જોરથી ફેલાઇ અને થોડા વખતમાં આખુ શેહેર અગ્નિની ઝાળમાં લપેટાઈ ગયું. આ વખતે શેહેરનો દેખાવ ઘણો ભયંકર થઇ રહ્યો. ઘરો સઘળાં ઘાસની પેઠે ભડભડ બળવા લાગ્યાં. મુસલમાન સિપાઇઓમાં કાંઈ બંદોબસ્ત રહ્યો નહિ, તેઓ સઘળા અલફખાંના હુકમથી ઉલટા ચાલીને બધા શેહેરમાં ફરી વળ્યા, અને જે મોટાં મોટાં ઘરો તેઓની નજરે પડ્યાં તેમાં પેસીને લૂંટફાટના કામમા પડ્યા.

આગ એ એક મોટી આફત છે, તેમાં વળી બાગલાણુ જેવી અવસ્થામાં આવી પડેલા શેહેરમાં આગ એથી તો આરો આંક જાણવો. કેટલાએક મરકીના રોગથી પીડાતા તથા ભૂખે દુસહસતા થઇ ગયલા લોકો જેઓ ઉઠી સકતા નહતા તેઓ ઘરમાંને ઘરમાં જ બળી મુઆ. તેઓને

કાટનાર કોઇ મળે નહિ. કેટલાએક પોતાના જીવ બચાવી સકે તેવા હતા તેઓ પોતાના બઇરાં છોકરાને તથા ધન દોલતને છોડીને નાઠા. બઇરીઓ તથા છોકરાં જેટલાં નાશી સકયાં તેટલાં બચ્યા બાકીનાં આગમાં ફુંકાઈ ગયાં. કેટલાએક કીમતી દાગીનાની એક નાની પેટી લઇ બહાર નિકળતા, તેઓને રસ્તામાં મુસલમાનો પકડતા, તથા તેઓની પાસે જે હોય તે છીનવી લેતા. જે બીચારા પૈસા વગર ખાલી હાથે મળતા તેઓને પકડીને ખૂબ માર મારતા, અને તેને ઘેર તેઓને લઇ જવાનું તથા દોલત બતાવવાનું તેની પાસેથી કબૂલ કરાવતા. જેઓ ઘરમાં પડી રહેતા હતા તેઓને પણ મારફાડ કરી દ્રવ્ય કયાં સંતાડયું છે તે દેખાડવાની જરૂર પાડતા. જેઓ પૈસા બતાવે નહિ, અથવા જેઓની પાસે પૈસા હોય નહિ તેઓને વેહેમ ઉપરથી એટલો માર મારતા કે તેથી તેઓ જલદીથી મરણ પામતા. એ પ્રમાણે શેહેરમાં ગડબડાટ થઇ રહી. જે હિંદુ જાય તેને અટકાવી મુસલમાન સિપાઇ કહેતા કે, "કાફર, પૈસા દેખાડ." તે વખતે જો તેઓનું મન ન મનાવે તો તલવાર વડે તેના બે કડકા કરી નાખતા અલફખાંનો હુકમ કોઇ માનતુ નહતું તેથી તે ઘણો ચીઢવાઈ ગયો. તેનાથી લશ્કરમાં બંદોબસ્ત રાખી સકાયો નહિ એ જ તેના મનને મોટી નામોશી લાગતી હતી. પણ આ વખતે તો તેના મનમાં એક બીજી મોટી ફિકર હતી. તેને દેવળદેવીને હાથમાં લેવાની ઘણી જ આતુરતા હતી. આ સઘળી લડાઇનું કારણ જો છેલ્લી વખતે છટકી જશે તો તે ફરીથી હાથ લાગશે નહિ; લડાઈ સઘળી વ્યર્થ જશે; પાદશાહ ઘણો કોપાયમાન થશે, અને તેની જીંદગી રદ જેવી થઈ જશે. તેના મનમાં મોટી ધાસ્તી હતી કે જો આ વખતે તે જતી રેહેશે તો તેને અટકાવનાર કોઇ નથી, માટે લશ્કરને પાછું એકઠું કરી તેને જલદીથી શોધી કાઢવી જોઇએ. એક વાર તે હાથ લાગી એટલે પછી શેહેર જેટલું લૂંટવુ હોય તેટલું લૂંટે તેમાં કાંઇ આપદા નહતી. તેણે સિપાઇઓને સમજાવ્યા, ધમકાવ્યા, તથા બીજા ઘણા ઉપાયો કીધા, પણ કોઈ લૂંટમાથી પાછું આવ્યું નહિ.

હવે જ્યારે કરણ રાજાને આ સઘળી વાતની ખબર પડી ત્યારે તેને ઘણી જ ખુશી થઇ. તેણે જોયું કે જ્યારે અલફ-ખાંના સિપાઇઓ લુંટવાના કામમાં પડેલા છે ત્યારે નાસી જવાનો સારો લાગ છે. કમળપૂજા કરી રહ્યા પછી જે આકાશવાણી

તેણે સાંભળી હતી ને હમણા ખરી પડશે એમ તેને લાગ્યું, કેમકે તેને પકડનાર તથા દુરકત કરનાર કોઇ જ ન હતું. તેણે ત્યાંથી નાસવાની તૈયારી કીધી, અને પોતે, ભીમદેવ, દેવળદેવી તથા થોડાંએક ખાનગી માણસો એટલાં કિલ્લાને પાછલે રસ્તે નિકળ્યાં, અને ઘણા જલદ ઘોડા તૈયાર રાખેલા હતા ને ઉપર સવાર થઇને તેઓ પૂરવેગે દેવગઢ જવાને નિકળી પડયાં. રસ્તામા દુસ્મનોનુ એક પણ માણસ તેઓને મળ્યું નહિ તેથી તેઓ નિરાતે ઝડપથી કૂચ કરી આગળ ચાલ્યાં.

જ્યારે બાગલાણમાં સઘળી દોલત લૂટાઈ રહી ત્યારે મુસલમાન સિપાઈઓ અલફખાંની રૂબરૂ હાજર થઈ ગયા, અને જે તકસીર કીધી હતી તેને માટે તેઓએ માફ માંગી તે વખતે મધ્યરાત્રી થઇ હતી, પણ અલફખાં તેઓને લઇને તુરત કિલ્લા તરફ ગયો, પણ અંદર જવાનો રસ્તો કાંઇ જડયો નહિ. કેટલીક વાર આણીગમ તેણીગમ ફર્યા પછી તેઓને એક માણસ હાથ લાગ્યું, તે તેઓને કિલ્લાની પાછળની બાજૂએ લઈ ગયો ત્યાંના દરવાજા ખુલ્લા હતા તેટલા ઉપરથી જ અલફખાં નિરાશ થઇ ગયો, અને તેણે તુરત અનુમાન કીધું કે પક્ષીઓ પાંજરામાથી ઉડી ગયાં. તો પણ કદાચ દરવાજો જાણી જોઇને ઉઘાડો મુકયો હોય કે ખુલ્લો જોઇ બીજાના મનમાં આવે કે તેમાં કોઇ નહિ હોય, અને તેમ જાણી વધારે ખોળ ન કરે, અને તેઓ તેમાં સંતાઈ ગયાં હોય, માટે જ્યારે આટલે સુધી આવ્યા ત્યારે કિલ્લાની માંહે સંધે ફરીને જોવું, અને તેઓ ત્યાં નથી એ વાતની પક્કી ખાતરી કરવી એ મતલબથી તેઓ કિલ્લામાં પેઠા, અને મોટી મોટી મશાલો સળગાવી કિલ્લામાં ખુણે ખોતરે સઘળે જોઇ વળ્યા. સવાર થવા આવી પણ કરણ, દેવળદેવી, કે કોઈ ત્યાં માલમ પડયું નહિ તેથી અલફખાંને ઘણી દિલગીરી તથા ગભરાટ થયો. લગભગ હાથમાં આવેલી દેવળદેવી તેણે ખોઇ. તેની સઘળી મેહેનત ફોગટ પડી. તેણે સિપાઇઓને હજારો ગાળો દીધી. તેઓ લૂંટવામાં પડવાથી તેનું કામ સઘળું બગડી ગયું હવે કેમ થશે? તેની ખાતરી થઈ કે દૈવ તેની સામા છે અને કરણની સામા લડવુ અને દૈવની સામા લડવું બરોબર છે, તેને હમણા વેહેમ પડવા લાગ્યો કે મારા દહાડા હવે પડના આવ્યા છે; મારો સૂર્ય અસ્ત પામવા ઉપર આવ્યો છે; માટે મારા કામમાં ધાર્યાથી ઉલટું જ થાય છે. તેના મનમા હવે નક્કી થયું કે તેઓ ઘણે આઘે નિકળી ગયાં હશે; અને દેવળદેવી

એકવાર દેવગઢમાં પોહોંચી, અને શંકળદેવને પરણી, એટલે તો સઘળું થઇ ચુકયું; પછી તેમાં કાઇ ઉપાય ચાલવાનો નથી. તો પણ જ્યાંલગી આશા છે ત્યાંલગી શ્રમ તો કરવો જોઇએ, એમ ધારી તેણે દેવગઢ તરફ જવાનો પોતાના સિપાઇઓને હુકમ કીધો. તેઓ ઘણા જલદીથી આગળ ચાલ્યા. જરાપણ આરામ લેવાને ઉભા રહ્યા નહિ. જ્યારે સાંજ પડી, અને થોડું થોડું અંધારૂં સઘળે પથરાયું, ત્યારે તેઓએ ક્ષિતિજમાં ધૂળ ઉડતી જોઇ તે ઉપરથી તેઓએ અનુમાન કીધુ કે એ જ કરણનાં માણસો હશે, એમ ધારીને તેઓ વધારે વધારે ઝડપથી દોડ્યા, અને જેમ જેમ પાસે જતા ગયા તેમ તેમ કરણના માણસો સ્પષ્ટ દીસવા લાગ્યાં.

આણીગમ કરણે પણ જાણ્યું કે દુશ્મન તો લગભગ પાસે આવી ચુકયા. તેઓ ઘણા થાકી ગયલા હતા તેથી વધારે ઝડપથી જવાને અશક્તિમાન હતા, પણ તેઓને સંતોષ એટલો જ હતો કે હવે રાત પડવા આવી હતી; આગળ ઝાડી ઘણી ખીચોખીચ હતી, તથા રસ્તા ઘણા વિકટ હતા. વળી ગામડાના લોકો જેઓ આ રસ્તાના ભોમિયા હતા તેઓ મુસલમાન લોકોને ભમાવ્યા વિના રહેશે નહિ, એટલે આપણે દેવગઢ જવાને વખત મળશે. અલફ્ખાંએ મશાલ તૈયાર કરાવી એટલા જોરથી કૂચ કીધી કે છેક કરણની પાસે તે આવી પહોચ્યો. આ જ વખત સમાલવાનો હતો. આ વખતે જો કાંઈ તદબીર કરવામાં નહિ આવે તો દેવળદેવી નિશ્ચય મુસલમાનોના હાથમા પડશે, માટે ભીમદેવ પોતાના માણસો સાથે દેવળદેવીને લઇને એક બાજૂ તરફના રસ્તાપર નિકળી ગયો, અને અલફ્ખાંને એકલા કરણની પાછળ જવા દીધો. એ પ્રમાણે કરણ તથા દેવળદેવી જુદાં પડ્યા એ વાત અલફ્ખાને માલમ ન હતી, માટે તેણે દેવળદેવીની ઉમેદે કરણની પાછળ દોડ કીધી. રાત અંધારી હતી, ઝાડી ઘણી જ ઘાડી આવી પડી; બન્ને લશ્કરવાળાઓએ તે રાત્રે ઘણું જ દુઃખ ભોગવ્યું, પણ કોઇ હઠ્યું નહિ. આખી રાત મુસલમાનોએ ચાલ ચાલ કર્યા કીધું, અને જ્યારે સવાર પડી, ત્યારે તેઓ એક મોટા મેદાનમા આવ્યા એમ તેમને માલમ પડ્યું; ત્યાં તજવીજ કરતાં જણાયું કે દેવગઢ ત્યાંથી હવે એક મંજલ દૂર રહ્યું હતુ. પણ અફસોસની વાત એટલી જ કે કરણનું કાંઇ ઠામ ઠેકાણું જડયું નહિ; તેની કાંઇ નિશાની નજરે પડી નહિ. હવે તો નક્કી થયું કે કરણ દેવગઢ પોહોચ્યો હશે, અથવા જલદીથી પોહોચશે, માટે પાછળ દોડવામાં કાંઇ ફળ નથી,

માટે છેક નિરાશ થઇ અલફખાંએ ત્યાં મુકામ કીધો અને તપાસ કરવાને ચો તરફ માણસો મોકલ્યાં. આખો દહાડો વહી ગયો તોપણ કાંઇ ખબર મળી નહિ. કરણ તો દેવગઢ સહી સલામત પહોંચ્યો, અને ભીમદેવ આડે રસ્તે પડ્યો હતો તે કેટલેક દૂર જઈ એક ગામમાં મુકામ કરી ત્યાં રહ્યો અને તે ઠેકાણે દુસ્મનોનો આવવાનો સંભવ નથી, એવું જાણીને ત્યાં એક દહાડો થાક ખાઈ બીજે દિવસે ત્યાંથી નિકળવું એવો ઠરાવ કીધો.

---

## પ્રકરણ ૧૫ મું.

બીજે દહાડે સાંજ પડવાની વખતે એક નાના ગામમાં ગડબડ થઇ રહી હતી. ઠેકાણે ઠેકાણેથી ઘોડાનો હણહણાટ સમળાતો હતો, તથા ચોરા ઉપર ઘણાએક સવારો તથા સિપાઇઓ એકઠા થઇ બેઠા હતા. કેટલાએક નકામા ગામમાં આણીમેર તેણીમેર ફર્યા કરતા હતા. કેટલાએક ગામની બહાર સીમમાં પોતાના ઘોડાઓને વાસ્તે ચારો શોધતા હતા. ગાયો તથા ભેંશો ચરીને મસ્તી કરતાં તથા રસ્તામાં કોટેકોટ ધૂળ ઉડાવતાં પાછાં ગામ તરફ આવતાં હતાં. ખેડુતો પોતાનાં ખેતરોથી થાકેલા પાકેલા ધીમેધીમે ઘર તરફ આવતા હતા, તથા તેઓના બળદો રાતનો વિસામો ખાવાને ઘણા આનંદથી સિંગડાં ડોલાવતા તથા તેઓને ગળે બાંધેલા ઘુઘરાનો અવાજ કરતા ચાલતા હતા. વખત ઘણો રળિયામણો લાગતો હતો. સૂર્યનારાયણ પશ્ચિમને દરવાજેથી જતા રેહેવાની તૈયારીમા હતા, અને આકાશનો તે ભાગ નાના પ્રકારના રંગથી શોભાયમાન દીસતો હતો. આસપાસના ઝાડો તથા ફુલોનો મદમંદ સુવાસ સઘળે પથરાઇ રહ્યો હતો, તેમાં માત્ર માણસની બેફિકરાઇથી તથા ફુવડાઈથી જ ઉત્પન્ન થતી દુર્ગંધ કોઈ વેળા ભળતી હતી. ગામમાં હરેક ઘરની સામા એકેક ઉકરડો હતો તેમાં વર્ષોનાં વર્ષ થયાં છાણ વગેરે ઘણી એક ગલીચી એકઠી થયાં કરતી હતી. એ ઝેરના ઢગલામાં સડેલી વનસ્પતિ તથા બીજા પદાર્થ કોહ્યાં કરતા, અને તેમાથી જે નાશકારક રજકણો હવામા ઉડતાં હતાં તેથી લોકોમાં અનેક તરેહના રોગો પથરાતા હતા, તથા તેઓના આવર્દામાં ઘણો ઘટાડો થતો હતો. પણ તે બિચારા પશુતુલ્ય પ્રાણીઓને એ વાતનું કાંઇ પણ ભાન નહતું. પોતાના દેવ ઉપર પાકો ભરોસો રાખીને, જે થાય છે તે ઇશ્વરની

તરફથી બને છે એમ સમજીને, તથા તેઓનાં માબાપ, છોકરાં, ધણીધણિયાણી, સગાવાહાલાં, વગેરે જેઓ મોતના સપાટામાં તેઓના યોગ્ય વખત પેહેલાં આવી પડેલાં તેનું કારણ કેટલેક દરજ્જે એ ઉકરડા જ હતા, તથા એ મૃત્યુને કાંઇક હદમાં રાખવું એ તેઓના હાથમાં હતુ એ વાત જાણ્યા સિવાય, તેઓ સુખી અજ્ઞાન અવસ્થામાં પોતાના દહાડા કાઢતા હતા. તે ગામના એક નીચા ઘરમાં એક ઓરડામાં તે સાંજરે બે માણસ બેસી ધીમે ધીમે વાતચિત કરતાં હતાં. તેઓમાંથી એક પુરૂષ તથા બીજી સ્ત્રી હતી. પુરૂષની વય આસરે ૪૦ વર્ષની દેખાતી હતી; પણ કેટલાંક કારણોને લીધે તે વૃદ્ધાવસ્થામાં વેહેલો આવી પડયો હોય એમ લાગતુ હતું. તેનું શરીર સુકાઈ ગયલું તથા ચામડીનો રંગ છેક કાળો પડી ગયલો હતો, આખે શરીરે તે ખંજવાળ્યાં કરતો હતો. તેની આંખ લાલચોળ તથા ઊંડી પેસી ગયલી હતી. માથા ઉપર તાલ પડ્યાથી તે કાચના જેવું ચળકતું હતુ; અને તે ઉપર આફ્રિકાના મહા રણમાં લિલોતરીની કોઇ નાની જગા માલમ પડે છે તેમ સફેદ થોડાએક નિમાળા ઉડતા હતા. તેના આખા દેખાવ ઉપરથી જણાતું હતું કે તે કોઇ નઠારા વ્યસનમાં ગરક થવાથી અશક્ત થઇ ગયલો હતો; અને ખરી વાત પણ તેમ જ હતી. તે ભાંગનો પૂરો ગરાડી હતો. આખા દહાડામાં જો તેને આશરે ચાર અથવા પાંચ શેર ભાગ ન મળે તો તે મરવાતોલ થઇ જાય. પણ એકલી ભાંગથી તે ધરાતો નહતો. અફીણ, ગાંજો, તથા બીજી કેફી વસ્તુઓ પણ રોજ તેના ખપમાં આવતી હતી તેથી આખો દહાડો અમલ કરવા સિવાય તેનાથી બીજું કાંઇ કામ થઇ સકતું નહતું. આ સઘળાનું પરિણામ એ થયું કે તેનાથી કાંઇ ધંધો રોજગાર થઇ સકતો નહિ. ગામમાં ઘામોટપણું કરવામાં જે કાંઇ થોડી ઉપજ આવે તેમાંથી તેની તરફથી કામ કરનાર બ્રાહ્મણને અર્ધોઅર્ધ આપવું પડતુ હતું, અને બાકીના અર્ધામાંથી પોતાની સ્ત્રી અને પાંચ છોકરાંનું ગુજરાન કરવું પડતું હતું. તે બિચારો ઘણી કંગાલ અવસ્થામાં હતો; પણ જો તે એકલો હોત તો ગમે તેવી દુર્દશાથી તે સંતોષ પામી પોતાના કાળનો નિર્વાહ કરત. પણ તેની સ્ત્રી ઘણા જ જુદા સ્વભાવની હતી, અને તેના ઠોક તથા ધાકથી નિરંતર તેને ઉપદ્રવ થયાં કરતો, અને જો કેફના અમલથી તે નિશ્ચિત, તથા સદા આનદી રહેતો ન હોત તો તેની સ્ત્રીના પૈસાના લોભથી તેનો જલદીથી અંત આવત. પણ હવે

તો તેની આયડીના ઠોક પણ પવનમાં ઊડી જતા હતા. તેની ગાળ ઘરની ભીંત માને તો તે માને, અને તેના વજ્ર જેવા બોલ તેની હાથી જેવી ચામડી ઉપર અથડાઇને પાછા પડતા હતા. તે સઘળાં કારણોને લીધે તેની બઇરીનો જીવ ઘણો ઉકળી જતો. વખતે તેને ક્રોધ એટલો બધો ચઢતો કે તે પોતાના શરીરને ભારે દુઃખ પોહોંચાડતી; ઘણીવાર તે પોતે ભુખી રહેતી; તથા પોતાના ધણીને ભુખ્યો રાખતી. એ વગેરે ઘણેક રસ્તે તેની રીસ ઉભરાઈ જતી. પણ શાંતિ, એ અમુલ્ય ગુણ તેના સ્વામિમાં જોઇએ તે કરતાં વધારે હતો તેથી આખરે તેનો જ પરાજય થતો. એ ક્રોધાંધ સ્ત્રી શરીરે ઘણી કદાવર હતી. તેના દેખાવ ઉપરથી જ કોઇને ભય ઉત્પન્ન થાય. તેની ઉમર આસરે ૩૫ વર્ષની હતી. આવી સ્ત્રી જેને હોય તેની ખરેખરી કમબખ્તી જાણવી. જેટલા ગુણો નઠારા ગણાય છે તેઓમાંના ઘણા ખરા તેનામાં હતા. ક્રોધ, અદેખાઈ, નિર્દયતા, આદિ બીજા દુર્ગુણોનું તેના મન ઉપર ઘણું પ્રબળ હતુ. પણ સૌથી વધારે તેનામાં પૈસાનો લોભ હતો. પૈસાને વાસ્તે તે શું નહિ કરે એ કહી સકાય નહિ. પૈસાને વાસ્તે રાત દહાડો તેનો જીવ બળ્યાં કરતો હતો. પણ ઇશ્વિરનો બનાવ એવો બન્યો કે જેટલો તેનો લોભ વધારે તેટલી તેની દરિદ્રતા વધારે હતી. પોતાની અગણિત તૃષ્ણાઓને શાંત કરવાને જોઇએ તેટલા પૈસા તેને મળતા નહતા એટલું જ નહિ, પણ તેને ખાવાપીવાના તથા બીજી જીંદગીને અવશ્ય વસ્તુઓના વાંધા પડતા. એજ તેને ઘણું ભારે દુઃખ હતું, અને તેથી જે રીસ તેના મનમાં ઉત્પન્ન થતી તે સઘળી તેના ધણી ઉપર તે કાઢતી. તે દહાડે તેને ઘેર મોટા શ્રીમંત પરોણા આવેલા હતા. ભીમદેવ તથા દેવળદેવી તેઓને ઘેર ઉતરેલાં હતાં. તેઓના દરજ્જા પ્રમાણે તેઓનું સન્માન કરવું, તેઓને કોઇ પણ પ્રકારે રાજી રાખવાં, એ વિષે તેને ઘણી ચિંતા થતી હતી. તેને એવી આશા હતી કે જો તેઓ પોતાના રાજકુંવરને ખુશ કરશે તો તેઓ તેને ન્યાહાલ કરી નાખશે, તથા તેઓનો દહાડો ફેરવી નાખશે. એ મતલબસર તેણે ઘણીએક ગોઠવણ કીધી; પણ તેટલા ઉપરથી પોતાની ધારેલી મતલબ પાર પડશે એ બાબત તેને ઘણો શક હતો. માટે આ વખતે કાંઈ તદબીર કરવી જોઇએ. તે શુ કરવી એ વિષે તે ઊંડા વિચારમાં પડી હતી. દેવળદેવીના અંગ ઉપર ઘણું કીમતી ઘરેણું હતુ તેટલું જ જો હાથ આવે તે

પાર પડી જવાય. પણ તે શી રીતે મળે? મધ્યરાત્રે તે જ્યારે ભર ઊંઘમાં હોય તે વખત તેને ગુંગળાવી મારી નાખીને તમામ ઘરેણું ઉતારી લઈ રાત ને રાત નાસી જવું; અને મુસલમાનોનું લશ્કર પાસે હતું તેથી તેને આશા હતી કે ભીમદેવ તેની શોધ કરવા પાછળ આવશે નહિ. એ વાત ઉપર જેમ જેમ તે દુષ્ટ ચંડાળે વધારે વાર વિચાર કીધો તેમ તેમ તેનું અંતઃકરણ વધારે વજ્ર તથા નિર્દય થતું ગયું, અને પૈસાના લોભથી તેના મનમાં સઘળા કોમળ વિચાર દબાઇ ગયા.

પણ તે કામ હવે કોણે કરવું? તેણે પોતાના ધણીને પાસે બોલાવ્યો, અને તેની આગળ સઘળી હકીકત ઘણી અસરકારક રીતે કહી, અને છેલ્લે પોતાનું ધારેલું દુષ્ટ કામ તેની પાસે કરાવવાને તેણે હુકમ કીધો. પોતાની ધણિયાણીમાં પૈસાનો આટલો બધો લોભ હશે, તથા તેને લીધે આવું પાપી કર્મ કરવાને તે કહેશે એવું હજી લગી તેના મનમાં નહતું. તેથી આ ધારણા સાંભળીને તેને ઘણું જ આશ્ચર્ય લાગ્યું એટલુંજ નહિ, પણ તેને ઘણો ક્રોધ ચઢ્યો. તે બોલ્યો: "અરે! દુષ્ટ ચંડાળણી, અરે! શંખણી યુગના મહાત્મને લીધે તારામાં કેટલું પાપ ભરાયું છે? અરે! કસાઇ, તને આ વિચાર તે કેમ સુઝ્યો હશે? અરે! મારી પાસે સ્ત્રીહત્યા કરાવવી? અને તે સ્ત્રી પણ રાજકન્યા, અને આપણા રાજાના પુત્રની સ્ત્રી? અરરર! હવે કળિયુગની ભર જુવાની બેઠી. આ કાળમાં પુરૂષો તો દુષ્ટ થઈ ગયા છે; તેઓએ તો સત્ય મુક્યું; તેઓ પ્રપંચના ઊંડા કુવામાં પડ્યા; તેઓ માયાની મોહજાળમાં ફસાઇ પડ્યા છે; તેઓ પરમેશ્વરનો ભય જરાપણ રાખતા નથી; એ સઘળું તો જોયું છે. પણ સ્ત્રીઓ! કોમળ હૃદયની સ્ત્રીઓ જેઓ અંધારામાં જતા બીહે, જેઓ માખી મરતી જોઇને કમકમાટ પામે, જેઓનાં મનમાં દયા વધારે હોવી જોઇએ, તે સ્ત્રીઓ જ્યારે એક નિરપરાધી પ્રાણીની હિંસા કરવાનો વિચાર કરે એથી તો સીમા વળી. અરે ભગવાન! આગળ કેવો કાળ આવવાનો છે! તે હું ન જોઊં તો સારૂં. તેની અગાઉ, અરે ભગવાન, તું મને ઉઠાવી લેજે. રાજદ્રોહ! સ્ત્રીહત્યા શાસ્ત્રમાં મોટામાં મોટી કહેલી છે. અરે લક્ષ્મીબાઇ, તેં જગતમાં સઘળાને વશ કીધાં છે. બીજા બધા દેવો તથા દેવીને મુકીને તારા સેવકો સઘળા થઇ પડ્યા છે. તારે વાસ્તે લોકો ઘણા અધર્મ કરે છે. અરે! એક સ્ત્રી, તે વળી રાજકન્યા, અને તે પણ પરોણાગતના આશ્રયમાં રહેલી, તેની હત્યા કરવાનો વિચાર મારી

દુષ્ટ શીને સુઝયો, અને તે ઘોર પાપ મારી પાસે કરાવવાને ધારે છે એથી તો આડો આંક વળ્યો. હવે જગત્‌માં રેહેવામાં કાંઇ સાર નથી. હવે તો મારે સંન્યસ્ત ગ્રહણ કરવું જોઇએ, અને આ પાપી પ્રપંચી દુનિઆનો ત્યાગ કરવો જોઇએ. હું એક ગરીબ બ્રાહ્મણ છું; મને મારી ધણિયાણી તરફથી મહા સંતાપ છે; મારૂં ભરણ પોષણ પણ મુશ્કેલીથી થાયછે; તોપણ આટલાં બધાં દુઃખની સાથે હું મારા કાળનો નિર્વાહ કરૂંછું; જગતુની જંજાળ તથા કળિયુગના દુષ્ટ વિચારોથી વિરક્ત રેહેવાને હું રંગપાણી લઊંછું. હમેશાં નિશાની લેહેરમાં રહીને સંસારનો મહા સાગર ચેહેનથી તરી જાઊંછું. ભલે આકાશ તુટી પડે તોપણ આ દુષ્ટ કર્મ, આ ઘોર પાપ હું કદી કરવાનો નથી. મારે કાંઇ પૈસાનું કામ નથી, અને મારાથી એ કામ બને એવું નથી.”

રંગમાં ચકચૂર થયલા ભટ આ પ્રમાણે પેહેલી જ વાર પોતાની ધણી આણીની સામું બોલ્યા. ભટે પેહેલી જ વાર પોતાની ભટાણીની મર્યાદા તોડવાને હિમ્મત ચલાવી. તે એ પ્રમાણે પોતાની આજ્ઞાનું ઉલંઘન કરશે એવી ભટાણીને આશા નહતી, અને તેની સાથે તે આવી રીતે ચાલશે એવો તેને વિચારજ આવ્યો નહતો. તેને એ વાતની તો પક્કી ખાતરી હતી કે એ કામ તેનાથી થવાનું નથી. તેને તો માત્ર તેની મદદ જોઈતી હતી. પણ ઉપર પ્રમાણેનું બોલવું સાંભળીને તેનામાં સુતેલો શેતાન જાગ્યો; તેનામાં નખથી શીખા સુધી ક્રોધની જવાળા ઉઠી; તેનું મ્હોં રીસથી લોહીવર્ણું થઇ ગયું; તેના ડોળા લાલચોળ થયા; તથા આખા શરીર ઉપર તેનાં રૂઆં ઉભાં થયાં. આટલી બધી વાત સાંભળવાની તેનામાં ધીરજ રહી એ જ મોટું આશ્ચર્ય હતું; પણ ક્રોધને જોરે તેની છાતી બંધ થઈ ગઇ અને તેનાથી બોલી શકાયું નહિ. પણ જ્યારે ભટ ઉપર પ્રમાણેનું ભાષણ કરી ચુપ બેઠા, ત્યારે ભટાણીનો સઘળો અગ્નિ પ્રદિપ્ત થયો, અને પેહેલો જુસ્સો તો તેણે ગાળ દેવામાં જ ખાલી કીધો. ને બોલી: “અરે ભગી, અફીણી, ગાંજાખોર, અરે દુષ્ટ વ્યસની, અરે બાયલા તું પુરૂષને રૂપે સ્ત્રી છે. તને પુરૂષ બનાવવામાં બ્રહ્માની ભૂલ થઇ છે. મારાં કયા જન્મનાં પાપ નડયાં કે હું તારે પાલવે પડી. મારાં માબાપ આંધળાં હશે કે મારે વાસ્તે આવો ધણી શોધી કાઢયો. તને તે મશાલ લઇને શોધી કાઢયો હશે. અરે, બીજા મરી ગયા હશે કે તારે કર્મે હું પડી ? બળતી મશાલે ખરે બપોરે મને કુવામાં નાખી.

તને પરણીને હું શું સુખ પામી છું? તુ તો નિશામાં આંધળો થઇને પડી રહેછે તે તેં કાંઇ જોયું છે? બીજાં આપણી ન્યાતમાં બઇરાં કેવાં ફરે છે? લુગડાં ઘરેણાંથી તેઓ ભરપૂર રેહેછે. તેઓના સઘળા કોડ તેઓના ધણી પૂરા પાડેછે તેઓનાં મન રાજી રાખવાને તેઓ સવારથી સાંજ સુધી ગદ્ધાવૈતરૂં કરેછે. તેઓની મરજી સમાલે છે. તેઓની સાથે હેતથી રેહેછે: પણ હું અભાગણી કેવી? એવું સુખ મારા જન્મારામાં ભોગવ્યું નથી. મારો અવતાર છેક એળે ગયો. મારાં સુખ તે સ્વપ્નામાં જ વહી ગયાં. મારી ઉમેદ તો ઉગતી જ ડમાઇ ગઇ અરે દૈવ! મારા ઉપર આટલી આફત, આટલું દુઃખ શામાટે નાખ્યું? ધણી ધણિયાણીના સુખનો સ્વાદ તો મેં કોઇ દિવસ ચાખ્યો જ નથી; અરે, લુગડાં ઘરેણાં તો ક્યાંથી જ? મુઆનામાં રળવાની શક્તિ નથી; પીટ્યાથી પોતાના પેટનું તો ભરણ પોષણ થતુ નથી; એ તો મારે લીધે તને, મને, તથા આ મુઆં નાનાં નાનાં છોકરાંના ભુડકસને કકડો રોટલો મળે છે, તો પછી બીજું શું તુ આપવાનો છે? જો હું બેસી રહું, જો હું રાત દહાડો ફિકરમાં રહેતી ન હોઊં, જો હું પેટને સારૂ ફાંફાં મારતી ન હોઊં, તો આપણે સઘળાં ભુખે મરી જઇએ. એ સઘળું મુઓ ભુલી ગયો? અને આજે મને શિખામણ દેવા બેઠો છે! કળજુગ ને સતજુગ! બ્રહ્મા ને વિષ્ણુ! બોલતા જ આવડેછે! એ કરતાં તુ પથ્થર થયો હોત તો હજારો લોકોને ધોવાને કામ લાગત. તેં મનખાદેહ ધરીને શું સાર્થક કર્યું? પેહેલાં પોતાના કુટુંબનું પોષણ તો થતું નથી. ધિક્ પડી તારા દેહને! ધૂળ પડી તારા અવતાર ઉપર! અરે, બળ્યું તારૂં જીવતર કે બઇરીને લીધે તારૂં પેટ ભરેછે. તારા જેવા માણસ જીવતા અને મુએલા બન્ને સરખા. તુ જીવીને શું ઉકાળે છે? આખો દહાડો નિશો કરીને ગધેડાની પેઠે પડી રહેછે. એવા વર કરતાં રંડાપો પણ હજાર ગણો સારો કે દેખવુંએ નહિ અને દાઝવુંએ નહિ. તુ ખરેખરો મુએલા જેવો છે. તારા ગયા પછી આ ચુડો ફોડી નાખવો; અને આ ચોટલો બોડાવવો તેમાં દુઃખ શું છે? હું તો જીવતા ધણીએ રંડાપો ભોગવું છું. જે કામ તારે કરવાનું છે તે હું કરૂંછું. જો તુ ઉદ્યમ કરી કમાતો હોત તો આ દુષ્ટ કામ કદી કરવું પડત નહિ. એ કળીયુગનો પણ મહાત્મ નથી અને કોઇનો પણ મહાત્મ નથી એ તો તારો મહાત્મ છે. હું જાણુંછું કે એ મહા પાપ કરવાથી આપણો કોઈ દહાડો છુટકો થવાનો નથી. એ સ્ત્રીહત્યા કરવાથી જમના માર

ખાવાં છે, અને નરકના કીડા થઈ અવતરવુંછે. પણ શું કરવું? પેટને અર્થે કરવું પડેછે. શું આપણે જીવતાં સુધી દુઃખમાં અને દરિદ્રતામાં દહાડા કાઢવા? શું આપણે જીવતાં આપણાં છોકરાંને ભૂખે મરવા દેવાં? અરે ગવેડા, એ બાળહત્યા શું નહિ? આપણાં પેટનાં છોકરાં ભૂખે મરે તે આપણે જોયાં કરીએ, અને સ્ત્રીહત્યાને ધૂળ હત્યા કર્યાં કરીએ? શું પૈસા મળશે તે મારે એકલીને ખાઈ જવા છે? તે સઘળાને કામ આવશે. વળી પૈસાને સારૂ પાપ કોણ નથી કરતુ? રાજાથી તે રંક સુધી સઘળા પૈસાને વાસ્તે પ્રપંચ કરે છે; વ્યાપારીઓ જુઠું બોલે છે તથા ઘરાકોને છેતરે છે; સરકારી કારભારીઓ રૂશવત ખાય છે; કારીગર લોકો વખત ચોરે છે તથા વખતે ખરેખરી જણસની ચોરી કરે છે. બીચારા બ્રાહ્મણોને કાંઇ ચોરવાનું નથી, ત્યારે શું કરવુ? પૈસા તો જોઇએ; ત્યારે આ મહા પાપ કરવાની જરૂર પડે છે. મેં તો તારૂં મન જોવાને તને કહ્યું. હું જાણુ છું કે તારામાં એવું કામ કરવાની શક્તિ નથી. પણ તું જુઠો ઢોગ કરે છે તે જોઇને મને ઘણો ક્રોધ ચઢે છે. કેહેવત છે કે 'અશક્તિમાન્ ભવેત સાધુ." તારામાં શક્તિ નથી ત્યારે ધર્માત્માપણું જણાવે છે. અત્યાર સુધી પુરૂષનું કામ હુંજ કરતી આવી છું; તું તારી પાઘડીને એબ લગાડે છે. તારી પાઘડી ઉતારીને મને આપ, અને આ મારી કાંચળી તું પેહેર. જો એ કામ કરવાની તારી ખૂશી ન હોય, તો મુગોમુગો બેસી રેહે, કોઇને કેહેનો ના." ભટ આ પોતાની સ્ત્રીનું ભાષણ સાંભળીને છક થઇ ગયો, અને શિવ શિવ કરી ઇશ્વરનું ધ્યાન ધરી પોતાની જગાએ બેસી રહ્યો.

હવે ભટાણીએ રાતને વાસ્તે સઘળી તદબીર ગોઠવવા માંડી; પણ એ સઘળું કરવાની અગાઉ દેવળદેવીના શરીર ઉપર કેટલું ઘરેણું છે, તથા તે ક્યાં ક્યા છે તે પેહેલાં જોઇ લેવાની જરૂર હતી; માટે ભટાણી ખૂશ ચેહેરો રાખીને દેવળદેવીની પાસે જઇને બેઠી, અને બઇરાંની રીત પ્રમાણે વાત કરવા લાગી. કેટલાએક જુદા જુદા વિષય ઉપર વાત કરીને ઘરેણાં વિષે બોલવા માંડ્યું, અને એમ કરતાં તેનુ સઘળું જેવર તેણે જોઇ લીધું. તે વખતે રાત પડેલી હતી, અને જમવાની તૈયારી કરવી હતી, માટે ભટાણીએ તુરત રસોઈ કીધી; પણ તેનું મન રાંધવામાં નહતુ. દાળ દાઝી, ભાત બળી ગયો, અને રોટલી કાચી રહી. ભટાણીને તે રાત્રે એક દુષ્ટ અને ભયંકર કર્મ કરવાનું હતુ, તેથી તેનું મન આવું અસ્થિર થઈ ગયું હતું

એમાં કાંઈ આશ્ચર્ય નહતું. તેના અંતઃકરણમાં જુદા જુદા વિકારોનું તોફાન થઈ રહ્યું હતું. કોઈ વાર દયા જય પામે, એટલે દ્રવ્યનો લોભ જોર પકડીને દયાને દાબી નાંખે. કોઇ વાર ધર્મની વૃત્તિ જોર પકડે ત્યારે પોતાની દુર્બળ અવસ્થા તથા પોતાનાં છોકરાંનું દુઃખ યાદ આવી તે વૃત્તિને કચડી નાંખે. એ પ્રમાણે તેના મનમાં ઉથલપાથલ થઇ રહી હતી. પીરસવામાં પણ ભટાણીનું ચિત્ત ઠેકાણે નહતું. તેના દુષ્ટ વિચારથી તેને દૂર કરવાને અંતઃકરણ તેને ધીમે ધીમે સમજાવતું હતું, પણ તે એકલાની સામા બોલનારા શત્રુ ઘણા હતા. જમનારાઓએ તેને બેબાકળી થયલી જોઈ; તેનું કારણ શું હશે તે ન જાણ્યાથી તેઓ મુગા બેસી રહ્યા. તેઓ સમજ્યા કે એ સ્ત્રીજાત છે માટે પુરૂષને દેખી શરમાય છે; પણ તેના મનનું માપ તેઓથી થઇ સક્યું નહિ. જ્યારે જ્યારે ભટાણીનું મન સ્થિર થતું, ત્યારે ત્યારે તે બોલતી કે આવા રાજકુંવર જેવા મોટા પરોણા અમારા ગરીબ ઘરમાં આવ્યા એ અમારૂં મોટું ભાગ્ય, તથા તેથી અમારૂં ઝુંપડું પાવન થયું; પણ તેઓની જોઇએ તેવી પરોણાગત કરવાને અમારી પાસે કાંઇ નથી તેથી અમને ઘણી લાજ લાગે છે, અને તેથી મારૂં મન આકુળવ્યાકુળ થઈ ગયું છે. ભીમદેવ તથા દેવળદેવીએ તેને મીઠાં મીઠાં વચન કહી ધીરજ આપી. આવે વખતે ને આવી જગાએ તેઓએ તેમને રાખ્યાં એ જ તેઓનો મોટો ઉપકાર થયો, અને એ ગુણનો બદલો કોઇ વાર પણ વાળવામાં આવશે એ રીતે તેને ઘણોએક દિલાસો દીધો. પણ જેને પેટમાં દુઃખે તેને માથે ઓસડ ચોપડવાથી શો ગુણ થાય ? એ પ્રમાણે તેઓ બન્નેનાં વચન ભટાણીએ સાંભળી લીધાં. પણ તેને નાનપણથી કોઇએ ઉપદેશ કીધો હતો કે રાજાના બોલવા ઉપર ભરોસો કદી રાખવો નહિ; તેઓ તો 'ગરજ સરી એટલે વૈદ વેરી' એવી જાતના લોકો હોય છે; માટે ભટાણીને તેઓના બોલવા ઉપર કાંઈ વિશ્વાસ આવ્યો નહિ. વળી તેનો વિચાર એવો હતો કે નિશ્ચિત વસ્તુ છોડીને જે અનિશ્ચિત વસ્તુ મળવા ઉપર ભરોસો રાખે છે તેને કેવળ મૂર્ખ જાણવો. તેના મનમાં તેનાં ધારેલાં કામમાં કાંઈ મુશ્કેલી લાગતી નહતી, અને નાસી જઈ બચવા વિષે પણ પૂરી ખાતરી હતી. અરે રે ! માણસની કેવી મૂર્ખાઈ છે ? દુનિયામાં ઘણા ખરા ગુનાહ આ જુદા વિચારને લીધેજ થાય છે તે પ્રમાણે ભટાણીના મનમાં આવતં હતં એમા કાંઈ નવાઈ જેવું નહતું.

જમી રહ્યા પછી સૌ સુવાને ગયાં, અને તેઓને બીજે દહાડે સવારે જલદી કૂચ કરવાની હતી તેથી તેઓ સઘળાં વેહેલાં સુઈ ગયાં, અને તુરત ઊંઘવાને માટે પછાડા મારવા મંડી ગયાં. ભીમદેવના માણસો એકદમ નિદ્રાવશ થઇ ગયાં. ભટ પોતે પણ લાંબા થઇને સુતા, અને નિશામાં ચકચૂર થયેલા તેથી પોતાની વહુની સાથે થયલી સઘળી વાત તેના મગજમાંથી ભુસાઇ ગઇ, અને લેહેરમાં ઊંઘી ગયા. છોકરાં સઘળાં સુઇ ગયાં. માત્ર ઘરમાં ત્રણ જણ જાગતાં હતાં. એક તો ભટાણી પોતાના ઓરડામાં એક તલવાર તૈયાર રાખીને બિછાના ઉપર પછાડા મારતી હતી, અને ઘણી જ આતુરતાથી મધ્યરાત્રીના સમયની રાહ જોતી હતી. એક મિનિટ તેને કાળ જેવી લાંબી લાગતી હતી અને તેના મનની અવસ્થા એવી હતી કે તેનું યોગ્ય વર્ણન પણ થઇ સકે નહિ. બીજો ભીમદેવ દુસ્મનના હાથમાંથી બચ્યો, તથા પોતાની રાજધાનીમાં બીજે દહાડે સાંજરે પોંહોંચાશે એ વિચારથી તથા પોતાનું ધારેલું કામ સિદ્ધ થયું અને દેવળદેવીને પોતાના ભાઇ શંકળદેવને વાસ્તે લઈ જઇશ એ વાતથી તેને ઘણો આનંદ થતો હતો. તે છતાં પણ એક દહાડો હજી કાઢવો છે, તથા તેટલા વખતમાં કદાપિ શી શી વિપત્તિ આવી પડે તેની તેને ખબર નહતી તેથી તેને ઊંઘ આવતા મુસ્કેલી પડતી હતી. તો પણ થોડીવારમાં તે ભર ઊંઘમાં પડયો. ત્રીજી દેવળદેવીની સ્થિતિ સુખદાયક તથા દુઃખદાયક એ બન્ને હતી. અગર જો સાચા તથા પવિત્ર પ્યારનો રસ્તો નિર્વિઘ્ન હોતો નથી, અગર જો તે રસ્તો ઘણો વિકટ તથા ખડબચડો હોય છે, અગર જો ધારેલી ઉમેદ પાર પાડતાં ઘણો વિલંબ લાગે છે, તથા વચમાં ઘણી ઘણી અડચણો નડે છે, તો પણ અંતે સાચા સ્નેહનો જય થાય છે; અંતે વાહાલાનો સંયોગ થાય છે; અને અંતે આગલાં સઘળાં દુઃખના બદલામાં ઘણું સુખ મળે છે. એ વાત ઉપર વિચાર કીધાથી દેવળદેવીના મનને ઘણો દિલાસો મળતો હતો, તથા તેનો જીવ ઘણો ઉલ્લાસમાં હતો. પણ તે બિચારી હજી બાળક હતી. તેને હજી કાંઇ અનુભવ નહતો. તેણે માત્ર તડકો જ જોયો હતો, છાયડાનો તો તેને અનુભવ જ નહતો. દુનિયામાં કેટલી હરકતો નડે છે તે તે જાણુતી નહતી; માટે જેની છબી તેના અંતઃકરણમાં રમી રહી હતી, જેનું તે નિરંતર મનન કર્યાં કરતી હતી, જેની સાથે તેણે પેહેલો જ પ્યાર બાંધ્યો હતો. તથા જેને તેણે પોતાનું તન, મન, અને ધન અર્પણ કીધેલું

હતુ, તેનો કાલે મેળાપ થશે એ આતુરતાથી જ તેના જીવને અત્યારે જરા પણ ચેહેન પડતુ નહતુ. તે બિચારી દેવળદેવીને કાલે શું થવાનું છે તેની ખબર નહતી. તે આસપાસની હકીકત પ્રમાણે પોતાના મનની સ્થિતિ રાખતી. ભીમદેવ તથા તેનાં માણસો બાહારથી ચિંતા વિનાનાં દેખાતાં હતાં, તેને લીધે તેના મનમાં ધીરજ રેહેતી હતી, તથા તેઓની ખુશીની સાથે તેને ખૂશી થતી હતી. પોતાના પરમ પ્રિયનું દર્શન, તેની સાથે પેહેલી મુલાકાત, પરસ્પરનો હેતનો ઉભરો, પ્રેમસહિત વાતચીત, તથા આગળ કેવાં સુખ ભોગવવાં છે, તે સઘળું તેની આંખ આગળ રમી રહ્યું હતું. કલ્પનાશક્તિ જોરાવર હોવાને લીધે તેને અતિ સુખ પ્રાપ્ત થતુ. પણ અફસોસ! ભવિષ્ય ઉપર એક ભયંકર કાળો પડદો પડેલો હતો અને પરમ દયાળુ પરમેશ્વરની કૃપાથી તે પડદાની આરપાર તેનાથી જોઈ સકાતુ નહતું, તેથી તેની પેલીગમ સઘળું સુખરૂપ છે એવી કલ્પનાથી તે બિચારી પોતાનો કાળનિર્વાહ કરતી, અને આ પ્રમાણે કલ્પેલું સુખ ભોગવવામાં જ તે નિદ્રાને વશ થઇ.

રાતના બે વાગ્યા. રાતનો ભરપૂર અમલ બેઠેલો હતો. ચંદ્રમા અસ્ત પામ્યો હતો, અને સઘળે ઠેકાણે અંધકાર વ્યાપી ગયો હતો. આખી સૃષ્ટિમાં ચુપાચુપ હતુ. માત્ર વખતે વખતે ઘૂડ અથવા ચિબડીનો કઠોર શબ્દ કાને પડતો હતો. આ વખત ચોરોને ઘણો અનુકૂળ પડે એવો હતો. એ વખત ભૂત પિશાચ વગેરે મલીન પ્રાણીઓને બાહાર ફરવા નિકળવાનો ગણાતો હતો. આ વખતે સદ્ગુણ આરામ પામતો હતો, અને દુર્ગુણ જ માત્ર જાગી ઘડી ગણતો હતો. એવે વખતે ભટાણી જાગૃત થઇને ઉઠી, અને ખુણામાં જે તલવાર સંતાડેલી હતી તે પકડી. તે ધીમે ધીમે જે ઠેકાણે દેવળદેવી સુતી હતી ત્યાં ગઈ, અને પોતાના ધારેલા કામને પાર પાડવાની તૈયારી તેણે કીધી. ઓરડામાં સઘળાં ભર ઊંઘમાં હતા, તેઓની ઘોરથી ઘણો મોટો તથા ભયંકર શબ્દ થઈ રહ્યો હતો. દીવો ઝાંખો ઝાંખો બળતો હતો તોપણ જેટલા પ્રકાશનાં કિરણ તેમાંથી નિકળતાં હતાં તેઓમાંથી ઘણાં દેવળદેવીના રૂપવંતા વદન ઉપર પડતાં હતાં. આ અંધકાર અને અજવાળાની મર્યાદા ઉપર દેવળદેવી સુતી હતી, અને તેની પાસે ભટાણી હાથમા નાગી તલવાર લઇને ઉભી હતી. આ કેવો દેખાવ! આ વખતે કોઈ ચતુર ચિતારો હોય તો તેને પોતાના

ચિત્રને માટે એક વિચિત્ર પણ ભયાનક વિષય મળી આવે. એક તરફ એક ભરજુવાનીમાં ફુટતી, રૂપાળી, નિર્દોષ સ્ત્રી ભરનિદ્રામાં ગરક થયલી હતી; અને બીજી તરફ એક મધ્યમ અવસ્થાની, ક્રૂર, ચંડાળ સ્ત્રી મહા પાપ કરવાને તત્પર થઇ હાથમાં પ્રાણઘાતક શસ્ત્ર લઈ ઉભી હતી. એક તરફ ઇંદ્રની રંભા, અને બીજી તરફ એક શંખણી. એક તરફ કમળ-લોચની પોતાનાં નેત્ર કમળની પાંદડી બીડીને વિશ્રાંતી લેતી હતી; અને બીજી તરફ લોહીવર્ણું, ફાટેલા ખૂની ડોળાવાળી રાક્ષસી દુષ્ટ વાઘની પેઠે પોતાના શિકાર તરફ તાકતી હતી. એક તરફ સદ્ગુણી, શાંત મનની અ-બળા નિદ્રા દેવીની બાથમાં ભરાયલી હતી; અને બીજી તરફ સ્ત્રીના નામને એબ લગાડનાર બાયડી અતિ દુષ્ટ કર્મ કરવાને તત્પર થયલી હતી; તેના મનમાં જેમ વાવાઝોડાંથી સાગરનું પાણી ઉછળે છે તેમ ઉથલ પાથલ થઇ રહી હતી. આ ભયંકર વખતે તેણે તલવાર ઉગામી તો ખરી, પણ તે નીચે પડતાં વચમાં અટકી ગઇ. ખરે કોઇ સત્યની, કોઇ સદ્ગુણની, કોઇ નિર્દોષપણાની રક્ષણ કરનાર દેવીએ તે શસ્ત્ર પકડી રાખ્યું. ભટાણીનો હાથ નિર્બળ થઈ ગયો, તલવાર હાથમાંથી પડી ગઇ; તેની કાયા શિથિલ થઇ થરથર કાંપવા લાગી; તેને સર્વાંગે પરસેવો છુટયો; અને કપાળ ઉપર પાણીનાં ટીપાં બં-ધાયાં; તેના મ્હોં ઉપરથી લોહી ઉડી ગયું; અને જેવો શરીરના બાહરના ભાગમાં મોટો ફેરફાર થયો તેવો માંહે પણ થયો. પ્રિય વાંચનાર! આ ઠેકાણે સવાલ ઉઠશે કે આ શાથી થયું? અંતઃકરણના પશ્ચાત્તાપથી જ. ભટાણીએ જો જતાં વાર જ ઘા માર્યો હોત, તો તે દુષ્ટ કામ થઇ ગયું હોત; પણ તેણે આવીને દેવળદેવીનું મ્હોં કેટલીએક વાર જોયાં કીધું, તેથી ઉંચી વૃત્તિઓને જોર પકડવાનો વખત મળ્યો; અંતઃકરણે પાછો પોકાર કીધો. દેવળદેવીના સુંદર તથા નિર્દોષ મુખમાંથી જે શીતળ કિરણો નિ-કળ્યાં તેથી ભટાણીના મનની મોટી આગ હોલવાઇ ગઇ, અને એ વખત દયા તથા બીજા કોમળ વિકારો મદદે આવ્યા તેથી ભટાણી બદલાઇ ગયાં. લાગલો જ પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો. આ સુંદર કોમળ કાયા ઉપર કઠણ લોટાનો ઘા કોણ કરી સકે? આ રૂપાળા ફુલની કળી કોનાથી તોડાય? આ શોભાયમાન વૃક્ષ ઉપર કુહાડો કેમ મરાય? તેથી ભટાણી તલવાર પાછી લઇ પોતાની તળાઇ ઉપર સુઈ ગયાં એમાં કાંઈ આશ્ચર્ય નથી. સ-દ્ગુણનું આટલું જોર છે; પશ્ચાત્તાપની એટલી અસર છે; પણ તે સઘળું થવાને

માટે વખત અવશ્યનો છે. કોઈ પણ દુષ્ટ કર્મ કરવા અગાઉ જો થોડો ઘણો પણ વખત મળે તો તે કર્મ થતું બંધ પડવાનો ઘણો સંભવ રેહે છે.

પ્રભાતનું પહોર થવાની લગભગ વેળા થઇ. સૃષ્ટિનું રૂપ બદલાવા માંડ્યું. પક્ષીઓ તથા બીજાં પ્રાણીઓ જાગૃત થઇ પોત પોતાને કામે નિકળ્યાં. ગામનાં કુતરાંઓ ભસવા લાગ્યાં, સવારોના ઘોડાઓએ ખંખારવા માંડ્યું અને ભીમદેવનાં સઘળાં માણસો તૈયાર થઈ કૂચ કરવાને નિકળ્યાં. ભીમદેવ પણ પોતાના ઘોડા ઉપર સવાર થયો. દેવળદેવી ઘરમાંથી બાહાર નિકળી, અને તેને વાસ્તે જે ઘોડો તૈયાર કીધો હતો તે ઉપર તેણે બેસવા માંડ્યું. તે વખતે ભટજી હાથ જોડીને ભીમદેવની આગળ ઉભા રહ્યા; આશીર્વાદના મંત્ર ભણ્યા; અને દક્ષણાને માટે આતુરતા દેખાડી. ભટાણી નીચું માથું રાખીને દેવળદેવીની સામી ઉભી રહી. રાતની વાત યાદ આવવાથી ભટાણીથી દેવળદેવીની સામું જોઈ સકાયું નહિ. તેને એટલી તો શરમ લાગી કે જો તે વખતે ધરતી માર્ગ આપે તો તે માંહે પેસી જાય. દેવળદેવી તો તે સવારે ઘણી હસમુખી દેખાઈ, અને ઘણા ઉમંગથી ભટાણીને પાસે બોલાવી તેણે જે ચાકરી કીધી તથા આવે વખતે જે પરોણાગત કીધી તેને માટે તેનો ઉપકાર માન્યો, અને રાત્રે જેટલું જેવર તેના અંગ ઉપર હતું તે સઘળું એક દાબડામાં ભરી તેને આપી દીધું, અને તેની સાથે એવું વચન આપ્યું કે દેવગઢ પોહોંચ્યા અને ત્યાં ઠરીઠામ થયા પછી તેને પણ ત્યાં બોલાવી લઇશ, અને પોતાની પાસે હમેશાં રાખીશ. ભટને પણ સો સોનાની મોહોરની દક્ષણા મળી, અને વળી રાજધાનીમાં ગયા પછી દરબારમાં બોલાવી તેને જન્મ સુધી ન્યાહાલ કરી નાખવાની કબૂલત આપી. આવી રીતે તે દુર્ભાગ્ય દરિદ્રી કુટુંબના સુખના સૂર્યનો ઉદય થયો, તેથી ધણી ધણિયાણીને જે અતિ આનંદ થયો તેની વાંચનારાઓએ કલ્પના કરી લેવી. જો ભટજી નિશાના અમલથી સદા આનંદી ન હોત તો આ સુખની અકસ્માત્ રેલ આવવાથી તેનું મગજ ખસડાઇ જાત, અને છેક ગાંડો થઈ જાત, તેમજ જો ભટાણીનું મન મજબૂત નહોત તો તે જ વખત તે હર્ષ સનેપાતથી પડીને મરણ પામત. તેઓનાં મનમાં ઉપકાર ઉભરાઈ જવા લાગ્યો, અને આ ગુણનો કાંઇ બદલો વાળવાને તથા પશ્ચાત્તાપના કીડાને કાંઇ નરમ પાડવાને ભટાણીએ દેવળદેવીની સાથે જવાનો નિશ્ચય કીધો, અને તે બીજી દાસીઓના ટોળામાં પોતાનાં છોકરાંને સાથે

લઈ શામેલ થઈ. બટજી પણ તેની સાથે ચાલ્યા. એ પ્રમાણે સવારી ગામ બાહાર નિકળી. ગામના લોકો તેઓને વળાવવા આવ્યા, તથા પોતાના રાજકુંવરને વાસ્તે તથા જે તેઓની હવે પછી રાણી થનાર હતી તેના ઉપર તેઓએ ઘણો પ્યાર દેખાડ્યો; તેઓના ઉપર ફુલોની વૃષ્ટિ કીધી; અને ઘરડાથી તે બાળક સુધી સઘળાં માણસોએ પોતાના અંતઃકરણથી તેઓને આશીર્વાદ દઈને પરમ કૃપાળુ ઈશ્વર પાસે એટલું માગી લીધું કે તેઓને રસ્તે દુષ્ટ મ્લેચ્છનો અથવા બીજા કોઈનો ઉપદ્રવ થાય નહિ, અને તેઓ સુખરૂપ તથા સહી-સલામત રાજનગરીમાં જઈ પહોંચે. તેઓમાંથી આસરે સો જુવાનો હથિ-યારબંધ **ભીમદેવની** સાથે ચાલ્યા અને બાકીના પોતપોતાને ઘેર ગયા.

જ્યારે **ભીમદેવની** સવારી **દેવનગરી** તરફ જતી હતી તે વખતે **અલફખાં** શું કરતો હતો તે ઉપર જરા આપણે નજર કરીએ. જે મેદાનમાં આવી **અલફખાં** અટક્યો ત્યાં જ તેણે તેના લશ્કરને માટે છાવણી કીધી. થોડીવારમાં તે ઠેકાણે એક ગામ બની રહ્યું. નાના પ્રકારના તંબુઓથી તે જગા શોભી રહી હતી. વચ્ચે એક મોટો બજાર મંડાયલો હતો. લશ્કરને માટે જે જે અવશ્યનું હતું તે સઘળું ત્યાં આવી પોહોંચ્યું હતું, અને અગર જો દુકાનદાર તથા બીજા કેટલાએક લોકોને ફાયદો હતો, અને તેથી તેઓ ઘણા આનંદમાં દેખાતા હતા તોપણ મુખ્ય સરદાર, નાના અમલદારો, તથા ઉંચા વર્ગના સિપાઈઓમાં ભારે દિલગીરી પથરાયલી હતી. **અલફખાંના** દુઃખનો તો કાંઈ પારજ ન હતો. તેનાં કારણો એવાં તો ખુલ્લાં છે કે તે કહેવાની કાંઈ જરૂર નથી. હવે તો તે બિલકુલ નિરાશ થઈને બેઠો. હવે કાંઈજ ઈલાજ રહ્યો નહિ, અને હવે પછી શું થશે તેની તેને કાંઈ ખબર નહતી. હવે આગળ જવામાં કાંઈ ફાયદો નહતો. દેવગઢ એક મંજલ દૂર રહ્યું હતું; પણ તે શેહેર ઉપર તેની પાસે જેટલાં માણસો હતાં તેટલાં લઈને જવામાં કાંઈ નફો નહતો એટલું જ નહિ પણ ઘણું નુકસાન હતું. કેમકે એટલાં મુઠીભર માણસો દેવગઢનો રાજા સેહેજ કાપી નાખશે એમ તે સમજતો હતો. પાછું જવું એ વિના બીજો રસ્તો નહતો, પણ એ કેવો દુઃખદાયક વિચાર!

તેના સિપાઈઓ પણ તેવી જ દિલગીરીમાં ગિરફતાર થયા હતા. તેઓની સઘળી મેહેનત ફુટી પડી, અને આટલું દુઃખ તથા સંકટ વેઠ્યા પછી અપજશનો ગાંસડો બાંધ્યો. કાફર હિંદુઓ તેઓ ઉપર હાથ મારી

માટે વખત અવશ્યનો છે. કોઈ પણ દુષ્ટ કર્મ કરવા અગાઉ જો થોડો ઘણો પણ વખત મળે તો તે કર્મ થતું બંધ પડવાનો ઘણો સંભવ રેહે છે.

પ્રભાતનું પહોર થવાની લગભગ વેળા થઇ. સૃષ્ટિનું રૂપ બદલાવા માંડ્યું. પક્ષીઓ તથા બીજાં પ્રાણીઓ જાગૃત થઇ પોત પોતાને કામે નિકળ્યાં, ગામનાં કુતરાંઓ ભસવા લાગ્યાં, સવારીના ઘોડાઓએ ખંખારવા માંડ્યું અને ભીમદેવનાં સઘળાં માણસો તૈયાર થઈ કૂચ કરવાને નિકળ્યાં. ભીમદેવ પણ પોતાના ઘોડા ઉપર સવાર થયો. દેવળદેવી ઘરમાંથી બાહાર નિકળી, અને તેને વાસ્તે જે ઘોડો તૈયાર કીધો હતો તે ઉપર તેણે બેસવા માંડ્યું. તે વખતે ભટજી હાથ જોડીને ભીમદેવની આગળ ઉભા રહ્યા; આશીર્વાદના મંત્ર ભણ્યા; અને દક્ષણાને માટે આતુરતા દેખાડી. ભટાણી નીચું માથું રાખીને દેવળદેવીની સામી ઉભી રહી. રાતની વાત યાદ આવવાથી ભટાણીથી દેવળદેવીની સામું જોઈ સકાયું નહિ. તેને એટલી તો શરમ લાગી કે જો તે વખતે ધરતી માર્ગ આપે તો તે માંહે પેસી જાય. દેવળદેવી તો તે સવારે ઘણી હસમુખી દેખાઈ, અને ઘણા ઉમંગથી ભટાણીને પાસે બોલાવી તેણે જે ચાકરી કીધી તથા આવે વખતે જે પરોણાગત કીધી તેને માટે તેનો ઉપકાર માન્યો, અને રાત્રે જેટલું જેવર તેના અંગ ઉપર હતું તે સઘળું એક દાબડામા ભરી તેને આપી દીધું, અને તેની સાથે એવું વચન આપ્યું કે દેવગઢ પોંહોંચ્યા અને ત્યાં ઠરીઠામ થયા પછી તેને પણ ત્યાં બોલાવી લઇશ, અને પોતાની પાસે હમેશાં રાખીશ. ભટને પણ સો સોનાની મોહોરની દક્ષણા મળી, અને વળી રાજધાનીમાં ગયા પછી દરબારમાં બોલાવી તેને જન્મ સુધી ન્યાહાલ કરી નાખવાની કબૂલત આપી. આવી રીતે તે દુર્ભાગ્ય દરિદ્રી કુટુંબના સુખના સૂર્યનો ઉદય થયો, તેથી ધણી ધણિયાણીને જે અતિ આનદ થયો તેની વાંચનારાઓએ કલ્પના કરી લેવી. જો ભટજી નિશાના અમલથી સદા આનંદી ન હોત તો આ સુખની અકસ્માત્ રેલ આવવાથી તેનું મગજ ખસડાઇ જાત, અને છેક ગાંડો થઈ જાત, તેમજ જો ભટાણીનું મન મજબૂત નહોત તો તે જ વખત તે હર્ષ સનેપાતથી પડીને મરણ પામત. તેઓના મનમાં ઉપકાર ઉભરાઈ જવા લાગ્યો, અને આ ગુણનો કાંઇ બદલો વાળવાને તથા પશ્ચાત્તાપના કીડાને કાંઇ નરમ પાડવાને ભટાણીએ દેવળદેવીની સાથે જવાનો નિશ્ચય કીધો, અને તે બીજી દાસીઓના ટોળામાં પોતાનાં છોકરાંને સાથે

લઈ શામેલ થઈ. ભટજી પણ તેની સાથે ચાલ્યા. એ પ્રમાણે સવારી ગામ બાહાર નિકળી. ગામના લોકો તેઓને વળાવવા આવ્યા, તથા પોતાના રાજકુંવરને વાસ્તે તથા જે તેઓની હવે પછી રાણી થનાર હતી તેના ઉપર તેઓએ ઘણો પ્યાર દેખાડ્યો; તેઓના ઉપર ફુલોની વૃષ્ટિ કીધી; અને ઘરડાથી તે બાળક સુધી સઘળાં માણસોએ પોતાના અંતઃકરણથી તેઓને આશીર્વાદ દઇને પરમ કૃપાળુ ઈશ્વર પાસે એટલું માગી લીધું કે તેઓને રસ્તે દુષ્ટ મ્લેચ્છનો અથવા બીજા કોઇનો ઉપદ્રવ થાય નહિ, અને તેઓ સુખરૂપ તથા સહી-સલામત રાજનગરીમાં જઈ પહોચે. તેઓમાથી આસરે સો જુવાનો હથિયારબંધ ભીમદેવની સાથે ચાલ્યા અને બાકીના પોતપોતાને ઘેર ગયા.

જ્યારે ભીમદેવની સવારી દેવનગરી તરફ જતી હતી તે વખતે અલફખાં શું કરતો હતો તે ઉપર જરા આપણે નજર કરીએ. જે મેદાનમાં આવી અલફખાં અટક્યો ત્યાં જ તેણે તેના લશ્કરને માટે છાવણી કીધી. થોડીવારમાં તે ઠેકાણે એક ગામ બની રહ્યું. નાના પ્રકારના તંબુઓથી તે જગા શોભી રહી હતી. વચ્ચે એક મોટો બજાર મંડાયલો હતો. લશ્કરને માટે જે જે અવશ્યનું હતું તે સઘળુ ત્યાં આવી પોહોંચ્યું હતું, અને અગર જો દુકાનદાર તથા બીજા કેટલાએક લોકોને ફાયદો હતો, અને તેથી તેઓ ઘણા આનંદમાં દેખાતા હતા તોપણ મુખ્ય સરદાર, નાના અમલદારો, તથા ઊંચા વર્ગના સિપાઇઓમાં ભારે દિલગીરી પથરાયલી હતી. અલફખાંના દુઃખનો તો કાંઈ પારજ ન હતો. તેનાં કારણો એવાં તો ખુલ્લાં છે કે તે કેહેવાની કાંઈ જરૂર નથી. હવે તો તે બિલકુલ નિરાશ થઇને બેઠો. હવે કાંઇજ ઇલાજ રહ્યો નહિ, અને હવે પછી શું થશે તેની તેને કાંઇ ખબર નહતી. હવે આગળ જવામાં કાંઇ ફાયદો નહતો. દેવગઢ એક મંજલ દૂર રહ્યું હતું; પણ તે શેહેર ઉપર તેની પાસે જેટલાં માણસો હતાં તેટલાં લઇને જવામાં કાંઈ નફો નહતો એટલું જ નહિ પણ ઘણું નુકસાન હતું. કેમકે એટલાં મુઠીભર માણસો દેવગઢનો રાજા સેહેજ કાપી નાખશે એમ તે સમજતો હતો. પાછું જવું એ વિના બીજો રસ્તો નહતો, એ કેવો દુઃખદાયક વિચાર !

તેના સિપાઇઓ પણ તેવી જ દિલગીરીમાં ગિરફતાર
તેઓની સઘળી મેહેનત ફુટી પડી, અને આટલું દુઃખ તથ
પછી અપજશનો ગાંસડો બાંધ્યો. કાફર હિંદુઓ તેઓ

ગયા એથી તેઓ ઘણા ગુસ્સે થયા. જો પોતાના દીનવાળાઓ સાથે લડતાં હાર્યા હોત તો આટલી ફજેતી ન હતી. તેઓ વારે વારે મુછ ઉપર તાલ દેતા હતા, અને તેઓની ચાલ ઉપરથી "મિયાં પડે પણ ટંગડી ખડી' એ કેહેવત ખરી પડતી હતી. જ્યારે રાત પડી ત્યારે તેઓનાં જુદાં જુદાં ટોળાં બંધાયાં, અને મોટાં મોટાં તાપણાં સળગાવી જુદે જુદે ઠેકાણે તેઓ કુંડાળાં વળીને બેઠા. તેઓમાંથી એક કુંડાળામાં બે સિપાઇઓ નીચે પ્રમાણે વાત કરતા હતાઃ—

**સોભાનખાં**—મિયાં ઇબ્રાહીમખાં, અલ્લા તમને સલામત રાખે, પણ **અલફખાં**નું પાણી હવે ગયું. પાદશાહની હજૂરમાં તેણે વક્કર ખોયો. એ રડી ખરેખર હાથમાંથી છટકી ગઇ. પણ અલ્લાના કસમ, એમાં **અલફખાં**નો કાંઇ વાંક નથી. તેનાથી જેટલી મેહેનત થઇ તેટલી તેણે કીધી. સઘળી વાત ખુદાના હાથમાં છે. તેની એ પ્રમાણે જ ખૂશી હશે.

**ઇબ્રાહીમખાં**—વાત તો સાચી કહી. રડી હાથમાંથી છટકી તો ગઈ, અને તેમાં **અલફખાં**નો ઘણો કસૂર નથી. પણ તેણે થોડી આપણી પણ મસલત લીધી હોત તો સારૂં. તે પોતાની જ અક્કલ પ્રમાણે ચાલ્યો તેમ આવાં ફળ નિપજ્યાં. હવે તે પાદશાહને શી રીતે મ્હોં બતાવશે? પણ એ સઘળું કારસ્તાન પેલા ખોજાનું છે. વધારે કેહેવાની શી જરૂર છે? થોડામાં સમજી લેવું, તેણે પોતાને આબરૂ મળવા માટે આ જંગલમાં એક ભુખડી રાજા ઉપર ચઢાઇ કીધી, અને આ જંગલમાં અને પાહાડોમાં મુસલમાન લોકોને ફસાવ્યા. ખુદાને માલમ કે એનું પરિણામ શું થશે. પણ હાલ તો બિચારો **અલફખાં** ગરદન મરાયો. ખુદા ખેર કરે. શું થશે?

**સોભા**—જ્યારે તમે આગળ વાત ચલાવી ત્યારે તો મારે કેહેવું જોઇએ કે એ ખોજાને તો એ રાંડ સાથે કાંઈ જ નિસબત નથી. એને તો દેવગઢના રાજાને પાધરો દોર કરવો છે. પણ પાદશાહના ઝનાનખાનામાં એક રજપૂતાણી રાંડ છે તેને પાદશાહ વશ થઇ ગયો છે. તે ખરેખરી પરી જાત છે. જેવી બેહેસ્તની હુરી. પાદશાહ તેનામાં ગુલતાન થઇ ગયો છે એમાં કાંઇ નવાઈ જેવું પણ નથી. ઓરતની વાત જ એવી છે. તે રંડીના કેહેવા ઉપરથી **અલફખાં**ને અહીં સુધી આવવું પડયું. નાસી ગયલી ઓરત તેની દીકરી થાય છે તેને દિલ્હીમાં પોતાની પાસે બોલાવવી છે. પાદશાહની વાત જ ન પુછવી. અલ્લા જાણે, એ જુવાન છોકરીને પાદશાહ શું કરશે? માને

પરણીને હવે છોકરી સાથે શાદી કરશે? અગર નહિ તો શાહજાદા સાથે પરણાવશે? કાફર લોકોમાં પણ ઘણી ખૂબસૂરત ઓરતો છે તે ખુદાએ આપણે જ માટે પેદા કીધેલી છે. પણ જ્યારે પાદશાહ તે સઘળીને પોતાની પાસે ખેંચી લેશે ત્યારે આપણા જેવા સિપાઈ બચ્ચાને ઓરતો ક્યાંથી મળશે? પાદશાહનો પણ જુલમ છે.

**મલેક જાફર**-(વચ્ચે બોલી ઉઠ્યો) કેમ છે મિયાં સાહેબો? કાંઇ અક્કલ ગીરો મુકી છે? હજરતો, કાંઇ જીંદગીથી કાયર થયા છો? નકામા મોત શા માટે માગી લોછો? જો આ તમારી વાત પાદશાહના જાણ્યામાં આવશે તો તમારા કડકે કડકા કરી નાખશે. તમે હજી અલાઉદ્દીન ખિલજીને ઓળખતા નથી. તે સઘળે ખાનગી જાસૂસો રાખેછે અને ગમે તેવી છાની વાત થાય તોપણ તેને કાને પહ્યા વિના રેહેતી નથી. માટે હમેશાં સમાલીને વાત કરવી જોઈએ. એમાં નફો નથી, ઉલટી હાની છે; માટે એ વાત બદલી નાખવી જોઇએ; બીજી ઘણીએ વાત છે.

**સોભા**-ઈસ્તગ્ફેરૂલ્લાહ! વાત સાચી છે. બીજી વાત કરવી જોઈએ. વારૂ, આટલામાં કાંઈ જોવા લાયક જગા છે? હવે ઇહાં નવરા પડી રહ્યા છીએ ત્યારે કાંઇ ગમત કરવી જોઇએ.

**મ. જા.**-સુબ્હાનઅલ્લાહ! જગા તો એવી બતાવું કે તમે જોઇને ખૂશ થઈ જાઓ. ઇહાંથી થોડેએક દૂર કાફર લોકોનાં દેવળછે. એવાં સઘળી જહાંનમાં નહિ હશે. અલબત મક્કા, મદીનામાં જે આપણી મસજિદો છે તેની વાત તો કેહેવીજ નહિ. વેરૂલ કરીને એક પાસે ગામ છે તેમાં ગુફાઓ છે તેની શી તારીફ કરૂં! તે ઉપરની નકશી તથા કોતરેલું કામ તો જોયાં જ કરીએ. હિંદુ લોકોમાં પણ મોટા કારીગરો થઈ ગયલા છે. એ લોકો ઘણી વાતમાં હોશિયાર છે. એક તેઓનો દીન શેતાનનો બનાવેલો છે, અલહમદુલિલ્લાહ! ખુદા તેઓને વધારે રોશની આપે.

**સોભા.**-મિયા સાહેબ, એ કોતરોનું થોડું બયાન કરો.

**મ. જા.**-તેઓનું બયાન થઇ સકે એવું નથી;જોયાથી જ તેની ખૂબી જણાય. પણ જ્યારે તમારા સઘળાની ખાહિશછે ત્યારે તેનો એક ટુંકો અહવાલ મારી મગદૂર પ્રમાણે હું આપુંછું. વેરૂલ ગામથી આશરે અર્ધા કોશ ઉપર એક અર્ધ ચદ્રાકાર પાહાડ છે તેના આગલા ભાગમાં એ ગુફાઓ છે. તેઓ બ્રાહ્મણ, જૈન, તથા બૌદ્ધ લોકોનીછે. જમીનની અંદરનાં દેવળો એટલાં બધાં છે

તથા તેઓ એવાં શોભાયમાનછે, તેઓમાંનાં કેટલાંએક એટલાં તો મોટાં તથા ઊંચાં છે, બીજાં કેટલાંએકમાં એવી તો ભાતભાતની નકશી છે, અજાયબ સરખાં પાતરાં, તથા વેલ એવી તો કોતરેલી છે, થાંભલા ઉપર એવી તો બારીક તથા ખૂબસૂરત નક્શી છે, તેઓના ઉપર દેવીની મૂર્તિ એવી તો રમણિક ખોદી કાઢી છે, તથા પુતળાં એવાં તો મોટાં કદનાં છે કે આપણે એ સઘળું જોઇને ખરેખરા તાજુબ થયા વિના રહીએ નહિ. કેટલીએક ગુફાઓને બ્રાહ્મણ લોકો ધિક્કારીને ઢેડવાડો કહેછે. તેઓ ચોમાસાના દહાડામાં ઘણી જ રળિયામણિ દેખાયછે. જે કોતર છે તે ઘણું જ મોટું તથા ખૂબસૂરત છે, અને તેના આગલા ભાગ આગળથી ચોમાસામાં એક નાની નદી વેહેછે. એ નદી જ્યાં નીચેના મેદાનમાં પડેછે ત્યા એક સુંદર પાણીનો ધોધવો થાયછે, અને તેથી દેહેરાં આગળ એક કાચના જેવો નિર્મળ પારદર્શક પડદો થઇ રેહેછે. ગુફાના મ્હોં આગળથી તે છેક છેડા સુધી જમીન ઉપર બે પથ્થરની પાટલી સામસામી સીધીને સીધી જડેલી છે તે ઉપર વિદ્યાર્થીઓ લહિયા, તથા દુકાનદારો બેસેછે, અને વચ્ચે થઇને છેક છેડાની મૂર્તિ આગળ જવાયછે. ઘણું લંબાણ થઇ જાય માટે વધારે બોલતો નથી; પણ એટલાથી જ તે ગુફાઓ કેવી જોવા લાયક છે તેનો તમારે ખ્યાલ કરી લેવો. પણ તે ગમે તેવી સારી હોય તોપણ જોવા શી રીતે જવાય ! **અલફખાંની** રજા લેવી જોઇએ. હમણા રજા માગવા કોનાથી જવાય ? અને આવી વખતે આપણે સેર કરવાનો વિચાર કરીએ એ સાભળીને તે ઘણો ગુસ્સે થશે, અને રજા આપશે નહિ એટલુંજ નહિ, પણ તે આપણને ઘણો સખ્ત ઠપકો દઇ કાઢી મુકશે. માટે શો વિચાર છે ?

**સોભાનખાં**, ઇબ્રાહીમખાં, તથા બીજા ઘણાએક સિપાઇઓ બોલી ઉઠયા કે આપણે પણ મુસલમાન બચ્ચા છીએ. આપણે લશ્કરમાં આપણા પાદશાહની ખાતર લડવા આવ્યા માટે તેને કાંઇ આપણે વેચાયા નથી. રજા માગવાની કાંઇ જરૂર નથી. જો આપણે ઘણાજણ સાથે જઇશું તો **અલફખાં** કે તેનો બાપ શું કરનાર છે? આપણે સઘળાને કાંઇ ફાંસી દેવાનો નથી, અને કાઢી મુકશે તો શી ફિકર છે ? હવે કામ સઘળું થઇ ચુક્યું છે. આપણે ઇહાં આટલા દહાડા મોટું દુઃખ ભોગવ્યું, તથા ઘણી મુસીબતો વેઠી ત્યારે હવે એક દહાડો સેર કરવાનો નહિ મજે ? હવે જે થવાનું તે થઇ રહ્યું. અલ્લાનું નામ લઇને મોજ કરીએ. ઇહાં ફરીફરીને ક્યાં આવવાના છીએ ?

ઝુલ્માં કરતાં જોયું ભલું, માટે બસેં ત્રણસેં માણસો એકઠાં થઈ જઈએ; પછી જે થનાર હોય તે થાઓ. રજા લેવાની કંઈ જરૂર નથી માટે, અત્યારે કોણ કોણ આવવાને રાજી છે તેઓને ચુપકીથી એકઠા કરવા અને રાત્રે સઘળી તૈયારી કરી રાખી સવાર ન પડે એટલામાં બીજા કોઈ ન જાણે તેમ કૂચ કરી ચાલ્યા જવું. એ સિવાય બીજો કંઈ રસ્તો નથી.

પેરૂસની ગુફા જોવા જવાને તે જ રાત્રે આશરે ત્રણસેં માણસ-તૈયાર થયા, અને પાછલી રાત્રે ઉઠીને તથા સાથે હથિયાર રાખીને તેઓ સઘળા ચાલતા થયા. એ કામ તેઓએ એવું છાનામાના કર્યું કે છાવણીમાંથી કોઈને કંઈ ખબર પડી નહિ, અને જે થોડાએકે જાણ્યું તેઓ કંઈ પણ બોલ્યા નહિ. આ સેર કરવા નિકળેલી ટુકડી ઘણીએક રમણિક જગાઓમાં થઈને ચાલી. જમીન ઘણી જ ઉંચી નીચી હતી. નાના પાહાડો વનસ્પતિથી છવાઈ ગયલા હતા, અને ઘણા શોભાયમાન દીસતા હતા. નીચી ખીણોમાં કાચ જેવી નિતરી નાની નદીઓ વેહેતી હતી તે ઉપર જ્યારે સૂર્ય પ્રકાશ્યો ત્યારે તો શોભાની કંઈ મણા રહી નહિ. સવાર કેવી રળિયામણી લાગતી હતી ! તેમાં આવા જબ્બર સિપાહીઓ જેઓનો સઘળો અવતાર માણસોને ચીભડાંની પેઠે કાપી નાખવામાં ગયલો, તથા જેઓ દારૂ ગોળાની પડોસમાં જ રહેલા, અને સૃષ્ટિની લીલા જેઓએ જોયલી જ નહિ, તેઓમાંથી જો કોઈને ઈશ્વરનાં સુંદર કામ તપાસવાનો શોખ હોય તો તેને તે સવારે અતિ આનંદ થયાવિના રેહે જ નહિ. સૂર્યોદય થતાં જ પેહેલાં તો પાહાડોની ટોચ ઉપર સવેરે તડકો પડ્યો; હજી બીજી નીચી જગાઓ ઉપર અંધારૂં હતું, પણ ધીમે ધીમે નદીઓનાં પાણી પણ ચળકવા લાગ્યાં. ઝાડોનો લીલો રંગ ભભકાદાર જણાવા માંડ્યો. ઝાડીઓમાંનાં પક્ષીઓએ નાના પ્રકારના મધુર સ્વર કાઢીને આખી જગા ગજવી મુકી. વચ્ચે વચ્ચે રાની પશુઓનો કઠોર શબ્દ સંભળાતો હતો. એવી જગામાંથી જોતા જોતા તે લોકો આગળ ચાલ્યા.

હવે **ભીમદેવ**, દેવળદેવી, સવાગ, સિપાહીઓ, દાસ, દાસીઓ, ભટ, ભટાણી, વગેરેનું શું થાય છે તે ઉપર નજર કરીએ. ગામની બાહાર નિકળ્યા પછી કેટલેએક દૂર સુધી રસ્તામાં કંઈ પણ બનાવ બન્યો નહિ. આશાથી ભરપૂર, ભય રહિત તથા ખૂશ દિલથી તેઓ ચાલ્યાં જતાં હતાં. દેવળદેવી એક સુંદર તથા જલદ ઘોડા ઉપર બેસીને ઉંડા વિચારમાં

ઘોડાની મરજી પ્રમાણે આગળ જતી હતી. તે દહાડો તેની જીંદગીમાં સૌથી મોટો હતો; તે દહાડે તેની સઘળી ઇચ્છા સફળ થવાની તે આશા રાખતી હતી; તે દહાડે તેના પ્રીતમનું મ્હોં તેને જોવું હતું; તે દહાડાથી તેના સંસારનો આરંભ થવાનો હતો; અને તે દહાડો તેના કલ્પેલા સુખી વખતનો પેહેલો જ હતો. માટે તે દહાડે તેને અતિ સુખની સાથે ઘણી જ ચિંતા મનમાં રેહે તેમાં કાંઈ આશ્ચર્ય નથી.

દહાડો ધીમે ધીમે ચઢવા લાગ્યો; અને ખરા બપોર થયા એટલે કેટલેક દૂરથી કોઈ રડતું હોય એવો અવાજ સઘળાઓએ સાંભળ્યો. બપોરની વખતે આવો ભયંકર શબ્દ કાને પડયો તેથી સઘળાઓ ચમકયા. દેવળદેવીએ જાણ્યું કે કોઈ માણસ મોટી વિપત્તિમાં આવી પડેલું છે, અને તેને મદદ કરવાની જરૂર છે, માટે સવારી અટકાવી અવાજ જ્યાંથી આવે છે ત્યાં જવું એવી તેની મરજી થઇ; અને તેણે પોતાની સાથેનાં માણસોને અટકાવ્યાં. ભીમદેવને ત્યાં જરાપણ થોભવાની ખૂશી ન હતી. રસ્તામાં આગળ શું થશે તેની કાંઈ ખબર ન હતી; માટે જેમ બને તેમ જલદીથી કૂચ કરી શેહેરમાં પોહોંચી જવું એવો તેનો વિચાર હતો. પણ જ્યારે દેવળદેવી અટકી ત્યારે તેને પણ અટકવાની જરૂર પડી અને તેઓ સઘળા તે બાજૂ તરફ વળ્યા. અવાજ વધારે વધારે સાફ સંભળાવા લાગ્યો, અને કેટલેક દૂર ગયા પછી તેઓએ એક ઝાડની નીચે એક બઈરીને બેઠેલી જોઇ, તે બૂમ પાડીને રડતી હતી. આ બઇરી દુઃખ તથા દરિદ્રતાનું ખરેખરૂં સ્વરૂપ હતુ, તેના શરીર ઉપર જે ફાટા ચિથરાં ઢાંકેલાં હતાં તેમાંથી તેનું આખું શરીર જણાતુ હતુ, અને તે ચિથરાં એટલાં તો મેલા હતાં કે અસલ તેઓ કેવા રંગનાં હશે તે હાલ કેહેવું અશકય હતુ, તથા તેમાં જુ વગેરે બીજા જીવડાઓએ વાસો કીધો હતો. તેના મ્હોં ઉપરથી દેખાતુ હતુ કે તે કાંઇ મહાભારત દુઃખમાં આવી પડેલી છે. તે એવી તો બદશિકલ તથા બીહામણી હતી કે તેને જોઇને ધોળે દિવસે પણ બીહીક લાગ્યા વિના રેહે નહિ. દેવળદેવીનો ઘોડો પાસે આવતાં જ તે એકદમ ઉઠી, અને લગામ પકડી તેને પાછો ઘસડવા લાગી. ઘોડો તો ઘણા વેગે દોડયો, અને તેની સાથે પેલી બઈરી પણ દોડતી ચાલી. સઘળા સિપાઇઓ તો જડભરત થઇ ઉભા રહ્યા. આ કોઈ પ્રેત, ડાકણ, કે શાંકણી હશે, અને તે દેવળદેવીને ઘસડી જઇ કોઈ નદીમાં ડુબાવી દેશે, અથવા

બીજી રીતે તેનો પ્રાણ લેશે એ વિષે તેઓને કાંઇ શક રહ્યો નહિ, અને તેની આગળ આપણું કાંઇ ચાલવાનું નથી એવી ખાતરી થવાથી તેઓએ તેની પાછળ કાંઇ દોડ કીધી નહિ, પણ મુગા મુગા જોયાં કીધું. દેવળદેવીનો ઘોડો જ્યારે ઘણો દૂર નિકળી ગયો, ત્યારે ભીમદેવે હિમ્મત પકડી પોતાનો ઘોડો પાછળ ફેંક્યો, અને તે એવો તો વિજળીના વેગે ચાલ્યો કે તે દેવળદેવીને પકડી પાડશે એમાં કાંઇ શક રહ્યો નહિ. ભીમદેવની પાછળ કેટલાએક સવાર પણ ગયા. ભીમદેવે દેવળદેવીનો ઘોડો આઘે જોયો તેની પાછળ તે ઘણા જોરથી ધસ્યો. આશરે એક કલાક સુધી દોડ કીધા પછી તેઓ પાસે પાસે આવી ગયા તે વખતે તે રાંડને જોઇને ભીમદેવને એટલો ક્રોધ ચડયો કે પોતાની તલવાર કાઢીને તેને મારી, પણ હવામાં તલવાર મારવી અને તેને મારવી બરોબર. ઘા પડયો તો ખરો, પણ હવામાં. બાઇરી તો એક બળતુ થઇને ઉડી ગઇ, અને ત્યાંથી બે કદમને છેટે આવી પાછી ઉભી રહી. ભીમદેવ રજપૂત બચ્ચો હતો તોપણ આ તમાશો જોઇને તેનાં ગાત્ર શિથિલ થયાં; તેના મનમાં ઘણી દેહેશત ભરાઇ; પણ હિમ્મત કદી હારવી નહિ એ રજપૂતનો પેહેલો તથા મુખ્ય ધર્મ માટે પાછો સાવધ થઈ તેણે મોટે અવાજે પુછ્યું 'તુ કોણ છે? તાર દેવળરાણીની સાથે શું કામ છે? તું તેને ક્યાં લઇ જતી હતી? અને તેને શુ કરવાનો તારો વિચાર હતો?" બાઇરી છેક બદલાઇ ગયેલી .હતી, ભડકુ થઇને તે ઉડી ગઈ અને પાછી આવી ત્યારે તેમા બિલકુલ ફેરફાર થઈ ગયલો હતો. હમણા તો તે દેવાંગના જેવી રૂપાળી દેખાતી હતી. તેના મ્હોંની કાંતિ ઘણી જ સુંદર હતી. તેણે જરીના વસ્ત્ર પેહેરેલા હતાં, તથા તેના અંગ ઉપર ઘણાં અમુલ્ય તથા શોભાયમાન આભૂષણ હતાં. તેના ચેહેરા ઉપર ઉદાસી જણાતી હતી, તથા તેની આંખ દયાથી ભરેલી હતી. ભીમદેવના સવાલનો જવાબ દેવા અગાઉ તેણે ઘણા પ્રેમથી દેવળદેવીની સામુ જોયું, અને જોતા જ તેની કમળ જેવી આખમાથી આંસુઓની બે ધાર ચાલી તેનું હૈયું એવું તો ભરાઇ આવ્યું કે તેનાથી તુરત બોલાયું નહિ. પણ થોડીવાર પછી તેણે આંસુ પોતાના કીમતી લુગડાંવડે લુંછી નાખ્યાં, અને આકાશમાંથી ઓસ જેમ ધીમે પડે છે તેમ ધીમેથી તથા મૃદુ સ્વરે બોલી, "હું દેવળદેવીની વિધાતા છું. હું અત્યાર સુધી તેનું રક્ષણ કરતી આવી છું. હવે આગળ ભય છે માટે

પાછા ફરો, કોઇ ઠેકાણે આજની રાત મુકામ કરી કાલે સવારે જાઓ. મારૂં કહ્યું માનવામા જ ફાયદો છે. જો તમારા દુર્ભાગ્યને લીધે હઠ કરી તમે આગળ જશો તો શું પરિણામ નિપજશે તેનો હું જવાબ દેવાની નથી. આ મારી છેલ્લી શિખામણ છે. માનવી હોય તો માનો નહિ તો હું તો જાઉં છું." એટલું કહી તે સ્ત્રી અદૃશ્ય થઇ.

ભીમદેવ તથા દેવળદેવી તે સ્ત્રી અલોપ થયા પછી કેટલીએક વાર સુધી ત્યાં જ ઉભાં થઇ રહ્યાં, અને એકએકની સામું ટગરમગર જોયાં કીધુ. શું કરવું તે સુઝે નહિ. એટલામાં પાછળના સવારો ત્યાં આવી પોંહોંચ્યા તેને જોઇને તે બન્નેને હિમ્મત આવી, અને હવે કાંઇપણ ઠરાવ કરવો જોઇએ એમ તેઓને લાગ્યું. એટલે સુધી આવ્યા પછી જો તેઓ પાછા જાય તો સિપાઇ લોકોમાં તેની બહાદૂરી વિષે ઘણો હલકો વિચાર આવે માટે આગળ ચાલવું જોઇએ. વળી ક્ષત્રિયનો ધર્મ એ છે કે કશાથી બીહીવું નહિ ત્યારે આ પ્રસંગે ભય શા માટે રાખવો જોઇએ? તેમાં વળી એક બાઇરીથી ડરવું? એ તો છેક નામરદાઇ. માટે દેહેશત છોડી દઇ આગળ કૂચ કરવી. દેવળદેવીને પણ પોતાના શંકળદેવને મળવાની એટલી તો આતુરતા હતી કે લેશમાત્ર વિલંબ પણ તેનાથી ખમાય એવું ન હતુ. વળી તેની ખીલતી જુવાની હતી. તેવે વખતે ભય મન ઉપર થોડી અસર કરે છે. તેને તેજ દહાડે પોતાના પ્રાણપ્રિયને જોવાની એટલી તો હોંસ હતી કે તે બાઇરી પોતાની વિધાતા છે એમ તેણે માન્યું નહિ, પણ તે કોઇ વંતરી અથવા મલીન પ્રાણી હશે, અને તેણે તેને અમથી ભડકાવી હશે એમ માનીને તેણે મનમાં સંતોષ માન્યો. એ પ્રમાણે ભીમદેવ તથા દેવળદેવી બન્નેની વૃત્તિ જવા તરફ થઇ. તેઓ તુરત પોતાના લશ્કરને જઇ મળ્યાં, અને આ બનાવ જાણે બન્યો જ નથી એમ જાણી આગળ ચાલ્યાં.

કેટલીએક વાર સુધી મેદાનમાં ચાલ્યા પછી તેઓ એક સાંકડી ગલીમાં આવ્યાં. આસપાસ બે ઊંચા પાહાડ આવી રહ્યા હતા. એ નાળ ઘણી જ લાંબી હતી તેમા આગળ જતાં તેઓએ થોડેક દૂર ધુમાડો નિકળતો જોયો. પેહેલ વેહેલા તો તેઓએ જાણ્યું કે તે કોઇ ગામડું અથવા ભઠ્ઠી કે પજાવો હશે; પણ જરા આગળ ચાલતાં માણસોનું એક ટોળું રસોઇ કરતુ હોય એમ તેઓને લાગ્યુઃ તેઓની પાસે ગયા ત્યારે તેઓ મુસલમાન છે એમ માલમ પડયું. એ મુસલમાનો વેરૂલની ગુફા જોવા જનારા અલફખાંના સિપાઇઓજ હતા. તેઓએ પણ

જ્યારે કોઇ લશ્કર આવતું જોયું, ત્યારે સઘળા રસોઇનું કામ પડતું મુકીને જાગૃત થઇ ગયા. સૌએ લુગડાં પહેરીને હથિયાર બાંધી દીધાં, અને શું કરવું તેનો મનસૂબો કરવા લાગ્યા. થોડીવાર તો ત્યાં ગરબડ સરબડ થઈ ગઇ. રસુલખાં, પીરમહમદ, જાફર બેહેલીમ, વગેરે તરેહવાર નામોની બૂમ સંભળાવા માંડી. "અલ્લાહુ–અકબર"ની ચીસ કેટલાએકે પાડી. કેટલાએક સ્થિર ઉભા જ રહ્યા, અને કેટલાએક ફક્કડ લબાડ સિપાઇઓએ પોતાની મોટાઇની તથા બાહાદૂરીની મોટી વાતો કરવા માંડી. નો પણ તે તડાકા મારવાનો વખત ન હતો. કાંઇ પણ દૃઢ સંકલ્પ કરવો જોઇએ. તેઓ તો ફક્ત ૩૦૦ માણસ હતાં, અને સામાવાળા તો તેઓને તેથી બમણા ત્રમણા દેખાયા ત્યારે તેઓની સાથે લડવું કે નહિ એ વાતનો નિશ્ચય કરવો જોઈએ. કેટલાએકનો વિચાર લડવું નહિ એમ હતો; પણ કેટલાએક જુવાન તુરક મીરજાંઓનાં મનને હિંદુનો કશો હિસાબ ન હતો, અને તેઓની હરેક લડાઇમાં ખુદા તેમની તરફથી લડવા આવે છે એવો તેઓનો દૃઢ વિશ્વાસ હતો તેથી તેઓના મનમાં ઘણી હિમ્મત હતી; વળી લડાઇમાં નાસવું એ મોટી શરમની વાત, અને તેમાં કાફર નામરદ હિંદુઓથી ડરવું એ તો કાયરનું કામ; માટે ગમે તે થાય તોપણ એક તસુભર પાછા હઠવું નહિ. "અલ્લા બેલી ને પીર મદદ" એવું કહી તેઓ હારબંધ દુશ્મનની મુલાકાત લેવાને ઉભા રહ્યા.

આણીગમ ભીમદેવ પણ મોટી ફિકરમાં પડયો. તેને તે રસ્તે કોઇ દુશ્મન મળશે એવું તેણે ધારેલું નહતુ તેથી લડવાની કાંઈ તૈયારી રાખી નહતી વળી તેની સાથે દેવળદેવી હતી તેને સહીસલામત દેવગઢ લઇ જવાની તેને ઘણી ફિકર હતી. લડાઈમાં કોણ જાણે શું થાય? જો હાર થઇ તો આટલું કષ્ટ સહીને તથા શ્રમ કરીને લાવેલી રાણી હાથમાથી જતી રહે એ વિષે તેને ઘણી ચિંતા હતી. તે વખતે તેને પેલી ચિથરિયા બ-ધરી યાદ આવી, તથા તેનું કહેલું વચન પણ સાંભરી આવ્યું. તેના કહ્યા પ્રમાણે તેણે મુકામ ન કીધો તેનો હમણા ઘણો પશ્ચાત્તાપ થયો, અને હવે તે વિધાતાનું ભવિષ્ય ખરૂં પડશે એવી તેની ખાતરી થઇ, ને તેથીજ તેની સઘળી હિમ્મત જતી રહી. તેના મ્હો ઉપરથી લોહી ઉડી ગયું અને તે છેક ઉદાસ થઈ ગયો. હવે શુ કરવુ? પાછું તો જવાતું નથી, તેમ દેવગઢ જવાનો બીજો રસ્તો પણ નહતો માટે લડાઇ કીધા વગર

તેનો છુટકો નહતો. પોતાની તરફ માણસો દુશ્મન કરતાં ઘણા વધારે છે, તથા શૂરા રજપૂતોને ફાટાતુટા તુરકડાઓને મારી હઠાવતાં કાંઇવાર લાગવાની નથી એવું કહીને તેણે પોતાના માણસોને હિમ્મત આપવાનું કર્યું; પણ તેનું મ્હોંજ તેના આ ઉત્તેજક શબ્દોને જુઠા પાડતું હતુ. તેઓએ ભીમદેવને કોઇવાર કાયર થયલો જોયો નહતો, અને જ્યારે તે વખતે તેઓએ તેને નિરાશ તથા હિમ્મત હારેલો દીઠો, ત્યારે તેઓ સઘળાને એકદમ લાગ્યું કે આજે કાંઇ નવતરૂં કારણ છે, અને બધાના હાંજા ગગડી ગયા. તેઓએ બહારથી તો શુરાતન દેખાડ્યું, પણ તેઓની છાતી ધડકતી હતી, તથા પગ બરાબર ઉપડતા નહતા. એવી સ્થિતિમાં તેઓ મુસલમાનોની સામે યુદ્ધ કરવાને આગળ ચાલ્યા.

શત્રુઓ તેઓને વાસ્તે તૈયારજ હતા. તેઓને પાસે આવતા જોઇ મુસલમાનોએ "અલ્લાહુ-અકબર"ની જોરથી બૂમ પાડી. એ બૂમ રજપૂતોએ આજ પેહેલાં સેંકડો વાર સાભળી હતી તોપણ આ વખત તેથી તેઓના મન ઉપર ઘણી જ જુદી જાતની અસર ઉત્પન્ન થઇ. બંને લશ્કર સામસામા મળ્યા, અને મુસલમાન લોકો થોડા હતા તોપણ કાંઇ પણ દેહેશત ખાધા વિના તેઓએ ભીમદેવના માણસો ઉપર ધસારો કીધો. તીરથી વાદળ છવાઇ ગયું. ચીસાચીસ તથા બૂમાબૂમથી કાન બેહેર મારી ગયા. એક તરફ શિરોહીની તથા બીજી તરફ અરબસ્તાનની તલવાર ઉછળી રહી જુઆરની કાપણી થતી હોય તેમ સામસામેનાં માણસો કપાયાં. તે વખત "અલ્લાહુ અકબર"ની બીજી ચીસ સંભળાઇ, અને મુસલમાનોએ વધારે જુસ્સાથી હુમલો કીધો. તેની સામે હિંદુઓથી ટકાયું નહિ. તેઓમા ભંગાણ પડ્યું. ઘણાખરા જુદી જુદી દિશાઓ તરફ નાસવા લાગ્યા. દેવળદેવીના ઘોડાને એક તીર એવું તો જોરથી વાગ્યું કે તે તુરત મરણ પામ્યો. તથા તે પોતે બેહોશ થઇ જમીન ઉપર પડી. તેને લઇ જવાને વાસ્તે તેની દાસીઓ ચોતરફ વિંટલાઇ વળી. એટલામાં મુસલમાન સિપાઇઓએ આવીને તેને ઘેરી લીધી. કેટલાએક તેની ખૂબસૂરતી જોઇને છક થઇ ગયા, અને આ કોઇ બેહેસ્તની હુરીછે એમ તેને માની તેની સામુ કેટલીક વાર સુધી તેમણે જોયાં કીધું કેટલાએકને તો તેને જોઇને એટલો કામાવેશ આવી ગયો કે તેને લઇ જઇ પોતાના ઝનાનખાનામાં રાખવાનુ મન થયું. કોઇ બુઢ્ઢા સિપાઇઓ કેહેવા લાગ્યા કે ખુદાએ અમારા ઉપર મેહેર કરી આ રંડી ઇહાં

મોકલી દીધી છે; અમને રોટલી પકાવવાની ઘણી આપદા પડેછે તે આ છોકરી આવે તો મટી જાય. કેટલાએક પૈસાના લોભી એવું વિચારવા લાગ્યા કે જો આ ખૂબસૂરત છોકરી અમારા હાથમાં આવે તો દિલ્હીમાં એની ઘણી કિમ્મત ઉપજે, અને જન્મ સુધી ન્યાહાલ થઇ જવાય. એ પ્રમાણે જુદા જુદા માણસોએ જુદા જુદા અભિપ્રાય બાંધ્યા. "એક રાંડ અને સો સાંઢ," તેના જેવી વાત થઈ. બધાને જ તેને લઇ જવાની મરજી, એટલે પરિણામ એવું થયું કે તેને સઘળા ઘસડવા લાગ્યા, અને એમ કરતાં કરતાં માંહોમાંહે કાપાકાપી ઉપર આવી ગયા. જે તલવાર દુશ્મન ઉપર ઉછળી હતી તે હમણા પોતાના જાતભાઇ ઉપર વપરાઈ. એ ગડબડમાં એકાદ ઝટકો વાગ્યાથી દેવળદેવી તો ત્યા જ નક્કી થઇ જાત, અને એવો વખત પણ ઘણી વાર આવ્યો હતો. તેની દાસીઓ રજપૂતોમાં રહેલી તેથી તેનું નામ કહી દેવા કરતાં તેને મરવા દેવી એવુ વિચારીને મુગી મુગી ઉભી રહી, પણ પેલી ભટાણી જે જોડે હતી તેનાથી ઘણીવાર સુધી ચુપ રેહેવાયું નહિ. એક વાર જ્યારે દેવળદેવી સેહેજ બચી ગઇ તે વખતે તે બોલી ઉઠી, "અરે મુઆ તુરકડાઓ. તમે કોને વાસ્તે લડી મરોછો? તમે આને ઓળખો છો? એતો દેવળદેવી, શંકળદેવની સાથે પરણવાની છે. પીટયાઓ, તમારી લડાઇ બંધ રાખો, અને રાણીને તમારા સરદાર પાસે લઈ જાઓ."

દેવળદેવી એ નામ સાભળતાંજ સઘળાઓએ હથિયાર નાખી દીધાં, અને આટલી મુદ્દત થયા જેને માટે લડતા હતા તે હાથમાં આવી એવું જાણી ઘણા રાજી થઇને આ ખૂશ ખબર અલફ્ખાંને કેહેવાને એક કાસદ મોકલ્યો. તેઓ પણ દેવળદેવીને એક ઘોડાપર બેસાડી મોટી છાવણી તરફ તાકીદથી લઈ ચાલ્યા. અલફ્ખાને આ સમાચાર સાભળીને તથા થોડી વાર પછી દેવળદેવીને નજરે જોઇને જે હર્ષ થયો તેનું વર્ણન થઈ સકતુ નથી. તે વખતે તેણે પરમેશ્વરના શુકરાનાં કીધા; પોતાની પાસે જેટલા પૈસા હતા તેટલા તે માણસોમાં વેંહેચી દીધા; અને ત્યાંથી છાવણી ઉઠાવીને દેવળદેવીને સાથે લઇ ગૂજરાત જવાને નિકળ્યો.

---

# પ્રકરણ ૧૬ મું.

ઝીંઝુવાડા પાટડી ગામમાં એક મોટો મેહેલ બાંધેલો હતો તેની એક બારીએ કોઇ સ્ત્રી પુરૂષ બેઠેલાં હતાં. તેઓ બન્ને પુખ્ત ઉમરે પોહોંચેલાં હતાં. તેમાંથી પુરૂષનું મ્હોડું ઘણું ચિંતાતુર દેખાતું હતું. જ્યારથી અણહિલપુર મુસલમાન લોકોના હાથમાં આવ્યું ત્યારથી ગૂજરાતનો પાદશાહી સૂબો આસપાસના રજપૂત તથા બીજા હિંદુ રાજા, ઠાકોર, તથા ગરાસિયાને તાબે કરી તેઓનાં રાજ્ય જપ્ત કરતો હતો, તથા તેઓ ઉપર ભારે ખંડણી બેસાડવાને ચઢાઇઓ કરતો હતો. એ લડાઇઓમાં કેટલાએક નાના રાજ્યો ડુબી ગયાં; કેટલાએક રાજાઓએ ખંડણી આપવી કબૂલ કીધી; પણ હજી કેટલાએક પોતાના શૂરાતનથી કિલ્લાની મજબૂતી વડે તથા લશ્કરના જોરે કરીને એ સૂબાની સામે ટકી રહ્યા હતા. પાટડીનો ઠાકોર જે તે મેહેલની બારીએ બેઠો હતો તેણે પણ અત્યાર સુધી પોતાનો બચાવ ઘણી બાહાદૂરીથી કીધો હતો પણ હમેશાં સુધી એ પ્રમાણે તેનાથી લડાઈ થઈ સકશે નહિ એ બાબત તેને ઘણી ચિંતા થતી, અને તેથી જ તે મહાભારત ફિકરમાં પડયો હતો. તેની સ્ત્રી પણ તેવી જ બાહાદૂર હતી, અને તે પોતાના સ્વામીની હિમ્મત લેશ માત્ર પણ નરમ પડવા દેતી નહતી. જે ચમત્કારીક રીતે પાટડી તથા બીજાં ગામો કરણ વાઘેલા પાસેથી તેને મળ્યાં હતાં તેમાં કાંઈ દેવતાઇ અંશ હતો. એક રાતમા બે હજાર ગામને તોરણ કોઈપણ માણસથી એકલી પોતાની જ શક્તિવડે બંધાઇસકે નહિ. માટે જે અદભૂત શક્તિથી એટલા બધાં ગામો તેને મળ્યાં તેજ શક્તિ તેની તથા તેના વંશની પાસે કાયમ રેહેશે એ પ્રમાણે તેની સ્ત્રી તેને ધીરજ આપતી હતી.

એ પ્રમાણે જ્યારે તે બે વાતચિત કરતા હતા તે વખતે બહાર ચોગાનમાં કાંઇ ગડબડ થઈ, અને તેઓ બાહાર જુવેછે તો એક હાથી છુટો પડી મદોન્મત્ત થઇ દોડતો તેમણે જોયો. આ વખતે બારી આગળના ચોગાનમાં તેઓના શેડો, માંગુ, શેકડો, એ નામના ત્રણ છોકરા તથા ઉમાદેવી નામની છોકરી રમતાં હતાં. મસ્ત થયલો હાથી રસ્તામાં જે વસ્તુઓ આવતી તે સંઘળીને છુંદતો છુંદતો તે છોકરાં પાસે આવ્યો, અને એકને સુંઢમાં પકડી ઉછાળવાની તથા બીજાને પગતળે ચગદી નાખવાની તૈયારીમાં હતો, એટલામાં તુરત તે સ્ત્રીએ, એટલે તેઓની માએ, બારીએથી જ પોતાનો એક હાથ એટલો તો લાંબો કીધો કે તેઓ

સ્વળાને ઝાલી લીધાં, અને મોતના સપાટામાંથી તેઓને તુરત ઉગારી દીધાં. હરપાળ (તે પુરૂષ હરપાળ મકવાણો કરણરાજાનો માસીનો છોકરો તથા બાબરા ભુતનો જીતનાર હતો એ વાંચનારાએ જાણી લીધું હશે) આ તેની સ્ત્રીનું દેવતાઇ પરાક્રમ જોઇને ઘણો જ આશ્ચર્ય તથા આનંદ પામ્યો, અને આ વાતનું હમેશાં સ્મરણ રેહેવાને તે ત્રણ છોકરાઓનું નામ ઝાલા (પકડ્યા) પાડ્યું. એ નામ હજી સુધી તેના વંશના ઝાલા રજપૂતોએ રાખ્યું છે.

જ્યારે તે ગાંડા હાથીને ચોગાનમાં નુકશાન કરવાનું કાંઇ મળ્યું નહિ ત્યારે તે બાહાર દોડ્યો, અને તે રસ્તે એક ગાડું જતુ હતું તેને પોતાની સુંઢના એક સપાટાથી ઉડાવી દીધું. ગાડું પડતાંજ ભાંગી ગયું. હાંકનાર એક તરફ પડ્યો, અને માહે બેઠેલાં એક પુરૂષ તથા એક સ્ત્રી એક બાજૂએ પડ્યાં. તે વખતે બળદો ચોંક્યા તેથી તેઓએ એ ગાડાને આગળ ઘસડ્યું, અને તેમ કરતાં તેનું એક પૈડું તે સ્ત્રી પુરૂષનાં શરીર ઉપરથી ફરી ગયું. પુરૂષનો પગ આ ઘાથી ભાગી ગયો, તથા સ્ત્રીને સખત વાગ્યું. ઘાના દરદથી તેઓ બન્ને બેભાન થઇ પડી રહ્યાં. તેઓ મરી ગયાં એમ જાણી ગાડાના હાંકનારે મોટેથી ચીસ પાડી તે ઠેઠ મેહેલના માણસોએ સાંભળી. હરપાળે એ દુઃખ ભરેલી બૂમ સાંભળી શું બન્યું તે જોવાને પોતાનાં માણસો મોકલ્યાં. થોડી વારમાં તેઓ બે માણસોને એક ખાટલા ઉપર સુવાડીને મેહેલમા લાવ્યાં. આ ભાગ્યહીન અજાણ્યા વટેમાર્ગુઓને તેઓની આવી અવસ્થામાં આશ્રય આપવો, તથા તેઓને સારા કરવાની તજવીજ કરવી, તથા જ્યાં સુધી તેઓ આવી અવસ્થામા રહે ત્યાં સુધી તેઓની ઘટતી બરદાસ્ત લેવી, એ પોતાનો ખરો ધર્મ છે એમ જાણી હરપાળે તેઓને પોતાના મેહેલમાંના એક ઓરડામાં સુવડાવ્યાં, તથા ગામના વૈદ તથા મલમપટા કરનાર હજામને બોલાવી મગાવ્યા. તેઓના ઉપચારથી તેઓને કેટલીએક વારે ભાન આવ્યું, અને જ્યારે તેઓને માલમ પડ્યું કે તેઓ કોઈ અજાણ્યા માણસના ઘરમાં હતાં, તથા તેમને વાસ્તે તે માણસે ઘણી મેહેનત લીધી હતી, ત્યારે તેઓના અંતઃકરણમાં ઉપકારવૃત્તિ પ્રકટ થઇ, અને ઘરધણીનો જોઇએ તેટલો પાડ માનવાને તેઓ ઘણાં અધીરાં થયાં. જ્યારે રાત પડી ત્યારે હરપાળ તેઓના ઓરડામાં આવ્યો, અને તે ઘાયલ માણુસ જોડે તેણે વાતચિત કરવા માડી. ઘાનું દરદ હમણા ઓછું થયું હતુ તેથી તેનામાં બોલવાની શક્તિ આવી હતી.

પોતે કોણ હતો, શાં શાં પરાક્રમ કીધાં હતાં, તથા હાલ તેની સ્થિતિ કેવી થઇ ગઇ હતી તે સઘળી વાતથી વાકેફ કરવાને તેણે પોતાની સઘળી જીંદગીનું વૃત્તાંત હુરપાળ આગળ ઘણે વિસ્તારે કહી સંભળાવ્યું. પોતાના પરોણાને હવે તેણે સારી પેઠે ઓળખ્યો તેથી તેને ઘણી જ નવાઇ લાગી, અને ગૂજરાતનો કટ્ટો શત્રુ, પોતાના રાજાને પાયમાલ કરનાર, લોકોને મ્લેચ્છ લોકોના હાથમાં આપનાર, તથા પોતાની સઘળી ફિકર તથા દુ:ખનું કારણ, પોતાના ઘરમાં આમ દૈવયોગે આવી મળ્યો તે જોઇને તેને પગથી માથા સુધી ક્રોધની જ્વાળા ચઢી. તે ઘણો ચીઢીને પગ ઠોકી ઘણા આવેશથી બોલ્યો "અરે દુષ્ટ, અરે ચંડાળ, અરે રાજદ્રોહી, અરે મહા પાપી, તેં જે કામ કીધું તેનાં ફળ તેં હવે ચાખ્યાં? અરે નાગરા, છેક નફ્ટ નિર્લજ થઇને તારાં અધમ તથા કપટનાં કર્મો તુ મારી આગળ કહેવામાં પ્રતિષ્ઠા માને છે? ધિ:ક પડી તારી દેહને? ધૂળ પડી તારા નામ ઉપર? તુ હિંદુ જન્મો તારી જન્મ ભૂમિ પરદેશી પરમધર્મના મ્લેચ્છ દુષ્ટ લોકોને તેં વેચી! અરે શરમ છે તને! તુ તારી માના ગર્ભમાં જ કાં ન મુઓ! તારો ગર્ભપાત કાં ન થયો! અથવા તુ તારી કુમળી વયમાં શામાટે મરણ ન પામ્યો! તે તારી સાત પહેડીનું નામ ડુબાવ્યું તેં તારી જાતને એબ લગાડી. તેં હિંદુના નામને શરમ પોંહોંચાડી. તુ પથ્થર કાં ન પડયો!" એ પ્રમાણે ઘણા આવેશમા હુરપાળે તેના ઉપર ગાળોનો વરસાદ વરસાવ્યો, અને એથી પણ વધારે અપશબ્દો તે વાપરત, અથવા કદાપિ તે તેના ઉપર હાથ પણ ચલાવત, પણ એટલામાં તે ઘાયલ માણસ વચમા બોલી ઉઠ્યો:-

'ખમા બાપજી, ખમા, જેટલી મને ગાળ દીધી, તથા એથી પણ વધારે દેશો એ સર્વને હુ પાત્ર થયો છું. જેટલા આરોપ તમે મારા ઉપર મુકયા છે તેટલા મેં કીધા છે, તથા જે જે બદકામોનો કરનાર તમે મને કહ્યો તેટલાં મારાથી થયાં છે. હું ખરેખર દુષ્ટ, પાપી, ચંડાળ છું. હું વધારે વાર આલોકમાં જીવવાને લાયક નથી. અને પરલોકમાં પણ ઘણી માઠી સ્થિતિને હું નક્કી પામીશ; પણ હવે હું શુ કરૂં? ભાવિ વાત બની છે. જે થનાર તે થયું છે. હવે તે ન થયું એમ થનાર નથી. પણ તે વખતની મારી સ્થિતિ ઉપર પણ તમારે વિચાર કરવો જોઇએ. મારા ઉપર કેવો ને કેટલો ગજબ પડયો હતો તે ધ્યાનમાં લેવુ જોઇએ.

તે વખતે વેરે મને ઉશ્કેર્યો, વેરે મને ગોદા માર્યા; અને આ સઘળાં કામ તે દુષ્ટ વિકારે મારી પાસે કરાવ્યાં. પણ મેં જેવું કીધું છે તેવું જ મારી અવસ્થામાં આવી પડવા છતાં ન કરે એવો કોણ છે? જવલે જ કોઈ નિકળે. પણ મેં મોટી ભુલ કીધી એ હું કબૂલ કરૂં છું. મેં જો જાતે કરણ ઉપર વેર લીધું હોત તો હું મારી જાતને ગુનેહગાર ન ઠેરવત. પણ મેં કરણ રાજા ઉપર વેર પારકા પાસે લેવાડયું એ ઘણું ખોટું કીધુ. અને તેથી આ સઘળી ખરાબી થઈ; અને મને પણ શો ફાયદો થયો છે? જ્યાં સુધી અલફખાં ગૂજરાતનો સૂબો રહ્યો ત્યા સુધી તો મેં કારભાર ભોગવ્યો. પણ તે વખતે મારી ખરેખરી સત્તા પેહેલાંના જેટલી ન હતી. હું હમેશાં ફિકર ચિંતામા રહેતો હતો. અદેખાઇ ને દુશ્મનીનો તો પારજ નહતો. મારે તલવારની ધાર ઉપર ચાલવું પડતુ. મારૂં આવર્દા કાચા સૂતરે લટકાવેલું હતું; અને તે મારી સઘળી દેહેશત અતે ખરી ઠરી. અલફખાં ગયા પછી નવા સૂબાએ મારો કારભાર છીનવી લીધો; મારાં ઘરબાર, માલમિલકત સરકારમાં જપ્ત કીધાં; મારી સ્ત્રી થોડું ઘણું દ્રવ્ય લઇને નાસી ગઈ, અને મને એક સાધારણ ગુનેહગારની પેઠે બંધીખાનામાં નાખ્યો. મેં છુટવાને ઘણાએ પ્રયત્ન કીધા, તથા મારી હાલતની ખબર પાદશાહને કાને પોહોચાડવાને ઘણીએ તદબીર કીધી, પણ નગારખાનામાં તતુડીનો અવાજ કોણ સાંભળે? મારી ફરિયાદ કોઈએ સાંભળી નહિ; અને છેલ્લે જ્યારે અમલ બદલાયો ત્યારે ખુશામત તથા કાલાવાલા કર્યાથી મારો છુટકો થયો. મેં ઘેર જઇ પાટણ શેહેર છોડી દીધું અને સિદ્ધપુરમાં મારી સ્ત્રી સંતાઇ રહી હતી તેને સાથે લઈ સોમનાથનાં દર્શન કરી હાલ પાછો આવું છું એ અઘોર પાપ કીધાં તેનો મને હમણાં ઘણો જ પસ્તાવો થાય છે. રાત દહાડો જરા ચેહેન પડતું નથી, માટે હવે કાશીક્ષેત્રમાં જઇ વિશ્વેશ્વરનું રોજ પૂજન કરી ભાગીરથીમાં સ્નાન કરી ત્યાં બાકી રહેલું આવર્દા પૂરૂં કરવું એવો મારો મનસૂબો છે. એ કામ પરમેશ્વર પાર પાડે, અને હવે પછીના મારા પશ્ચાત્તાપથી તથા તપશ્ચર્યાથી મારૂં સઘળુ પાપ ધોવાઇ જાય. મને ઇશ્વર તરફથી ઘટતી શિક્ષા થઈ છે તેથી હું જરાપણ તેની સામે ફરિયાદ કરતો નથી. પરમ દયાળુ ઇશ્વર મને ક્ષમા કરો; રામરામ દાદા, કાલે સવારે હું ઇહાથી જાઇશ, માટે તમને જે મારે વાસ્તે શ્રમ થયો છે તે માફ કરજો."

માધવ અને રૂપસુંદરી ત્યાંથી નિકળી મોઢેરા ગયાં અને ત્યાં સાંજરે ધર્મશાળામાં તેઓએ મુકામ કીધો. વાળુ કીધા પછી તેઓ ઘાટ ઉપર જઇ ઉભાં રહ્યાં તે વખતે આશ્વિન મહીનાની ચાંદરણી રાત ખીલી રહી હતી, અને ત્યાં એક માણસ ધીમે ધીમે અને નીચું માથું રાખીને ફરતો હતો. તે વખતે ચાદરણું રૂપાના પતરાં સરખું પડયું હતું; કુંડનાં સ્થિર પાણી ઉપર અતિશય ચળકાટ પડતો હતો, અને તેમાં બાજુએ પગથિયાં ઉપરનાં નાનાં મોટાં દેહેરાંની છાયા પડતી હતી તેથી તે કુંડ ઘણો રળિયામણો દેખાતો હતો. કુંડ ઉપર એક મહાદેવનું મોટું દેવાલય હતું તેને બે રંગમંડપ હતા; એક દેહેરા સાથે વળગેલો, તથા બીજો છુટો હતો, આજુબાજુએ કીર્તિ-સ્તંભ હતા. આખા દેહેરાની લંબાઇ પોણો સો ગજ તથા પોહોળાઇ પચીસ ગજ હતી, અને તેથી ચારગણી લંબાઈ પોહોળાઇનો કુંડ હતો.

અગર જો તે વખતે પેહેલી રાત હતી તોપણ સઘળું ચુપાચુપ હતું. પવન પણ પડી ગયલો હતો, અને ઝાં ...નો જરાપણ ખડખડાટ સંભળાતો નહતો. ધર્મશાળામાં એક વેરા ...ણી સળગાવીને બેઠો હતો, અને તેની પાસે એક બ્રાહ્મણ હતો. તે ... ભ્યા ! તેં તારી સાત ... ફુંકવાની તૈયારીમાં પડેલા હતા. આ એકાંતસ્થળે જે ...ાડી. તેં હિંદુના નામને શરમ ... જોયો તેનો દેખાવ જોઈ લેવા સરખો હતો. તે ...ણે ઘણા આવેશમાં હરપ ...રફના જેવા થઈ ગયા હતા. તેની આંખ ખાડામાં ...ને એથી પણ વધારે આ... મુએલા મા-ણસ જેવી થઇ ગયલી હતી. તેમાં કાં ...ાથ પણ ચલાવત, પણ ... તથા તેમાં બુદ્ધિની કાંઇ પણ નિશાની માલમ પડતી ... પણ બેસી ગયલા હતા. આખા ચેહેરાનું લોહી પણ ઉડ ...થી તે ફિક્કા રંગનો દેખાતો હતો. આખું શરીર ગળાઇ ગયલું હતું, તેથી તેને વખતે કોઇ નરમ હૈયાનો માણસ જોયતો તેને બીહીક લાગ્યા વગર રહે નહિ. તે આ લોકનો માણસ હોય એમ લાગતુ નહતુ. તે કોઇ કબરમાંથી બાહાર નિકળેલો હોય એમ જણાતું હતું. જેવું તેનુ શરીર તેવું જ તેનું મન હતું. તેનું માથું ફરી ગયલું હતુ. તેની અકલ પોતાનું કામ બરોબર કરી સકતી હોય એમ જણાતુ નહતું. તેની શિકલ તથા ચાલવાની રીત ઉપરથી એવું સહેજ અનુમાન થઇ સકતુ હતુ કે તે માણસ અસલથી આવો નહતો. તેણે ઘણો સારો પખત કોઇવાર જોયો હોય પણ તેના ઉપર કોઇ મોટી આફત આવી પડયાથી અથવા દૈવકોપ થવાથી તેની અવસ્થા આવી

બદલાઇ ગઈ હશે એમ ધરાતું હતું. તે આ વખતે ઊંડા વિચારમાં પડ્યો હતો, અને તે વિચારનો વિષય તેના નિકટના સંબંધનું જ માણસ હતું. તેના કલેજામાં કારી ઘા લાગ્યો હતો, અને તે કાંઇ મહા દુઃખથી તે વખતે પીડાતો હતો.

આ માણસ કોણ છે તે વાંચનારાઓએ ઓળખ્યો તો હશે, અથવા તેઓએ અટકળ કરી હશે. જો એ બેમાંથી કાંઈ પણ થયું ન હોય તો અમે તેઓને જણાવીએ છીએ કે તે માણસ કરણ ઘેલો હતો. જ્યારે તેણે દેવગઢમાં સાંભળ્યું કે ભીમદેવનું સઘળુ લશ્કર કપાઇ ગયું, તથા દેવળદેવી મુસલમાનોના હાથમાં પકડાઈ, ત્યારે જે તેને દુઃખ થયું તેનું વર્ણન થઈ સકતું નથી. તેણે કેટલાએક દહાડા સુધી તો અન્ન ચાખ્યું નહિ, તથા પાણીનુ ટીપું પણ ઓઠે અડકાડ્યું નહિ. જે બનાવ અટકાવવાને માટે, તેણે આટલું કષ્ટ સહ્યું, જેને વાસ્તે તે આટલી મુદ્દત સુધી લડાઇ લડ્યો, તથા બેહદ સંકટ વેઠ્યું, જેને વાસ્તે તેણે પોતાનો પ્રાણ જોખમમાં નાંખ્યો તથા પોતાનાં ઘણાએક વાહાલાં માણસોને પોતાની નજર આગળ મરતાં દીઠાં, તે જ બનાવ આખરે બન્યો એ કાંઈ થોડી સતાપ ઉપજાવનારી વાત ન હતી. જે અમુલ્ય રત્ન તેણે મહા જતનથી ઘરમા રાખી મુક્યું, જેને જોવાથી તેને અતિ આનંદ થતો, તથા જે વડે તેને આટલાં મહાભારત દુઃખમાં પણ જીવવું ગમતું હતું, તે રત્ન તેના હાથમાંથી જતુ રહ્યું અને તે કોના હાથમાં પડ્યું? પોતાના ઊંચા કુળનું અભિમાન રાખી તેણે દેવગઢના રાજા સાથે સંબધ કરવાની ના કહેલી, તથા મ્લેચ્છ લોકોના હાથમાં જાય-એ ભયથી જ શંકળદેવને પોતાનો જમાઈ કરવાને છેલ્લે તેણે ઘણી આ-નાકાની સાથે કબૂલ કરેલું, તે સઘળુ વ્યર્થ ગયું. તેને જે મોટામાં મોટી દેહેશત હતી તે જ આડે આવી. હવે જીવવું શા સારૂ! જીવવું કોને વાસ્તે? અને શું કરવા? તેણે આપઘાત કરવાને ઘણીએકવાર પ્રયત્ન કીધા, પણ તેને સઘળી વખતે કોઇએ રોકયો. તેને દેવગઢના રાજા રામદેવે ઘણો દિલાસો તથા ધીરજ આપી; તેને અન્ન ખવડાવ્યું, તથા કેટલીએક તદબીરથી તેનું મન પોતાની છોકરી ઉપરથી કઢાવ્યું. પણ તે વખતથી તેની અક્કલને નુક-સાન લાગ્યું. તે ઉદાસીની પેઠે આખો દહાડો બેસી રહેતો, અને તે વખતથી તે કોઇ દહાડો જરાપણુ હસ્યો નહિ. આવી અવસ્થામાં તે કેટલીએક મુદ્દત સુધી દેવગઢમાં રહ્યો; પણ એટલામાં મલેક કાફૂરનું લશ્કર શેહેર

આગળ આવ્યું, અને તેને ઘેરો ઘાલ્યો. રામદેવ શંકળદેવને કિલ્લામાં રાખી પોતે ઘણાંએક નજરાણાં લેઇ મલેક કાફૂર પાસે ગયો, અને તેને શરણ થયો. પછી રામદેવ કાફૂરની સાથે દિલ્હી ગયો. ત્યાં તેને રાયારાયનો ઇલ્કાબ મળ્યો. દિલ્હીના પાદશાહે તેને તેનું રાજ્ય પાછું સોંપ્યું એટલું જ નહિ, પણ તેમાં વધારો કરી આપ્યો. તેને નવસારી પરગણું ઇનામ દાખલ આપ્યું, અને તેને ઘેર જવાને લાખ તનખા ખરચને માટે આપ્યા.

એ સઘળો બનાવ જ્યારે બન્યો ત્યારે કરણ ગુસ્સે થઇને તથા રામદેવ ઉપર કંટાળી જઇને દેવગઢથી ચુપકીથી નાસી ગયો, અને પાંચ વર્ષ સુધી આખા ગૂજરાતમાં જુદો જુદો વેશ લઇને ભટક્યો. છેલ્લે તે મોઢેરા ગામમાં આવી પહોંચ્યો, અને ત્યાંના દેહેરાની એક ધર્મશાળામાં તેણે ઉતારો કીધો.

માધવ તથા તેની સ્ત્રી ઉભાં ઉભાં પોતાના ગયલા વખતની વાત કરતાં હતાં, તથા માણસની જીંદગીમાં કેટલા બધા ફેરફાર થાય છે તે ઉપર વિચાર કરતાં હતાં. વાતમાં ને વાતમાં કરણ રાજાનો વિષય નિકળ્યો ત્યારે એ દુર્ભાગ્ય રાજાને વાસ્તે તેઓને ઘણી દયા આવી. "અરે અરે! જો કરણ રાજા આ વખતે જીવતો હોય અને તેના સાંભળવામાં આવે કે તેની દેવળદેવી તેને વિસરી જઇ પોતાની મા સાથે ઘણા આનંદમા રહે છે, તથા તેણે પાદશાહના શાહાજાદા ખિઝરખાં સાથે લગ્ન કીધું છે તો તેને કેટલુંબધું દુઃખ ઉપજે? પણ તે બીચારો આ પૃથ્વી ઉપર જ કદાપિ નહિ હોય, જ્યાં હોય ત્યાં તેનો સ્વર્ગવાસ થજો." એ પ્રમાણે માધવ મોટેથી બોલ્યો, તે સઘળા શબ્દ કરણે સ્પષ્ટ સાંભળી લીધા. આ દુઃખદાયક વાત કરણને કાને પડતાં જ તે બેશુદ્ધ થઇ ભોંય ઉપર પડ્યો. પડવાનો અવાજ સાંભળી માધવ તેની તરફ દોડ્યો, અને જ્યારે તેણે પડેલા માણસનું મ્હોડું કેટલીકવાર જોયું ત્યારે તે એવો તો ભય પામ્યો કે એક છલંગ મારી પોતાની સ્ત્રીને ઘસડીને ધર્મશાળામાં જતો રહ્યો, અને સઘળો સામાન બાંધી રાતની રાત ત્યાંથી બીજે ગામ જવાને નિકળી પડ્યો.

થોડીવાર પછી જ્યારે કરણને ભાન આવ્યું ત્યારે તેની આંખ લાલચોળ તથા ચેહેરો ગાંડા જેવો થઇ ગયા; અને તેના અંતઃકરણમા સન્નિપાત લાગ્યો. તે દુષ્ટ ચંડાળ છોકરી તેના બાપના કીધેલા ઉપકાર ભુલી જાય, અને તેને કોઇ વાર પણ સંભારે નહિ એ કાંઇ જેવું તેવું દુઃખ નહતું. તેને વાસ્તે તેના આવા હાલ થયા

હતા, અને તે વન વન ભટકતો હતો, અને દેવળદેવી સુખમાં પાદશાહના મેહેલમાં રહે, અને જરાપણ ઉદ્વેગ ધરે નહિ; વળી તેની માની સાથે વટલી જાય; અને છેલ્લે તેને ભુલી જઇને, શંકળદેવનો પ્યાર અંતઃકરણમાંથી ભુસી નાખીને મ્લેચ્છ પાદશાહ, તેના બાપનું રાજ્ય લેનાર, તેના ઘરનું સુખ હરનાર, તેને આટલી બધી વિપત્તીમાં નાખનારના જ છોકરા સાથે પરણે એ કાંઈ નાનીસુની વાત નહતી. કૃતઘ્ની છોકરી! આ દુનિયામાં કોઈ કોઇનું નથી; સઘળાં સ્વાર્થીછે; પ્યાર ફોકટ છે; સંસાર દગલબાજ છે; તથા માયા સઘળી ખોટી છે; એ વાતનો તેને હમણા નિશ્ચય થયો; જેને વાસ્તે આટલી વાર જીવવું પ્રમાણ હતું તે સઘળાં દગો કરી તેને મુકી ચાલ્યાં ગયાં, ત્યારે હવે દુનિયામાં દુઃખે દહાડા કાઢવામાં શું ફળ? માટે હવે નક્કી મરવું જોઇએ. એવો વિચાર કરતો કરતો તે કુંડની પાળ ઉપર ફરતો હતો. પણ મરવું એ કાંઈ સેહેલું નથી. જીંદગીથી ગમે તેટલા કંટાળી ગયા હોઇએ અને મોત વારે વારે માગતા હોઇએ તોપણ જ્યારે યમરાજાના દૂત ખરેખરા આવે ત્યારે આ દેહ કોઇને છોડવો ગમતો નથી. ત્યારે આપઘાત શી રીતે થાય? પોતાનો જીવ પોતાને હાથે શી રીતે કઢાય? એ જ સંદેહને લીધે તે કુંડમા એકદમ પડવાને બદલે આણીગમ તેણીગમ ફર્યા કરતો હતો. તેના મનમા તોફાન અને શાંતિ વારાફરતી થતી હતી. જીવ જ્યારે ઉકળી આવતો ત્યારે તે પડવાની તૈયારી કરતો, પણ એટલામાં મન પાછું શાંત થતુ, એટલે પાછો ફરવા માંડતો. એ પ્રમાણે કેટલીએક વારસુધી ચાલ્યા પછી તેને એકદમ આવેશ ચઢી આવ્યો. અને તે નરમ પડે તેની અગાઉ તે કુંડમાં ભુસકો મારી ઝંપલાવી પડયો. પાણીમાં એક મોટો ધબાકો થયો તે રાતની વખતે અને આસપાસ બંધિયાર જગા એટલે તેનો પડયો પડવાથી અવાજ ઘણો મોટો સંભળાયો.

પાસેની ધર્મશાળામાં જે વેરાગી તથા બ્રાહ્મણ ગાંન્ને ફુંકતા હતા તેઓ બન્નેએ આ ધબાકો સાંભળ્યો, અને તે સાંભળીને તેઓ ચમકયા. વેરાગી ચલમ પીતાંપીતાં અટકયો, ને તેને કડવું ઝેર જેવું લાગ્યું. તે ગુસ્સામાં આવી બોલી ઉઠયો, "આવી રાતની વખતે કોણ અભાગિયો પાણીમાં પડયો? કોઈ કુતરો અથવા બીજું કાંઈ જાનવર હશે. આ વખતે માણસ તો કોઇ નહિ હોય. ગમે તે હો તોપણ તેણે મારી ચલમનો તાલ ખોવડાવ્યો હવે નિશો ચઢવાનો નથી. આ ટાંરે બધો દહાડો ખરાબ કીધો. આજે

સવારે કોઈ ચંડાળનું મ્હોં જોયું હશે કે અમલ કરવામાં આવો એક અટકાવ થયો. એને મરવા દો. હું એને બચાવવા જવાનો નથી." એવું કહી તેણે પાછી ચલમ ભરવા માંડી. પણ જે બ્રાહ્મણ તેની સાથે હતો તે વધારે કોમળ અંતઃકરણવાળો હતો. તેણે દુઃખનો સ્વાદ ચાખ્યો હતો. જે દહાડાથી તેની સ્ત્રી દેવળદેવીની સાથે તુરકડાઓના હાથમાં ગઇ તે દહાડેથી તેને ચેહેન પડતું નહતું. તેણે ઘણોક પ્રવાસ કીધો હતો, અને છેલ્લે થાકી આ ઠેકાણે આવી રહ્યો હતો તેને પક્કી ખાતરી થઇ કે કોઇ માણસ પડ્યો હશે અને પોતે બેસી રહે અને એક મનુષ્ય દેહનો નાશ થાય એ ઘોર પાપ પોતાને માથે ન આવે માટે તે ચલમને પડતી મુકીને ઉઠ્યો, અને કુંડ આગળ ગયો. પાણીમા જોયછે તો કોઇ માણસને તેમાં તરફડીયાં મારતો તેણે જોયો, તેનું માથું માત્ર ઉઘાડું દેખાતુ હતુ. કરણ પડતાને વાર નીચે ગયો, પણ તે તુરત ઉપર તરી આવ્યો. તે વખતે સ્વરક્ષણની સ્વાભાવિક પ્રેરણાએ જોર પકડયું. તે વખતે તે પોતાનો જીવ બચાવવાની આતુરતામાં પોતાનું સઘળું દુઃખ ભુલી ગયો. તેણે પછાડા મારવા માંડયા, અને એ પ્રમાણે જોર કરી તે કેટલીએક વાર સુધી પાણી ઉપર રહ્યો પણ તેનું જોર ધીમે ધીમે કમ થતુ ગયુ; તેના પગમાં ગોટલા ભરાઇ ગયા; તથા તેના હાથ રહી ગયા. તે નીચે પડવા લાગ્યો અને જે વખતે તે બ્રાહ્મણ કુંડની પાળ ઉપર ગયો, ત્યારે તેની ચોટલી માત્ર બાહાર દેખાતી હતી. આવી વખતે બ્રાહ્મણને પાણીમાં ભુસકો મારતાં કાંઈ વાર લાગી નહિ. તેની પાસે વધારે લુગડાંની કાંઈ ખટપટ નહતી. માથે એક ટોપી હતી તે પાળ ઉપર મુકી દીધી, અને જે ધોતિયું પેહેરેલું હતુ તે સાથે તે પાણીમાં પડ્યો. સારા ભાગ્યે કરણ અજવાળામાં હતો તેથી તુરત તે બ્રાહ્મણે તેની ચોટલી પકડી અને તેને પોતાની પાછળ ઘસડ્યો. પણ બુડતા માણસને કાઢવાનું કામ કાંઇ થોડું જોખમ ભરેલું નથી. તેના મનને તો આખુ જગત બુડી જાયછે, અને તે પોતાનો જીવ બચાવવાની મેહેનતમાં તેના બચાવનારના જીવને જોખમમાં નાખે છે. કરણે પાણીમાંથી બહાર નિકળતા બ્રાહ્મણને સુડ ભેરવી, ને તે ભટજી જો સારો તરનાર નહોત તો તેઓ બન્નેનું સમચરી એક જ દહાડે આવત. પણ ભટજી આટલા બોજા સાથે પણ થોડુંએક તર્યા અને જ્યારે વધારે વાર ઉપર ટકાયું નહિ ત્યારે કરણના હાથને તેણે એવા જોરથી, શચકુ ભર્યું કે તેણે તુરત પોતાના હાથ છોડી દીધા. પછી એક આચકાની સાથે

કરણને ઓવારા ઉપર નાખ્યો. બ્રાહ્મણે બહાર નિકળી કરણને ઊંચકી લીધો, અને વેરાગીની પાસે લાવીને નાખ્યો. વેરાગી તે વખતે ખીજી ચલમ ફુંકતો હતો તેણે ઘણી બેપરવાઈથી કરણના બેભાન મુડદા જેવા શરીર તરફ જોયું, અને તે પૂરો મરી ગયલો છે એમ જાણીને તે બ્રાહ્મણ ઉપર ક્રોધે ભરાઈને બોલ્યો: "અલ્યા બમન, આ પ્રેતને ઇહાં કયાં લાવ્યો? આ કુંડ તથા ધર્મશાળા ગોજારાં થયાં. એવી પીડાનું ઇહાં શું કામ છે? તેને કોઇ ખુણામાં નાખી આવ. કાલે સવારે ગામમાં ખબર આપીશું એટલે તેનાં કોઇ વાહાલાં અથવા ઓળખીતાં લઇ જશે; નહિ તો તેને અવલ મંજલ પોહોંચાડવાનો માહાજન લોકો કાંઇ પણ બંદોબસ્ત કરશે. આ મહાદેવના દેવાલયમાં મુડદાને રાખવું ન જોઇએ. આખું દેહેરૂં અપવિત્ર થાય, અને તેને શુદ્ધ કરવાને ઘણા પૈસા ખરચ લાગશે, અને બીજા લોકો આપણને ઠપકો દેશે. વળી આપણને રાજા પાસે જવું પડશે. ત્યાં કોણ જાણે શું થાય? તે કુંડમાં શા સારૂ પડયો તે આપણને પુછશે ત્યારે આપણે શો જવાબ દઇશું? અને જવાબ બરોબર દેવાશે નહિ તો રાજાને આપણા ઉપર વેહેમ આવશે. રાજા ગહુ છે; તેનો શો ભરોસો? વખતે આપણે કુતરાને મોતે માર્યા જઇએ, અથવા ગામમાંથી બહાર જવું પડે, એટલે આપણી પેદાશ જતી રહે ને આપણે ભુખે મરીએ. માટે એ બલાને તું ઇહાંથી ખસેડ, અને બહાર કોઇ ખુણામાં નાખી આવ. તું તારૂં ભીનું ધોતિયું બદલી નાખ, અને તને સરદી ચઢી ગઇ હશે માટે આ ચલમ તૈયાર છે તે લઇ ગરમ અને તાજો થઇ જા. ચાલ બચ્ચા, વેહેલો થા."

વેરાગીનું આ બોલવું સાંભળીને બ્રાહ્મણના દિલ ઉપર ઘણી અસર થઇ. જેટલી જેટલી વાત બાવાજીએ બતલાવી તે સઘળી તેને ખરી લાગી, અને તેણે જે કામ કીધું તેનો તેને ઘણો પસ્તાવો થવા લાગ્યો. પણ હવે લાચાર; જે થયું તે થયું. તેના શરીરમા તાઢ ઘણી ચઢી ગઈ હતી. તાઢાં પાણીમાં પડવાથી તેનો સઘળો નીશો ઉતરી ગયો હતો તેથી તેને જરા પણ ચેહેન પડતું ન હતું. ભટજી એક ઘડી પણ અમલના સુમાર વિના કોઇ દહાડો રહ્યા ન હતા, તેથી આવી વખતે બાવાજીને ચલમ ફુંકતાં તથા તેમાંથી તથા પોતાના મ્હોડામાંથી ધુમાડા કાઢતા તેણે જોયા ત્યારે તેનો જીવ આકુળ વ્યાકુળ થઇ ગયો. તેની આંખે અંધારાં આવ્યાં; અને તેનો કાંઇ પણ કામ સુઝયું નહિ. જ્યારે ભટજીને એવું થયું ત્યારે કરણની શી અવસ્થા થઈ હતી

તે ઉપર જરા પણ નજર કીધા વિના તેણે કોરૂં ધોતિયું પેહેર્યું, અને લાગલો જ ચલમનો એક જોરથી સપાટો માર્યો, અને તે સપાટાની સાથે જ જાગૃત થયો. પછી તેણે દીવો લાવીને કરણને તપાસ્યો તો તેનું શરીર તમામ મરી ગયલા જેવું લાગ્યું. પણ હજુ જીવની નિશાની એટલી હતી કે તેની છાતી ધડકતી હતી, અને તેના નાકમાંથી ઉનો શ્વાસ નિકળતો હાથને લાગતો હતો. એટલા ઉપરથી તેને આશા આવી, અને કાંઇ ઉપાયથી તે હોશિયાર થાય એવી તદબીર તેણે કરવા માંડી. તેણે પેહેલાં તો તેના પેટ ઉપર ભાર મુકયો, એટલે સુધી કે તે તેના ઉપર બેઠો, એટલે તેના ભારથી આસરે ચાર પાંચ શેર પાણી તેના મ્હોંમાથી નિકળી પડયું. જ્યારે વધારે પાણી નિકળ્યું નહિ ત્યારે તેને પગે દોરી બાંધી અને તેને ઊંચે માથે લટકાવ્યો. એમ કરવાથી પણ કેટલુંએક પાણી તેના શરીરમાંથી નિકળી ગયું. કલાકેક સુધી તેને એ પ્રમાણે ટાંગી રાખ્યા પછી તેને નીચે ઉતાર્યો, અને એક ધાબળીમાં લપેટી ધુણી આગળ રાખમાં સુવાડયો.

થોડીએક વારમાં ગરમીની અસર તેના શરીરમાં લાગી. તેણે ધીમે ધીમે શરીર હલાવવા માંડયું, અને એમ કરતાં કરતાં આંખ ઉઘાડી, અને છેલ્લીવારે તેને બોલવાનું ભાન આવ્યું. આ પ્રમાણે કરણ જીવતો થયો તે જોઇને વેરાગી તથા બ્રાહ્મણને ઘણીજ ખૂશી થઇ. તેઓની સઘળી દેહેશત મટી ગઇ માટે બાવાજી આનંદભેર બોલ્યા: "કેમ બચ્ચા, તુ કોણ છે? શી જાતનો છે? શો ધંધો કરે છે? શા સારૂ આ ગામમાં આવ્યો છે? અને કુવામાં એકાએક પડી ગયો કે જાણી જોઇને? અને જાણી જોઇને પડયો તો તારા ઉપર શું દુઃખ આવી પડયું છે? શું શરીરથી કંટાળી ગયો છે? શું છોકરાં તરફથી દુઃખ છે? શું બાઇરી કોઇ જોડે નિકળી ગઇ? કે શું વ્યભચારિણી નિકળી? કે તારી સાથે હમેશાં લડે છે તેથી કાયર થયો? શું કાંઇ ધંધામાં ખોટ આવી? શુ પૈસા ચોરાઇ ગયા?" એ પ્રમાણે વેરાગીએ તો ઉપરા ઉપરી કરણને પ્રશ્ન પુછવા માંડ્યા, અને તેનો પાર ઘણો મોડો આવત, પણ કરણ ગભરાયો. આ બધી વાત એકદમ શી રીતે યાદ રહેશે, તથા તેના જવાબ શી રીતે અપાશે એ વિષે તેને ફિકર થઇ, તેથી તે વચમાં બોલી ઉઠયો, અને બાવાજીને બોલતાં અટકાવ્યા. આ સઘળા સવાલોના પૃથક્ પૃથક્ જવાબ તો તેણે દીધા નહિ; પણ તેણે પોતાની સઘળી વાત અથથી તે ઇતિસુધી કહી સંભળાવી. પોતાનું ખરૂં નામ તથા અવસ્થા તેણે આટલી વાર તો છુપાવી રાખી હતી, પણ હમણા તે તેનાથી છાનું

રખાયું નહિ. તેના મ્હોંમાંથી સઘળી સાચી વાત નિકળી ગઈ. જ્યારે ફકરણ સઘળું કહી રહ્યો, ત્યારે વેરાગીને તેના ઉપર ઘણી દયા આવી, અને તેનો ઉદ્ધાર કરવા અર્થે તેણે તેને કાંઈ શિખામણ દેવાનો નિશ્ચય કીધો.

આ પ્રમાણે મનસૂબો કરીને બાવાજી બોલ્યા: "બચ્ચા, હું કહું છું તે કાન દઇ સાંભળ. તે તારા કલ્યાણની વાત છે. જો તુ મારા ઉપદેશ પ્રમાણે ચાલીશ તો તુ દુઃખનું નામ પણ જાણીશ નહિ, માટે સાંભળ. બચ્ચા, આ જગત્ ક્ષણભંગુર છે. તે એક પાણીનો પરપોટો છે. તે એક બાજીગરની રમત છે. જગતમાં સઘળી વસ્તુ નાશવંત છે. જેનું નામ તેનો નાશ છે, અજરામર ને સાચો તો એક પરમાત્મા છે. બીજું સઘળું જુઠું છે. દુનિયા કાંઈ આપણી નથી, અને કોઈ દહાડો આપણી થવાની પણ નથી. એક નાવમાં બેસીને જનારા મુસાફરોની વચ્ચે જેટલો સંબંધ છે તેટલો જ આ જગતમાં વસનારાઓ વચ્ચે છે. તે થોડી મુદ્દત સુધી એકઠાં રેહે છે; પછી સૌ પોતપોતાને રસ્તે વળગે છે. માટે દુનિયાની મોહજાળ-માં કદી ફસાવું નહિ. એથી માણસોની ખરાબી થાય છે. એથી આપ-ણાથી પરમેશ્વરને ભજાતો નથી; અને એથી આપણે લખચોરાસીના ફેરામાં ફર્યાં કરીએ છીએ; માટે જ્ઞાની પુરૂષો તે જ કે જેઓએ સંસારનો ત્યાગ કીધો છે, તથા બ્રહ્મ ઉપર ધ્યાન ધરી વૈરાગ્ય લેઇ બેઠા છે. શરીર પણ તે જ પ્રમાણે કારમું છે. તે આજે ફુલની પેઠે ખીલે છે, અને ઘડી પછી કાષ્ટની પેઠે જડ થઇને પડે છે. વળી તેને નાના પ્રકારની પીડા વળગેલી છે તેઓમાંની ઘણી ખરી સંસારમાં રહેવાથી માણસને ઉપદ્રવ કરે છે. જેણે વૈરાગ લીધો તેને તેવી પીડા ક્વચિત જ થાય છે, અને થાય તો તેના ઉપર તે લક્ષ આપતો નથી. સુખ દુઃખ એ શરીરના ધર્મ છે. પણ વેરા-ગીએ શરીર સાથે સબધ છોડી દીધો છે તેથી તેના મનને સુખ દુઃખ બંને સમાન છે. તે સુખથી રાજી થતો નથી, અને દુઃખથી ખેદ પામતો નથી. જે ઇશ્વરની તરફથી આવી પડે છે તે શાંત મનથી સહે છે. વળી બચ્ચા! બઇરા છોકરાં સઘળાં જુઠાં છે. એ ખરેખરી માયાની જાળ છે. તેઓ સંસારમા આપણું મન પોરવે છે. તેઓ પરમાત્મા ઉપરથી આપણું ચિત્ત દૂર કરે છે. તેઓ જગત્માં આપણને મહાપાપ કરાવે છે, તથા લખચોરાસીના ફેરામાં તેઓ નાખે છે; અને તેથી ફાયદો શો છે? કાંઇ જ

નથી. તેઓથી કાંઇ સુખ થતું નથી. જો કાંઇ થાય તો તે ક્ષણભંગુર છે. એથી ઉલટું, તેથી ઘણું દુઃખ પેદા થાય છે, અને તે દુઃખ ઘણી મુદત સુધી પોંહોંચે છે. તેઓનો ને આપણો સંબંધ ખોટા છે. ઋણાનુબંધથી આપણે સઘળા એકઠા મળીએ છીએ, અને જ્યારે તે ઋણાનુબંધ પૂરો થાય છે, ત્યારે એકએકને મુકીને ચાલ્યા જઇએ છીએ. તેઓ આપણને મોતના સપાટામાંથી બચાવી સકતા નથી, અને આપણે પણ તેઓને તેના પંજામાંથી ઉગારી સકતા નથી. આપણા સ્નેહીઓને બાળી અથવા દાટી આવ્યા પછી આપણે તેઓને વાસ્તે થોડી મુદત સુધી રડીએ છીએ, અથવા શોક કરીએ છીએ, અને પછી તેને વિસારી મુકીએ છીએ. એવી તરેહનો જગનો જુઠો સબંધ છે, માટે ડાહ્યા લોકો આ દુનિયાના અનિત્ય સંબધમાં પડતા નથી; પણ એકલા રહી પરમેશ્વરનું ભજન કરી મુક્તિનું સાધન કરે છે. વળી ધન પણ તેવું જ દગલબાજ છે. તે સઘળાં પાપનું મૂળ છે. તેમાં કળિયુગ આવી રહેલો છે. તે દુષ્ટના ઘરમાં વાસો કરે છે, અને ધર્મીનો ત્યાગ કરે છે. લક્ષ્મી એ માણસને મોટી ફસાવનારી માયા છે, તેથી કાંઇ પણ સુખ માણસને મળતુ નથી; પણ અગણિત દુઃખો એથી પેદા થાય છે. માટે તેને વાસ્તે કોઇ પણ શાણા અને વિચારવંત માણસે કદી પણ શોક કરવો નહિ. માટે બચ્ચા! તારો સઘળો શોક મુકી દે. તારૂં સઘળું રાજ્ય ગયું; તુ રાજ્યભ્રષ્ટ થયો; એ તારૂં મોટું ભાગ્ય જાણવું. શાસ્ત્રમાં કહેલુ છે કે રાજ્યને અંતે નરક છે. તે રાજ્ય કીધું છે. તેં રાજ્ય ચલાવવામાં જે જે કામો કીધાં હશે તે સઘળાં તુ જાણતો હશે, અને તારાથી જે દુષ્ટ કર્મો થયાં હોય તે યાદ લાવ. પછી તું મનમાં વિચાર કર કે તારૂં રાજ્ય ગયું તેમાં તારો ફાયદો કે ગેરફાયદો થયો? એમ જાણજે કે રાજ્ય જવાથી તારૂ કલ્યાણ થયું, અને હવેથી તુ મારી શિખામણ પ્રમાણે ચાલશે તો તારો ઉદ્ધાર થશે. હજી જેટલો વખત બાકી રહેલો છે તેનો સારી રીતે ઉપયોગ કર. દુનિયાથી વિરક્ત થા. તુ મારી સાથે આવીને રેહે. તુ જેને વાહાલામાં વાહાલાં ગણુતો હતો તેઓ તારી સાથે કેવી રીતે ચાલ્યાં તે તેં જોયુ છે. તારી પ્રાણ સમાન સ્ત્રી તને મૂકીને જતી રહી. તારી છોકરી જેને તેં ઉછેરીને મોટી કીધી, જેનું રક્ષણ કરવાને તેં આટલું સંકટ ભોગવ્યું, તથા જેને વાસ્તે તું હજી આટલો શોક કરે છે, તે હમણા તારા કટ્ટા શત્રુના ઘરમાં માહાલે છે, તથા

તેણે મ્લેચ્છના પુત્ર સાથે લગ્ન કીધું છે. એવી રીતનો આ દુનિયાનો સંબંધ છે. વળી કામ, ક્રોધ, મોહ, મદ, મત્સર, એ માણસના કટ્ટા દુશ્મન તેના અંતઃકરણમાં વસેલા છે. તેઓ તેને હમેશાં આડાં કામ કરાવે છે, તથા પ્રપંચના કૂપમાં નાખે છે. પાંચ જ્ઞાનેંદ્રિયો તથા પાંચ કર્મેંદ્રિયો પણ તેની પાછળ મંડી છે, તેથી માણસ પરમેશ્વરથી દૂરને દૂર જતો જાય છે. આ સઘળા શત્રુઓને જીતવા મુસ્કેલ છે. જે માણસ સંસારમાં રહે છે તે આ સઘળાના સપાટામાં આવ્યા વિના રહેતો જ નથી. માટે જ્ઞાની માણસોએ એવો દૃઢ નિશ્ચય કીધો છે કે દુનિયા જૂઠી છે; દુનિયાનો સંબંધ કારમો છે; તથા પરમેશ્વર સિવાય સઘળું અનિત્ય અને નકામુ છે. માટે એ સઘળીને મૂકીને ઇશ્વરનું ભજન કરવું. જેમ જેમ માણસની ઇચ્છા ઓછી થતી જાય છે, તેમ તેમ તે પરમેશ્વરની પાસે પાસે આવતો જાયછે અને જ્યારે તે અંતે નિષ્કામ અવસ્થાને પોહોચેછે, ત્યારે તેનો પરમાત્મામાં લય થાયછે. નિષ્કામ અવસ્થા સૌથી ઊંચામાં ઊંચી છે. એ અવસ્થા જેને પ્રાપ્ત થઇ તે પરમ સુખી જાણવો. તે દેવરૂપે પૃથ્વી ઉપર એક માણસ છે. માટે તારે પણ મારી સાથે રેહેવું, અને તે નિષ્કામ અવસ્થાને પોંહોંચવાને પ્રયત્ન કરવો.”

પેલા બ્રાહ્મણે વૈરાગીની આ સઘળી વાતો સાભળી લીધી; પણ તે તેના મનમાં કાંઈ ઉતરી નહિ, તથા તેથી કરણના મન ઉપર પણ કાંઇ અસર થઇ નહિ. ભટજીએ ઘણાએક દેશોમાં મુસાફરી કીધી હતી, તથા ઘણાએક સાધુ, સંન્યાસી, ભક્ત, બાવાઓ સાથે ધર્મસંબંધી વાતચિત કીધેલી હતી, તેથી તે એવી બાબતમાં પ્રવીણ થયો હતો. સુખને વાસ્તે તેનો વિચાર જુદી જ તરેહનો હતો. અને તે વિચાર આ ઠેકાણે જણાવી પોતાની હોશિયારી બતાવવાની તેની ઘણી મરજી હતી માટે તે બોલી ઉઠયો, “બાવાજી, તમે જે સઘળું કહ્યું તે ઠીક છે, પણ મારા ગુરૂએ મને એ વિષે જે બોધ કીધેલો છે તે હું તમને કહી સંભળાવું છું. મારા અભિપ્રાય પ્રમાણે દુનિયા જૂઠી નથી; દુનિયાનો સંબધ પણ ઠગલબાજ નથી; દુનિયા છોડી વૈરાગ લેવો એ ઘણું પાપનું કામ છે. માણસથી નિષ્કામ થઇ સકાતુ નથી. એ તો માત્ર ગપાટા છે, અને તેમ થાય તોપણ તેથી કાંઇ સુખ નથી. જે જગત્માં જગત્કર્ત્તાએ આપણને સર્જાવેલા છે તે જગત્ સાચું છે, તે અનિત્ય છે તેથી તે જૂઠું છે એમ સાબિત થતુ નથી. આપણો દુનિયાનો

સંબંધ પણ સાચો છે એમાં કાંઈ શક નથી. અને માત્ર કોઇક દુષ્ટ અને દગલબાજ માણસો નિકળી આવે તે ઉપરથી સઘળી માણસ જાતને દોષ દેવો તેપણ વાજબી નથી. માણસના મનનું બંધારણ જ્યારે તપાસીએ છીએ ત્યારે સ્પષ્ટ માલમ પડેછે કે ઇશ્વરે માણસને પોતાની જાતના સમુદાયમાં રહેવાને લાયક કીધેલો છે. જો તે એકલો રહે તો તેનામાં ઇશ્વરની તરફથી મળેલા કેટલાએક ગુણો બિલકુલ નિરૂપયોગી થઈ પડે. જો માણસ જંગલમાં વાસો કરે તો નરમાશ, સભ્યતા, દયા, ક્ષમા, ક્રોધ વગેરે ગુણો શા કામમાં આવે? અને જ્યારે તે ગુણો તેનામાં છે ત્યારે તેને વાપરવા જોઇએ, અને તેથી તેણે માણસોમાં એકઠાં રહેવું જોઇએ. વળી જગતનું બંધારણ એવી રીતનું થયલું છે કે માણસ અરસપરસ ઉપયોગી થઇ પડેછે, તથા તેને બીજા ઉપર ઉપકાર કરવામાં સ્વાભાવિક વૃત્તિ ઉત્પન્ન થાયછે. તેથી પણ સાફ જણાય છે કે એકાંતવાસ કરવો એમાં ઇશ્વર રાજી નથી. વળી જો સઘળા લોકો તમારી શિખામણ પ્રમાણે દુનિયાનો ત્યાગ કરે તો તેનો થોડીવારમા અંત આવે, અને તે પ્રમાણે ઇશ્વરનો ઇરાદો નથી. વળી તમે કદાચ કહેશો કે દુનિયાનો ત્યાગ ઘણા થોડાથી જ થઇ સકે છે, માટે દુનિયાનો અત આવશે એવી દેહેશત રાખવાનું કાંઈ કારણ નથી, પણ જે વાત વાસ્તવિક રીતે સારી છે તે જો સઘળા કરે તો તેથી ફાયદો જ થવો જાઇએ. ઉદાહરણ, અગર જો સઘળા માણસ સાચું બોલે એવો સભવ નથી, પણ જો સઘળા બોલે તો તેથી જગતનું બેશક કલ્યાણ થાય. પણ જો તમામ લોકો વૈરાગ લે તો તેથી સારૂ ફળ નીપજવાને બદલે જગતનો લય થાય: માટે વૈરાગ રાખવો એ સારૂં કામ નથી. વળી કોઇપણ માણુસ નિષ્કામ થઇ સક્તો નથી. ગમે તેવો વેરાગી હોય તોપણ તેને કાંઇપણ ઇચ્છા હોય છે. બીજી કાંઇ ન હોય તોપણ ઇશ્વર પ્રસન્ન કરવાની અથવા મોક્ષ મેળવવાની તો હોય જ. મહારાજ, તમને અને મને વખત થાય છે એટલે નીશાની તલપ થઇ આવે છે. જો ઘડી ચલમ ન મળે તો ઉથલ પાથલ થઇ જઇએ છીએ. માણુસ નિષ્કામ હોઇ સકતો નથી, અને હોય તો તે જીવતો નથી પણ મુઆ બરોબર છે. ઈંદ્રિયો તથા વિકારોનો નાશ કરવો એ યોગ્ય નથી. તે આપણને વાપરવાને માટે આપેલાં છે, અને તેને યોગ્ય જગત્માં ઘણી વસ્તુઓ ઉત્પન્ન કીધેલી છે, તેઓને અખતિયારમાં રાખવાં જોઇએ, અને તેઓનો ઘટતી રીતે તથા ઘટતી જગાએ ઉપયોગ

કરવો જોઇએ. જો એ પ્રમાણે માણસ ચાલે તો તે નિશ્ચય સુખ પામે. એટલા પૈસાથી સુખ મળી શકતું નથી, કેમકે પૈસાથી મનના ઉપર કાંઇ અસર થઈ સકતી નથી, અને સુખનું ઠેકાણું મન છે. મોટો અધિકાર મળ્યા પછી પણ સુખ મળતું નથી, કેમકે તેથી અસંતોષ તથા નવી ફિકર ચિંતા ઉત્પન્ન થાય છે. ઇંદ્રિયોનું સુખ ખરૂં નથી, કેમકે તે ક્ષણભંગુર તથા થોડી મુદ્દતમાં કંટાળો ઉપજાવનાર છે. ખરૂં સુખ અંતઃકરણમાંથી નિકળે છે, અને તેનું મૂળ સદ્ગુણ છે. જે માણસ સદ્ગુણે આચરે છે તે ખરેખરો સુખી છે. તેણે દુનિયામાં સંસાર ચલાવવો, અને તેની જેટલી શક્તિ હોય તે પ્રમાણે સઘળાનું સારૂં કરવું. તેણે પરમેશ્વર ઉપર દૃઢ વિશ્વાસ રાખવો, અને જે જે દુઃખ આવી પડે તે પરમેશ્વરની મરજીથી આવી પડે છે, તથા તે આપણા સારાને જ સારૂ મોકલેલાં છે, એમ માની મનને શાંત રાખવું એટલે આપણા સુખમાં કાંઇ ઘટારો થશે નહિ. દુનિયામાં રહીને તથા સારી રીતે વર્તીને ઇચ્છા તથા આશા છોડવી નહિ; કેમકે ઇચ્છા માણસને જાગૃત કરનાર, તથા દુનિયાનું ભલું કરનાર છે અને તે જ્યારે તૃપ્ત થાય છે, ત્યારે તેથી સુખમાં વધારો થાય છે આશા સંસાર સાગરમાં આપણા વહાણનું લંગર છે, માટે ઇશ્વર તથા માણસ ઉપર પ્રીતિ રાખીને કામ કર્યા જવું, એટલે આલોકમાં લાભ અને કીર્તિ મળે છે એટલું જ નહિ, પણ પરલોકમાં અખંડ સુખની પ્રાપ્તિ થાય છે. માટે રાજાને મારી તો સલાહ એટલી જ છે કે તેણે દુનિયાનો ત્યાગ ન કરવો, પણ સદ્ગુણે ચાલવું."

કરણે વેરાગી તથા બ્રાહ્મણ એ બનેનું સુખ વિષેનું ભાષણ કાન દઇને સાંભળ્યું, પણ તેથી તેના મનનું સમાધાન થયું નહિ. તેનો એ બાબત ઉપર જુદો જ અભિપ્રાય હતો. તે માનતો હતો કે માણસ કાંઇપણ કામ પોતાની મેળે કરવાને અશક્ત છે. તે જે કરે છે તે કોઈ જુદી જ પ્રેરણાના જોરથી કરે છે. તેના મત પ્રમાણે તો માણસ માત્ર એક યંત્ર જેવુ છે. તેનામાં જે ચલાવનારી શક્તિ છે તે પ્રમાણે તે ચાલે છે. માટે તેનાં સઘળાં કામમાં તે નિરૂપાય છે. જેમ પુતળાંના નાચમાં પાછળથી માણસ જેમ દોરી ખેંચે છે તેમ તે પુતળાં નાચે છે, કૂદે છે, અથવા સ્થિર રહે છે, તેમ માણસ પણ દોરી સત્તાથી કામ કરે છે, અને તે દોરીનો ખેંચનાર પરમેશ્વર છે. તે સર્વ વ્યાપક છે. એ મત પ્રમાણે તેના મનને સારૂં નઠારૂં અથવા

પાપ પુણ્ય કાંઇ નહતુ. તે માનતો હતો કે માણસને પોતાનાં કામને વાસ્તે પરમેશ્વર આગળ મુઆ પછી જવાબ દેવો પડતો નથી. સારૂં અથવા નઠારૂં જે કામ થાય તે પરમેશ્વરની આપેલી બુદ્ધિને લીધે થાય છે. માટે દુનિયાનો ત્યાગ કરી વૈરાગ લેવાની તેની નજરમાં જરૂર નહતી, કેમકે જે થવાનું છે તે થયા વિના રહેવાનું જ નથી. તેમજ સદ્ગુણથી ચાલવાને પ્રયત્ન કરવાની પણ અગત્ય નથી, કેમકે જે સઘળું અત્યાર સુધી બન્યું છે તે સઘળું પરમેશ્વરે તેને વાસ્તે નિર્માણ કીધેલું છે. હવે પછી જે થશે તે પણ આગળથી નક્કી થયલું છે; એ જે મુકરર થયલું છે તેમાં કદી ફેરફાર થઇ સકતો નથી. હરેક માણસને કાંઈ પણ સારાં અથવા નઠારાં કામ કરવાનાં મુકરર થયલાં હોય છે તે તેણે કેટલીક મુદ્દત સુધી બજાવવાં જ જોઇએ. આ દુનિયા એક નાટકશાળા છે તેમાં તરેહ તરેહના વેશ આવે છે. એક જાતનો વેશ ભજાઈ રહ્યો, એટલે તે જઇને બીજો આવે છે; એ પ્રમાણે નિરંતર ચાલ્યાં કરે છે. એ સઘળાં જુદાં જુદાં ને વિરૂદ્ધ કામો એક જણ પાસે કરાવવામાં આવે છે તેનાં કારણો માણસો સમજતાં નથી; પણ સૃષ્ટિની રચનામાં આ સઘળી વિરૂદ્ધતાઓ એકઠી મળીને એક સંપૂર્ણ આખી વસ્તુ થાય છે. માણસ જન્મે છે ત્યારથી તે આખી જીંદગીમાં શું શું કરવાનો છે તે લખાઈ ચૂક્યું છે. તેની વિરૂદ્ધ ચાલવાને મેહેનત કરવી એ નિષ્ફળ છે. નદીને સામે વોહોએ તરાય, પણ વિધાતાના લેખથી ઉલટું કાંઈ કામ ન થાય. દેવ, દાનવ, અને માનવ સઘળા એ વિધાતાને આધીન છે. માણસ કેહે છે કે 'મેં કીધું,' પણ મૂર્ખ, તુ શું કરી સકે છે? એક ઘાસનું તણખલું પણ તુ હલાવી સકતો નથી. અભિમાન એ જ તારી ખરાબી છે, તથા એ જ તારા અજ્ઞાનપણાનું પરિણામ છે. માટે શાંતિ, શાંતિ, શાંતિ. જ્ઞાની પુરૂષો જેઓ થઈ ગયા છે તેઓએ અહંકાર છોડી દીધો છે. ભગવદ્ ગીતાને આરંભે અર્જુનને શ્રીકૃષ્ણે જે શિખામણ દીધી છે તે એ જ મતલબની છે, અને તે જ મતલબની નીચેની કવિતા છે.

## ભુજંગી છંદ.

લહે માનવી તુ અભિમાન રાખી, નહિં કામ એકે બને મૂજ પાખી;
અલ્યા મૂઢ એ બોલતો વ્યર્થ જાએ, વિધાતા તણા લેખ મિથ્યા ન થાએ. ૧
રહી શ્વાન ગાડા તળે એમ જાણે, વહુ ભાર હું તો, બિજો કોણ તાણે;
નહિ શ્વાનથી ભાર એતો ખમાએ, વિધાતા તણા લેખ મિથ્યા ન થાએ. ૨

રચી બીજી જે સોકશને જ માંચ્યો, રચ્યો ખેલ એવો જ છે તાર સાંચ્યો;
નદીના ઘણા વેળુમાં એ તણાએ, વિધાતા તણા લેખ મિથ્યા ન થાએ. ૩
નહિ માહરૂં તાહરૂં છે કંઈ જતે, ખરી વાત તો કોઈ જાણે નહિ જો;
ઘણી ઠોકરો લોક હમેશ ખાએ, વિધાતા તણા લેખ મિથ્યા ન થાએ. ૪
બહુ લોક બોલે અમે ન્યાય કીધો, ઘણા દુષ્ટને દંડિને ત્રાસ દીધો;
નહિ કામ એતો નઠારૂં ગણાએ, વિધાતા તણા લેખ મિથ્યા ન થાએ. ૫
ઘણા માનવી પાપનાં કામ સાધે, ઘણો બોજ પાપો તણો શીર લાધે;
લગારે નહિ હોય તેનો મનાએ, વિધાતા તણા લેખ મિથ્યા ન થાએ. ૬
સહુ પાપ પુણ્યો વળી સાચું ખોટું, સહુ નામનું કોઈ નાનું ન મોટું;
બહુ લોક પોતા તણા ગુણ ગાએ, વિધાતા તણા લેખ મિથ્યા ન થાએ. ૭
બની દૈવને જ થયાં કામ સારાં, બુરા ભાવથી કામ કીધાં નઠારાં;
નહિ પાપ કે પુણ્ય તેમાં જણાએ, વિધાતા તણા લેખ મિથ્યા ન થાએ. ૮
જેવાં પાછલામાં તમે કામ કીધાં, ફળો તે તણાં ચાખવા આજ લીધાં;
હવે ઉલટું તે થશે ના કશાએ, વિધાતા તણા લેખ મિથ્યા ન થાએ. ૯
અહંકાર માટે તમે છોડજોરે, પ્રભૂ સાથ પ્રીતિ તમે જોડજોરે;
લલાટે લખ્યું તે વચાનુ સદાએ, વિધાતા તણા લેખ મિથ્યા ન થાએ. ૧૦

કરણને ઉપર પ્રમાણે મત હતો, તોપણ દૈવાધીન થઈને તે પેલા વૈરાગીના આશ્રમમાં રહ્યો, અને તેની વાતો હમેશાં તેણે સાંભળ્યાં કીધી પણ તેથી તેના મનપર કંઈપણ અસર થઈ નહિ. વાઘને પાંજરામાં ગોંધ્યો હોય ને તે જેમ કેટલીક મુદત સુધી નરમ પડેલો દેખાય છે, પણ તેને તક મળતાં, અને પાંજરામાંથી છૂટો થતાંજ તેનો જાતી સ્વભાવ જણાઈ આવેછે, તેમ કરણ પણ ધર્મશાળામા નિરાંતે રહેતો હતો એમ બાહારથી દેખાતું હતું, પણ તેના મનમાં કંઈ સ્થિરતા નહતી, તે તક જોતો હતો. તેને એક ઘડી પણ ચેન પડતું નહતું, તેનું લડવાનું લોહી શરીરમાં ઉકળ્યાં જ કરતું હતું. તેનો હાથ તલવાર પકડવાને ઘણો આતુર હતો, અને તેના શત્રુ મુસલમાન લોકોના ઉપર તે વેર લેવાને ટાંપી રહ્યો હતો. તેને રાત્રે જરાપણ નિદ્રા આવતી નહતી. તે ઊંઘમાંથી વખતે વખતે ચમકી ઉઠતો હતો, અને 'લાવ મારી તલવાર' અથવા 'આ દુષ્ટ લોકોને કાપી કકડા કરી નાંખો' એવી તરેહની ચીસ પાડી ઉઠતો. તેને સ્વપ્નાં પણ એજ બાબતનાં આવતાં, અને તેમાં તે મુસલમાન સાથે યુદ્ધ કરતો હતો.

જ્યારે તેના મનની સ્થિતિ એવી હતી, ત્યારે તે ધર્મશાળામાં આટલી મુદ્દત સુધી પડી રહ્યો એજ આશ્ચર્યકારક હતું. પણ એક સવારે જ્યારે વેરાગી ઉઠયો અને રોજના ધારા પ્રમાણે કરણની સાથે વાત કરવાને તેને શોધવા ગયો, ત્યારે તેને માલમ પડયું કે કરણ ત્યાંથી જતો રહ્યો હતો.

આ વખતે આખા હિંદુસ્થાનના રાજાઓ અલાઉદ્દીનનું નામ સાંભળીને થરથર કાંપતા હતા. તેણે તથા તેના સરદારોએ સઘળે એવો તો ત્રાસ બેસાડયો હતો કે પાદશાહની સામા કોઇની માથું ઉપાડવાની હિંમત ચાલતી નહતી. મલેક કાફૂરે દક્ષિણમાંના કેટલાએક રાજાઓ ઉપર ખંડણી બેસાડી હતી તે તેઓ ચૂપકીથી તથા વગર હરકતે આપ્યા જતા હતા. દેવગઢના રાજા રામદેવની જે અવસ્થા થઇ તે પાછળ બતાવ્યું છે. તેણે મરતાં સુધી ખંડણી આપ્યા કીધી, પણ તેના મુઆ પછી તેની ગાદી ઉપર શંકળદેવ બેઠો. તે અને તેનો ભાઈ ભીમદેવ બને ઘણા શૂરા ને પરાક્રમી હતા, તથા આ ખંડણી આપવી એ તેઓને કડવું ઝેર જેવું લાગતુ હતુ ગાદી ઉપર બેઠા પછી કેટલીએક વાર સુધી તો તેણે ખંડણી મોકલ્યાં કીધી; પણ ક્ષત્રી થઇને તાબેદારીમાં રહેવુ તે કરતાં મરવું સારૂં એવો તેનો અભિપ્રાય હતો; માટે લડવાની સઘળી તૈયારી કરી તેણે ખડણી આપવી બંધ કીધી. પાદશાહનાં માણસો વર્ષો વર્ષ તે ઉઘરાવવા આવતાં હતાં તેઓને તે વાયદા અથવા અપમાન કરીને કાઢી મૂકતો. વળી પાદશાહનો વડો શાહજાદો, ખિઝરખાં દક્ષણનો સૂબેદાર હતો, અને ખડણી વસૂલ કરવાનું કામ તેનું હતું. અગરજો શંકળદેવ હમણા બીજી સ્ત્રી પરણ્યો હતો, તોપણ તે દેવળદેવીને હજી સુધી વિસર્યો નહતો. તેની સાથે તેની પેહેલી જ પ્રીતિ હતી; અને પેહેલી પ્રીતિથી મન ઉપર વધારે મજબૂત અસર થાય છે, તે નિયમ પ્રમાણે તેના અંત:કરણમાં દેવળદેવીની મૂર્ત્તિ નિરંતર બિરાજેલી રહેતી. તેને મુસલમાન લઇ ગયા તેથી તે લોકોના ઉપર તેને ઘણો ક્રોધ ચઢેલો હતો; પણ લાચાર, તેનાથી કાંઈ થઈ સકે એમ ન હતું. પણ જ્યારે તેણે સાભળ્યું કે દેવળદેવી સઘળું વિસરી જઇ ખિઝરખાને પરણી ત્યારે તેને ઘણો જ સતાપ થયો, અને ત્યારથી તેના ઉપર તથા તેના સ્વામી ઉપર કોઇપણ પ્રકારે વેર લેવાની તક તેણે શોધવા માંડી. આ વખતે જ્યારે તેણે ખંડણી આપવાની બંધ કીધી, ત્યારે તેને નક્કી હતુ કે પાદશાહ ખિઝરખાને દેવગઢ ઉપર ચઢાઈ કરવાને મોકલશે. તે વખતે તેની સાથે ઘણા

જીવ્યાથી લખવું, ખિઝરખાંને હરાવવો, અને દેવળદેવીને પાછી પકડીને પોતાની પાસે રાખી લેવી એ તેના મનની મોટી હોંસ હતી. પણ તેને પાર પાડવી એ કાંઇ તેના હાથમાં નહતું? માણસ તો બીચારો એક પછી એક વિચાર કરી છૂટે છે પણ તેનું ફળ હમેશાં જગત્ નિયંતા પરમેશ્વરના હાથમાં છે.

અલાઉદ્દીન પાદશાહના દરબારમાં મલેક કાફૂરની કેટલી સત્તા હતી તે વાંચનારાઓના ધ્યાનમાં આવ્યું હશે. તેણે પોતાની હોશિયારી, દગા, ફટકા, તથા બાહાદુરીથી સઘળાને તાબે કરી લીધા હતા, તથા પાદશાહના મન ઉપર એટલી તો સત્તા મેળવી હતી કે તેને પૂછ્યા સિવાય તે કાંઇ પણ કામ કરતો નહિ. અને કાફૂર જે ધારતો તે કામ પાદશાહ પાસે કરાવતો. જેમ જેમ પાદશાહ ઘરડો થતો ગયો, તથા તેના શરીરની તથા મનની શક્તિ ક્ષીણ થતી ગઇ, તેમ તેમ કાફૂરનું ચલણ વધતું ગયું, અને આ વખતે તો પાદશાહ કાફૂરના હાથમાં પૂતળાના જેવો થઇ ગયો હતો. તે જેમ તેને નચાવતો તેમ તે નાચતો. ખરેખરો પાદશાહ તો મલેક કાફૂર જ હતો. મલેક કાફૂર પણ આટલી બધી સત્તા મળ્યા છતાં સંતોષ પામ્યો નહતો. એતો સ્વાભાવિક છે કે માણસને જેમ વધારે મળેછે તેમ તેને વધારે મેળવવાની ઇચ્છા થાય છે. માણસ કોઇ દહાડો ધરાતો નથી, અને તેની ઇચ્છાનો અંત આવતો નથી. એજ મલેક કાફૂર કેટલાંએક વર્ષ ઉપર ખંભાતમાં ગુલામ હતો, અને તે જ હમણા એક મોટા, દ્રવ્યવાન અને શોભાયમાન રાજ્યના પાદશાહ જેવો થઇ પડ્યો હતો એ કાંઇ થોડું હતું? એટલું તેના સ્વપ્નામાં પણ કોઇ દહાડો નહિ આવ્યું હોય. તે છતાં પણ હજી તેની ઉમેદ આગળ વધવાની હતી, અને તેને અલાઉદ્દીન પાદશાહના મરણ પછી તખ્તનશીન થવાની હોસ હતી. આ ઉમેદ પાર પડવી કાંઇ અશક્ય નહતી. તેમાં વિશેષે કરીને પૂર્વ તરફના દેશોમાં એ વાત ઘણી સાધારણ હતી તેથી તેની ઉમેદને ઉત્તેજન મળતું. પણ એક કાંટો તેને ઘણો સાલ્યા કરતો હતો. અલાઉદ્દીનને પુત્ર હતા તે જ્યાં સુધી જીવતા રહે ત્યાં સુધી તેને તખ્ત મળવાની આશા થોડી હતી. માટે તે રાત દિવસ તેના મોતની રાહ જોતો હતો, અને જ્યારે તેમ અત્યાર સુધી પોતાની મેળે ન બન્યું ત્યારે બળાત્કારે તેમ કરવાનો તેણે નિશ્ચય કીધો. તેના પુત્રની અભક્તિ તથા કપટની વાતોથી તે રોજ અલાઉદ્દીનના કાન ભભેર્યા કરતો; અને તેથી થોડી ઘણી અસર પાદશાહના મન ઉપર થઇ હતી. રાજાનો શાહજાદાઓ ઉપરથી કંઇક અંશે પ્યાર ઉઠી

ગયો હતો, અને જેટલો બાકી રહ્યો હતો તેનો પણ સમૂળો નાશ કરાવવાને તે હમેશાં પ્રયત્ન કરતો હતો. મલેક કાફૂરને સારી પેઠે માલમ હતુ કે પાદશાહને શૌર્ય ઘણું પ્રિય છે, અને જે કોઈ લડાઇમાં ફતેહ મેળવેછે તેના ઉપર તેને ઘણુ મમતા રેહે છે, માટે ખિઝરખાને કોઈપણ લડાઇમાં જવા દેવો નહિ અને તેના શૂરાતનની વાત પાદશાહને કાને પડવા દેવી નહિ એ જ તેની મતલબ હતી. તેને ખાતરી હતી કે જો પાદશાહને કાને તેનાં વખાણ જશે તો તેની ગયલી પ્રીતિ તેના ઉપર પાછી આવ્યા વિના રહેશેજ નહિ એ કારણસર ખિઝરખાને તેણે કોઈપણ લડાઈમાં અત્યાર સુધી જવા દીધો નહતો. અને કોઈવાર પણ જવા ન દેવો એવો નિશ્ચય કર્યો હતો. એથી ઉલટું તેણે ઘણાંએક કામોમા પોતાનું શૂરાતન દેખાડયુ હતુ. અને તેથી પાદશાહનો પ્યાર તેના ઉપર મજબૂત થયો હતો એટલું જ નહિ, પણ લોકોમા પણ તે શૂરવીરમાં ગણાવા લાગ્યો હતો, અને તેથી કરીને તે બધાનો માનીતો થઇ પડ્યો હતો, તથા તેની સાથે પોતે વ્યડળ હતો તે બાબતનું કલંક તેણે ધોઇ નાખ્યું હતુ. લોકો તેના સઘળા ગુણથી રાજી હતા. સિપાઈલોકો પણ તેને ઘણું ચાહાતા હતા, તેથી તેની મદદથી કોઇ દહાડો પણ તેની ઉમેદ બર આવે એવો સંભવ હતો. કાફૂરે કર્ણાટક તથા દ્વાર સમુદ ઉપર છેલ્લી ચડાઈ કીધી હતી, ત્યાંથી તે ફતેહ પામીને આવ્યો હતો, અને લુંટમાં તે ૩૧૨ હાથી, ૨૦૦૦૦ ઘોડા, તથા ૯૬૦૦૦ મણ સોનુ તથા જવાહીર, અને મોતીની કેટલીએક પેટીઓ લાવ્યો હતો. પણ તે લડાઈ થયાને કેટલીએક મુદ્દત વીતી ગઈ હતી તેથી તેની કીર્તિ ઝાખી થવા આવી હતી એટલામાં બીજી લડાઈ થવાનો પ્રસંગ આવ્યો.

તૈલંગણના રાજાએ પાદશાહને કેટલુએક નજરાણું તથા બસેં હાથી મોકલ્યા, અને તેની સાથે જે કાગળ મોકલ્યો તેમાં તેણે પાદશાહને જણાવ્યુ કે મલેક કાફૂર સાથે જે તહનામુ થયુ છે તેમાં ઠેરવેલી ખંડણી આપવાને હુ તેયાર છુ આ કાગળ વંચાયો એટલે મલેક કાફૂરે પાદશાહની આગળ ત્યાં જવાનું બીડુ ઝડપ્યુ. તેણે એ તૈલંગણના રાજાની ખંડણી વસૂલ કરવાનું તથા દેવગઢના અને બીજા રાજાએ ખંડણી આપવી બંધ કીધી હતી તે પાછી લેવી શરૂ કરવાનુ વચન આપ્યું, અને પાદશાહને અરજ કીધી કે મને એક મોટું લશ્કર આપી પાછો દક્ષણમાં મોકલવો જોઇએ. તેને માલમ હતુ કે દક્ષણમાં ફરીથી લડાઈ તો થવાની, ખિઝરખાના તાબાનો મહાલ દક્ષિણની પાસે હતો તેથી કદાપિ પાદશાહ તેને લડાઇમાં મોકલે એવી તેને દેહેશત હતી: અને તેમ થવા

ન દેવાને તેણે આ અરજ કીધી હતી. પાદશાહને લડાઇની વાત તો ગમતી જ હતી, અને લડાઈ વગર તેને ચેન પડતું ન હતું તેથી કાફૂરની વાત સાંભળીને તે ઘણો ખૂશ થયો, અને તુરત ત્યાં મોકલવાનું તેણે કબૂલ કીધું. એક મોટું લશ્કર એકદમ તૈયાર થયું, અને તે લઇને મલેક કાફૂર ઇ૦ સ૦ ૧૩૧૨ માં દિલ્હી છોડી નીકળ્યો.

હવે જ્યારે આ ચઢાઇ કરવાને લશ્કર નીકળ્યું, ત્યારે દેવગઢના દરબારમાં શી હકીકત બની તે ઉપર થોડીવાર નજર કરીએ. રામદેવ મરી ગયા પછી શંકળદેવ ગાદી ઉપર બેઠો. તે જ્યારથી રાજા થયો ત્યારથી તે મુસલમાન લોકો ઉપર ઘણો દ્વેશ રાખતો તથા તેને ખંડણી આપવી એ મોટી નામોશી છે એમ તે સમજતો હતો. તેણે પેહેલા જ વર્ષથી ખંડણી આપવી બંધ કીધી. ભીમદેવનો વિચાર પણ તેવો જ હતો, અને તેઓની આસપાસ જે સામતો રહેતા તેઓ પણ તેવા જ અભિપ્રાયના હતા. ક્ષત્રી થઇ મ્લેચ્છ લોકને તાબે રહેવું તે કરતાં મરવું હજાર દરજ્જે સારૂં એવો વિચાર કરીને ગમે તેવાં પરિણામ થાય તોપણ સામા લડવાનો તેઓએ નિશ્ચય કીધો. એક દહાડો શંકળદેવ, ભીમદેવ તથા તેના શૂરા સરદારો દરબારમાં બેઠા હતા, તે વખતે એક જાસૂસ ઘણી ઝડપથી હાંફતો હાંફતો ત્યા આવ્યો, અને રાજાને પગે પડી બોલ્યો: "મહારાજ દિલ્હીપતિ સુલતાને એક મોટું લશ્કર તૈયાર કીધુ છે અને તે લઇને ખોજો કાફૂર આપણી તરફ આવેછે. તેઓની મતલબ તૈલંગણના રાજા પાસે ખંડણી વસૂલ કરવાની તથા આપે અને બીજા રાજાઓએ ખંડણી બંધ કીધી છે તે જારી કરવાની છે. મેં તે લશ્કર આવતુ જોયું, તે મહારાજને ખબર કરવાને હું દોડતો આવ્યો છું, માટે સાવચેત રહેવું અને તૈયારી કરવી હોય તે કરી મૂકવી." આ વાત સાંભળીને રાજાના ચેહેરા ઉપર કાંઇપણ ફેરફાર થયો નહિ. તેને એ પ્રમાણે થશે એવી આશા જ હતી, અને એમ થવાથી તે ઉલટો ખૂશ દેખાયો. તે જાણતો હતો કે અત્યાર સુધી જે તેઓની હાર થઇ છે તેનુ મુખ્ય કારણ તેના બાપ રામદેવની નામરદાઇ હતી. પણ હમણા જ્યારે સઘળો અધિકાર તેના હાથમાં આવ્યો છે, અને નામર્દાઇની સલાહ આપનાર કોઇ રહ્યું નથી, ત્યારે જય થશેજ એવો તેને પકો ભરોસો હતો. વળી તેને લડાઇમાં કીર્તિ મેળવવાની ઘણી હોંસ હતી, તેથી આવો વખત આવેલો જોઇને તેને ઘણો હર્ષ થયો. તેણે તે જાસૂ-

સને કેટલુંએક ઇનામ આપવા માંડયું, પણ તે હાથ જોડીને બોલ્યો: "મહારાજ ! મેં એ કામ ઇનામને વાસ્તે કીધું નથી. હું તમારૂં શુભ ઇચ્છનાર છું, હું તમારૂં તેજ વધારે જોવાને ચાહું છું, અને એ મ્લેચ્છ લોકોનો નાશ થાય તે જોવાને હું ઘણો આતુર છું. માટે મહારાજ, એક મારી વિનંતી કબૂલ રાખવી જોઇએ. મને શસ્ત્ર વાપરવાનો મહાવરો છે. હું ઘણીએક વાર એ દુષ્ટ લોકો સાથે લડયો છું, અને હજી વધારે તેઓની સાથે લડવાની મને ઘણી હોસ છે. એ ચંડાળ લોકોએ મારૂં ઘર પાયમાલ કીધુ છે, તેનું તેઓના ઉપર મારે સખ્ત વેર લેવું છે માટે જો કૃપા કરીને મને થોડા માણસોની સરદારી સોપશો, તો હું કેવી રીતનો માણસ છું, તથા કેવી રીતે લડી સકું છું, તે હું બતાવી આપીશ. મહારાજ, કાંઇ આચકો ખાતા ના. હું ઘરડો દેખાઊં છું; મારૂ શરીર ગળી ગયલું છે; તથા મારામા ઘણો દમ જણાતો નથી. પણ એ સઘળું મારા ઉપર પડેલી વિપત્તિને લીધે થયું છે. મારો બહારનો દેખાવ ગમે તેવો હોય તોપણ મારૂં મન હજી અશક્ત થયું નથી. મારામાંથી હજી શૂરાતન ગયું નથી. મારા અંત:કરણનો જુસ્સો હજી હોલવાયો નથી. મેં ઘણીએક લડાઇઓ જોઈ છે, માટે મારી જો અરજ કબૂલ કરશો તો મારા ઉપર કૃપા થશે."

શકળદેવને તેનો ચેહેરો જોઇને અને તેને આવું બોલતાં સાંભળીને ઘણું આશ્ચર્ય લાગ્યું અને તે ખરેખરો બહાદૂર માણસ હેશે એમ જાણીને તેને એક હજાર સવારની સરદારી આપી. પછી તેણે લડાઇ કરવાની તૈયારી કરવા માંડી. પોતાના રાજ્યમાંથી લડનારાં માણસો એકઠાં કીધાં લઢવાનાં શસ્ત્રો તૈયાર કીધાં. શેહેરનો કોટ સમરાવ્યો. શેહેરમાં ઘણું એક અનાજ એકઠું કીધું; અને રોજ રોજ સિપાઈઓને હિમત આપવાને તથા તેઓમાં શૂર ચઢાવવાને તે પ્રયત્ન કરવા લાગ્યો. પણ એ સિપાઇઓએ મુસલમાનોના હાથથી ઘણીએક વાર માર ખાધેલો હતો, તેઓએ એ મ્લેચ્છ લોકો ઉપર કોઈ દહાડો પણ જય મેળવ્યો ન હતો, માટે તેઓ ઘણા ત્રાસ પામી ગયા હતા. મુસલમાનો ઉપર પરમેશ્વરની મેહેરબાની છે એમ તેઓ જાણતા હતા, અને તેઓની સામા લડવું અને જીવ ખોવો, એ બે બરોબર છે એમ તેઓ સમજતા હતા, માટે આવતી લડાઈના વિચારથી તેઓ છેક કાયર થઈ ગયા હતા પોતાનું મોત નક્કી આવ્યું એમ તેઓની ખાતરી હતી, માટે કેટલાએક સિપાઇઓની લડવાની

બિલકુલ ખૂશી નહતી. પણ જ્યારે રાજાએ તેઓને લડવાને બોલાવ્યા, ત્યારે તેઓને આવ્યા વિના ચાલ્યું નહિ. તેઓ આવ્યા તો ખરા, પણ લડાઇનો જલદીથી જ અંત આણવો એવો તેઓનો નિશ્ચય હતો. પણ એ વિચાર શી રીતે અમલમાં લાવવો એ મોટી મુશ્કેલી હતી. જો તેઓ લડવાની ના કહે તો તેઓ બાયલામાં ગણાય, તેઓના નામને મોટી એબ લાગે, તથા રાજાની ઇતિરાજી તેઓના ઉપર થાય. માટે બીજું શું કરવું એ વાતના વિચારમા તેઓ હતા. પણ તેઓને કાંઇ સુઝયું નહિ. તેઓમાથી એક સિપાઇ આગળ આવી બોલ્યો, કે રાજાને ઠાર મારવો એટલે લડાઈનું બી બળી જશે, અને જ્યારે મલેક કાફૂર આવે ત્યારે નવા રાજા પાસે ધારા પ્રમાણે ખંડણી અપાવવી એટલે લઢાઈનું કારણ રહેશે નહિ. સિપાઈની આ વાત સાંભળી પેહેલા તો કેટલાએક ચમકયા; કેટલાએક તો સ્થિર ઉભા રહ્યા; કેટલાએકે તે વાત તેઓને પસંદ પડી હોય તેમ ખૂશી બતાવી; અને કેટલાએક તે દુષ્ટ વાત સાંભળીને એવા તો ગુસ્સે થયા કે તેઓ તે સિપાઈનું માથું એકદમ કાપી નાખવા જતા હતા, પણ બીજા બધાએ તેમ કરતા તેમને રોકયા. સઘળાઓ વિચાર કરવા લાગ્યા, અને કાંઇ પણ ઠરાવ કીધા વિના પોતપોતાને ઘેર જતા રહ્યા, અને તે છેલ્લા ઉપાય સિવાય બીજો કોઇ સારો રસ્તો નથી એવી સઘળાઓની ખાતરી થઇ.

બીજે દહાડે સઘળુ લશ્કર ધારા પ્રમાણે દરબાર આગળના ચોગાનમાં એકઠુ થયું. તેઓ માહોમાંહ જુદી જુદી જાતની યુદ્ધની તૈયારી કરવા લાગ્યા. કેટલાએક પોતાના ઘોડાને કાવો ફેરવતા હતા; કેટલાએક તેઓને આગળ પાછળ દોડતા શીખવતા હતા; કેટલાએક બુઠ્ઠા ભાલાવડે જૂઠું યુદ્ધ કરતા હતા; કેટલાએ તલવારના પટા ફેરવતા હતા; અને કેટલાએક નિશાન માંડીને તે ઉપર તીર મારવાનો મહાવરો કરતા હતા. એ પ્રમાણે ત્યાં કામ ચાલી રહ્યું હતુ, તે વખતે શકળદેવ રાજા પોતે એકલો પગે ચાલતો ત્યા આવ્યો. તેની પાછળ પાછળ તેનો નવો રાખેલો સરદાર ચાલ્યાં કરતો હતો. રાજાને જોઇને આગલી રાત્રે કીધેલો વિચાર તેઓને યાદ આવ્યો. પણ જ્યારે તેઓની નિમકહલાલી ઉપર પક્કો ભરોસો રાખી તેને આવતો જોયો, ત્યારે તેઓના મનમાથી સઘળો ગુસ્સો નરમ પડી ગયો, અને તેની સાથે મરવુ અથવા જીવવું એવી સૌને પ્રેરણા ઉમન્ન થઇ. પણ એ

પ્રમાણેની અસર સઘળાનેસરખી થઇ નહિ. કેટલાએકનાં અંતઃકરણ વધારે ક્રૂર હતા તેઓને જરાપણ લાગ્યું નહિ; કેટલાએક નામરદ હતા, તેઓને રાજાને આવતો જોઇને વધારે બળતુ લાગ્યુ. અને ધારેલો વિચાર અમલમા લાવવાનો વખત પાસે આવ્યો એમ જાણી ઘણી ખૂશી થઇ સિપાઇઓમાં ધારા પ્રમાણે કામ ચાલ્યુ. એટલો જ તફાવત દેખાયો કે તેઓ સઘળાનાં મન આકુળ વ્યાકુળ દેખાયાં. તેઓ નિશાન વારેવારે ચુકી જતા હતા. સિપાઇઓથી રાજાની સામું નજર ફેરવીને જોઇ સકાતું નહતું, અને રાજાએ છેવટ જતી વખત થોડુંએક ભાષણ કીધું ત્યારે હમેશની પેઠે તેઓ સઘળા જયનાદ પાડી ઉઠયા નહિ. જેઓના મનમાં શર ચટયું તેઓ તો બોલી ઉઠયા, પણ કેટલાએક મૂગા રહ્યા, અને નીચુ જોઇ ગયા. રાજાને એ સઘળું જોઇને નવાઇ જેવુ તો લાગ્યુ, પણ કાંઇ બોલ્યા વગર તથા તે ઉપર કાંઇ ટીકા કીધા સિવાય તેણે પાછા ફરવાની તૈયારી કીધી. પણ એટલામાં એક સિપાઇ કાંઇ જાહેર કરવા આવતો હોય એમ ધીમેથી રાજાની પાસે આવ્યો. તેણે કેટલાંએક કારણો બનાવી પાછા ઘેર જવાની રજા માગી, અને રાજા જવાબ દેવા જાય છે એટલામા એક કટાર તે ચંડાળ સિપાઇએ રાજાના પેટમા મારી. સારા ભાગ્યે તે વખતે શિયાળાના દહાડા હતા, તેથી રાજાએ અંદરથી રૂદાર ડગલો પેહેરેલો હતો, તેથી ઘા બરોબર લાગ્યો નહિ, પણ તેના આચકાથી તે ભોય ઉપર પડયો. લસ્કરમાં હાહાકાર થઇ ગયો, પણ તેઓમાંના કેટલાએક આશ્ચર્યતાથી તથા કેટલાએક દુષ્ટ ભાવથી જડભરત જેવા ઉભા રહ્યા, અને તેથી તે ખૂનીને બીજો ઘા મારવાનો વખત મળ્યો ભોય ઉપર પડેલા રાજા ઉપર બીજો કારી ઘા પડે છે, અને તેના આવર્દાનો અંત આવે છે, એટલામા પાછળથી તલવારનો ઝળકાટ થયો, અને તેજ ક્ષણે તે ખૂનીનું માથું ભોય ઉપર ગબડયું. 'વાહ ! વાહ'! 'શાબાશ ! શાબાશ'! એ અવાજ એક છેડેથી બીજા છેડા સુધી ઉઠયો. રાજા પણ ચમકીને બેઠો થયો, અને જોય છે તો પેલો નવો સરદારહાથમાં તલવાર લઇને ઉભો છે, અને તેનો શત્રુ જમીન ઉપર તરફડતો પડયો છે. આ સઘળું એટલી તો ત્વરાથી બન્યું કે શંકળદેવના મનને એક સ્વપ્ન જેવું લાગ્યું. તે જીવથી બચ્યો, અને તેનો બચાવનાર કોણ? જે તેને ધરડો ચીભળાઇ ગયેલો દેખાતો હતો તે હમણા જુદી જ તરેહનો લાગ્યો. તેનું રૂપ એટલું તો બદલાઇ ગયું હતું કે

તે આ પૃથ્વી ઉપરનો કોઇ માણસ નહિ પણ પરલોકમાંથી તેનો જીવ બચાવવાને જ અર્થે આવ્યો હોય એમ તેને લાગ્યું.

તે દહાડાથી રાજા નિરાશ થઇ ગયો. તેની બધી હિંમત જતી રહી, અને મલેક કાફૂર આવે તેને ખંડણી આપવાનું તેને મન થયું. પણ હવે તેનો સલાહકાર જુદો હતો. જેણે તેનો જીવ બચાવ્યો તે તે દહાડાથી તેનો ઘણો માનીતો થઈ પડયો હતો. તેને પોતાથી ઉતરતો જ હોદ્દો આપ્યો હતો. તેની પાસે તે નિરંતર રહેતો હતો અને તેના ઉપર રાજાનો એટલો બધો પ્યાર બંધાઈ ગયો હતો, તથા તેના વિચાર તથા મસલતને તે એટલું બધું માન આપતો હતો કે તેને પૂછ્યા સિવાય તે કાંઇ પણ કામ કરતો નહિ. આ નવો માનીતો પુરૂષ રાજાને લડાઈ કરવાને નિરંતર બોધ કર્યાં કરતો હતો. ક્ષત્રી થઇ મ્લેચ્છને ખંડણી આપવી એ કરતાં મરવું સારૂં એમ તેના મનમાં રાત દહાડો ઉતાર્યાં કરતો હતો; અને તેથી રાજાની હિંમત ટકી રહી, તેથી રાજાનો અસલનો ઠરાવ કાયમ રહ્યો, અને તેથી તેણે ખંડણી આપવાનો વિચાર બંધ પાડયો, અને યુદ્ધ કરવાની તૈયારી કીધી. એક અઠવાડિયું ગયા પછી એક સવારે શેહેરમાં હાહાકાર થઇ રહ્યો. ગામડાંના લોકો રાત્રે શેહેરમાં દોડતાં આવ્યાં, અને તેઓ ખબર લાવ્યાં કે મુસલમાનોનું એક ભારે લસ્કર આવે છે. દુસ્મન જેમ જેમ આગળ આવતા ગયા તેમ તેમ રાજાના મનમાં વધારે ત્રાસ બેસાડવાને રસ્તામાં જે જે ગામો આવ્યાં તે તે તેઓએ બાળી નાખ્યાં. ખેતરમાંનું અનાજ બાળ્યું, કાપ્યું, છુંદી નાખ્યું, અથવા બીજી રીતે તેમાં બગાડ કીધો. લોકોને મારી તો ન નાખ્યા, પણ તેઓને શેહેરમાં મોકલી દીધાં, અને એમ કીધાથી તેઓએ ધાર્યું કે જો શંકળદેવ રાજા દેવગઢમાં ભરાઇ બેસશે, તો શેહેરમાં ઘણાં માણસો હોવાને લીધે અનાજ ખૂટી પડશે, અને સિપાઇઓને ભૂખે મરવું પડશે, એટલે લડાઇનો જલદીથી અંત આવશે. એવી રીતે નુકસાન કરતા તેઓ દેવગઢની નજદીક આવી પહોંચ્યા. શંકળદેવ સવારમાં ઉઠયો, ત્યારે આ સમાચાર તેણે જાણ્યા. તેણે તુરત પોતાનાં સઘળાં માણસોને એકઠાં કીધાં. અને પોતે બખતર તથા શસ્ત્ર સજી પોતાના કુટુંબની રજા લઇને ઘરની બાહાર નીકળ્યો. ભીમદેવ પણ તેની સાથે જ હતો, અને પેલો નવો રાખેલો સરદાર અને હમણા તો રાજાનો માનીતો નનામો પુરૂષ પણ રાજાની પાસે હતો. લસ્કર એકઠું થયા પછી

લડાઈનાં વાજીંત્ર સાથે તેઓ આગળ ચાલ્યા. પણ શેહેરના લોકો રાજાને આશીર્વાદ દેવાને થોડા જ બાહાર આવ્યા હતા. તેઓ બારી બારણાં બંધ કરી ઘરમાં ભરાઈ રહ્યા. એક જાતની ઈશ્વરી પ્રેરણાથી અથવા વધારે સાચું કહીએ તો અનુભવથી તેઓને ખાતરી હતી કે શંકળદેવની હાર થશે અને તેથી લડાઈ કરવાના રાજાના આ દુરાગ્રહથી તેઓ નાખુશ હતા. શેહેરની ખરાબી થયા વિના રહેવાની નથી એ દેહેશતથી તેઓ ભયભીત તથા ઉદાસ થઈ ગયા હતા. થોડાંએક માણસોએ રાજા ઉપર ફુલ વધાવ્યાં, તથા પરમ કૃપાળુ ઈશ્વર પાસેથી માગી લીધું કે ક્ષત્રી રાજાનો જય થાઓ, અને મ્લેચ્છ, ચંડાળ લોકોનો સંહાર થાઓ. પણ એવું ઇચ્છનારા તથા એ તેઓની પ્રાર્થના ઈશ્વર માન્ય કરશે એમ માનનારા થોડા હતા, તે જોઈને રાજાને ઘણી દિલગીરી થઈ, તથા એ વાતથી તેનું અર્દ્ધું શૂર ઓછું થયું. તોપણ તેને આશા હતી કે જો વખતે જય મેળવીશ તો કીર્ત્તિ વધારે થશે, અને હમણા જેટલી નાઉમેદી છે તેનાજ પ્રમાણમાં મારી પ્રતિષ્ઠા વધશે. એટલાજ ઉપરથી તેના મનને દીલાસો મળતો હતો. તેના સિપાઈઓમાં પણ જોઈએ તેટલી હોંસ નહતી. તેઓ મરવા જતા હોય તેમ તેઓના મ્હોં ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું. તેઓને જીતવાની કોઈ આશા નહતી. તેઓએ પોતાનાં બૈરાં છોકરાંને છેલા રામરામ કીધા હતા, અને પાછા ઘેર જઈશું એવો કોઈ રીતે તેઓને ભરોસો નહતો. નીકળતાં શકુન પણ સારા થયા નહિ. જોશીઓએ સારૂં મુહૂર્ત પણ આપ્યું નહતું, અને અગર જો તેઓ રાજાને મ્હોડે સારી સારી વાતો બોલતા, તોપણ બીજાઓની આગળ રાજ્યની ખરાબી વિષે તેઓએ કહી રાખ્યું હતું. રાજાનો ચંદ્ર સારો નથી એ પ્રમાણેનો વેહેમ સઘળે પથરાઈ રહ્યો હતો. પણ શંકળદેવને કાળે ઘેરેલો તેથી તેને કાંઈ સુઝયું નહિ, અને તેથી તે આ સઘળી વાતની કાંઈપણ ફિકર રાખ્યા વિના પોતાના લશ્કર સહિત આગળ ચાલ્યો, અને શેહેરથી કેટલેક દૂર જઈ એક સારી જગાએ ઉભો રહ્યો.

મુસલમાનોના લશ્કરને પણ આવતાં કાંઈ વાર લાગી નહિ. તેઓએ જ્યારે રાજાનું લશ્કર લડાઈ કરવાને ગોઠવાયલું જોયું ત્યારે તેઓને ઘણો જ આનંદ થયો, અને હવે થોડી વારમાં તે લશ્કરના કડકે કડકા કરી નાખીશું એ ખુશીથી તેઓએ એક મોટી ચીસ પાડી. તેના જવાબમાં રજપૂતોએ પણ હકિયારી કીધી, પણ તેમાં શત્રુના જેટલો જુસ્સો જણાયો નહિ.

જ્યારે મલેક કાફૂર દુશ્મનના લશ્કરની પાસે આવ્યો, ત્યારે તેણે પોતાનાં માણસોને ઉભાં રાખ્યાં, અને એક માણસને બોલાવી તેને કાંઇ સંદેશો કહી રાજા પાસે મોકલ્યો. તેણે આવીને શંકળદેવને કહ્યું: "હે રાજા, સઘળી જહાંનના પાદશાહ અલાઉદ્દીન ખિલજીનો મુખ્ય સરદાર નાયબ મલેક કાફૂર તમને ખબર કરે છે કે, ઘણાંએક વર્ષ ઉપર તમારૂં રાજ્ય પાદશાહે જીત્યું, અને તમારા ઉપર ઘણી દયા કરી ખંડણી બેસાડી. તે ખંડણી તમારા બાપે એકવાર બંધ કીધી. ત્યારે અમારે ઇહાં ફરીથી આવવું પડયું. તે વખતે તમારો બાપ રામદેવ અમારે શરણ આવ્યો, અને અમને ખંડણી ઉપરાંત કેટલુંએક નજરાણું પણ આપ્યું. તમારો બાપ રામદેવ પાદશાહની હજૂરપનાહમાં ગયો, અને તેને રાયારાયનો ઇલકાબ આપ્યો, તથા તેને જાગીર પણ આપી. તમારો બાપ પાછો દેવગઢમાં આવ્યો, અને જ્યાં લગી જીવ્યો ત્યાં સુધી તેણે ધારા પ્રમાણે ખંડણી આપ્યાં કીધી. તેના મુઆ પછી તમે ખંડણી બંધ કીધી છે. તમે જાણોછો કે તૈલંગણના રાજાએ ખંડણી આપવાનું કબૂલ કીધું છે, અને તે વસૂલ કરવાને અમે જઇએ છીએ; પણ રસ્તામાં તમારી ખબર લેવી, અને તમને સારી શિખામણ આપવી, એ વિચારથી અમે ઇહાં આવ્યા છીએ. ખંડણી આપ્યા વિના તમારે છૂટકો થવાનો નથી. અમે જ્યાં જઇએ છીએ ત્યાંથી અમારી મતલબ પાર પાડયા વિના કદી પાછા ફરતા નથી. અમારૂં લશ્કર કદી હારીને પાછું ફર્યું નથી. માટે હમણા ડાહ્યા થઇને રાજી ખૂશીથી ચઢેલી ખંડણી, અમારો ઇહાં આવવાનો ખરચ, તથા તમારા ઉપર જે દંડ ઠેરવવામાં આવે તે સઘળું એકદમ આપો. નહિ તો આ તમારૂં લશ્કર એક પલકમાં પાયમાલ કરી નાખીશું; તમારી રાજધાની બાળી મૂકીશુ; તમારા લોકોને કતલ કરી નાખીશું; તથા બીજી જેટલી ખરાબી અમારાથી થઈ સકશે તેટલી કરીશુ. માટે એ સઘળા ઉપર વિચાર કરીને મનમા વિવેક લાવીને જવાબ આપજો. ઉન્મત્તાઈ કરવાનું કાંઇ કામ નથી. પાછળથી પસ્તાવો કરવો પડે એવું કદી કરશો નહિ." જાસૂસની આ વાત સાંભળી તેનો જવાબ રાજા શુ આપે છે તે જાણવાને સઘળા સિપાઇઓ તથા સરદારો ઘણા આતુર હતા. રાજાએ તુરત જવાબ દીધો નહિ, તેણે વિચાર કરવા માંડયો, એટલામાં પેલો નવો રાખેલો સરદાર તેની પાસે ગયો, અને તેની સાથે કેટલીએક વાત કરી તેના મનમા જે કાંઈ શંકા હતી તે તેણે કાઢી નાખી. પછી રાજાએ તે જાસૂસને

જવાબ આપ્યોઃ "અત્યાર સુધી મારા બાપે જે ખંડણી આપી તે તેણે ઘણું ખોટું તથા નામરદાઈનું કામ કીધું. આટલી વાર સુધી અમારી હાર થઈ તે અમારા પાપને લીધે, તોપણ જ્યાં સુધી અમે ક્ષત્રી કેહેવાઇએ છીએ ત્યાં સુધી અમે કોઈને તાબે રહેવાના નથી. અમારા શરીરમાં અમારૂં શરૂં લોહી ઉકળી આવે છે; માટે લડાઇ કીધા વિના ખંડણી આપનાર નથી. જો લડાઈમાં જય થશે તો ઠીક છે, અને જો પરાજય થશે તો જે ઇશ્વરે ધારેલું હશે તે થશે. એટલો જવાબ તમારા સરદારને કહેજો.'

થોડી વારમાં મુસલમાન લશ્કરે હુમલો કીધો. "અલ્લાહુ અકબર" એ બૂમ સઘળે પથરાઇ ગઇ. તેઓએ પેહેલ વેહેલાં જ તેઓનો જુસ્સો બતાવ્યો. પણ રજપૂત તથા મરાઠા હજી એવા બાયલા થઈ ગયા ન હતા કે પેહેલા જ સપાટામાં હારે. તેઓએ ઘણી જ ધીરજથી લડાઇ કરીને મુસલમાનોને પાછા હઠવ્યા. રજપૂત સૈન્યમાં પણ રણસંગ્રામના વાજીત્ર વાગી રહ્યાં હતાં. તેઓના ઘોડા ખંખારતા હતા. માણસોમાં ખૂન ભરાઇ ગયું હતું, અને ઘણો શોરબકોર થઇ રહ્યો હતો. બીજી વાર મુસલમાન લોકોએ હુમલો કીધો, અને આ વેળા તેઓએ ધસારો ઘણા જોરથી કીધો, પણ રજપૂતો એક પથ્થરના કોટની પેઠે ઉભા રહ્યા હતા તેને ભેદીને તેઓથી પાર જવાયું નહિ. તીરથી વાદળ છવાઈ ગયું, તલવારનો ઝળકાટ થઇ રહ્યો, અને તેઓ જ્યારે એક એકની સાથે અથડાતી ત્યારે વિજળીની પેઠે ચમકારો થતા હતા. ભાલા લશ્કરમાં ઉછળતા હતા, અને ક્ષણે ક્ષણે ઘણાએક અભાગિયા માણસો ભોંય ઉપર પડતા હતા. લઢાઇની ગડબડાટ, મરતાં માણસોની ચીસ, તથા ઘાયલ માણસો રગદોળાઈ જતાં હતાં તેઓના દુઃખની બૂમોથી તે જગા ખરેખરી ભયંકર થઈ રહી હતી. યુદ્ધ ખૂબ જોસમાં મચી રહ્યું હતુ. આકાશમાં ગીધ, સમડી, અને કાગડાઓ ઘણા આનંદમાં ઉડતા હતાં, અને થોડીવાર પછી એક મોટી ઉજાણી તેઓને મળશે એવી તેઓને ખાતરી હતી. લોહીની નીક ત્યાં વેહેવા લાગી. એક તરફથી મુસલમાનોની "અલ્લાહુ અકબર" અને બીજી તરફથી હિંદુઓની "હર હર મહાદેવ" ની ચીસથી આકાશ ગાજી રહ્યું હતું; સઘળા રજપૂત સિપાઇઓ પેહેલાં નિરાશ થયલા જણાતા હતા તોપણ આ યુદ્ધ પ્રસંગે તેઓ સિંહની પેઠે લડયા. તેઓએ પોતાના નામનું સાર્થક કીધું. તે સઘળાઓમાં ત્રણ માણસનું શૂરાતન વધારે દેખાઇ આવતુ હતુ. એક તો શંકળદેવ રાજા જેણે બાહાદુરીનાં

અનેક ચમત્કારિક કામો કીધાં; તેને મારવાને ઘણાંએક માણસોએ પ્રયત્ન કીધા પણ તે સઘળા નિષ્ફળ ગયા, અને તેઓએ પોતાનો જીવ ખોયો. બીજો **ભીમદેવ**. તેણે પણ આ લડાઇમાં મેહેનત કરવામાં કાંઈ કસર રાખી નહિ. પોતાનું શરીર અમર હોય એમ તે અગાડી ઉભો રહ્યો હતો. તેના ઉપર તીરનો વરસાદ વરસતો હતો, અને તે શી રીતે જીવતો રહ્યો એ જ આશ્ચર્યકારક હતું. પણ સઘળાથી પેલા રાજાના નવા સરદારની બાહાદૂરી જોવા લાયક હતી. તેનો આ વખતને વાસ્તે જ નવો અવતાર થયો હોય એમ જણાતું હતું. તેનું શરીર જે પેહેલાં અશક્ત દેખાતું હતું તેમાં હમણા જાણે રાક્ષસે પ્રવેશ કીધો હોય એટલું તેનામાં બળ આવ્યું હતું. તે દુશ્મનના લશ્કરમાં ઘણો જ સંહાર કરતો જતો હતો, અને રાજાની હમેશાં પાસે રહીને તેણે તેનો કેટલીએક વાર જીવ ઉગાર્યો હતો. તેના શરીરમાં ઘણાએક ઘા વાગ્યા હતા; પણ તેના જુસ્સાના આવેશમાં તેને કાંઇ જણાતું નહતું. મરવું એ જ ઠરાવ કરીને તે લડતો હતો. પોતાના સરદારોને તથા રાજાને યુદ્ધ કરતા જોઇને સિપાઇઓને પણ ઘણું શૂર ચઢ્યું હતું, અને તેઓ મરણીઆ થઇને કતલ કર્યા જતા હતા.

મુસલમાન સિપાઇઓએ આગળથી એવું ધાર્યું નહતું કે હિંદુઓ આટલી બહાદૂરીથી લડશે. તેઓ સેહેલથી ફતેહ મેળવવાનું ધારતા હતા, માટે તેઓનો આગ્રહ જોઇને તેઓ ઘણા નાઉમેદ અને જરા નાહિંમત થયા. જેમ જેમ તેઓની હિંમત ઓછી થતી ગઇ તેમ તેમ હિંદુઓનો જુસ્સો વધતો ગયો, અને તેઓએ એવા જોરથી એક ધસારો કીધો કે મુસલમાનો ગભરાયા, અને તેઓમાં એકાએક ત્રાસ પેઠાથી સઘળા નાસવા લાગ્યા. મલેક કાફૂરે તેઓને અટકાવવાને ઘણી મેહેનત કીધી, પણ તે સઘળી વ્યર્થ ગઈ. જ્યારે તેઓ એક કોશ સુધી ગયા, ત્યારે તેઓને કાફૂરે ઘણી મુસ્કેલીથી અટકાવ્યા, અને તેઓની નામરદાઇ ઉપર ઘણા ઠોક પાડ્યા. પણ સિપાઇઓની હવે લડવાની હિંમત રહી નહિ. તે વખતે મલેક કાફૂરે એક નવી તદબીર કીધી. તેણે તેઓના ધર્મના વિચાર જાગૃત કીધા, અને એક કુરાન ફાડી નાખીને તેની જુદી જુદી આયતો નિશાન ઉપર ચોઢી, અને એ પ્રમાણે ખુદાતાલાના રક્ષણ નીચે છીએ, અને હવે કોઇ પણ શત્રુ આપણી આગળ ટકી સક્શે નહિ એવું પોતાનાં માણસોને સમજાવીને તેણે તેઓને નવી હિંમત આપી. આ ઉપાય સફળ થયો. તેની ધારેલી

અસર થઇ. સિપાઇઓને પાછું શૂર ચડયું, અને તેઓ પાછા ચાલ્યા. જ્યારે તેઓ હિંદુઓની પાસે આવ્યા, ત્યારે મલેક કાફૂરે નીચા વળીને રસ્તા ઉપરથી થોડીએક ધૂળ લીધી, અને એક આયત ભણીને હિંદુઓની તરફ ફેંકી તે બોલ્યો: "દુશ્મન પાયમાલ હોજો." એટલું બસ થયું. મુસલમાનોએ ત્યાર પછી એવો તો ધસારો કીધો, તથા એવા જોરથી લડયા કે હિંદુઓથી ટકાયું નહિ. તેઓની હાર તૂટવા માંડી, અને થોડી વારમાં તેઓમાંનાં એટલાં તો માણસ કપાઈ ગયાં, કે તેઓના મનમાં ત્રાસ પેસી ગયો, અને તેઓએ પાછાં પગલાં કરવા માંડ્યાં. તે વખતે શંકળદેવે નીકળીને બૂમ પાડી કે 'નાસશે તે બાયલો, હિચકારો, તથા તેની સાત પેઢીને એબ લગાડનાર સમજવો, માટે આ ઠેકાણે મરવું કે જીતવું.' પણ હવે તો માર ઘણો સખ્ત પડવા લાગ્યો. ઘણા ઘણા સરદારો પડયા. સિપાઇઓનો તો મરવાનો શુમાર ન રહ્યો. મલેક કાફૂરનો વિચાર રાજાને મારવો અથવા જીવતો પકડવો એવો હતો, અને તે કારણથી રાજાના ઉપર ઘણાએક હુમલા થતા હતા. પણ તેણે પોતાની તથા તેના માનીતા સરદારની બાહાદુરીથી એ સઘળાને હઠાવ્યા. તેની તરફના કેટલાએક સિપાઇઓએ નાસવા માંડયું. અને તેનો ચેપ બીજાઓને લાગ્યો. લશ્કરમાં ભંગાણ પડી ગયું. શંકળદેવ તેઓની ફરીથી વ્યવસ્થા કરવા લાગ્યો પણ કાંઈ ફાવ્યું નહિ. સઘળી તરફથી સિપાઇઓ નાસવા લાગ્યા. તે વખતે બે ત્રણ પઠાણો આગળ ધસ્યા, અને તેઓએ રાજાને પકડયો, પણ એટલામાં પાછળથી એક તલવારનો ઘા પડયો, અને એક પઠાણનું માથું હેઠે ભોંય ઉપર ગબડયું. પણ તે અરસામાં બીજા પઠાણે પાછળ ફરી એક ભાલાના ઘાથી તેના સોબતીના મારનારને ભોંકી દીધો અને તેનો અંત આણ્યો. એ પ્રમાણે રાજા જીવતો પકડાયો; ભીમદેવ ઘાયલ થઇ ભોંય ઉપર પડયો; બધું લશ્કર નાસવા લાગ્યું; અને રાજાનો માનીતો શૂરો સરદાર પઠાણના ભાલાના ઘાથી જમીન ઉપર તરફડતો પડયો.

પણ તેનાં તરફડિયાં થોડી જ વાર રહ્યાં. થોડીવારમાં આ ઘાયલ થયલા તથા કોચાઈ ગયલા શરીરમાંથી તેનો અમર વસનાર ઉડી ગયો, અને તેના સર્વશક્તિમાન પેદા કરનારની હજુરમાં જઇ ઉભો રહ્યો. એ પ્રમાણે ગુર્જરદેશના છેલ્લા રજપૂત રાજા કરણ વાઘેલાનો અંત આવ્યો. વનરાજ, સિદ્ધરાજ, કુમારપાળ, અને એવા શૂરા અને નામાંકિત રજપૂત રાજાઓની ગાદીએ બેસનાર કરણ રાજા એ પ્રમાણે માર્યો ગયો, અને

તેની સાથે ગૂજરાતનું રજપૂત રાજ્ય ડૂબી ગયું તે ફરીથી પાછું ઠેકાણે આવ્યું નહિ. વાંચનારાઓ ! આ કરણના શબ ઉપર થોડા થોડાં આસું પાડો. તેના મોત પછી ગૂજરાત રંડાયું; તે પારકા દેશના મ્લેચ્છ લોકના હાથમાં ગયું; તેના ઉપર પરદેશી જંગલી લોકોનો જુલમ પડવા લાગ્યો. મહમ્મદ બેગડા અને એવા બીજા અમદાવાદના પાદશાહોએ તેની ઘણી ખરાબી કીધી. મરેઠા લોકોએ તેના ઉપર અતિશય લૂટફાટ કીધી, દેશમા નાના ખંડિયા રાજાઓ થઈ ગયા, અને એ પ્રમાણે ગૂજરાતની છેક દુર્દશા થઈ. ગૂજરાતનુ સ્વતંત્ર રજપૂત રાજ્ય આ પ્રમાણે લય પામ્યું, ગૂજરાતનો મહિમાનો વખત પૂરો થયો, તેની ઠેકાણે ઠેકાણે ભાંગી તૂટી નિશાની માત્ર રહી ગઈ છે. હજી સિદ્ધપુરની રૂદ્રમાળા, પાટણનું સહસ્રલિંગ તળાવ, અને બીજી ઇમારતો એ ગયલા દહાડાની સાક્ષી પૂરે છે; તથા રજપૂતોની એક વાર થયલી ચઢતી કળા દેખાડી આપે છે. પણ એ વાત બન્યાને આજ લાબી મુદ્દત થઈ છે. કરણ વાઘેલાના મોત પછી સાડી પાંચસે વર્ષ વહી ગયાં છે. તે વખતના અને હમણાના ગૂજરાતમાં ઘણો ફેર પડી ગયો છે. તે રજપૂતો તે મુસલમાનો, અને તે મરેઠાઓ કયા ગયા ? તેઓની હમણાની અવસ્થા જુઓ. હમણા એદી, અફીણી, નિર્બળ, અને અક્કલહીન રજપૂતો તે વખતના શૂરા, જોરાવર ને બુદ્ધિમાન રજપૂતોના વશના છે એમ કોણ માનશે ? હમણાના ભુખે મરતા, અશક્ત, અજ્ઞાન મુસલમાનો તે વખતના મુસલમાનોની ઓલાદના છે એ માનવું પણ કઠણ પડશે નહિ ? અને મરેઠાઓનું પણ નામ જ રહી ગયું છે. તેઓ સઘળા પશ્ચિમ તરફના ગૌરવર્ણના માણસોના હાથ નીચે દબાઇ ગયા છે. ભાટ, ચારણ, અને બીજા રાજ્ય દરબારને લગતા લોકો પણ પહાડ અને જંગલમાં ભટકતા માલમ પડે છે. અંગ્રેજના એક છત્ર નીચે સઘળુ ગૂજરાત આવી રહ્યું છે, અને પરમ કૃપાળુ ઇશ્વરની ઇચ્છાથી એ પરદેશી લોકોના હાથ નીચે આ પ્રાંત પાછો મોટો થશે; પાછું કોઈ જુદી જ રીતનું નામ કહાડશે; અને વિદ્યા કળા અને સુધારો સઘળે પથરાઇને આ રળિયામણો પ્રાંત ઇશ્વરની વાડી, લક્ષ્મીનું ધામ, તથા સદ્ગુણનું સ્થાન થઈ પડશે. અસ્તુ !

૨૪૫૬૨ સમાપ્ત.